શ્રી પઢિયાર સ્મારક અંક. માસિકપત્ર.

# સુન્દરી સુબોધ

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।

જાન્યુઆરી–ફેબ્રુઆરી, ૧૯૨૧.

## આ અંકના મુખ્ય વિષયો—

સ્વર્ગસ્થસાક્ષર શ્રી અમૃતલાલ પઢિયાર

હેમનું જીવન અને વિચાર હેમના પુસ્તકો.

સતી–અનુભવિકાઃ દુર્ગા લક્ષ્મી, મારવાડી ગુરૂ.

હિન્દુ ધર્મના સંપ્રદાયો અને હેના આચાર્યો.

નવા ગૂજરાતની સ્ત્રી કવિઓ.

પ્રવાસ મંજરી કામાક્ષી દેવીની યાત્રાઃ

કામરૂપ દેશની જાણવા યોગ્ય મુસાફરી.

વૈદકઃ બાળકોનાં દર્દોની દવાઓ.

ઉષા. રાજકુમારી–માતા આવીજ હશે–ઈત્યાદિ.

કાવ્યો–આનન્દાશ્રમ–પત્ર મંજૂષા.

ભરત ગૂંથણ–પાકશાસ્ત્ર–ધર્મોપદેશ, વગેરે.

[illegible] બારઆના.

સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.

સુન્દરી સુબોધના તંત્રીએ રચેલાં પુસ્તકો:

# યોગિની

અથવા સરસ્વતીનો જીવન સુવાસ.

પૃષ્ટ ૨૫૦-પાકું સોનેરી હસ્તકવાળુ પુઠુ. મૂલ્ય રૂ ૧-૮-૦

ફક્ત થોડીજ નકલો સિલિકમાં છે.

આ રસીલી, મોહક સાંસારિક નવલકથામાં ૪૫ પ્રકરણો આવેલાં છે ત્હેમાં પતિ પત્નીની જીંદગીના સુન્દર ચિત્રો-વિધવાના કર્મની કરૂણાજનક કહાણીઓ-હિંદુ સંસારની વિચિત્રતાના વિવિધ દેખાવો-સાધ્વી સ્ત્રીઓનાં મનોહર ચરિત્રો-આત્મબળના અદ્ભુત ચમત્કાર-મહાન આત્માઓનું અલૌકિક ગૌરવ-અને સ્ત્રી ઉન્નતિ વિષે અનેક પ્રકારના વિચાર-એવુ ઘણુ છે.

# બાલા

પૃષ્ઠ ૩૪૦-પાકુ સોનેરી હસ્તકવાળુ પુઠુ. મૂલ્ય રૂ ૧-૮-૦

આ સુન્દર આકર્ષક સામાજિક નવલકથામા ૩૮ પ્રકરણો આવેલા છે

આ નવલકથામા "ઘણા સુન્દર, ઉત્કર્ષક વિચારો સમાયલા છે તથા રસિક, સુબોધક પ્રસંગોથી તે ભરપૂર છે ગુજરાતી ભાષામા જે ઉત્તમ નવલકથાનાં પુસ્તકો છે, ત્હેમાં બાલાને સ્થાન મળ્યુ છે તે વાજબી છે"

# રસીલી વાર્તાઓ

ભાગ ૨ જો.

આઠ સંપૂર્ણ વાર્તાઓ-પૃષ્ટ ૨૦૦ મૂલ્ય રૂ ૧-૦-૦

આ પુસ્તકની મનોરંજકતા અને ઉત્તમતા માટે બહુ સારા અભિપ્રાય મળી ચૂક્યા છે, હજી હમણાજ બ્હાર પડ્યું, છતા ત્હેની વધતી વધતી માગણીઓ થવા લાગી છે આ પુસ્તકની એકે એક વાર્તા સંસારના વિવિધ પ્રશ્નોના સબન્ધમા લખાયલી છે અને ત્હેની ભાષા શૈલી પણ સરલ તથા આકર્ષક છે.

" પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી. "—મનુ ભગવાન.

# સુન્દરી સુબોધ.

આદ્ય સંપાદક — શ્રી બન્ધુસમાજ, અમદાવાદ.

પ્રકાશક અને તંત્રી: — રામમોહનરાય જસવંતરાય.

લવાજમ ( વાર્ષિક—ટપાલ ખર્ચ સહિત )

(૧) માસિક વધારા સાથેનુ પત્રઃ રૂ. ૪-૦-૦ ( હિન્દુસ્થાનની બ્હાર-દસ શિલિંગ. )

(૨) માસિક વધારા સિવાયનું પત્રઃ „ ૨-૦-૦ ( હિન્દુસ્થાનની બ્હાર-પાંચ શિલિંગ. )

અને દરેક ગ્રાહકને 'ભેટનું' પુસ્તક આપવામાં આવે છે.

---

## ગ્રાહકોને વિનંતી.

૧. આ અંક પણ—અનિવાર્ય કારણોને લીધે-બહુ મોડો પ્રકટ થવા પામ્યો છે, તે બાતે હું દિલગીર છું.

૨. આ પછીના—ચાલુ વર્ષના (ડબલ) અંકો દરેક માસની આખરે બ્હાર પાડવા પ્રયત્ન કરવામાં આવશે—આમ થાય તો વર્ષની આખર લગભગ આ પત્ર નિયમિત થઇ શકશે.

૩. ગયા વર્ષનો નવેમ્બર-ડિસેમ્બરનો અંક પ્રકટ થવો બાકી છે. હેમાં એકજ વિષય લઇને હેને થોડા સમયમાં ખાસ અંક તરીકે પ્રકટ કરવાની વ્યવસ્થા ચાલુ છે. આ ઘણોજ ઉપયોગી વિષય, વિસનગરના વિદ્વાન વૈદરાજ, સ્વામી શ્રી શિવાનન્દજી તથા પરમાનન્દજીએ વિસ્તારથી લખેલ-"છોકરાં ન થવાનું કારણ તથા આપણા દેશમાં સુવારોગનું કારણ અને હેના ઉપાયો—" એ નામનો છે. અમારા જુના ગ્રાહકોનો તો એ અંક ઉપર હક છે, પરન્તુ ( ચાલુ વર્ષમાં થયેલ ) નવા ગ્રાહકોને પણ આ બહુ અગત્યનો અંક ખાસ ભેટ તરીકે આપવામાં આવશે.

૪. ભેટનાં બાકી રહેલાં પુસ્તકો તથા ઇનામી હરીફાઈના બાકી રહેલા નિર્ણયો હવે એક બે માસમાં પ્રકટ કરવામાં આવશે.

૫. આ અંકમાં આપેલ સહાયક વર્ગની નવી યોજનામાં ભાગ લેવાને આ પત્રના સહુ શુભેચ્છકોને સપ્રેમ આમન્ત્રણ કરવામાં આવે છે.

વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ.

# અનુક્રમણિકા.

પુ ૧૮ મું. ]	જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૧૯૨૧.	[ અંક, ૧-૨.



## માસિક વધારો.

## લવાજમ બાકી:—

જે સજ્જનોના લવાજમ બાકી છે તેમને જૂદા કાગળથી ખબર આપી છે, અને ટપાલ ખાતાના હાલના નિયમો મુજબ વી. પી. કરવામાં વિલંબ તથા ખર્ચ વિશેષ થાય છે, તેથી આશા છે કે તાકીદથી તેઓ લ્હેણી થયેલી રકમ મોકલી આપવા કૃપા કરશે.

વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ.

## સામાન્ય સૂચનાઓ:

આ માસિકમાં પ્રકટ થતા કોઈ પણ લેખની હકીકત કોઈ અમુક વ્યક્તિને લગતા અથવા અમુક સ્થળે બનેલા બનાવો ઉપરથી લેવામાં આવેલી હોતી નથી. પરન્તુ માત્ર આવાં દૃષ્યો, અનુભવો તથા પ્રસંગો સાધારણ રીતે અથવા કોઈ સમયે જોવામાં આવે, એટલી જ કલ્પના લઈને લખાણ કરવામાં આવે છે.

આ માસિકમાં પ્રકાશન માટે લેખ મોકલનાર સજ્જનોએ ઉપર જણાવેલી સૂચના ખાસ લક્ષમાં રાખવી, એમ વિનતિ છે. કોઈ પણ મનુષ્યનું દિલ દુખાય અથવા ત્હેને હાનિ થાય, એવું લખાણ આ પત્રમાં પ્રકટ કરવામાં આવતું નથી.

સહીવાળાં લખાણો માટે તેમજ ત્હેમાંના વિચાર માટે ત્હેના લેખકો પોતેજ જવાબદાર છે.

વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ.

---

# સુન્દરી સુબોધ.

( સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમા કહીએ તો "સ્ત્રીઓ પઠિત થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય પોતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને ખરૂં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને. એજ આર્ય સુન્દરીઓના જીવનની સફળતા છે સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી. .સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે" )

પુ. ૧૮ મું. ] જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૧૯૨૧. [ અંક ૧-૨.




## ગૃહ-સંસારના કઠિન સવાલો.

[ રત્નનગરીના વિદ્વાન દિવાન વિદ્યાચતુરનું આ ચિન્તન છે હેની પુત્રી કુસુમ, પોતાને યોગ્ય વર ન મળે તો, જિન્દગી સુધી કુમારિકા રહેવા ઈચ્છે છે અને પુત્રીને પરણાવવા જેવો યુવાન પોતાની જ્ઞાતિમા પિતાની નજરે પડતો નથી. ]

ગૃહ સંસારના પ્રશ્ન રાજ્યતંત્રના પ્રશ્નો જેવાજ વિકટ છે! સુન્દર ગોરી કહે છે કે કુસુમને ભણાવી ન હુત તો આવા અભિલાષ ન રાખત! હિન્દુ સંસારી કહે છે કે કન્યાને સર્વદા કુમારિકા ન રાખવી. નવી વિદ્યા કહે છે કે આપણા ઘરમાં બાળક પરન્તુ પણ મનુષ્ય છે હેને બળાત્કારે શા શું પણ સજ્ઞાન વય થતા સુધી પરણાવવાનો વિચાર પણ અન્યાય છે! કુસુમને વિરક્તિના અભિલાષ છે, આર્ય સ્ત્રીઓને વૈધવ્ય કાળ વિના વૈરાગ્ય અશક્ય છે! એના અભિલાષ સિદ્ધ કરવાથી આ દેશકાળમાં હેને આમરણાન્ત દુખ શિવાય અન્ય પરિણામ નથી. ન્યાય જોવો કે પરિણામ? એક પાસ પુત્રીની સ્વતંત્રતા નષ્ટ કરવાનો અન્યાય અને બીજી પાસ હિન્દુ સંસારની વ્યવસ્થામા કુમારિકા સ્ત્રીને માટે સર્જ્યું કરેના ભયંકર પરિણામ! નવી અને જુની વિદ્યાઓએ મ્હને આમ સુડી વચ્ચે સોપારી જેવો કરી દીધો છે!

સરસ્વતી ચન્દ્ર, ભાગ. ૪.

# अनुभविकाः

## जिन्दगीनी आपवीती अने परवीती कथाओ.

## દુર્ગાલક્ષ્મી.

લેખકઃ—બ્હેન શ્રી કંચન બ્હેન.

### ૧. મા દીકરી.

" દુર્ગા, આજ બે ત્રણ-દિવસ થયા તું કેમ મ્હારાથી આઘી આઘી ન્હાસે છે ?"

" શું કરૂં, બા ? ત્હમારી પાસે બેસું તો એની એજ વાત કર્યા કરો છો. "

" આજ તો તું પકડાઇ, ત્યારે "

" ના, ના. પકડાઇ ગયા જેવું તો કાંઇ નથી. "

" હું જાણું છું, મ્હારી દીકરી, ત્હને એ વાત નથી ગમતી; પણ શું કરૂં ? હવે ત્હારી ઉમ્મર થઇ એટલે ત્હેનો નીવેડો આણ્યા વિના હમારો કે ત્હારો છુટકો નથી.

" છુટકો નથી, તો પછી મ્હને શા માટે પુછો છો ? જેમ ત્હમને ગમે તેમ કરો. "

હમારા ગમ્યા પ્રમાણે કરવાનું હોત તો પછી ચાર ચાર ઠેકાણાંના આવેલા માગાં પાછાં શું કામ વાળ્યાં હોત ? "

" તો આજ સુધી નથી કર્યું તે હવે કરવું છે ? ત્હેમાં મ્હારા મ્હોંની પણ ત્હમને હા જોઇએ છીએ ! ભલે, મ્હોંની હા મેળવો, હૃદયની તો નહીં મળે. જ્યારે ત્હમારે આખરે આમજ કરવું હતું, તો પછી પ્રથમથીજ મ્હારી સમ્મતિ પુછવી ન્હોતી ભાઇએ ઉચ્ચ પ્રકારની કેળવણી આપી અને ત્હમે સારા ખોટાનો વિચાર કરી મત દર્શાવવાનો અધિકાર આપ્યો ! હશે. હું તો આપણી પ્રચલીત કહેવત યાદ કરીને મન વાળીશ કે "દીકરી અને ગાય દોરે ત્યાં જાય !" પરંતુ મ્હારી બીજી બ્હેનોને એ પ્રમાણે ના કરશો. "

" બ્હેન, આટલું કિશોરાઇને શોક કરવા જેવું કાંઈ એ ઠેકાણું મ્હને લાગતું નથી. શિવપ્રસાદ ચણોર્જ સારા સ્વભાવનો છોકરો છે, ભણવા વિગેરેમાં પણ તે ઘણો હોંશીયાર છે. હાલ ઇન્ટરમાં ઉંચે નંબરે પાસ થઈ બી. એ. માં ગયો છે. "

" બા, પાત્ર સારૂં છે પણ આસપાસનાં માણસો કેવાં છે, તે ત્હમે કાંઈ નથી જાણતા ? "

" હા, તું હું જાણું છું. પણ હેના ભણી રહ્યા પછી ત્હારે કાંઇ કષ્ટ સહન કરવાનો વખત નહી આવે. "

" પણ તે વખતને તો હજી ઘણી વાર !–બા, ત્હમે મ્હને હાસ્યાવો છો શું કામ ?"

" ગાંડી રે ગાંડી ! એવાં તકોથી ધન્ભાગ્ય હોય કે કુટુંબી જનો સાથે રહેવાના લ્હાવા મળે. " ગુણસુંન્દરી"ની* તો તું પ્રશંસા કરે છે "

" તેની કાંઇ મ્હારે પણ તેવાઓની સાથેજ સમ્બન્ધ બાંધવો જોઇયે ? "

" ત્યારે, બધી રીતે યોગ્ય ઠેકાણું તો મળવું મુશ્કેલ છે "

" ત્યારે એમ ન થઇ શકે ?–હાલમાં મ્હને પંદરમું વર્ષ જાય છે–ભણી રહેતાં ચારેક વર્ષ જોઇશું તેટલો વખત આપણે થોભી જઇશું, તો ? "

" આપણે તો થોભી જઇયે પણ ભણી રહેતાં સુધી એ કુંવારો ભાગ્યે રહેશે ! "

## ૨. સાસરે.

" દુર્ગા, ઓ દુર્ગા ! ક્યારની શું કરે છે ચોકડી પર ? " "બા, કપડાં ધોઉં છું."

" આમ તો ચોકડી ત્રીજે દિવસે ભાગી જશે બહુ મ્હોટાં કપડાં ધોવાનાં છે તે ! રહેવા દે. હમણાં તો કાંઇ ધોવાં નથી. "

દુર્ગાલક્ષ્મી ત્રણચારેક મહિના થયાં પરણીને સાસરે આવી છે તે બહુયે ઇચ્છે છે કે સ્વર્ગસ્થ સા ગોવર્ધનરામની ચોપડીનાં× પાત્રો સૌભાગ્યદેવી, ગુણસુન્દરી, અને કુમુદસુન્દરી જેમ રહેત, તેમ પોતાનાં સાસરાનાં કુટુમ્બીઓ સાથે પોતે રહે. પરન્તુ ત્હેની તે ઇચ્છા ત્હેના મનમાં જ રહી જતી અને ગુણસુન્દરીના ગુણ ધારણ કરવા છતાં પણ ધીરજની પરાકાષ્ટા થતી !

" બા, આજે ત્હમારી તબીયત ઠીક નથી, ત્યારે દેવસેવા હું કરૂં ? "

" ના. મ્હારે કાંઇ કરાવવું નથી હું શું નથી કરતી ? રહેવારની ઉઠીને જરાયે બેઠી નથી "

જોકે ઘરનું સર્વ કામકાજ દુર્ગાલક્ષ્મીજ કરતી હતી. બપોરે નવરાશના વખતમાં ઘરનાં સર્વને માટે નવાં કપડાં તૈયાર કરવાં, અગર સાસુજીના શ્રી મુખમાંથી ઝરતાં અમૃત વાક્યોનું શ્રવણ કરવું અગર નણંદનાં છોકરાંઓને રમાડવાં !–એવું કાંઇ ને કાંઇ તો એને કામ હોયજ અને કદાચ જો હેના હાથમાં ચોપડી જોવામાં આવે તો તો નણંદના મગજનો પારો પછી એક સો ને દશ ડીગ્રીની પાર પણ જતો રહેતો !

* * * *

વૈશાખ માસ ચાલે છે " મે વેકેશન " ( ઉનાળાની રજા ) થી કોલેજો બંધ છે બપોરનો વખત છે શિવપ્રસાદ પોતાની મ્હેડીમાં બેઠો વાંચી રહ્યો છે, છતાં વાચવામાં રહેવું બરાબર ચિત્ત નથી. કોઇનો પગરવ સાંભળતાં તુરત દ્વાર તરફ જુએ છે, પણ ઇચ્છિત

* સરસ્વતીચન્દ્રમાં રત્નનગરીના દિવાનજી વિદ્યાચતુરની પત્ની × સરસ્વતીચન્દ્ર

મૂર્તિને ન જોતાં ફરી વાંચવામાં ચિત્ત પરોવવા વૃથા પ્રયત્ન કરે છે. આ પ્રમાણે ઘણો વખત ગયો પણ કોઇ આવ્યું નહી હવે શિવપ્રસાદની ધીરજ ખુટવા લાગી તે એક બારી પાસે જઇ ઉભો. ત્યાંથી નીચેના ભાગમાં બરોબર જોઇ શકાતું હતું ત્હેણે જોયું કે ઘરમાં સર્વ નિદ્રાધીન થઇ ગયાં છે ફક્ત જાગે છે બે ચાર છોકરા અને પોતાની હૃદય પ્રતિમા–દુર્ગા ! ત્હેની જિજ્ઞાસા વધી. દુર્ગા બેસીને શું કરી રહી છે, તે જોવા તે બારણા પાસે આવ્યો દુર્ગાની બારણા તરફ પુંઠ હતી, તેથી તે ત્હેને જોઇ શકી નહી. તે શું કરતી હતી ?–ત્હેણે શું જોયું ? દુર્ગા ખાટમાં સુતેલાં સાસુજીને એક હાથે પીઆવે છે, વળી બીજે હાથે પારણામાં સુવાડેલા ન્હાના બાળકને ઝુલાવે છે ! શિવપ્રસાદ આ દ્રશ્ય જોઇ પોતાના ઓરડામાં પાછો ફર્યો અને વાંચવા બેઠો

અન્તે રાત પડી આખા દિવસના તાપથી બળેલા પ્રાણીઓ કાંઇક શાન્તિ મેળવવા લાગ્યાં દર વર્ષની માફક આ વખતે પણ સર્વ લોકો બુમ પાડે છે કે “ આવો તાપ તો કોઇ વખત પડ્યો નથી ! ” લગભગ અગીયારનો શુમાર થવા આવ્યો હતો.

“ ઓહોહો ! આખરે સાધના ફળી ખરી. ” દુર્ગા લક્ષ્મીને જોતાં શિવપ્રસાદે કહ્યું.

“ કેમ ? ”

“ દુર્ગા અને લક્ષ્મી એવી દ્વીગુણી દેવીનાં દર્શન કરવા માટે તો આખો દિવસ ઉપાસનાજ કરવી જોઇયે કેની ? ”

દુર્ગાએ પણ ત્હેવાજ ટોળમાં કહ્યું “ શું કરીયે મહાદેવને સમાધિ ( નિદ્રા ) ઘણી પસંદ એટલે ત્હેમાં વિક્ષેપ પાડતાં બીક લાગે ! ”

“ પણ તે સમાધિમાંથી નિવૃત્ત થઇ બોલાવે પછી બીક શાની ? ”

“ અરે, ભોળા શંભુને તો ના પ્હોંચાય. એ તો ઘડીકમાં બોલાવ્યાની વાત પણ ભુલી જાય ! ” બન્ને જણ હસી પડ્યાં

“ બપોરે કેમ ના આવ્યાં ? લ્યો આ ચોપડી ત્હમને આપવાની હતી, આમાંથી કેટલાંક વાક્યો ન સમજાય ત્હેવાં છે ત્હેવાંની જુદા કાગળ પર નોંધ કરજો, અને મ્હને પુછજો ”

“ ભલે, ” કહી દુર્ગાએ ચોપડી લીધી. પણ ત્હેનું હૃદય અંદરથી રડતું હતું કે ગમે તેટલી સારી ચોપડી હશે પરન્તુ ત્હેને વાચવા જેટલું મારૂં ભાગ્ય ક્યાંથી–હું ક્યે વખતે વાંચવાની હતી ?

“ હવે, બપોરે ત્હમે કેમ ન આવ્યાં ? ’

દુર્ગાલક્ષ્મીએ થોડો વખત મૌન રાખ્યા બાદ સહજ સ્મિત પૂર્વક જવાબ વાળ્યો “ આપના કહ્યા પ્રમાણે ન આવી શકી, ત્હેને માટે માફી માગું છું ”

“ કારણ જાણ્યા સિવાય માફી બાફી કાંઇ મળવાનું નથી ”

“ કામમાં રોકાઇ ગઇ હતી ’

"શા કામમાં?" શિવપ્રસાદે પુછ્યું

"કેમ, આજે કાંઇ આટલો બધો હીસાબ લેવા માંડ્યો છે?"

"મ્હારાથી છાનું રાખવાનું હોય તો ના કહેશો."

"સર્વથી વળી શું છાનું હોઇ શકે?"

"એમ વાતને મશ્કરીમાં ઉડાવશો નહી."

"જરા ભાણુને હીંચવતી હતી.' દુર્ગાલક્ષ્મીએ અચકાઇને કહ્યું. શિવપ્રસાદે જોયું કે આને હીંચકાઓની વાત તે છુપાવે છે ત્હેના હૃદયની ઉચ્ચતા માટે ત્હેમને આનંદ થયો અને હસતાં હસતાં પુછ્યું:

"અને બીજા કોને?"

"જોઇ ગયા લાગો છો! જાવ, હવે હું નથી બોલવાની ત્હમારી સાથે ત્હમે ચોરી કરી!"

"શું ભાણુઓને દરરોજ આમ હીંચકાવવાં પડે છે?—ત્યારે ત્હમે વાંચવાને કયો વખત રાખ્યો છે?"

દુર્ગાલક્ષ્મીને એક પળમાં કેટલાએ વિચારો આવી ગયા. "બધુ કહી દઉં?" વળી વિચાર થયો, "ના, ના, અભ્યાસમાં ખલેલ પડે." કાંઇ જવાબ ન સુઝતાં તે ખુરશી પરથી ઉઠી અને ઘડિયાળ તરફ જોતાં બોલી "ઓહો, બાર થયા. સુઇ જાવ, સુઇ જાવ પછી સ્હવારમાં વ્હેલું વાંચવા ઉઠાશે નહી. કહો, આજ કેટલા વાગે ઉઠાડું?" એમ કહી ત્હેણે દીવો દૂર—બાજુપર મુકી દીધો, અને પ્રબળ સત્તાધિકારીણી નિદ્રા દેવીને દંપતી સ્વાધિન થયાં.

* * * * *

"મામી, ત્હમને બા બોલાવે છે."

"જા, કહે કે હમણાં આવે છે" શિવપ્રસાદે જવાબ દીધો શિવપ્રસાદની પરીક્ષાનો વખત ઘણો નજીક આવતો જાય છે. ત્હેની સગવડ સાચવવા દુર્ગાલક્ષ્મી પોતાથી બનતી દરેક કાળજી રાખે છે. અને તેમ કરતાં ઘરનાંઓ તરફથી ત્હેને કેટલુંયે સહન કરવું પડે છે? આજે પતિનું માથું દુખતું હોવાથી દુર્ગા કાંઇ દવા લગાડતી બાઠી છે આવ્યે ભાગ્યેજ દશ મિનિટ થઇ હશે. એટલામાં તો ત્રણ તેડાં આવી પણ ગયાં'

"મામી, ત્હમે ઝટ લઇને નથી આવતાં તેથી બા તથા મ્હોટી બ્હેન ત્હમારા પર બહુ ચીડાઇને બોલે છે' વૃન્દા જે સાતેક વર્ષની છોકરી હતી ત્હેણે કહ્યું

"હશે, વૃન્દા બ્હેન' બધી એવી વાત ન કરીયે" દુર્ગાલક્ષ્મીએ કહ્યું.

"કહે, કહે, વૃન્દા, બા તથા મ્હોટી બ્હેન શું બોલે છે!" શિવપ્રસાદે પુછ્યું.

"કહું, મામી?"

"હમણાં રમવા જાવ. હું બ્હાર આવીને ત્હમને કાંઇ આપીશ." બાલિકા ફરી

મારતી નાઠી. શિવપ્રસાદે ઘણું બોલાવી, કાંઇ કાંઇ લાલચો આપી પણ તે તો નજ આવી. શિવપ્રસાદે ગંભિર મુખમુદ્રાથી કહ્યું, "હમે મ્હારાથી આમ કાંઇ પણ છુપાવો તે ઠીક નહીં."

"હમણા હમારે ભણવાનુ છે. વ્યવહારની વાતો જાણવાને હજી વાર છે."

તે પણ જાણતો હતો કે પરીક્ષા પાસે આવે છે તેથી વિશેષ કાંઇ ન બોલ્યો.

* * * * *

"સાભી, આટલી બધી વારથી શું કરતા હતાં ? ઘરમાં કાંઇ કામ નથી કે શું ?"

"માથું દુખતું હતું તેથી દવા લગાડવા ગઈ હતી."

"વળી એમ બ્હાનાં શું કરવાને કહાડો છો ? સોપારી ઘડી આપવા ગઇ હતી ને ચ્હા કરી આપવા ગઇ હતી !"

"અરે, હમણાંનો તો એને ભમેરીને ધૂન કરી મૂક્યો છે !" સાસુજી બોલ્યાં.

"બા, જાણે પ્હેલા ભાઇ હતા તે તો ભાઈ જ ન્હોય ! બ્હાર ચ્હા કરે તો છોકરાને કે કોઇને આપવો પડેને ?–અંદર તો સ્વતંત્રતાથી પીવાય.

"મ્હોટી બ્હેન, હું કોઇ દિવસ ચ્હા ક્યાં પીઉં છું ?"

"હા, હા, હમે બધું જાણીયે છિયે. હમને જણાવવાનું કે નથી પીતી."

"એની વાત તો ના કહ્યામાંજ માલ છે રેહોટી ! શાક, અથાણાં, ચટણીયો, બધુયે હેને જોઇયે. કશા વગર હેને ના ચાલે."

"બા, ભાઇ સાહેબ, તેલ મરચાં તો હું સ્વપ્ને પણ ખાઇ શકતી નથી–" દુર્ગાલક્ષ્મી બોલવા ગઇ પણ હેનું સાંભળે કોણ ? બન્ને મા દીકરીએ મળી હેની સાતે પેઢીઓ ઉથલાવી નાખી ! "દિસે તો સાબુ ચોળવા જોઇયે છિયે ને વળી ઘડી ઘડી હાથ લુછવાને ટુવાલ ! એ બધું તે શા ઉપર ? હજી ધણી તો કમાતોયે નથી, તે પ્હેલાં આ બધી રોફ ! હમે તો આવી રીત જાણી નથી. મ્હારી છોકરી ક્યાં વધારે છે ? ત્રણ વખત ચ્હા કરીને પાઉં એવી હું હજી બેઠી છું. શિવથી તો કશું બોલાતુંજ નથી ને, જાણે શું યે કર્યું છે, મ્હારા ભોળા છોકરાને ?"–દુર્ગા મૂક વૃત્તિથી આ બધું સાંભળતી હતી અને કાંઇ કામ કર્યે જતી હતી, આખરે જ્યારે હેની ધીરજ ખુટી અને નજ સહન થયું ત્યારે આંખમાંથી અશ્રુબિન્દુ ટપકવા લાગ્યાં !

આજે મુંબાઇમાં રીઝલ્ટ (પરીક્ષાનું પરિણામ) જણાશે. શિવપ્રસાદના મિત્રો તારથી ખબર આપવાના છે. હેને સંપૂર્ણ ખાત્રી છે કે પોતે પાસ તો થશે જ. તેથી હેના મ્હો પર પ્રફુલ્લતા પ્રસરેલી છે. દુર્ગાલક્ષ્મી આજે ઉદાસ જણાય છે અત્યારે હેને હજારો તર્ક વિતર્કો ગભરાવી રહ્યા છે. "જો પાસ નહી થાય તો ? આકુબી મ્હારા પરજ દોષ મુકશે. મ્હેંજ અભ્યાસ ન કરવા દીધો, એમ કહેશે અને હેમને બોલવાનું એક વધારે કારણ મળશે !" વળી તે સજળ નયને પ્રભુપ્રાર્થના કર્યાં કરતી હતી કે "પ્રભો, આ બાળકી છેકજ નિર્દય ન થશો."

" આજે તો ત્હમારે આનંદમાં રહેવું જોઇયે, ત્હેને બદલે કેમ ઉલટું જ દેખાય છે ?" શિવપ્રસાદે જમતાં જમતાં પુછ્યું.

" ત્હાજે આનંદના બ્હેળુ બ્હેવડાવવા માટે સંગ્રહ કરી મૂકું છું " દુર્ગાલક્ષ્મીએ મુખપર સ્મિત લાવતાં કહ્યું. પરન્તુ તે સ્મિત તદ્દન બલાત્કારે આણેલું હતું.

" મહાદેવજી કરે ને ત્હમે પાસ થાવ. " દુર્ગાલક્ષ્મી બોલી.

" હું પોતેજ મહાદેવજી છું ને ?—પછી શા માટે નહીં થાઉં ? મ્હને તો ઉંચા ક્લાસને માટે પણ આશા છે, છતાં ત્હેવું તો કદાચ નહીં ન કહી શકાય. "

સાંજ પડી સર્વ આતુરતાથી તાર વાળાની રાહ જોવા લાગ્યાં. આખરે તારનો સિપાઇ આવ્યો, અને શિવપ્રસાદના હાથમાં તાર મુકી ઇનામની આશાએ ઉભો રહ્યો. શિવપ્રસાદે ઉત્કંઠાથી પોતાને સંપૂર્ણ ખાતરી હોવા છતાં સહજ અવિશ્વાસની ઝાંખી પૂર્વક તાર ફોડ્યો, સર્વના મન પણ તે દિશા તરફ વળ્યાં. અધીરાઇથી માતુશ્રી પુછ્યા કરતાં હતાં " ભાઇ, મહીં શું લખ્યું છે ? " શિવપ્રસાદે પટાવાળાને ઇનામ આપ્યું અને માતુશ્રીને મસ્તક નમાવી કહ્યું: " બા, હું પાસ થયો છું. મ્હારૂં નામ સેકન્ડ ક્લાસમાં આવ્યું છે " માતુશ્રીયે મસ્તકપર હાથ મુકતાં ઉમળકા ભેર કહ્યું " જાવ, ત્હમે બન્ને જણ ઠાકોરજીને પગે લાગી આવો—જા દુર્ગા ! " બે વર્ષે આજ સમાનતા ભર્યા સાસુજીના શબ્દો સાંભળી દુર્ગાના આનંદમાં આનંદ ઉમેરાયો. દમ્પતી ઠાકોરજીને ચરણે પડવા ગયાં. ત્યાં શિવપ્રસાદ જીવન્ત દેવીને પગે પડવા લાગ્યો. દુર્ગાલક્ષ્મીએ ત્હેને તેમ કરતાં અટકાવી હાથ પકડી " મ્હારા વ્હાલા " કહેતી કંઠે વળગી. ....બંન્ને સાથે જ અંતઃકરણના ખરા ભાવ પૂર્વક ઠાકોરજીને પગે પડ્યાં, પ્રભુના આશીર્વાદ માટે પ્રાર્થના કરી અને બ્હાર આવ્યાં, મિત્રો અને સબંધીઓ અભિનન્દન આપવા માટે આવવા લાગ્યાં. આખરે રાત્રે દશ વાગે એ બધામાંથી મુક્ત થઇ શિવપ્રસાદ પત્ની પાસે આવ્યો. બીજી કેટલીક વાતો કર્યા પછી પરીક્ષાના વિષય પર વાત નીકળી.

" દેવી, આ વખતે હું પાસ થયો, ત્હેનું ખરૂં માન તો ત્હમને ઘટે છે. "

" વાહ, આ ચાલુ જમાનાનો તો એજ નિયમ છે ને કે કાંઇક લ્હડે ને મ્હારી ફતેહ ! "

' પરંતુ હવે તો એ નિયમ બદલાવા માંડ્યો છે. મહાત્મા ગાંધીજી " સત્યાગ્રહ "-ને પોતેજ અમલમાં મુકી બતાવે છે. અને સર્વે લોક સમજ પૂર્વક કર્મ કરી પોતાની ફતેહ પોતેજ મેળવે છે. '

" ખરેખર " સત્યાગ્રહ " થી આપણા જનસમાજના મનપર ઘણો સારો પ્રકાશ પડ્યો છે આપણે મુળથીજ શાન્તિપ્રિય છીએ, તેથીજ આ માર્ગ સર્વના હૃદય સુધી પહોંચી ગયો છે. મ્હારા ધારવા પ્રમાણે તો સ્ત્રીઓ પણ જો આ સિદ્ધાંતને વ્યવહારમાં ઉતારે તો વ્યવહાર ઘણો ઉન્નત બન્યા સિવાય રહે નહીં. કુટુમ્બીઓમાં હમેશ કંકાસ કે વેર ઝેરને અવકાશજ ન રહે. "

" એકલી સ્ત્રીઓજ નહીં પણ સ્ત્રીઓ અને પુરૂષો બન્ને મળીને જ્યારે ત્હેને હંમેશના વ્યવહારમાં પણ ઉતારશે ત્યારે જ આ સંસાર જેને વિકટ અરણ્ય કે ખારા સમુદ્રની ઉપમા આપવામાં આવે છે તે સુરવાડી અને સુધાનિધિ બની જશે. " આમ સામાજિક તથા ધાર્મિક વાતોને વાતોમાંજ ના રહેવા દેતાં વ્યવહારિક કાર્યો સાથે ત્હેને કેવી રીતે ઓતપ્રોત કરી શકાય તથા એમ એકતા કરતા વચ્ચે આવતી મુશ્કેલીઓને કેવી રીતે દૂર રાખી શકાય એ વિગેરે વાતોમાં તે દંપતીએ રાત્રિ પસાર કરી.

## ૩. પત્નીનો પત્ર.

મારા વ્હાલા,

વિ. વિ. સાથે પ્રાર્થું છું કે ઇશ્વર ત્હમને સર્વદા અનુકૂળ રહો. આ પત્ર ત્હમારા હાથમાં આવશે, તે વખતે મ્હારી સ્થિતિ આ સંસારમાં ભાગ્યેજ હશે. ચારેક મહિના ઉપર ત્હમે અહીં આવ્યા, ત્યારે મ્હારૂં શરીર જોઇ, ત્હમે મ્હને તથા ઘરમાં સર્વને દવા વિગેરેની સૂચના કરી ગયા હતા. અને ત્હમે અહીં હતા ત્યાં સુધી દવા થઇ પણ ખરી. પરંતુ વધુ માંદી પડે તે તો " ઢોંગ " જ કહેવાય, એ નિયમાનુસાર પાછળથી દવા બંધ કરાઇ. ત્હમે તે દિવસે પુછ્યું હતું કે " છ મહિનામાં શરીરની સ્થિતિ આમ કેમ ? "–તે દહાડે તો એ વાત મ્હેં મશ્કરીમાં હસી કહાડી હતી પણ આજે ત્હેનો ખુલાસો કર્યા સિવાય છૂટકો નથી. કારણ કે હું તો જવા બેઠી છું તે જાઉંજ, પરંતુ ભવિષ્યમાં ફરી એવું પરિણામ ન આવે, ત્હેને માટે ત્હમે સાવચેત રહી શકો.

માતુશ્રીએ તથા બ્હેને મ્હને હમેશાં એક દુશ્મન તરીકેજ જોઇ છે. હું કોઇની સાથે વાત કરૂં તે ધૃષ્ટતા મનાય છે. સ્હેજ પણ હસવું,—જરા ઠીક ( સાફ સફાઇવાળાં ) કપડાં પ્હેરવા–અગર સાબુથી ન્હાવું કે કપડાં ધોવાં, તે સર્વે મ્હારે વર્જ્ય ગણાય છે–મહાન ગુન્હો ગણાય છે ! મ્હારાં દરેક કામ એમને દોષ યુક્ત જણાતાં આવ્યાં છે ! હું જેમ જેમ સ્નેહ મેળવવા પ્રયત્ન કરતી ગઇ, તેમ તેમ મ્હારા પર વિશેષ દબાણ થતું ગયું. હવે એ દબાણનો અસહ્ય ભાર સહન થઇ શકતો નથી. મ્હને એમ ઇચ્છા હતી કે ખાસ જાણવા જેવા એક બે દાખલા ત્હમને લખીશ. પરંતુ આજે મ્હારો હાથ ચાલતો નથી, અને શું શું લખું ? અને કોને લખું છું ? એ વિગેરે વિચારો આવતા ગભરામણ થઇ આવે છે. કોઇ મ્હારી સાથે વાત કરે તો " આજકાલની આવેલી સાથે શી વાત કરવી હતી ? " કહી ત્હેને બંધ કરવામાં આવે છે. કોઇને પણ ઘેર ન જવા માટે આડકતરી રીતે સૂચનો થયાંજ કરતાં, અને હું ઘરમાં સંપ જાળવવાની ખાતર–સ્નેહ મેળવવાની ખાતર ત્હેમની સૂચના અનુસાર વર્તતી. તેથી અન્ય સંબંધીઓ મ્હને કવચિત્ કવચિત્ અનડીનું વિશેષણ આપતાં પણ એમાં મ્હારો દોષ અથવા ઉપાય શો હતો ? ત્હેમની હમેશની એક વિશેષ ફરિયાદ એ છે કે ત્હમે મ્હારા પર સ્નેહ શા માટે રાખો છો ?–મ્હને સાહીના દાવની બબાઆની પૂતળી ત્હમે શા માટે નથી સમજતા ? ભલા, હું ત્હમને પુછું છું કે ત્હમે એમ કાં ન કર્યું ? જો તેમ કર્યું હોત તો મ્હારી સર્વે આશાઓનો અંત આવતાં હું આજે મરી શક્ત !

આ વાંચીના બેસે હવે ત્રણ દિવસથી નોકરી છોડી છે બીજા ત્રણ દિવસ આવ્યે જશે એમ અનુમાન તો કરી શકું છું. પછી ઇશ્વરને ખબર. વ્હાલા મ્હારા મનમાં એક અભિલાષા હતી કે આપણાથી મળાય તો ઠીક તે મ્હેં મ્હોટી બ્હેનને ગઇ કાલે તેમ કહ્યું; તો ત્હેમણે કહ્યું કે " ભણવાનુ મુકીને ત્હારા મ્હો રહામું જોઇને બેસી રહે એનો શો દહાડો વળવાનો હતો ?—અહિંઆ કાંઇ મરી જવાવાનુ નથી અને તેમ થશે ત્હોયે શુ ? બૈરી માણસની જાતને મુવાનું દુઃખ શું ? બૈરી મોઇ ને કંદરી મોઇ ! " મ્હને પણ એ ખરૂં લાગ્યું કે હું શા દહાડો વાળી શકવાની છુ ? જો કે મ્હને ખાતરી છે કે હું ત્હમને લખત તો ત્હમે આવ્યા શિવાય રહેત નહીં, પણ તેથી ઉલટુ તેઓ મ્હારી પર મ્હેણાં વિગેરેનો વર્ષાદ વર્ષાવી કંકાસ કરત, અને હવે તે બધુ સહન કરવા જેટલી મ્હારામાં શક્તિ રહી નથી. ત્હમે કહેશો કે આમ હતું તો પિયર ચાલ્યાં જવુ હતું પણ શું હું મ્હારી રાજીખુશીથી નહી જતી હોઉં ?—આજ બે વર્ષ થયાં મ્હેં મ્હારા પિયરનું મ્હોં પણ જોયું નથી. પરન્તુ મ્હને તે બાબતની દિલગીરી બીલકુલ નથી

મ્હારૂં કહેવું એમ નથી કે દોષ બધો એ બે જણનો જ છે ને હું તો દોષમુક્ત જ છુ. મ્હારો પણ કાંઇ દોષ તો હશેજ પણ જો મ્હારા દોષો તેઓ મ્હને દર્શાવતા હોત તો હું ત્હેને બનતા પ્રમાણમાં સુધારવા પ્રયત્ન કરત અને તેઓને કાંઇક શાન્તિ આપી શકત તો તેટલો પણ અત્યારે મ્હને સંતોષ રહત. હશે, જો કે પરિણામે મ્હને તો કેટલોક લાભજ થયો છે, મિતભાષીતા, સર્વને માટે દયાની લાગણી, નિસ્વાર્થતા તથા બીજા કેટલાક સદ્ગુણો, જે હું અહીં આવ્યા પછીજ શીખી શકી છુ, ત્હેને માટે તો મ્હારે તેઓનો આભાર માનવોજ જોઇએ—માનું છુ. આત્મોન્નતિના પાઠ પ્રથમ તો કડવાજ લાગે છે અને હવે તો આ કથા બંધ કરૂં છુ આટલું વાંચતાં પણ કંટાળી જશો.

ત્હમારા શરીરને માટે જરા પણ બેદરકાર રહેશો નહી. જે સર્વનો સહાયક અને રક્ષક છે તે ત્હમારો પણ સર્વદા બનો, એમ હું ઇચ્છુ છું મ્હને યાદ નથી કે ત્હમારો કોઇ ગુન્હો મ્હેં કર્યો હોય. છતા કદાચ ન જાણતા કાંઇ થઇ ગયો હોય તો તે માફ કરશો.

લિ. જન્મોજન્મ ત્હમારી જ દાસી થવા ઇચ્છતી

દુર્ગાના ૐ જય સતચિદાનંદ.

* * *

બપોરનો વખત છે સર્વ કોઇ પોત પોતાના ઉદ્યમે લાગી ગયા છે. ટ્રેનીંગ કોલેજના છોકરાઓ પોત પોતાના અભ્યાસમા પ્રવૃત્ત થઇ ગયા છે. ફક્ત એકજ છોકરો પોતાની ઓરડીમાં બેસી રહ્યો છે. અને તે શિવપ્રસાદ છે. જ્યારનો ત્હેને ઉપર જણાવેલો પત્ર મળ્યો, ત્યારનો તે વ્યાકુળ થઇ રહ્યો છે. આજે ન તો ત્હેને જમવાનું સારૂં લાગ્યું કે ન તો વાંચવાનું તે વારવાર પત્ર વાંચે છે અને ઘડીયાળ તરફ જોઇ વિચારે છે કે ક્યારે સાંજ પડે ને ટ્રેનપર જાઉં ? આજે દિવસ પણ જાણે ત્હેનો શત્રુ થઇ બેઠો હોય તેમ યુગોના યુગો જેટલો લાંબો થઇ ગયો છે કેટલીયેવાર પછી ઘડીયાળપર દૃષ્ટિ કરવા છતા પણ તે સ્થાનભ્રષ્ટ કાંટાઓ ફક્ત ચન્દ્ર મિનિટ ખસ્યા હોય છે ! ઘડીયાળપર પાછું ત્હેને વિશ્વાસ

રહી શકતો નથી. ઘડી ઘડી બ્હાર દૃષ્ટિ કર્યા કરે છે, તો તે દિવસ પણ જેમનો તેમ સ્થિર થઇ ઉભો રહેલો હોય તેમ લાગે છે. "લક્ષ્મી ! ત્હમે મ્હને પ્રથમ જરાપણ કેમ ન જણાવ્યું ?–શું હું એટલો બધો સ્વાર્થી હતો કે ત્હમને હેરાન ગતિમાં રાખી હું મ્હારા સ્વાર્થમાં મંડયો રહેત ? ત્હમે મ્હને ક્યાં ભવિષ્ય માટે સૂચના કરો છો, દેવી ? શું ત્હમારૂં તથા મ્હારૂં ભવિષ્ય ભિન્ન હોઈ શકે ખરૂં ? ત્હમારા ભવિષ્યપર મ્હારા પ્રાયશ્ચિત્તનો આધાર રહેશે. છેવટે આ પત્ર બે દિવસ પ્હેલો તો લખવો હતો ? હવે શું હું ત્હમને મળી શકીશ ખરો ? ત્હમે તો ત્હમારી ફરજ બજાવી પરન્તુ મ્હેંજ મ્હારા શિક્ષણને લજાવ્યું છે ! ચાર મહિનાપર આવ્યો અને શરીર ક્ષીણ દેખ્યું તે વખતેજ બરાબર તપાસ કરી યથાર્થ ઉપાય કરવાની જરૂર હતી, તે મ્હેં ન કર્યું. એક ઉગતી કળીપર બેદરકારીથી પગ મૂકયો–મૂકવા દીધો !" આમ તે પત્ર વાંચી કાંઇને કાંઇ વિચાર્યા કરતો હતો. પત્રનું એક એક વાક્ય બાણની માફક ત્હેનું હૃદય કોરી રહ્યું હતું તે બોલ્યો. "ઓ મ્હારાં પ્રિય દેવી ! સહન કરતાં શરીરે સોસ્યું, છતાં એક પણ ઠપકાનો શબ્દ નથી લખ્યો કે નથી તે કોઇને માટે અપશબ્દ વાપર્યો. ઉલટું ત્હેમાંથી પણ ત્હમે અધ્યાત્મ પાઠો લીધા છે. દૈવે અમૃત તો દીધું પરંતુ હું ત્હેની કદર કરી શક્યો નહી પ્રભુ ત્હમને આરામ કરો અને હું મ્હારી બેદરકારીનું યોગ્ય પ્રાયશ્ચિત્ત કરી શકું." તે ઉઠયો અને કપડા પહેરવા લાગ્યો જો કે હજી ટ્રેનપર જવાને બે કલાકની વાર હતી, પરન્તુ હવે ત્હેની ઉદ્વિગ્નતા–અધીરાઇ ઘણું વધી ગયાં હતાં. ક્યારે પત્નીને જોઇ શકું, એજ ત્હેનું ધ્યાન થઇ રહ્યું હતું તે બ્હાર નીકળ્યો અને રસ્તામેથી તારવાળાને આવતાં જોયો શિવપ્રસાદ એનું નામ ?" તે તારવાળાએ પુછ્યું. ત્હેણે તરત ત્હેના કાગળ ઉપર સહી કરી આપી અને તાર લીધો તે તારમાં શું લખ્યું હતું ?—

"દુર્ગા આ દુનીયા છોડી ચાલી ગઇ છે." શિવપ્રસાદ અર્ધ બેભાન થઇ પાસે પડેલી એક આરામ ખુરશી ઉપર પડયો. "હાય, દેવી ! માફી માગવા જેટલો પણ અવસર ન આપ્યો ?"



## ૪. દુર્ગાની વેદીમાં.

પતિત પાવની ભાગીરથી મદમદ વહી રહી છે. હજારો લોકો ન્હાવા ધોવા કે દર્શન નિમિત્તે આવે છે અને જાય છે છતાં સર્વનું ધ્યાન એક એકાન્ત બાજુ પ્રતિ વિશેષ આકર્ષિત લાગે છે. ત્યાં શું છે ? એક યુવાન સન્યાસી અનિમિષ નેત્રે ગંગાજીના પ્રવાહ પ્રતિ જોઇ રહ્યો છે ત્હેના દેહમાંથી ઓજસ્‌ના ફુવારા ઉડી રહ્યા છે આજે ત્રણ દિવસ થયા એ અહીં આવ્યો છે નથી હેને પૈસાની લાલસા, કે નથી હેને માનની આજે ત્રણ દિવસ થયા પણ કોઇએ હેને ભિક્ષા કરતાં પણ જોયો નથી. સર્વ કોઇ અરસપરસ પુછયાં કરે છે," એ કોણ છે ?"

એક કહે–"કોઇ હઠયોગમાં નિરાશ થયેલો હોય તેમ લાગે છે"

બીજો કહે, "નાં, ના, એ તો યોગસિદ્ધ યોગી જેવો લાગે છે એની પ્રભા તો જુઓ. જાણે લોહચું રહીએ"

" સ્ત્રી વર્ગમું પણ એની એજ વાત. એક યુવતી " બોલીઃ અલી, પેલો કોઇ સંત મહાત્મા હોય તેમ લાગે છે ચાલ્ય, ત્હેને નમસ્કાર કરી આવીયે. "

બીજી યુવતી " ના, બા કોઇ યોગભ્રષ્ટ હોય ને શાપ આપે તો ? " મન ચંગા તો કથરોટમાં ગંગા ? " અહીંથીજ " નમસ્કાર કર્યે. "

ત્યાં ઓવારાપર એક વૃદ્ધ સ્ત્રી સ્નાન કરી રહી હતી, ત્હેણે આ વાતો સાંભળી તે દિશા તરફ જોયું અને એક નિઃશ્વાસ નાંખી બોલી. " બેટા, આટલી ન્હાની ઉમ્મરમાં આ ભેખ ? ત્હારો ભેખ જોઇ મ્હને મ્હારો પુત્ર ......." આટલું બોલતાં બોલતાંમાં તો તે વૃદ્ધ સ્ત્રીની આંખોમાંથી અસ્ખલીત અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. ઘડીભર તે ન્હાવાનું પણ વિસરી ગઈ અને તે સંન્યાસી પ્રતી જોઇ રહી. આપણને પણ પ્રશ્ન થયો કે એ કોણ છે ?

દુર્ગાલક્ષ્મીની સાથેજ આપણી વાત પુરી થાત, પરંતુ શિવપ્રસાદ તથા ત્હેના કુટુમ્બીઓની થોડી ખબર લીધા સિવાય આપણાથી રહી શકાય તેમ નથી. દુર્ગાલક્ષ્મીને મર્યે પાંચ વર્ષ વીતી ગયાં છે. તે અરસામાં ત્હેનાં સાસરા પિયરનાં કુટુમ્બોમાં કેટલાંય પરિવર્તનો થઇ ગયાં છે. દુર્ગાલક્ષ્મીયે જ્યારે પતિને પત્ર લખ્યો ત્યારે એક પત્ર પિયર પણ લખ્યો હતો. તેમાં ત્હેણે પોતાની સર્વ હકીકત લખ્યા પછી લખ્યું હતું કે " ત્હમે મ્હને ગુણસુન્દરી યાદ દેવરાવી પણ એટલું યાદ ન રાખ્યું કે ઘેર ઘેર માનચતુર જેવું એકાદ ન્યાયી માણસ પણ મળ્યે જ હોય છે ! હવે તો—

" આ મારગના ઉડનાર પંખી તું જાજેરે,
" જઇ કહેજે મા ને બાપ, દિકરી ત્હમારીરે;
" મરી ગઇ છે સાસરીયાં માંહ્ય—દુઃખે દાઝીરે ! "

ત્હેમાં બીલકુલ ત્હમારો દોષ હું જોઇ શકતી નથી. મ્હેં ભૂતકાળમાં આવાજ બધા સંજોગોની ઇચ્છા કરેલી, તે પ્રમાણે મ્હને મળ્યું હવે શોક કરી દુઃખી થશો નહિ, એજ મ્હારી વીનતી છે. મ્હારી ન્હાની બ્હેનોને મ્હારા અનેક આશીર્વાદ. " વિગેરે હકીકતનો પત્ર મળતાં જ માતા પિતા પુત્રીને મળવા દોડી ગયાં પરંતુ તેઓના જતા પહેલાં જ પુત્રી તો પરલોક સીધાવી હતી. તેઓને બહુ પશ્ચાત્તાપ થયો પોતાની નજીવી ભુલનું આવું ભયંકર પ્રતિકુળ આવશે એવો તો ત્હેમને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. પુત્રીના શોકાગ્નિમાં બળતી માતા અઢી વર્ષે પુત્રીને સાન્ત્વન આપવા—પોતાની ભૂલના સ્મરણનાં ઉન્હાં અશ્રુ સારતી પુત્રી પાસે ચાલી ગઇ......

શિવપ્રસાદને તારથી દુર્ગાલક્ષ્મીના મૃત્યુના ખબર આપ્યા પછી ઘરનાં સર્વ ત્હેના આવવાની રાહ જોયા કરતા હતાં. કેટલાય દિવસો થઇ ગયા છતાં ત્હેનાં આવવાનું કાંઇ જણાયું નહિ. ન્યાતમાંથી ઉપરા ઉપરી વિવાહને માટે કહેણ આવતાં માતુશ્રી તે સર્વેને જવાબ આપતાં. " હવેના ભણેલા છોકરા, ત્હેમને પુછ્યા વીના મ્હારાથી હા કેમ કહેવાય ? એ આવવાનો છે, આવશે એટલે જવાબ દઇશ. " પરંતુ એમ લગભગ ચારેક માસ નીકળી ગયા અને કન્યા પક્ષવાળાઓ ઉતાવળ કરવા લાગ્યા. અને હવે તેઓ શિવપ્રસાદપર કમ-પાવા લાગ્યા. માણસ સરખું માણસ મરી ગયું છે, તે હમને શું નહી લાગતું હોય ? પણ

શું કરીયે, કાંઇ મુઆં પાછળ મરાય છે? જીવ્યા ત્હેને તો બધુંએ કરવું પડે. શિવ તે શું જોઇને ત્યાં બેસી રહ્યો હશે? ભાઇ નીલ (નીલપ્રસાદ), તું ત્હેને કાગળ લખને કે, અહીં આવે. ના હોય તો પછી જઇને તેડી લાવ."

એક દિવસ નીલ વડીલ બંધુને તેડી લાવવા મુંબાઇ ઉપડી ગયો. સ્હવારનો વખત છે, પશુ પંખી સર્વે આનંદ આનંદ પ્રદર્શિત કરી રહ્યાં છે. તેવે વખતે નીલ શિવપ્રસાદની ઓરડી આગળ આવી પહોંચ્યો. અંદરનું દશ્ય જોતાં ત્હેનાં રૂવાં ઉભાં થઇ આવ્યાં. બન્ને ભાઇઓને પરસ્પર અત્યંત લાગણી હતી પરંતુ બન્નેને સાથે રહેવાના પ્રસંગો બહુજ થોડા આવ્યા હતા. નીલ ન્હાનો હતો ત્યારથી જ મોસાળમાં રહેતો હતો. કોઇ વખત ઘેર આવતો ત્યારે એક બીજા સાથેના સાથે જ રહેતા, અને છુટા પડતી વખત એક બીજાનાં મન દુઃખાતાં. આજે નીલને મ્હોટા ભાઇની પર્ણકુટી—કારણ કે તે ઓરડીના હાલ પર્ણકુટી સરખા જ થઇ રહ્યા હતા—અને ત્હેના દેહની સ્થિતિ જોઇને આંખમાં પાણી ભરાઇ આવ્યાં. અત્યારે તે ધ્યાનસ્થ હતો. નીલ ખુણામાં પડેલી એક ખુરશીપરથી ધુળ ખંખેરી તેપર બેઠો. લગભગ એક કલાક પછી "ૐ જય સત્ચિદાનંદ. ૐ જય સત્ચિદાનંદ" બોલતાં તે ધ્યાનમુક્ત થયો. અને નીલને જોતાં જ આશ્ચર્યતાથી ત્હેના સ્હામું તે જોઇ રહ્યો. નીલ ઉઠી ભાઇ પાસે આવ્યો પણ શું બોલવું તે ન સમજાતાં એમજ બેસી રહ્યો. થોડી વાર પછી શિવપ્રસાદે પુછ્યું:—"નીલ, તું કેમ આવ્યો?" નીલે આવા પ્રશ્નની બીલકુલ આશા ન્હોતી રાખી. ત્હેણે ધાર્યું હતું કે આજ કેટલે બધે વખતે મ્હોટાભાઇને મળાશું, હમને બંનેને ઘણો આનંદ થશે. ત્હેને બદલે આ પ્રશ્ન! "નીલ, તું કેમ આવ્યો?!" નીલ શું જવાબ આપે? તે સમજણ નપડતે ભાઇના સ્હામું જોઇ રહ્યો.

"નીલ તું શું જોઇ રહ્યો છે?"

"ભાઇ, શરીર છેક આમ કેમ? શું તબીયત બરાબર નથી રહેતી?"

"બરાબર રહે છે. તું ઘેરથી આવ્યો કે?"

"હા."

"સર્વે કુશળ તો છેને?"

"હા. સર્વે કુશળ છે. હમોને તેડવા આવ્યો છું."

"મ્હને તેડવાને? મ્હારૂં ત્યાં શું કામ છે?"

"બા હમને મળવા બહુ તલસી રહ્યાં છે."

"નીલ, આ સર્વનારાયણમાંથી આપણને શું મળે છે?"

"જીવન."

"આપણે ત્હેને શું આપીયે છિયે?"

"કંઇજ નહીં."

"ત્યારે ત્હેનો આપણા પ્રતિ કેવો ભાવ રહેતો હશે?"

"નિ:સ્વાર્થ પ્રેમ જેને અહેતુક ભાવ કહે છે તેવો."

"આપણે ત્હેના જેવો ભાવ શીખીએ તો સારૂં કે ખોટું?"

"સારૂં."

"હું તેવું શીખવા હરદ્વાર તરફ જવાનો છું."

"પણ બા—"

"બાને પુત્રમાં તું છે, અને ઘરખર્ચ માટે પણ હરકત આવે તેમ નથી. મ્હેં બધો વિચાર કર્યો છે. મ્હારી ફરજને કોઇ પણ પ્રકારે ધોખો પહોંચતો હોય તેવું નથી"

નીલના નેત્રોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં.

"નીલ, રડવું શા માટે! હું જાણું છું કે ત્હારો મ્હારાપર અત્યંત સ્નેહ છે. પણ શું સ્નેહીઓ–સંબંધીઓ સર્વેદા ટકે છે? તું પણ હવે ન્હાનો તો નથી જ."

"ભાઇ, શું આપણા સ્નેહને આમ તોડી નાખશો?"

"ના, ના. તે તુટશે નહી, પણ યોગ્ય નિયમમાં વિશેષ સુગઠિત થશે"

"તમે વડીલ બન્ધુ છો, મ્હારી સર્વ જવાબદારી તમારાપર જ છે."

"સર્વેની જવાબદારી ઇશ્વરનાપરજ છે. ભાઇ, મનુષ્ય શું કરી શકે તેમ છે?"

"બાને એક વખત પણ નહિ મળી જાવ?"

"ના ઘર તરફ આવું તો જે માર્ગમાં મ્હને આનંદ પડયો છે તે માર્ગમાં વિક્ષેપ આવવાનો ઘણો સંભવ છે. જ્હેમાં વા મોડાં દરેકને ઉત્ક્રાંતિક્રમમાં આગળ વધ્યા સિવાય છુટકો તો નથી જ હાથ ધરેલા કાર્યમાં વિલબ એ મ્હારૂં મન સહન કરી શકતું નથી."

"ત્યાં તમને રોકવામાં નહીં આવે."

"માયા વેગળેથી જ મુન્જવી નાખે છે, તો પછી નજીક જતાં તો શું ન થાય? તું એમ ન ધારતો કે હું કોઇ બીજા કારણોથી ના કહું છું."

"માફ કરજો; પણ મ્હને સંશય રહે છે કે આ તમારો સ્મશાન વૈરાગ્ય છે."

"હા. બે મહિના પૂર્વે આવ્યો હોત તો તેમ પણ હતું, પરંતુ હવે શાન્તિ અને ઉત્સાહ સિવાય બીજું કાંઇ નથી. તું ન આવ્યો હોત તો હું તમને બધાને ચારેક દિવસમાં એક પત્ર લખવાનો હતો હવે તે તું જ લઇ જજે."

નીલનો અવાજ પણોજ નરમ પઇ ગયો અને ત્હેણે કહ્યું "ભાઇ, તે હું નહીં લઇ જઇ શકું."

" શા માટે ? "

" મ્હને કપરો મળે, એક વખત તમે ઘેર આવી જાવ. "

" હું ગાંડો છું, શું હું આગ્રહ કરાવવા માટે ના કહું છું ? મ્હને કોઇના પ્રતિ કાંઇ દ્વેષ કે રોષ નથી. અભ્યાસમાં આગળ વધ્યા સિવાય હવે મ્હને કોઇ પણ સ્થળે ચેન પડી શકનાર નથી. પરમાત્માની ઇચ્છા હશે તો વળી કોઇ વખત મળાશું. " શિવપ્રસાદ ઉઠયો અને એક પત્ર નીચે પ્રમાણે લખી નાખ્યો —

" મ્હારાં પૂજ્ય માતુશ્રીની સેવામાં

" હું વિશેષ અભ્યાસ માટે હરદ્વાર તરફ જાઉં છું. મ્હારે ભાઇ છે, તેમ-પિતાજીએ સર્વની આજીવિકા માટે સાધન મુકેલું છે, તેથી નિશ્ચિંત છું. મ્હારી ફિકર કરશો નહી.

લી. તમારા પુત્રના સા. દં. પ્રણામ.

" લે, આ પત્ર બાને આપજે " કહી તે પેટીમાંથી બીજો એક પત્ર કહાડી લાવ્યો, અને નીલને તે આપતાં કહ્યું " ભવિષ્યની સાવચેતી માટે આ વાંચ. અને બાને પણ આપજે. આપતી વખત કહેજે કે ફક્ત ભવિષ્યની સાવચેતી માટે મોકલ્યો છે "

નીલપ્રસાદે તે વાંચવા ના કહી. પણ શિવપ્રસાદના તેં આગ્રહથી હેને વાંચવો પડયો. નીલ ઐહિક મનુષ્ય છે તે વ્યવહાર પુરતો જ વિચાર કરી શકે છે. તે પત્ર વાંચી સ્તબ્ધ થઇ ગયો. હવે એક અક્ષર પણ પોતાની સાથે આવવા માટે તે ભાઇને કહી શકયો નહી. નીલ વિચારી રહ્યો છેઃ " કેમ કહું ? જ્યાં હેનું અર્ધું અંગ બલિદાનમાં ગયુ છે ત્યાં હેમને ફરી આવવાનું કહેવા શબ્દ પણ જડી શકતો નથી " પછી નીલ કાંઇ ખાસ બોલ્યો નહીં. શિવપ્રસાદ કેટલાક વખતથી ફળાહાર પરજ રહે છે. હેણે નીલને આહાર કરાવ્યો. પછીઃપણ તે આનંદથી પ્રફુલ્લ થઇ પોતાના માર્ગની તથા હેમાં પોતાને મળતી મઝાની વાતો કરતો હતો. વાત કરતાં કરતાં કેટલીક વાર તે હસી પણ પડતો.

ટ્રેનનો વખત થતાં નીલે રજા માગી. છુટા પડતાં બન્નેના અંતરો રડી ઉઠયાં. ગદ્‌ગદિત થતાં શિવપ્રસાદે નીલનો હાથ પકડી કહ્યું " નીલભાઇ, સદ્‌વર્તન રાખજે. કદાચ સંકટ આવતાં પણ સત્યને તજીશ નહી. " નીલે મસ્ત નમાવ્યું. બન્ને છુટા પડયા......

બીજે જ દિવસે શિવપ્રસાદ હરદ્વાર માટે ઉપડી ગયો. થોડો વખત ત્યાં રહ્યો, પરંતુ હેનું મન જે જ્ઞાનને માટે તરસ્યું હતું તે જ્ઞાન હેને ત્યાં મળી શકે એમ લાગ્યું નહીં. તે ત્યાંથી પણ ઘણો આગળ ગયો. ત્યાં અરણ્યમાં હેમને એક મહન્તનો મેળાપ થયો. સબળ પ્રયત્નને ઉત્સાહ પૂર્વક હેણે હવે અભ્યાસ શરૂ કર્યો. હેમાં પૂર્ણતા મેળવ્યા બાદ હેણે સંન્યાસ દીક્ષા પણ લીધી. " દુર્ગાની વેદીમાં ઐહિક સર્વ સુખનો ભોગ આપ્યો. " ત્યાર પછી જ આપણે હેને ગંગાજીના ઘાટ પર જોઇ આવ્યાં હતાં. પરંતુ તે યુવાન સંન્યાસી બીજે દિવસે કોઇની પણ દૃષ્ટિએ પડયો નહી






## ધર્મશાસ્ત્રનાં સુવચનો.

સંગ્રહ કરનાર શ્રીયુત સ્વામી જ્ઞાનાનન્દ.

૧.

अशक्ये वा सुशक्ये वा
सर्वथा शरणं हरिः ।

અશક્ય હોય અથવા સુશક્ય હોય, તોપણ—
સર્વ કાર્યોમાં શ્રી હરિનુંજ શરણ લેવું

પ્રભુજીની ઈચ્છા પ્રમાણેજ પરિણામ અવશ્ય આવવાનું એમ દૃઢ શ્રદ્ધાથી માનીને, મનુષ્યે પોતાનું કર્તવ્ય નિર્ભયતાથી કર્યે જવું તથા પ્રભુની એમજ ઇચ્છા છે, એ ભાવ હૃદયમાં રાખીને સુખ દુઃખ પરત્વે સમાનતા ધારણ કરવી.

૨.

एकं शास्त्रं देवकीपुत्रगीतम्
एको देवो देवकीपुत्र एव ।
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि
कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

આપણું ધર્મ શાસ્ત્ર તો એકજ, શ્રીકૃષ્ણચન્દ્રે ગાયેલ,—ગીતાજી.
તથા—આપણા ઇષ્ટદેવ પણ એકજ,—ભગવાન શ્રી કૃષ્ણચન્દ્ર
જપવા લાયક મન્ત્ર પણ એકજ,—તે શ્રી હરિનું નામ.
અને—કર્મ કરવાનું તેય એકજ,—તે પ્રભુજીની સેવા

આખું જીવન પ્રભુમય બનાવનાર આ મહાવચન છે જે કાંઈ વાંચવું, જપવું, ઈચ્છવું, કરવું અને પ્રાર્થવું—તે સર્વ ભગવાનને અવલમ્બીનેજ કરવાનું છે, અને તેમ કરીએ છીએ એમ માનીને પોતાની સંસાર યાત્રામાં પ્રયાણ કરવું એ ત્હેનો આન્તર ભાવ છે જગતનાં સઘળાં ધર્મશાસ્ત્રો પ્રભુનાં પોતાનાંજ આપેલાં છે,—આખી દુનિયામાં જૂદા જૂદા સ્થાનોમાં પૂજાતા સઘળા દેવો શ્રી કૃષ્ણ ચન્દ્ર રૂપજ છે,—ત્હેનું હરકોઈ નામથી સ્મરણ રટન થાય તો પણ તે એકજ પરમાત્માનું સ્તવન છે, અને ઈશ્વરાર્પણ કરીને મનુષ્ય કાંઈ પણ કામ કરે તો તે પરમેશ્વરનીજ સેવા-પૂજા છે—આ તેનાથી ઉપજતો સુન્દર ભાવાર્થ છે

૩.

सा जिह्वा या हरिं स्तौति
तच्चित्तं यत्तदर्पणम् ।
तावेव केवलं श्लाघ्यौ
यौ तत्पूजा करौ करौ ॥

તેજ જીભ છે, જે હરિનું સ્તવન કરે છે,
તેજ ચિત્ત છે, જે હરિને અર્પણ થયું છે,
અને તેજ માત્ર પ્રસંશનીય હાથ છે,
જે શ્રી ભગવાનની પૂજા કરી રહ્યા છે.

ઇશ્વર સ્મરણના કરતાં મનુષ્ય જીભવડે વધારે સારૂં શું કરી શકે?—અને જે હૃદય હરિને અર્પણ થયેલું છે, ત્હેના કરતા બીજું કયું ચિત્ત વધારે સારૂ ગણાય? વળી એ તો સત્યજ છે કે પ્રભુનું પૂજન કરવાના કરતા વધારે સારૂ કામ હાથવડે બની શકેજ નહિં.

વિશેષાર્થ લેતા એમ પણ કહી શકાય કે—સારૂ બોલે નહિ તે જીભ, સારૂ ચિન્તે નહિ તે ચિત્ત, અને સારૂં કરે નહિ તે હાથ,—એ હોય ત્હેના કરતા ન હોય તે સારા! શુભ વિચાર, શુભ વાણી, અને શુભ આચાર, એજ મનુષ્યના ઉદ્ધારનો રાજમાર્ગ છે.

૪.

यत्करोषि यदश्नासि
यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय
तत्कुरुष्व मदर्पणम् ॥

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ।
करोमि यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयामि ॥

[ What-so-ever thing Thou doest,
Unto least of MINE and lowest,—
That Thou doest unto ME. ]

તું જે કાંઇ કરે છે, જે કાંઇ ખાય છે,
જે કાંઇનો હોમ કરે છે, જે કાંઇ આપે છે;
અને—તું જે કાંઇ તપ કરે છે,
—તે સર્વે પણ ( હે અર્જુન ! ) તું મ્હનેજ અર્પણ કર.

કાયા, વાણી અને મનથી, ઇન્દ્રિયોથી,
બુદ્ધિથી, અહંભાવથી કે પ્રકૃતિના સ્વભાવથી;
—હું જે જે કામ કરૂં છું, તે સર્વ—
પરબ્રહ્મ નારાયણને હું અર્પણ કરૂં છું

હલકામાં હલકાં અને ન્હાનામાં ન્હાનાં,
મ્હારાં પેદા કરેલાં પ્રાણીઓને માટે—
તું જે કાંઇ કરે છે, તે તું મ્હનેજ કરે છે.

સઘળાં કામ ઈશ્વરાર્પણ કરવાનો આમાં બોધ છે, એટલુંજ નહિં, પણ આપણે જે સુખદુઃખ સહીએ છીએ, વિજય વૈરાગ્ય મેળવીએ છીએ, આશા નિરાશામાં તણાઈએ છીએ, અને અન્ય પ્રાણીઓની તરફ જે કાંઈ વર્તન રાખીએ છીએ, તે સર્વમાં ભગવાન પોતે પ્રત્યક્ષ થાય છે અને આપણે તે ઈશ્વર નિમિત્ત અથવા પ્રભુ પરત્વે કરીએ છીએ, એમજ નિરન્તર સ્મરણમાં રાખવું જોઈએ. કારણ કે પરમાત્મા જે સર્વવ્યાપી, સર્વાન્તર્યામી, સર્વજ્ઞ છે, તો કોઈપણ વસ્તુ એમનાથી ભિન્ન હોઈ શકે નહિ. અર્થાત્—આગળ જે કહેવામાં આવ્યું કે પ્રભુનુંજ સેવન, ચિન્તન કરવું, તેથી આગળ વધીને અહિં એમ સૂચવાય છે કે મનુષ્યે જે કરવું તે ઈશ્વરને અર્પણ કરીનેજ કરવું પછી ભલે તે સંસારની દૃષ્ટિએ સારામાં સારૂં અથવા ખોટામાં ખોટું કામ હોય। જગતમાં ઈશ્વરનું દર્શન કરવું અને પ્રભુથી તે જુદું નથી, એમ માનવું, એ આ વચનોનો હેતુ છે દરેક વસ્તુમાં, પ્રાણીમાં, મનુષ્યમાં સાક્ષાત્ પરમાત્મા વસી રહ્યા છે, એ સત્ય જીવનમાં અનુભવવું.

वदनं प्रसादसदनं सदयं हृदयम् ।
सुधामुचोवाचः करणं परोपकरणम् ॥
सुशीलः सुप्रसन्नात्मा सर्वेषां हिततत्परः ।
कुर्वन् हि यथाशक्तिः कर्तव्यं प्रभुश्रद्धया ॥
मातृवत्परदारेषु परद्रव्येषु लोष्ठवत् ।
आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥
सत्यमेव व्रतं यस्य दया दीनेषु सर्वदा ।
कामक्रोधौ वशौ यस्य तेन लोकत्रयं जितम् ॥

વદન પવિત્રતાથી ઉજ્વળ અને હૃદય દયાથી પૂર્ણ રાખવું.
સુધા ઝરતાં વચનો બોલવાં અને કામ પરોપકારનાંજ કરવાં.
સુશીલ, પ્રસન્ન હૃદયવાન, અને સહુના હિતમાં તત્પર રહીને,–
પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી, મનુષ્યે યથાશક્તિ કર્તવ્ય કર્યે જવું.
પરસ્ત્રી તરફ માતાની સમાન, પરદ્રવ્ય તરફ નિર્મૂલ્ય વસ્તુ સમાન,
અને સઘળાં પ્રાણીઓ તરફ પોતાની સમાન–જે જૂવે છે તેજ ખરૂં જૂવે છે.
જેનું સત્ય એજ વ્રત છે, દીન તરફ જે સદા દયાળુ છે,
તથા કામ ક્રોધ જેણે વશ કર્યાં છે, તેણે નક્કિ ત્રિલોકને જીત્યું છે.

સાધુતા, પવિત્રતા, સુશીલતા, દયા, મીઠાશ પ્રસન્નતા, પરહિતકારીતા, સત્યતા, તથા આત્મસંયમ રાખનાર મનુષ્યને આખા વિશ્વમાં શું અપ્રાપ્ય છે ?—અર્થાત્ સઘળું મળી શકે એમ છે. ગુસાંઇ તુલસીદાસજી પણ કહે છે કે —

परधन पत्थर मान और परस्त्री मात समान,
इतनेसें हरि ना मिले (तो) तुलसीदास जमान

મને પણ જેને માટે, ત્હેને પછી વિશેષમાં શું ઉપજાવવું બાકી રહે ?—કાંઈજ નહીં.




# બાલકોની દવા.

લેખકઃ—સ્વર્ગસ્થ વૈદ્ય શ્રી અમૃતલાલ સુન્દરજી પઢિઆર.

(સુન્દરી સુબોધના ૧૯૧૯ ના માર્ચ-એપ્રિલના અંકથી ચાલુ.)

## ૬. બાળકોને ઉપયોગી સામાન્ય દવાઓ.

બાળકોની દવાની બાબતમાં આ વાત ખાસ ધ્યાનમા રાખવા જેવી છે કે તેમને જે દવાઓ આપવામા આવે તે દવા બનતા સુધી સ્વાદિષ્ટ હાવી જોઇએ, દવા એવી જોઇએ કે બાળકોને ખાતાં કરાળો ન આવે, તેને પચતાં વાર ન લાગે અને કોઇપણ રીતે નુકશાન કરે નહિ તેવી નિર્દોષ હોવી જોઇએ જો કે કોઇપણ જાતની દવા બધાં બાળકોને અનુકૂળ આવે તેવી હોતી નથી, કારણ કે બાળકની પ્રકૃતિ જુદી જુદી હોય છે. જેમકે કોઈ બાળકને બહુ જ કબજીઆત રહેતી હોય ને કોઇ (બાળક) ને વધારે પડતા ઝાડા થયાં કરે. કોઈ બાળકનું મોઢી બહુ ગરમ રહે ને કોઇ બાળકના શરીરમાં બહુ શરદી રહે આવી રીતે જુદાં જુદાં બાળકોની જુદી જુદી પ્રકૃતિ હોય છે; માટે એ બધાંની કાઇ એક જ દવા હોઇ શકે નહિ છતાં પણ કેટલીક સામાન્ય દવાઓ હોય છે કે જે વગર જોખમે ઘણાં બાળકોને આપી શકાય. એવી કેટલીક દવાઓ જાણવાથી ઘણાં બાળકોને ફાયદો પણ થઇ શકે છે. બાળકો માટે ઉપયોગી સામાન્ય દવાઓ જાણવાની પણ હાલના સમયમાં ઘણી જ જરૂર છે.

### બાળકોને માટેનાં ચાટણ.

| | | |
|---|---|---|
| ૧. | બદામનાં મીંજ તો. ૧. | ગુલાબનાં ફુલ તો. ૧ |
| | સફેદ મરી તો. ૦॥ | એલચી તો. ૦। |
| | કેસર ૦)= ભાર. | લોટ, તો. ૪ (ઘીમા શેકેલો.) |

આ બધી વસ્તુનો બારીક ભુકો કરી મધમાં નાખવો. ચાટવા જેવું થાય એટલા પ્રમાણમાં મધ નાખવુ. તેમાંથી અર્ધા તોલા સુધી બાલકની ઉમ્મર તથા શક્તિના પ્રમાણમાં ચટાડવુ. તેનું સેવન બાળકની તંદુરસ્તી સારી રાખે છે.

| | | |
|---|---|---|
| ૨. | સુખડ ઘસેલી અમર તેનો વહેર, તોલા ૨ | વરીયાળી તો. ૨ |
| | ભાંગ તો. ૦। | ખસખસ તો. ૨ |
| | જાયફળ તો. ૦॥ | અજમો તો. ૧ |
| | સુંઠ તો. ૧. | |

આ બધી દવાના વજન જેટલી તેમાં સાકર નાંખવી પછી તેનો બારીક ભૂકો કરી મધ મેળવી ચાટણા જેવું બનાવવું. એ ચાટવાથી પણ બચ્ચાંઓ તંદુરસ્ત રહે છે.

| | | | |
|---|---|---|---|
| ૩. જેઠી મધ. | તો. ૪ | બદામનાં મીજ | તો. ૪ |
| વંશલોચન | તો. ૨ | કેસર | ૦)= |
| પીંપરીમૂળ | તો. ૧ | | |

આ દવાઓને ખાંડી મધમા ચાટણ બનાવવું. એ ચાટવાથી ઉધરસવાળાં બાળકોને ઘણોજ ફાયદો થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૪. અતિવીષની કળી | તો. ૧ | કાકચીયા | તો. ૧ |
| સીંધાલુણ | તો. ૨ | કીડામારી | તો. ૧ |
| સંચળ | તો. ૧ | ઉદ્રજવ | તો. ૧ |
| મરી | તો. ૧ | કાળીજીરી | તો. ૧ |

આ બધી દવાઓને વાટી ચૂર્ણ જેવું કરી કુંવરપાઠાના રસમાં અગર લીંબુના રસમાં ભીંજવી રાખવું પછી એ ચૂર્ણ બે આનીભાર સુધી ગરમ પાણી સાથે અગર ઠંડા પાણી સાથે બાળકને આપવાથી પેટના રોગમાં અજબ જેવો ફાયદો થાય છે એ ચૂર્ણ જરૂર પડે તે પ્રમાણે અઠવાડિક પખવાડિક કે મહિના સુધી ચાલુ રાખવુ. આ ચૂર્ણને મધમાં ચટાડવામાં પણ કંઇ અડચણ નથી.

| | | | |
|---|---|---|---|
| ૫. હરડાં, બેડાં, આમળાં, | | ધાણા | તો. ૧ |
| ( સમભાગે ત્રણે મળી ) | તો. ૧ | જીરૂ | તો. ૧ |
| લીંડી પીંપર. | તો. ૧ | ઓથમી જીરૂ | તો. ૧ |
| વાવડીંગ | તો. ૨ | હળદર | તો. ૨ |

આ બધાનું ચુર્ણ કરી ગોળમાં અગર મધમાં મેળવી બાળકોને ચટાડવાથી ઘણો ફાયદો થાય છે. ગરમીના રોગમાં અજબ ફાયદો કરે છે.

| | | | |
|---|---|---|---|
| ૬. ઉટકટારાના મૂળીયાં | તો. ૨ | જેઠી મધ | તો. ૨ |
| રીસામણીનાં મૂળીયાં | તો. ૨ | લીમડાની છાલ | તો. ૨ |
| આવળનાં મૂળીયાં | તો. ૨ | આંબાની છાલ | તો. ૨ |
| | | બાવલની છાલ | તો. ૨ |

આ બધાને ખાંડી ભૂકો કરી તેમાં લવંગ તો. ૨. મીલાવી ચૂર્ણ કરવુ. આ ચૂર્ણ મધમાં ચાટવાથી શકિત વધારી નબળાં બાળકોને પુષ્ટ બનાવે છે.

૭. હરેડ, બેડાં ને આમળાં એ ત્રણે સરખે વજને લેવાં તેનો બારીક ભૂકો કરવો, તેમાં સાકર તથા ઘી મેળવી બાળકોને ચટાડવાથી બાળકોને ઘણો ફાયદો થાય છે વળી ત્રીફળાનું ચૂર્ણ ઘી અગર મધમા ચટાડવાથી ઘણો ફાયદો થાય છે. આ ચાટણ બહુ નિર્દોષ છે. ઠંડક આપનારાણ અને બાળકોને ઝટ પચી જાય તેવું છે

૮. પીપળાની પેપડી ( પોકલાં ફળ ) લાવી છાયામા સુકવી તેનો બારીક ભૂકો

કરી તેમાં જરા મરી મીલાવી મધ સાથે બાળકોને ચટાડવાથી બાળકો જલદીથી બોલતાં શીખે છે. જે બાળકોની જીભ અટકતી હોય તેને ચટાડવાથી ઘણોજ સારો ફાયદો થાય છે

| | | | | |
|---|---|---|---|---|
| ૯. | પાતાળ તુંબડી | તો. ૦I | વજ | તો. ૦I |
| | જેઠીમધ | તો. ૦I | કેસર | તો. ૦I |
| | લીંડીપીપર | તો. ०I | | |

આ બધાને ખાંડી ભૂકો કરવો. ભૂકાને આદાના રસમાં ભીંજવવો. પછી તેને મધમાં ચાટણ જેવું બનાવી રાખવું. આમાંથી બેબે ચારચાર વાલ જેટલું બાળકોને ચટાડવાથી ઉંચ રસની બીમારીમાંથી બચી જશે. જે બાલકને ભરાવ થતો હોય તેને ચટાડવાથી ભરાઇ જવું અટકી–અજબ ફાયદો કરે છે આ દવા ઉપર દૂધ પાવું જોઇએ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦. | કાળીદ્રાક્ષ | તો. ૧૦ | મરી | તો. ૧. |
| | સીંધાલુણ | તો. ૨ | સુંઠ | તો. ૧. |
| | | | જેઠીમધ | તો. ૨. |

એ બધાને ખાંડી તેમાં એક લીંબુનો રસ નાખવો. આમાં મધ થોડું મીલાવી ચાટણ જેવું બનાવવું. આ ચાટણ બાળકોને ઘણુંજ સ્વાદિષ્ટ લાગે છે. ચાટવાથી તેઓને ખાવા ઉપર રૂચી થાય છે. ઝાડો ખુલાસાબંધ આવે છે ભૂખ પુષ્કળ લાગે છે

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧. | ફુલાવેલો ટંકણખાર | તો. ૧ | સુરોખાર | તો. ૧ |
| | ફુલાવેલી ફટકડી | તો. ૧ | જવખાર | તો. ૧ |
| | | | નવસાર | તો. ૧ |

આ બધી વસ્તુઓ ૧૦ તોલા મધમાં મેળવી રાખવી અગર જુના ગોળમાં મેળવી તેમાંથી વાલ અર્ધો વાલ કે બે વાલ જરૂર પ્રમાણે બાળકોને ચટાડવાથી અને તેની ઉપર ગોમુત્રની ચમચી પાવાથી અગર ગોમુત્રમાં એ દવા મીલાવીને પાવાથી બાળકોના પેટના રોગો મટે છે. મતલબ કે લીવર ઉપર, બરોળ ઉપર તથા પેટના બીજા ઘણા રોગો ઉપર એ દવાથી ઘણો ફાયદો થાય છે જે બાલકોનાં પેટ મોટાં આમરડી જેવાં રહેતાં હોય અને હાથ પગ દોરડી જેવાં રહેતાં હોય, તેવાં બાલકો માટે આ દવા ઘણીજ સરસ છે.

## બાળકો માટે શરબતઃ–

| | | | |
|---|---|---|---|
| સંતરાંનો રસ | તો. ૫ | એલચી | તો. ०I |
| ધરાખનો રસ | તો. ૫ | કેસર | તો. ०I |
| લીંબુનો રસ | તો. ૨ | | |

સાકર શેર એકની ચાસણી બનાવી આ ચીજો નાંખી શરબત બનાવવું. શરબતની ટુંકમાં પાણીમાં નાંખી બાળકોને પાવાથી ઘણો ફાયદો થાય છે.

જે બાળકને દસ્તની કબજીયાત રહેતી હોય તેને ગુલાબનો ગુલકંદ ખવરાવ્યાથી ઘણો

ફાયદો થાય છે. જે બાળકોનું લોહી તપેલું રહેતું હોય તેવા બાળકોને આમળાનું શરબત પાવાથી અગર આંબળાનો મુરબ્બો ખવરાવવાથી ઘણોજ ફાયદો થાય છે. આ સિવાય બાળકો માટે તાડિળજાની ભાજીના રસનું શરબત તથા મૂળાના પાંદડાના રસનું શરબત અને બીજી ઘણી જાતનાં ફળોના રસનું શરબત બહુ ઉપયોગી થઇ પડે છે

૧. લીંબડાની પાંકેલી લીંબોળી શેર ૧ લાવી તેને ૬ કલાક ચાર શેર પાણીમાં ભીંજવવી. પછી તેને ચોળી નાખવી આ પાણીને ગાળી લેવું ત્યારબાદ ઉકાળવું. તેમાંથી અરધો અરધ પાણી રહે ત્યારે તેમાં બે શેર સાકર નાખી ઉકાળી ચાસણી બનાવવી તે ચાસણીના સીસા ભરી લેવા. આ લીંબોળીના રસનું શરબત બાળકોને તંદુરસ્તી આપવામાં ઘણુંજ સારૂં છે એ શરબતની એક ચમચી લઇ તેમાં ત્રણ ચાર ચમચી જરૂર જેટલું પાણી મીલાવવું. તે શરબતનું ત્રણે વખત બાળકોને સેવન કરાવવાથી ઘણી જાતના રોગો મટી જાય છે. અને તેમની તનદુરસ્તી પણ સારી રહે છે.

૨. લીંબુનો રસ તો ૧૦ તેમાં પાણી શેર ૧ નાંખવું જરા ઉકળે એટલે સાકર શેર ૧ નાંખી ચાસણી કરી શરબત બનાવવું. તેની અંદર ાા તોલો મરી તથા ા તોલો એલચીનો ભૂકો નાખી ગાળી લઇ શીશીમાં ભરી રાખવું. તેમાંથી ચમચી બે ચમચી શરબત જરૂર જેટલું પાણી સાથે મેળવીને બાળકોને પાવાથી પિત્ત પ્રકૃતિવાળા બાળકોને ઘણોજ ફાયદો થાય છે. ઉનાળામાં જે બાલકોને બહુ ગુમડા નીકળતા હોય તેવા બાળકોને આ લીંબુનું શરબત પાવાથી ઘણી ઠંડક કરે છે એટલુંજ નહિ પણ ગુંમડા મટાડી, લોહીને સુધારે છે.

---

## ગાયનું દૂધ:

દૂધના જેવો પૌષ્ટિક અને અત્યંત ગુણવાળો એવો બીજો પદાર્થ નથી. દૂધ એ આ મૃત્યુલોકનું અમૃત છે. સર્વ દૂધમાં માનું દૂધ શ્રેષ્ઠ છે અને માનું દૂધ ખૂટયુ, ત્યાંથી ગાયના દૂધથી શ્રેષ્ઠ એવું બીજું કોઇ પણ દૂધ મળનાર નથી માણસની શક્તિ અને બળ વધારનાર ગાયના દૂધથી શ્રેષ્ઠ એવો બીજો કોઇ પદાર્થ ત્રિભુવનમાં નથી માણસને બાળકથી તે વૃદ્ધપણા સુધી હમ્મેશ ગાયના દૂધની અત્યંત જરૂર છે. ગાયનું દૂધ સ્વાદવાળું, રૂચિકર, સ્નિગ્ધ, બળકર, અતિપથ્ય, કાન્તિકારક, બુદ્ધિ, પ્રજ્ઞા, મેધા, કફ તુષ્ટિ, પુષ્ટિ, વીર્ય, અને શુક્રને વધારનાર છે. ગાયનુ દહીં સ્વાદુ, બળ વધારનાર, રૂચિકારક, તેજસ્વી, શોભિત, પૌષ્ટિક, મીઠું, ગ્રાહક, કડુ છે. ગાયનું માખણ શીતળ, ધાતુ વર્ધક, તેજો વર્ધક, વૃષ્ય, કાંતિ વધારનાર, ગ્રાહક, બળપ્રદ, બાળક અને વૃદ્ધને માટે જડ, રૂચિકર, મધુર, સુખકારક, આંખનુ તેજ વધારનાર, પુષ્ટિકારક છે. ગાયની છાશ જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે. ગાયનું ઘી રસ વખતે અને પાક વખતે સ્વાદુ, શીત, ગુરૂ, જઠરાગ્નિ પ્રદીપ્ત કારક, સ્નિગ્ધ, સુગંધિ, રસાયન, રૂચ્ય, નેત્ર કાંતિકારક, વૃષ્ય; અને મેધા, લાવણ્ય, તેજ તથા બળને આપવાવાળુ, બુદ્ધિપ્રદ, મનુષ્યને હિતકર છે.

—આર્યભિષક.

पाकशास्त्रः

# ખાન પાન.

લેખકઃ—શ્રીયુત સ્વામીજી શિવાનંદજી તથા પરમાનન્દજી.

( ૧૯૨૦ ના સપ્ટેમ્બર-ઑક્ટોબરના અંકથી ચાલુ. )

૨૩. શકરપારા.

લોટ ઘીમાં સરખા ભાગે મેળવી, અગ્નિ ઉપર મૂકીને લાલ થતાં સુધી શેકવો, લોટથી બેવડી સાકર લઇ તેની ચાસણી કરી, તે લોટ ચાસણીમાં નાંખી તેની અંદર લવીંગ ઇલાયચી આદિ મસાલાનો ભૂકો મેળવી તવેતાવતી ખૂબ હલાવવું. પછી એક કથરોટમાં નાંખી ઠારી દેવું ઠર્યા પછી છરીથી ચોરસ કકડા કરી લેવા. આ શકરપારા ભારી અને મળસ્તંભ ને શીતકારી, પણ કફકારક છે

( પ્રકાર બીજો )—ઘઉના લોટમાં મોવણ નાંખી, લોટની મોટી રોટલી વણવી; તેના છરીથી નાના ચોરસ કકડા કરી ઘીમાં તળીને ચાસણીમાં નાખી થોડી વાર પછી કાઢી લેવા.

( પ્રકાર ત્રીજો )—આ દેશમાં સાકર અથવા ગોળના પાણીમાં લોટ બાંધી ઉપર પ્રમાણે કકડા કરીને ઘી અથવા તેલમાં તળી લેવામાં આવે છે.

૨૪. મઠડી.

મેંદો શેર-૨ લઇ, ઘી શેર ૦ા નાંખી, પાણીથી આકરો લોટ બાંધી, ભાકરી પુરી જેવું વણી, ઘીમાં તળી, ચાસણીમાં નાંખી કાઢી લેવું. આ મઠડી વાત પિત્ત નાશક, વીર્યવર્ધક અને રૂચિકારક છે.

૨૫. સેવો.

મેંદાને દુધથી નરમ બાંધી મોટા ગોળા જેવા વાસણને ઉંધુ પાડી અગર તો ખાસ સેવોના પાટીયા ઉપર અથવા સેવની મશીન (યંત્ર) માં ઝીણી દોરા જેવી સેવ વણી લેવી. પછી તેને તડકામાં સુકવી લેવી. જ્યારે સેવ કરવી હોય ત્યારે પ્રથમ ઘીમાં અથવા તો ખાલી કઢાઇમાં લાલ થાય ત્યાં સુધી શેકવી. ( આ દેશમાં શેકવાનો રિવાજ નથી. ) પછી ઉકળતા પાણીમાં નાંખી થોડીવાર પછી એક ચારણીમાં કાઢી લેવી. પછી તેમાં ઘી, સાકર, દુધ ( અથવા રૂચિ પ્રમાણે ] નાંખી ખાવી. આ સેવ બળદાયક, તુટેલા હાડકાંને સાંધનાર, તૃપ્તિકારક, રૂચકારક, પિત્તનાશક છે. જો ખાતાં પહેલાં શેકવામાં ન આવે તો ભારી, મળરોધક, પીડ લાવનાર, જઠરા મંદ કરનાર છે.

૨૬. કચોરી.

પ્રથમ પીઠી તૈયાર કરવી. ( જ્યારે જ્યારે "પીઠી" શબ્દ આવે ત્યારે તેને આ

પ્રમાણે તૈયાર કરવી: અડદની પોચેલી ફોતરાં વગરની દાળને નીસા ઉપર ખૂબ વાટી તેની અંદર હીંગ, આદુ, ધાણા, જીરૂ વીગેરે વાટેલો મસાલો નાંખી તૈયાર રાખવું.) ઘઉંના લોટમાં મોવણ નાંખી, લોટ બાંધી તેમાંથી આશરે એક રૂપીઆભારનો લુવો પુરી જેવડો વણી, તેની અંદર ઉપરની પીઠી પાથરી, પાછું ગોળ કરી, સહજ વણી, ઘી અથવા તેલમાં તળી લેવી. આ કચોરી ભારી, સ્નિગ્ધ, રૂચિકારક, બળદાયક, સ્વાદુ, પિત્તકારક અને નેત્રોને હિતકારી છે. પણ તેલમાં તળેલી આપોને અહિતકારી છે.

## ૨૭. નિશાસત્તા.

(ઘઉંનું સત્વ-) ઘઉંને ત્રણ ચાર દીવસ પાણીમાં પલાળી હાથવતી ખૂબ મસળવો. તેથી તેનાં ફોતરાં છુટાં પડશે પછી તેને લુગડાથી ગળી ઠરવા દેવા. જ્યારે ધોળો પીળો પદાર્થ નીચે બેસી જાય ત્યારે ઉપરથી પાણી નીતારી નાંખી તેની અંદર બીજું પાણી નાંખી ઠરવા દેવું. ઠર્યા પછી તે પાણી પણ કાઢી નાંખવું. આ પ્રમાણે જ્યાં સુધી ઘઉંની ગંધ (વાસ) માલુમ ન પડે ત્યાં સુધી પાણી નાંખવું અને કાઢી નાખવું. વાસ દુર થયા પછી તે પીળા પદાર્થને સુકવી નાખવો આને "નિશાસત્તા" અથવા ઘઉંનું સત્વ કહે છે. જેમ મેંદાના પદાર્થો બને છે તેમ આના પણ બનાવાય છે.

## ૨૮. મસાલાની મઠડી.

મોવણ નાંખેલા મેંદાના લોટને આકરો બાંધી, તેમાં અજમો, જીરૂ, હીંગ, આદુ, સંચળ આદિ મસાલા નાંખી પૂરી જેવો વણી ઘી અગર તેલમાં તળી લેવું. જ્યારે લાલ થાય ત્યારે કાઢી લેવું. આ મઠડી સ્વાદિષ્ટ, રૂચિકર, કફનાશક અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે.

## ૨૯. નાનખટાઈ.

મેંદો શેર ૧) ઘી શેર ૧) તથા દુધ શેર ૦।, ભેગાં કરી ખૂબ ફીણવું, અને ખમીર થાય ત્યાં સુધી રહેવા દેવું. પછી થાળામાં કાગળ મુકી ગોળ ગોળ લુઆ મૂકવા. તેને બીજા કાગળથી ઢાંકી બીજા થાળાથી ઢાંકી દેવું. ઉપર નીચે સળગતા કોલસા મુકવા. આશરે દસ મીનીટમાં પાકી જશે. આ રૂચિકારક, બળકારક અને કફકારક છે.

## ૩૦. દેવડાં.

મેંદો શેર ૧ તથા ઘી શેર ૦।। લઈ દુધથી બાંધી તેમાંથી ગોળ ગોળ લુવા કરી ઉપરથી જરા દબાવી, ઝીણાં ઝીણાં કાણાં પાડી, ધીમા તળી, ચાસણીમાં નાંખી દેવાં. થોડી વાર પછી કાઢવાં. આ સ્વાદુ, બળકારક અને કફકારક છે.

## ૩૧. લાપસી-(કંસાર.)

એક શેર પાણીના આધણમાં જાડો ઘઉંનો મોવણ દીધેલો લોટ શેર ૧ ઓરવો; તથા પછી તેમાં ગોળ શેર નાખવો જ્યારે બરાબર થાય ત્યારે નીચે ઉતારી ઘી શેર ૦।। નાખી ખુબ દબાવી લેવો. જમતી વખતે રૂચિ પ્રમાણે ઘી સાકર લેવાં. કેટલીક જગ્યાએ ઇલાયચી લવીંગ, તજ, દરેક તોલો ૦।।, પિસ્તા તોલા ૩, દ્રાક્ષ તોલા ૩, બદામ તોલા ૫, એ પ્રમાણે મસાલો નાખવામાં આવે છે આ કંસાર ભારી, પુષ્ટિકારક, વીર્ય વર્ધક, તૃપ્તિકારક અને વાત નાશક છે

## મુસલમાની વખતથી બનતા ઘઉંના પદાર્થો.

આમાં ઘણા ભાગે **ખમીર**નો ઉપયોગ કરવામાં આવે છે. માટે તેની વિધિ પ્રથમ લખવામા આવે છે.

### ૩૨. ખમીર.

મેદો શેર ૦।।, ખાટું દહીં તો. ૧।।। વરીયાળી તો. ૦।, આ બધાને મેળવી પાણીમાં લોટ બાંધી તેની ઉપર એક સ્વચ્છ કપડું લપેટી ગરમ જગ્યામાં રહેવા દેવું. જ્યારે ફુલીને તૈયાર થાય છે ત્યારે તેને ખમીર કહે છે.

### નાન એટલે રોટલી.

### ૧. (૩૩) નાને ચઝદી.

મેદો શેર ૦।।, દુધ શેર ૦।।, ઘી તો. ૧૦, ખમીર તો. ૩, મીઠું તો. ૦।।. આ બધાને કણક માફક બાંધી દેવું. ફુલે ત્યાં સુધી રાખી મુકવું. પછી તેમાંથી થોડું લઈ રોટલી વણવી. વણ્યા પછી તેને બે બાજુએ ચાર કોલા કરી ચોપડી એક થાળીમાં મુકી તેની ઉપર બીજી થાળી ઢાંકી નીચે ઉપર કોલસા મુકવા. લાલ થાય ત્યારે ઉતારી લેવું આ રોટલી સ્વાદુ, ફોરી, રુચિકારક અને બળદાયક હોય છે

### ૨. (૩૪) નાને પનીરી.

મેદો સેર ૨, ઘી શેર ૦।।, દુધ શે. ૧, મીઠું તો. ૨।।, પનીર શેર ૧. મીલાવી કણક બાંધવી. ખમીર થાય ત્યાર પછી ઉપર પ્રમાણે રોટલીઓ કરી લેવી ગુણ ઉપર મુજબ; દહીં લુગડામાં બાંધી ટાંગી મુકવુ જ્યારે પાણી નીકળી જાય પછી દહીંને સુકવી નાખવું. આને પનીર કહે છે

### ૩. (૩૫) નાને બાકરખાની.

મેદો શેર ૧, ઘી શેર ૦।।, દુધ શેર ૨, મીઠું તો. ૩, આ બધાની કણક બાંધી તેમાંથી થોડાની રોટલી વણી તવી ઉપર પકાવી જ્યારે અડધી પાકી જાય ત્યારે દુધના છાંટા નાખી લાલ થતા સુધી શેકવુ. આ રોટલી સ્વાદિષ્ટ, હલકી, બળકારક અને વાતનાશક હોય છે.

### ૪. (૩૬) નાને શેગની.

ઘઉંનો લોટ શેર ૨, ઘી શેર ૦।, દુનીમલાઈ શેર ૦।, દુધ શેર ૧ મેળાવી કણક બાંધી મીઠું તો ૩ નાખી ખમીર થાય ત્યાં સુધી રાખી રોટલીઓ પકાવી લેવી આ રોટલી રુચિકારક, પચિકારક હલકી અને સ્વાદુ હોય છે

### ૫. (૩૭) નાને મઝી.

મેદો શેર ૧, ઘી શેર ૧, મીઠું તો. ૨, મેળવી પાણીથી લોટ બાંધવો તેમાંથી ઝીણી ઝીણી રોટલીઓ વણી લેવી. એક રોટલી ઉપર ઘી ચોપડી તેના ઉપર વારેના બારીક

પિસ્તાં પાથરી તેના ઉપર બીજી રોટલી મુકી તેના ઉપર પિસ્તાં તથા ઘી ચોપડી, આ પ્રમાણે જેટલાં પડ કરવાં હોય તેટલાં કરી તેને ગોળાકાર કરી વણી લેવુ પછી એક છાબ-ડમાં ઘી નાખી લાલ થતા સુધી તળી નાખવુ આ રોટલી સ્વાદુ, પુષ્ટિકારક, સપ્તધાતુ વર્ધક, ભારી અને કફકારક હોય છે આ પ્રમાણે જે મસાલો ભરવો હોય તો ભરી શકાય છે.

૬. (૩૮) નાન કલ્લમા.

મેદો શેર ૧, ઘી શેર ૧, મીઠુ તો. ૧, મેળવી આકરી કણક બાંધી તેમાંથી પાશેર પાશેરની બે રોટલી કરવી. એક રોટલી શેર ૦ાા ની કરી તેના છરીથી બે બે આંગળના કકડા કરી ઉપરની પાશેરની એક રોટલી ઉપર તે કકડા ગોઠવી બીજી રોટલી તેના ઉપર મુકી તે બધાને જાડી વણવી. પછી એક છાબડમાં ઘી નાખી ધીમી આંચે લાલ થતા સુધી તળવી. આ રોટલી પુષ્ટિકારક, ભારી, કફકારક, વાતનાશક, અને આળસુ બાળકોને સાધનાર છે

૯–(૩૯) નાના ફેલા.

મેદો શે ૧, પાકાં કેળાં શે. ૧. તથા ખાંડ, શે. ૧ લેવાં મેદાની કણક બાંધી તેમાંથી થોડું લઇ રોટલી વણી, તેની અંદર કેળા અને ખાંડનુ પૂરણ નાખવુ અને પૂરણ પોળીના આકાર રોટલી વણી ઘીમાં તળી લેવી આ રોટલી પુષ્ટિકારક, રક્ત પિત્તનાશક, પ્રદરને હિતકારી અને કફકારક છે. એજ પ્રમાણે જે પદાર્થનું પૂરણ નાખવામા આવે તેવો ગુણ થાય છે. જેમકે દૂધી નાખવાથી ક્ષયને હિતકારી છે. કુવરનું પાકું નાખવાથી ઉદર રોગને હિતકારી છે.

૮–(૪૦) નાનકુલચા.

મેદો શે ૧, ઘી શે ૧, સાકર શે. ૧, બદામ શે. ૦ા, પસ્તાં શે. ૦ા આ બધાની ગુલબાજગમાં કણક બાંધી તેની અંદર કસ્તુરી વાલ ૧ નાખી નાનખટાઇ પ્રમાણે પકવવું. આ સ્વાદુ, વીર્યવર્ધક, પુષ્ટિકારક, કાન્તિવર્ધક, શરીરને જાડુ કરનાર અને ભારી છે.

૯–(૪૧) હલવો.

મેદો શે. ૧, ઘી. શે ૦ાાા, સાકર શે ૧, મધ શે. ૦ા, કસ્તુરી વાલ ૨, કેશર તો. ૦ાાૅ, ગુલાબજળ શે ૦ા આ બધાને મેળવી કણક બાંધવી અને જાડી રોટલી કરી ખૂબ શેકી ખાંડી નાખી ઝીણી ચારણીથી ચાળી ઘીમાં શેકી, સાકરની ચાસણી કરી, બદામ તો. ૫, પિસ્તાં તો. ૫, ચારોળી તો. ૩, ઇલાયચી તો ૦ાા, લવીંગ તો ૦ાા, દ્રાક્ષ તો. ૪, મેળવી શીરો થાય એટલે ઉતારી લેવું. આ હલવો ભારી, પુષ્ટિકારક, વીર્યવર્ધક, સ્વાદુ, શરીરને જાડુ કરનાર, પિત્તકારક અને વાન કફ નાશક છે.

(આ અંકના ૩૦ મા પૃષ્ઠ ઉપર ચાલુ–)

શીવણ ગુંથણ.

# રૂમાલ.

## (શેમરૉક સ્કવેર.)

લેખકઃ બ્હેનશ્રી કુસુમતી માણેકલાલ દેસાઈ.

૧૫૫) સાંકળી લો

હાર ૧-૫૦ ખાના કરો.

બીજી ત્રીજી ચોથી હારમાં ૫૦) ખાના કરો.

હાર ૫-૯) ખાના ૪) પાસા ૬) ખાના ૪) પાસા ૨૪) ખાના ૪) પાસા ૮) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૬-૮) ખાના ૭) પાસા ૮) ખાના ૭) પાસા ૯) ખાના ૭) પાસા ૨) ખાના ૭) પાસા ૫) ખાના ૧૦) પાસા ૭) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૭-૮) ખાના ૧૦) પાસા ૩) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૧૩) પાસા ૭) ખાના ૧૩) પાસા ૭) ખાના ૧૦) પાસા ૭) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૮-૧૦) ખાના ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૧) ખાનુ ૧૬) પાસા ૬) ખાના ૧૭) પાસા ૧) ખાનુ ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૧૧) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૯-૧૧) ખાના ૪) પાસા ૮) ખાના ૭) પાસા ૧૪) ખાના ૭) પાસા ૧) ખાના ૪) પાસા ૧) ખાનુ ૮) પાસા ૧૧) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૧૦-૧૦) ખાના ૧૦) પાસા ૨) ખાના ૭) પાસા ૧) ખાનુ ૧૩) પાસા ૬) ખાના ૧૬) પાસા ૧) ખાનુ ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાના ૪) પાસા ૧) ખાનુ ૭) પાસા ૧) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૧-૫) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૭) પાસા ૨) ખાના ૮) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૩) પાસા ૭) ખાના ૧૩ પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૩) ખાના ૪) પાસા ૧) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૧૨ ૮) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૨) ખાના ૭) પાસા ૯) ખાના ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૨) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૫) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૩-૬) ખાના ૭) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૨) ખાના ૪) પાસા ૧૮) ખાના ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૩) ૩) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૪-૭) ખાના ૧૦) પાસા ૨) ૪) પાસા ૨૨) ખાના ૪) પાસા ૩) ખાના ૧૦) પાસા ૮) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૫-૩) ખાના ૧૬) પાસા ૫) ખાના ૪) પાસા ૨૩) ખાના ૮) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૧) ખાનુ ૭) પાસા ૫) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૧૬-૮) ખાના ૧૦) પાસા ૧) ખાના ૧૦) પાસા ૭) ખાના ૭) પાસા ૧૯) ખાના ૭) પાસા ૧) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૪) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૪) ખાના ૫) સાંકળી ફેરવો,

હાર ૧૭-૧) ખાના ૪) પાસા ૩) ખાના ૪) પાસા ૬) ખાના ૪) પાસા ૮) ખાના ૪) પાસા ૮) ખાના ૪) પાસા ૫) ૭) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૪) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૧૮-૫) ખાના ૭) પાસા ૧) ખાનુ ૪) પાસા ૭) ખાના ૪) પૈસા ૫) ખાના ૧૦) પાસા ૮) ખાના ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૧) ખાનુ ૪) પાસા ૯) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૧૯ ૮) ખાના ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૪) ખાના ૭) પાસા ૬) ખાના ૭) પાસા ૫) ખાના ૪) પાસા ૪) ખાના ૮) પાસા ૧૨) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૨૦-૮) ખાના ૭) પાસા ૨ ખાના ૭) પાસા ૩) ખાના ૭) પાસા ૬) ખાના ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૫) ખાના ૧૦ પાસા ૨) ખાના ૮) પાસા ૮) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૨૧-૯) ખાના ૮) પાસા ૧) ખાનુ ૧૦] પાસા ૫) ખાના ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૫) ખાના ૮) પાસા ૧) ખાનુ ૪) પાસા ૨) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૧૩) પાસા ૭] ખાના ૫) સાકળી ફેરવો,

હાર ૨૨-૭) ખાના ૧૩) પાસા ૧) ખાનુ ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૧) ખાનુ ૪) પાસા ૫) ખાના ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૮) ખાના ૪) પાસા ૧૦) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૨૩-૭) ખાના ૧૦) પાસા ૨) ખાનુ ૧૦) પાસા ૧) ખાના ૧૦) પાસા ૨) ખાના ૪) પાસા ૩) ખાના ૪) પાસા ૩) ખાના ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૧૧) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૨૪-૩) ખાના ૧૬) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૪) ખાના ૮) પાસા ૨) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૩) ખાના ૪) પાસા ૫) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૧૦) પાસા ૭) ખાના ૫) સાકળી ફેરવો.

હાર ૨૫ ૮) ખાના ૭) પાસા ૧ ખાનુ ૭) પાસા ૫) ખાના ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૮) ખાના ૧૩) પાસા ૮) ખાના ૫) સાકળી ફેરવો.

હાર ૨૬-૯) ખાના ૭) પાસા ૧૦) ખાના ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૬) ખાના ૧૦) પાસા ૧૫) ખાના ૫) સાકળી ફેરવો.

હાર ૨૭-૧૬) ખાના ૭) પાસા ૮) ખાના ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૧૮) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૨૮-૧૮) ખાના ૭) પાસા ૧) ખાના ૪) પાસા ૧૦) ખાના ૪) પાસા ૧૬) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૨૯-૧૨) ખાના ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૨) ખાના ૧૦) પાસા ૧૬) ખાના ૫) સાકળી ફેરવો.

હાર ૩૦-૨૦) ખાના ૧૦) પાસા ૪) ખાના ૧૦) પાસા ૨૦) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૩૧-૨૧ ખાના ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૨૩) ખાના ૫) સા ફેરવો

હાર ૩૨-૨૩) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૫) ખાના ૪) પાસા ૧) ખાનુ ૭) પાસા ૧૪) ખાના ૫) સદ ફેરવો

હાર ૩૩-૧૩) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૭) પાસા ૪) ખાના ૪) પાસા ૧) ખાનુ ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૪) ખાના ૪) પાસા ૧૪) ખાના ૫) સાકળી ફેરવો

હાર ૩૪ ૧૩) ખાના ૧૦) પાસા ૨) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૨) ૮) પાસા ૪) ખાના ૧૦) પાસા ૧)

ખાનું ૧૦) પાસા ૧૩) ખાના ૫) સાફળી ફેરવો.

હાર ૩૫-૧૪) ખાના ૭) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૩) ખાના ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૧) ખાનનું ૪) પાસા ૧) ખાનું ૧૩) પાસા ૧૨) ખાના ૫) સાફળી ફેરવો.

હાર ૩૬-૧૬) ખાના ૧૦) પાસા ૪) ખાના ૪) પાસા ૩) ખાના ૪) પાસા ૩) ખાના ૧૦) પાસા ૧૬) ખાના ૫) સાફળી ફેરવો

હાર ૩૭-૧૨) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૩) ખાના ૧૦) પાસા ૬) ખાનું ૭) પાસા ૧૪) ખાના ૫) સાફળી ફેરવો

હાર ૩૮-૧૩ ખાના ૧૦) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૨) ખાના ૪) પાસા ૬) ખાના ૧૦) પાસા ૨) ખાના ૧૦) પાસા ૧૩) ખાના ૫) સાફળી ફેરવો.

હાર ૩૯-૧૪) ખાના ૪) પાસા ૧૨) ખાના ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૧૩) ખાના ૫) સાફળી ફેરવો.

હાર ૪૦-૧૪) ખાના ૭) પાસા ૧) ખાનું ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૭૨) ખાના ૫) સાફળી ફેરવો.

હાર ૪૧-૨૧) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૪) પાસા ૨૩) ખાના ૫) સાફળી ફેરવો

હાર ૪૨-૨૪) ખાના ૧૯) પાસા ૨૦) ખાના ૫) સાફળી ફેરવો.

હાર ૪૩-૧૪) ખાના ૪) પાસા ૨૫) ખાના ૫) સાફળી ફેરવો

હાર ૪૪-૨૩) ખાના ૭) પાસા ૧) ખાનું ૧૩) પાસા ૨૦) ખાના ૫) સા ફેરવો

હાર ૪૫ ૨૦) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૨૧) ખાના ૫) સા ફેરવો.

હાર ૪૬-૨૩) ખાના ૭) પાસા ૨) ખાના ૭) પાસા ૨૧) ખાના ૫) સા૦ ફેરવો

હાર ૪૭-૨૫) ખાના ૪) પાસા ૨૪) ખાના ૫) સાફળી ફેરવો

હાર હાર-હાર
૪૮—૪૯—૫૦) ૫૦-૫૦ ખાના કરો

## બાળકોની દવા.

(આ અંકના પૃષ્ઠ ૨૧ થી ચાલુ-)

૩ ગુલાબના ફુલ તોલા ૧૦ તથા સુખડનો વહેર અગર સુખડનો ભુકો તો ૧૦ એ બન્નેને પાણી શેરની અંદર બે દિવસ સુધી ભીંજવી રાખવાં પછી તેને ઉકાળવું તેમાં પાણી શેર ૦॥ રહે ત્યારે તેમાં સાકર શેર ૧ નાંખીને ચાસણી બનાવવી. એ શરબત બાળકોને જરૂર પ્રમાણે ચમચી બે ચમચી પાણીમાં મેળવીને પાવાથી ઘણો ફાયદો થાય છે બાળકોની તંદુરસ્તી વધે છે-કાન્તિ વધે છે લોહીને સુધારે છે. ઝાડો સાફ આવે છે અને ગરમીની ઋતુમાં ઘણીજ ઠંડક આપે છે.

(સંપૂર્ણ.)




# ગરીબ બાપડો પતિ !

લેખક શ્રીયુત ભુવનરાય શુકલ.

હિન્દુ સંસારમાં પતિની પદવી ઘણી જોખમદારી ભરેલી છે. એની દશા સૂડી વચ્ચે સોપારી જેવી છે! હિન્દુ સંસારમાં સાસુ વહુને બનતી રાશ આવે એ તો આકાશ કુસુમવત્* (માફ કરજો અપવાદો તો હશે જ) કિન્તુ આપણે જોઇએ છીએ કે મોટે ભાગે આપણે ત્યાં સાસુ વહુનો સ્નેહ કુતરાં બિલાડાના સ્નેહ જેવો છે! એમનો સબંધ ઘડી ઘડીના સંબંધ કરતાં કોઇ બીજી કોટિમાં મૂકી શકાય એવો નથી. જ્યારે જોઇએ ત્યારે અને જ્યાં જોઇએ ત્યાં કલેશ થાય! બીજું કાંઇ નહિ દુર્ભાગ્યે પતિનું! આખો દિવસ ગધ્ધાવૈતરૂં કરવા છતાંય એકાદ નજીવી ભૂલને લીધે ફક્ત સહીનાં બિલાડાંજ તાણવાનું કામ કરનાર ઉપરી અધિકારીઓના કટુ શબ્દો સાંભળી સાંભળીને, અપમાન સહી લઇ થાકયો પાકયો એ બાપડો શાન્તિ મેળવવા ઘેર આવતો હોય, ત્યાં તો વેમળેથી જ કાગારોળ સાંભળવામાં આવે અને ઉમરા પર પગ મુકતાંની વારમાં જ અચ્છી રીતે એનું સ્વાગત થાય!

ઘર એ સુખશાન્તિના નિધાનને બદલે અહિં તો કુરૂક્ષેત્રનું મેદાન થઇ પડેલું હોય અને પ્રચંડ જાદવાસ્થળી જામેલી હોય! ગરીબ બાપડો પતિ! ઓફિસમાંથી બળ્યોઝળ્યો આવી છુટકારાનો દમ ખેંચે, તે પ્હેલાં તો ફરિયાદો નધાઇ જાય એ બાપડો કોને કહે?–શું કહે?–એક પાસે માતા, બીજી પાસે પત્ની! એક તરફ પુત્ર ધર્મ! બીજી તરફ પતિ તરીકેનું કર્તવ્ય! એને તો બન્ને બરોબર એકે એને નવ માસ ઉદરમાં રાખ્યો, જન્મ આપ્યો, ભીનેથી સૂકે સુવાડી પાળી પોષી ઘણા ઘણા સ્વાર્થ ત્યાગ કરી મોટો કર્યો બીજીએ એની સાથે પોતાનું જીવન જોડયું. માતા પિતા, ભાઇ ભાંડુ, કુટુંબ કબીલો, સ્નેહી સબંધી, ઘરબાર છોડી અજાણ્યા વાસમાં વાસો કર્યો કોણ ખરૂં ને કોણ ખોટું? કોને સાંભળે? કોને ઠપકો આપે? કોના લાભમાં ચુકાદો આપે! એને અદલ ન્યાયાધીશનું કામ કરવાનું હોય છે. અને જો એણે મગજનું સમતોલપણું ખોઇ દીધું તો તો એના દુઃખનો આરોજ નહિ! જગત્ અનન્તમુખી છે કહેવત જતીયે મ્હેરે ને આવતીયે મ્હેરે! જો માનું ઉપરાણું લે તો એનાપર 'માવડીયા'નું કલંક ચોંટે છે અને વગર માગે 'દશ દામ નથી' એવું સર્ટીફીકેટ મળે છે! કેટલાક તો મ્હોંફાટ્ટેક કહી જવાની પણ શીખો ધરાવે છે કે "આવડો મોટો થયો પણ કદી ન ગાંપે

* અશક્યવત.

જતો નથી મા આગળ કાંઇ ચાલતુ નથી !" અને-હવે જો બેરીનો પક્ષ લે તો એના પર ' વહી ગયા " નો આરોપ આવે છે " બાયલા " નું પ્રમાણપત્ર મળે છે અને " રાંડના પગે ઘુઘરા બંધાવી નચાવ અને તું તબલો વગાર," એવી બલામણ કરવામાં આવે છે! બેમાંથી કોઇનોય પક્ષ ન લીધો કે જોઇ લો તમાસો, ફજેતીના ફાળકા ! કોઇ મોટુ મન કરી ગમ ખાતું નથી દુનીઆના ટપલા ખાઇ ખાઇ મોટી થયેલ અને હેણે હજુ કશુય જોયું નથી એવી નાદાન—એ બે સ્ત્રીઓ વચ્ચે કશો ફરક પડતો જણાતો નથી કમનસીબી પતિની ! Let alone પોલીસી ( "હોતા હોય સો હોને દો!" એ નીતિ-)નો અમલ કરવા જતાં એને બે પાસનાં ચુંથણાં ! એક આમથી વીંખે તો બીજી તેમથી વીંખે પોતે જાણે 'ટગ ઓફ વોર' ( ખેચતાણ ) નું દોરડું ! તટસ્થપણું જાળવવા જતા એની દશા બેલ્જીયમની થયા મહાયુદ્ધમાં થઇ હતી તેથીયે બુરી થઇ જાય છે ! આ ધર્મસંકટમાંથી બચવાનો કોઇ ઉપાય ? બતાડશો કોઇ એવી યુક્તિ કે સાપ મરે છતાં લાઠી ન ભાંગે ? આ ખેચતાણની દશામાં શું કરવું એ કોઇ કહેશે ? એક ગૌણ ઇલાજ તરીકે ભાવિ પતિઓને ન્યાયશાસ્ત્રનુ શિક્ષણ ફરજીઆત આપવામાં ન આવે ?

---

## પાકશાસ્ત્ર.

( આ અંકના ૨૫ મા પૃષ્ઠથી ચાલુ )

**૧૦-(૪૨) બદામી સકરપારા.**

મેદો શે ૧, ઘી શે. ૦।, બદામના ગોળા શે ૦।, સાકર શે. ૧।, દુધની મલાઈ શે. ૦॥, દુધ શે ૧, બધાને મેળવી કણક બાંધી રોટલી વણી શકરપારા જેવા કકડા કરી ધીમા તળી ચાસણીમાં નાખી થોડીવાર પછી કાઢી લેવા આ પૌષ્ટિક, પુષ્ટિકારક, સ્વાદુ, વીર્ય વર્ધક, અને બળ આપનાર છે

**૧૧-(૪૩) ગુલગુલા કેરી**

લોટ શે. ૧, ઘી શે. ૧, સાકર શે. ૦॥, કેરીનો રસ શે ૧, તજ તો. ૦।, ઇલાચી તો. ૦॥, બધાને મેળવી માલપૂવા પ્રમાણે તળી લેવું આ બળકારક, હૃદયને હિતકારી, વીર્યવર્ધક છે

**૧૨-(૪૪) ફાલુદા**

નશાસ્તા શે ૧, દુધ શે ૪, પાણી શે ૨, મેળવી એક વાસણમાં નાખી પકવવુ અને તવેતાથી હલવવું જ્યારે મધ જેવુ જાડું થાય ત્યારે ઉતારી લેવુ એક મોટા વાસણમાં પાણી ભરી તેની ઉપર ચારણી મુકી તેમાં થોડું થોડું નાખતાં જવું ચારણીમાંથી પાણીમાં સેવ જેવુ પડશે અને જામતું જશે પછી પાણીમાંથી કાઢી રૂચિ પ્રમાણે સાકરના સરબતમાં નાખી બરફ ગુલાબજળ મેળવી ચમચા વતી ખાવુ. ગરમી પિતને શાન્ત કરતા, ઠંડક આપનાર, ઉનાળાની સખત લુમાં હીતકારી, પ્રમેહને મટાડનાર અને કફકારક છે

( અપૂર્ણ. )

# "એ વર આવ્યે શું અંજવાળાં રે-?"

લેખકઃ શ્રીયુત વાસુદેવ મૂળશંકર દ્વિવેદી.

( સીમડીએ કેમ લડશો વરરાજ —એ રાગ )

દાંતે દહીં ચાવન્તા ચડયા રે વરરાજા,
નેણે ઓપે શી ભમ્મર ભૂખરી !
આંખે અમાવાસ્યા ચંદ્ર પ્રકાસ્યા,
વાચા વદો શી રૂડી બોખરી !— ૧.

ગળીયાં શાં ગાત્રો ને માથે છે પળીયાં,
વળીયાં પડયાં છે અંગે અંગમાં;
દાઢી ને નાકનો સંગમ કરતાં,
મોઢું મલાવો રૂડા રંગમાં !— ૨.

ઘોડલીએ કેમ ચડશો વરરાજા ?
ઘોડલીએ ચડતા અંગો ધ્રુજશે.
ઝમરે મગીયાના વાઘા વરરાજા,
આથમના ભાણુ સરખા શોભશો !— ૩.

ખાડું મણુ કે છુરી એ કાળની ?
ઘરમાળા કે એ જાળી કાળની ?
પરણીને શું રણે રંઝાવશો ?
કતલ કરશો શું કુણી કેળની ! ૪.

આવડલાં શાં વલખાં વરરાજા ?
જાતે જનમારે લાડી લાવવા,
રત્નને કાં લોઢા સાથે જડાવો છો ?
કુણાં હૈડાના હીર બાળવા ! ૫.

ફુલવાડીને પોષવા પાણી,—
ભાળી તુજ કાયા-કૂપે છે નહિ !
કુંપળી ફળી તું શાને કરમાવે ?
લગનની હોળી પ્રગટી રે અહિં ! ૬

આશા ભરી આ રાંકડી મૃગલી—
મૃગજળ-આગે રણમાં રોળશો ?
આથમતા ભાણુ સાથે ખીલતા કમળનો,
સંગમ કરી શા પાપ વ્હોરશો ? ૭.

પરમારથ ન્હોતો ?—કે શાખમાં રૈયા!
પૈસાના પોટલા આ કોટમાં।
યમપુરીના પાંજરાણું વર છે—
ત્હારૂં ભગાડી પગનું પાળમાં. ૮.

* * * *

આજે આવેરે યમ દેવનો નદ,
પૈસાપૈસો થ્યંઠ, વિવા' કેરી વરસી।
એ વર આવ્યે શું અજવાળા રે ? ૯.

## ઘડી ગમ્મત!

૧.

વારે વારે વાણીઓ ને સાત વાર સોની,
ત્રણ વાર કંસારો ને એક વાર કોળી!

૧. વાણીઆની દુકાનેથી આપણે કોઈ ચીજ વેચાતી લાવીએ ને વારે વારે (વખતો વખત) તે પાછી આપી બદલાવીએ, તો જેટલી વેળા આપણે બદલાવીએ, તેટલી વખત—દર વેળા, મૂળ વજનમાં તે ચીજ ઓછી જ થતી જાય! કારણ કે તે એની ચાલાકીથી તોળે કે આપણને ઓછું જ મળે.

૨. જો તેનું શોખનું સોનું લઈને આપણે ઘરેણું કરાવ્યું હોય પણ ત્હેની પાંચ સાત વાર ભાંગ તોડ થઈ તો દર વખત સોની અંદરથી કાંઈ ને કાંઈ સોનું કહાડીજ લેતો જાય અને બીજી ધાતુનો ભેગ કરતો જાય એટલે છેવટે અંદર નામનુંજ સોનું રહે!

૩. ત્રાંબા પીતળનું વાસણ આપણે કંસારાને પેર દુરસ્ત કરાવવાને મોકલીએ ને એમ જે ત્રણેંવાર થાય એટલે તે નકામા જેવુંજ થઈ રહે!

૪. અને રસ્તામાં (કે ઘરમાં) આપણને કોળી (ચોર અથવા લુટારો) મળી ગયો, તો તો પછી આપણે કાંઈ સંભાળવાની ફિકરજ ન રહે!—પાસે રહે શું, તે સંભાળરૂ?

૨.

બ્રહ્માજીએ સંસાર રચ્યો, ત્યારે મહાદેવજી ભજવા આવેલા, ત્હેમનો પોઠીયો (નન્દી) ત્યાં ઉભો હતો. તેથી કાંઈ સાબરી આવતા બ્રહ્મદેવજીએ ત્હેને કહ્યું, "ભાઈ, જા સંસારમાં જઈને ત્યાંના લોકોને આટલું વરદાન આપી આવને કે તેઓ મહિનામાં ફક્ત બે દિવસ ખાશે તો પણ એમનું જીવન ચાલશે" પોઠીયાજી "હું-હું" કરતા ધુનમાને ધુનમાં નવી રચેલી દુનિયામાં આવી પહોંચ્યા અને લોકોને ફરમાવ્યું કે "તમો મહિનામાં બે દિવસ નહિ ખાઓ, તોપણ તમારૂં જીવન ચાલશે!" સંસારના મનુષ્યો તો બિચારા ગભરાઇને બ્રહ્માજીને પ્રાર્થના કરવા લાગ્યાં કે "હે ભગવાન, અમારે અઠ્ઠાવીસ દિવસ તો ગુજરાન માટે મહેનત કરવાની રહી, તો કૃપા કરીને કાંઈ મદદ આપો. અમે એકલા કેમ કરીને કરી શકીશું?" બ્રહ્મદેવને મનુષ્યોની દયા આવી અને પોઠીયાજીની ભુલથી જે ગજબ થયો હતો તે જોઈ ત્હેમને બહુ ક્રોધ આવ્યો. નન્દીને ત્હેમણે કહ્યું. 'હે મૂર્ખ પોઠીયા! ત્હારી જ ભૂલથી આખા સંસારમાં ઉદર નિર્વાહનું દુઃખ અત્યંત વધી પડ્યું છે તો ત્હને આજ્ઞા કરવામાં આવે છે કે ત્હારે પૃથ્વીપર જન્મ લઈને મનુષ્યોને તે કાર્યમાં મદદ કરવી'—અને આજે પણ નન્દીજી બળદનો અવતાર ધારણ કરીને હળ, ગાડું ખેંચીને સંસારની ચાકરી કરી રહ્યા છે!

ત્રિંમતરાય હરપ્રભુરાય દેસાઈ

# समय तरंग.

## જાણવા યોગ્ય.

૧.

ઈંગ્લાંડના રજીસ્ટ્રાર જનરલ તરફથી જે વાર્ષિક અહેવાલ હમણાં પ્રકટ થયો છે, તે ઉપરથી જણાય છે કે-૧૯૧૯ માં પાછલાં કોઈ પણ વર્ષ કરતાં લગ્નની સંખ્યા (૪૬૧૩૭) વધારે હતી. આ સાલમાં ૧૯૧૮ ના કરતાં ૯૬૦૮ વધારે જોડાં પરણ્યાં હતાં અને પાછલા દશ વર્ષની સરાસરી કરતાં ૧૧૪૭૦ વધારે હતાં.

**લગ્નવય અને સંખ્યા.**

| સંખ્યા | પુરુષની ઉમ્મર |
|---|---|
| ૫ | ૧૬ વર્ષે |
| ૧૧૧ | ૧૭ વર્ષે |
| ૩૬૦ | ૧૮ વર્ષે |
| ૬૩૧ | ૧૯ વર્ષે |

આ રીતે જોતાં ૧૧૦૭ પુરુષોના વીસ વર્ષની અંદરના લગ્ન થયા હતાં. ત્હેમના પૈકી ૨૧ જણ વિધવાઓની સાથે પરણ્યા હતા. (બાકીના લગ્ન કરનાર પુરુષો ૨૦ વર્ષ અને તે ઉપરની ઉમ્મરના હતા)

સહુથી વૃદ્ધ વિધુર જેણે ફરીથી લગ્ન કર્યું તે ૮૪ વર્ષની ઉમ્મરનો હતો અને સહુથી વૃદ્ધ કુંવારો જે આખી જીંદગીમાં આજ સુધી પરણ્યો ન્હોતો તેણે લગ્ન કર્યું ત્યારે તે ૭૫ વર્ષનો હતો!

**સ્ત્રીઓનું વય અને સંખ્યા.**

| સંખ્યા | સ્ત્રીની ઉમ્મર |
|---|---|
| ૨ | ૧૫ વર્ષે |
| ૪૯ | ૧૬ " |
| ૩૦૪ | ૧૭ " |
| ૧૦૫૬ | ૧૮ " |
| ૧૮૩૬ | ૧૯ " |

આ રીતે જોતાં ૩૨૪૭ બાળાઓએ વીશ વર્ષની અંદર લગ્ન કર્યું હતું (બાકીની લગ્ન કરનાર સ્ત્રીઓ વીસ વર્ષ અને તે ઉપરની હતી.)

સહુથી વૃદ્ધ કન્યા કુમારિકા, જેણે આખી જિંદગીમાં આજ સુધી લગ્ન કર્યું ન્હોતું તે ૭૨ વર્ષની હતી!

સહુથી વૃદ્ધ વયની વિધવાઓ જેમણે આ સાલ દરમિયાન ફરીથી લગ્ન કર્યું ત્હેઓની ઉમ્મર નીચે પ્રમાણે હતી.

૪ વિધવા ૭૧ વર્ષની ઉમ્મરની હતી!
૧ " ૭૨ " " "
૧ " ૭૫ " " "
૧ " ૭૭ " " "

૨.

લંડન શહેરમાં, સહુથી વધારે સાવચેતી રાખ્યા છતાં, રસ્તાઓમાં થતા અકસ્માતોની પણ ભારે સરાસરી આવે છે તેથી ત્યાં આવા બનાવો અટકાવવાને માટે પ્રચાર કરવા ખાસ મંડળ સ્થાપવામાં આવ્યું છે, જેનું નામ 'સેફટી ફર્સ્ટ' (સહુથી પ્રથમ સહીસલામતી) છે. આ અકસ્માતોની સંખ્યા કેટલી મ્હોટી છે, તે નીચેના આંકડાઓથી જણાશે. (૧૯૨૦ ની સાલના આંકડા નવ મહિનાના છે.)

| સાલ | માણસો મરણ પામ્યા ત્હેની સંખ્યા | માણસો અથવા ત્હેની મિલકતને નુકશાન |
|---|---|---|
| ૧૯૧૪ | ૪૧૧ | ૪૨૦૮૧ |
| ૧૯૧૫ | ૫૭૮ | ૪૦૭૩૦ |
| ૧૯૧૬ | ૫૭૭ | ૩૪૫૦૫ |
| ૧૯૧૭ | ૪૨૯ | ૨૭૮૬૦ |
| ૧૯૧૮ | ૪૬૦ | ૨૩૧૭૦ |
| ૧૯૧૯ | ૪૮૦ | ૨૮૫૦૪ |
| ૧૯૨૦ | ૪૦૫ | ૨૫૦૧૬ |

ચીનની ધનવાન રમણીઓ પોતાનાં મસ્તક ઉપર એક જાતનું સોનેરી અથવા રૂપેરી બનાવટી પક્ષી ટોપીમાં રાખે છે

**વિચિત્ર મકાનો**

મોરદા ખાતે એક અજબ જેવું દેવળ છે એ દેવળ માણસની ખોપરી ચૂને હાડકાં વગેરેનું બનાવેલું છે એ દેવાલય મોસ્કોને ઘેરો ઘાલવામાં આવેલો, ત્યારે મરણ પામેલા લશ્કરીઓના હાડકાં ખોપરીઓ વડે બનાવવામાં આવ્યું હતું '

અંબેલાલ સવરામભાઈ દેસાઇ

નોર્વેના બર્ગેન શહેરમાં એક વિચિત્ર બાંધણીનું દેવળ આવેલું છે, તે ઇંડાંનો (બદકે હાથો) ઇંડાનું સત્વ, દહીં અને પાણીમાં મેળવ્યા વિનાનો ચુનો એ વડે તૈયાર કરવામાં આવેલું છે આ દેવળમાં ૧૦૦૦ માણસ બેસી શકે છે.

એક વાંચનાર

**સ્નેહ સન્દેશની છુપી ભાષા'**

યુરોપના દેશોમાં પ્રેમી જનો પરસ્પર ગુપ્ત સન્દેશા મોકલે છે ત્હેનું મ્હોટું શાસ્ત્ર છે દાખલા તરીકે—

(૧) એક સ્ત્રી અથવા પુરૂષ બીજાને કાગળ લખે અને ત્હેના ઉપરના સરનામાવાળા ભાગમાં જમણા હાથે ઉપરે ખૂણે—ટિકિટ આડી ચ્હોડે, તો ત્હેનો અર્થ એવો થાય છે કે લખનાર પૂછે છે કે "તમે મ્હને ચ્હાઓ છો?"

(૨) હવે જો જવાબ લખનારને એ પ્રશ્નનો ઉત્તર હકારમાં આપવો હોય તો ત્હેણે પોતાના કાગળના સરનામાવાળા ભાગમાં ડાબે હાથે ઉપલે ખૂણે ટિકિટ ઉંધી ચ્હોડવી. ત્હેનો અર્થ એમ થશે કે "હા. હું તમને ચ્હાહું છું"

એજ રીતે ફૂલોની પણ ભાષા છે અમુક ફૂલ મોકલવાથી અમુક અર્થ થાય અથવા અમુક ભાવ સમજાય.

B.

**૬૨ વર્ષની યુવતી —**

મિસિસ એફ ડબલ્યુ હેઈગ નામની ઇમેજ બાનુ જેને હમણાં "અનુભવી સ્ત્રી ગોલ્ફ રમનાર મંડળ'ની પ્રમુખ નીમવામાં આવી છે, ત્હેનું વય હાલ ૬૨ વર્ષનું છે અને તે ૫૦ મે વર્ષે ગોલ્ફ (ગેડીદડા) રમતાં શીખી હતી તથા હજી પણ સારી રીતે રમે છે। આ મંડળમાં સભાસદ થવા માટે એવો નિયમ છે કે ઓછામાં ઓછી ૫૦ વર્ષની ઉમરની સ્ત્રીની હોવી જોઈએ।

(મળેલું.)

## હું કુંવારો કેમ રહ્યો છું?

પેરિસના એક પત્રે કુંવારા પુરૂષોને તેઓ કુંવારા રહેવાનું કેમ પસંદ કરે છે, એ પૂછતાં—સંખ્યાબંધ જવાબો મળ્યા હતા, ત્હેમાંથી થોડા નમૂનેદાર છે

રાટેરી—પરણવા માટે સ્ત્રી સાથે પ્રેમ કરવામાં ઘણો વખત જાય છે ત્હેના કરતાં પૈસા કમાવામાં વધારે સુખ સમાયલું છે।

વકીલ—મ્હને ધંધામાંથી બિલકુલ ફુરસદ નથી ને મુસાફરીનો શોખ છે નવરાશ મળે છે કે તરત બૅગ (પેટી) હાથમાં લઈને પ્રવાસ માટે નીકળી પડું છું સ્ત્રી હોય તો નાહક મા થાકૂટ કાવે ને ઘરના બન્દીખાનામાં ગોંધાઈ રહેવા ફરજ પાડે।

વ્યાપારી—હું દરેક રહાજ કરી જાણું છું ને રવિવારે કરી લઉં છું ને કમાણીના પૈસાનું શું કરું છું તેનું બસ મ્હને કોઈ પૂછનાર જ ના જોઈએ. મ્હારા પૈસા અને મ્હારા સમયનો હું સ્વતંત્ર રીતે વાપર કરવા મ્હાગું છું બૈરી હોય તો ત્હેના ઉપર તરાપ મારે!

દુકાનદાર—મ્હારી માના જેવી સંભાળ કોઈ પણ સ્ત્રી આપી શકે એમ છેજ નહિં. મ્હારી બાએ લાડ લડાવીને મ્હને બગાડી મૂક્યો છે હવે બીજી સ્ત્રીનું મ્હોંજ મ્હને ના ગમે।

(આ રાકાના પૃષ્ઠ ૪૦ ઉપર વાંચ)




## વૈદ્યક-વિજ્ઞાન સંબન્ધી સરળ માહિતી.

સુન્દરી સુબોધના માનવન્ત અધિપતિ સાહેબ,

તરદી દેખાતી કે સ્ત્રીઉપયોગી કેટલાક નવા અગત્યના પ્રશ્નો ચર્ચાવાની જરૂર છે. પણ હેમાં મુશ્કેલી એ છે કે તેમાંની કોઇ કોઇ બાબત-ખાસ કરી કોઇ કોઇ શબ્દો-લોકસમાજની રીત પ્રમાણે ખુલ્લા દેખાતા હોય હેવા લખવા પડે છે. એમ લખ્યા વિના તે તે પૂરા સમજાતા નથી. જેમકે જુવાન બાળોને માબાપોએ કેટલીક સૂચનાઓ આપવી જોઇએ, તે એક પ્રકારની ખોટી શરમને લીધે તેઓ આપી શકતાં નથી સ્ત્રીઓના કેટલાક અંદરના (ગુહ્ય) ભાગના દરદો સબન્ધી છૂટથી વિવેચન કરતાં સંકોચ લાગે છે. એ શિવાય સારી સંતતિ ઉત્પન્ન કરવાની બાબતમાં જે લેખો લખાય, હેમા કેટલીક વધારે પડતી ખુલ્લી દેખાતી વાતો લખવી પડે છે. આવી આવી ઘણી બાબતો છે. તે શિવાય અમુક મુદ્દતનું બ્રહ્મચર્ય-સ્ત્રી અને પુરૂષો બંનએ-પાળવાની બાબતમા પણ કેટલીક ખુલ્લી સૂચનાઓ આપવાની જરૂર પડે છે અને વાઝીયાપણું અટકાવવાની બાબતમાં પણ દવાઓ ઉપરાંત કેટલીક ખાનગી સૂચનાઓ આપવા જેવી હોય છે એ બધી વાતો યુરોપ-અમેરિકાના દેશોમાં બહુ છૂટથી કહેવાય છે. તેમજ આપણા જૂના વૈદક ગ્રંથોમા પણ જરાપણ સંકોચ વિના એવી અગત્યની બાબતો બહુ સ્પષ્ટ રૂપમાં કહેલી છે પણ અફસોસની વાત એ છે કે હાલમા આવી અગત્યની બાબતો લખવામાં પણ ઘણો સંકોચ રાખવો પડે છે અને તેમ છતા જો કાંઇ એવી બાબત ખુલ્લા રૂપમાં કહેવાય તો જાણે કોઇ મ્હોટો ગુનો થઇ જતો હોય, એમ કેટલાક ખોટો માની લે છે. તેથી પરિણામ એ થાય છે, કે જે વાત પ્રજાએ બહુ સ્પષ્ટ રૂપમાં જાણવી જોઇએ હેવી વાતો પણ અંધારામાં રહી જાય છે, એટલુંજ નહિ પણ ઇરાદા પૂર્વક, છતાં સાધનોએ, 'એવી બાબતો ઉપર ઢાંકે પીછોડો કરવો પડે છે. તેથા ખરાબી એ થાય છે કે જેને સંતાન થઇ શકે તેમ હોય, હેનું પણ વાંઝીયાપણું મટતું નથી, જેના રોગ મટી શકે હેવા હોય હેવી સ્ત્રીઓના રોગ પણ મટતા નથી અને અનીતિના જે ભયથી જુવાન બાળકો તેમજ વૃદ્ધ સ્ત્રીજનો આગળ જે વાતો કહેવી જોઇએ અને કહેવાતી નથી, તે વાતો ન કહેવાથી ઉલટી અનીતિ અને દરદો વધે છે!—હેવી બાબતો મર્યાદામાં-જેટલું બને તેટલું-રહીને લખાય તો તે હવે લોકોએ સહન કરી લેવાની ટેવ પાડવી જોઇએ એટલુંજ નહિ પણ એવી જાતના મહત્વના લેખે ને તો આવકારદાયક ગણવા જોઇએ આપણી સમાજમાં એ માટે એવા પ્રકારની લોકલાગણી ફેલાવવી જોઇએ, આપણી બહેનોએ એવી જાતના લેખો માટે માગણી કરવી જોઇએ તથા આપણા વિદ્વાનો અને ગૃહસ્થોએ એવી જાતના લેખોથી હજી સુધી ભડકવા નહિ કરતાં હેની જરૂર સ્વીકા-

રવી જોઇએ આવી બાબતો પ્રકટ કરવા માટે હું આપને વિનતિ કરૂં છુ અને આશા રાખુ છુ કે આપના લોકપ્રિય સુન્દરી સુબોધમાં રહેવો લખાણ દાખલ કરવા મહેરબાની કરશોજી અને તે માટે જે કોઇ સજ્જન સ્ત્રી પુરૂષોના જાણવા લાયક અભિપ્રાય આવે, તો તે પણ આપના પત્રમાં છાપવા કૃપા કરશોજી

અમદાવાદ.
તા. ૩૦-૬-૧૫

વૈદ્ય અમૃતલાલ સુન્દરજી પઢિયાર.

**. આ પત્ર સ્વર્ગસ્થ ભાઈ શ્રી અમૃતલાલ પઢિયારે તેઓ છેલ્લા અમદાવાદ આવ્યા ત્યારે પ્રકાશન માટે આપેલો હતો પરન્તુ તે પાછળથી આડો અવળો મુકાઇ ગયેલો, તે બહુ તપાસ કરતા પણ હાથ લાગ્યો ન્હોતો થોડા સમય ઉપર ભાઈ પઢિયારજીના એક લખાણમાંથી તે મળી આવ્યો છે, અને અહિં પ્રકટ કરવામા આવે છે જે વિષય ઉપર આ પત્ર લખવામા આવ્યો છે, તે અત્યંત મહત્વનો છે અને સુન્દરી સુબોધને અમે એમણે જણાવ્યા છે તેવા વૈદ્યક વિજ્ઞાનના લેખો સરળ ભાષામા લખાવી પ્રકટ કરવાની વ્યવસ્થા કરવાનો નિર્ણય થયો છે શ. જ.

## છોકરાંઓને અપાતુ અફીણ.

મે. સાહેબ,

હું આશા રાખું છુ કે આ મહત્વના વિષયનો પત્ર આપના લોકપ્રિય માસિકમા પ્રકટ કરશો

છોકરાં કેમ કરીને રડે નહિ અને પોતાને શાંતિમાં પોતાનું કાર્ય કરવા દે, એવી ઇચ્છાવાળી માતાઓ અફીણનો ઘણો ઉપયોગ કરે છે વિશેષે કરીને હિંદુઓની ઉતરતી કોમો (જેને પછાત કહેવામાં આવે છે તે) આ પ્રમાણે મોટી સંખ્યામાં કરતી જોવામાં આવે છે. કણબી, કોળી, કારીગર વર્ગો ઇત્યાદિ જે ન્યાતોમા સ્ત્રી વર્ગને મજૂરી કરીને પૈસા કમાવવાનું ફરજિયાત છે, તેઓમાં છોકરાંની ઓછામાં ઓછી સંભાળ લેવાય છે, એ નિર્વિવાદ છે. આ કોમોની સ્ત્રીઓ પોતાનો માતૃધર્મ સમજતી હશે કે કેમ, અગર પોતાનાં છોકરાંને આ જોખમી ઇલાજથી કેવું ભારી નુકશાન છે તે જાણતી હશે કે કેમ, તે વિષે મને પોતાને તો પૂર્ણ રીતે શંકા છે આ શિવાય કેટલીક જાતોમાં (જેવી કે ગરાશિયા અને ઠાકરડા) તો બચ્ચાંને અફીણ આપવું એમાં મોટાઇ ગણાય છે. સ્ત્રીઓ દિવસે મજૂરી કરવાને જાય, ત્યારે છોકરાંને સાથે તો ન રખાય, પણ ઘેર જેને તેની સુપરત કરી હોય તે એને રડતું જુવે કે અફીણની ગોળી આપે આમ થવાથી એનું શરીર પહેલેથી જ બીગાડ પામે છે મીલોમાં કામ કરનારી સ્ત્રીઓ તથા કડીયા સુથાર સાથે અથવા બીજે ઠેકાણે મજૂરી કરવા જતી સ્ત્રીઓનાં બચ્ચાં આ પ્રમાણે વિશેષે કરીને હેરાન થાય છે. વળી કોમોમાં આટલું બધું નહિ, તો પણ છોકરાંને અફીણ આપવાનું ચાલુ તો છે

આનું ફળ એ મળ્યું છે કે મોટા શહેરોમા બાળ મરણની સંખ્યા વધતી દેખાય છે. બચ્ચાંનાં દર્દો પણ વધારે છે અને આગળ વર્તાં એ બચ્ચાં જ્યારે મોટાં થઇ સ્ત્રી અથવા પુરૂષ તરીકે જીંદગી ગાળવાને તૈયાર થશે, ત્યારે તેમને માટે કેટલીક પીડાઓ અગાઉથી જ તૈયાર થઇ હશે. દાખલા તરીકે (૧) તેમને એવા વ્યસન તરફ ફરતી બેચાગ્ય થશે (૨) તેમની હોજરી જોઇએ તેટલી સારી નહીં હશે (૩) તેમના મગજ અને પાચકશક્તિ ઉપર અશક્તિ

છવાઈ રહી (૪) અને આ શિવાય તેમની કુટેવોની અસર તેઓ પોતાના છોકરાંને વારસામાં સોંપશે, એમાં પણ શંકા નથી. આની સાથે જે ઘરમાં આહીંણું છોકરાંના ઉપયોગ માટે લેવાય છે, તેમાં સ્ત્રીઓને બીજા' દરદો ઉપર પણ અફીણ વાપરવાની આદત પડે છે એટલે કંઈ થઇ આવ્યું તો અફીણ આમ તે ઝેરી ચીજનો ઉપયોગ દિવસે દિવસે વધે છે.

સેવા મંડળો તેમજ આરોગ્ય મંડળોએ આ મહત્વના વિષય ઉપર વિશેષે કરીને લક્ષ આપવા જેવું છે. છોકરાંની માંદગી, કમનસીબ તથા મરણની' સંખ્યા ઉપરથી બહુ વિચાર કરી શકાય પ્રજાની આરોગ્યતા સાચવવાને પ્રથમ પગથિયું આ બચ્ચાં છે. તેમની સંભાળ જેમ વધારે લેવાય, તેમ પ્રજામાના સ્ત્રી પુરૂષોની આરોગ્યતા પણ વધારે સારી થાય, એવો અનુભવ સુધરેલા દેશોનો છે ત્યાંના દુ:ખો આપણા ઉપર આવી પડવા છે, તો તે નાબુદ કરવાનો ઇલાજ ત્યાં લેવામાં આવતી રીતિઓ પ્રમાણે કાર્ય કરવાનો છે તેથી આવા દોષો આપણી પ્રજામાં ન વધે એવાં પગલાં પ્રથમથી ભરાવાં જોઇએ. એક દેશી વૈદ્ય.

---

## જુગારનું વ્યસન.

સુંદરી સુબોધના અધીપતી સાહેબ,

આપના માસીકમાં ઘણી બાબતો વીસે લેખ આવે છે ને તે ખરેખર વંચાય છે તથા તેમાંથી અમને સારો બોધ મળે છે. પણ આજસુધી જુગારના જેવી બુરી ચીજ વીસે આપ સાહેબ કોઇ દહાડો કંઇ બી છાપતા નથી. ગયા માસીકમાં એક બાઇએ બૈરીઓની ભુલનાં માઠાં ફળ દર્સાવ્યાં હતા. પણ તેવી ભુલો હર કોઇ માણસથી થઇ જાય. ને એકવાર ભુલ થઇ ગઇ તો ફરીથી તેમ કરતાં માણસ બહુ અચકો ખાસે પણ જુગારની બદી એવી ખરાબ છે કે તેની ભુલો હરદમેસ થાય છે ને તેમાં ફસેલ આદમી જેમ દહાડા જાય છે તેમ વીસેસ લપટાતુ જાય છે' આ વ્યસન કંઇ સેકડો બલકે હજારો બૈરીઓ ને મરદોને લાગુ પડેલ છે એકવાર, બે વાર, ત્રણ વાર,–એના મોહમાં માણસ ફસ્યું એટલે ફસ્યું! એમાંથી કંઇ છુટવા વારોજ નહી! રમતની માંહે હારજીતની હોંસ એવી ભારે લાગી રહે છે કે બીજું કંઇપણ સુજતું નથી. એની મથલાલ બહુ ચીકાશ ભરેલી છે તે વધારે વધારે ઉંડા તેમાં ઉતારી દેય છે ને આખરે તે માણસની ખાના ખુવારી થઇ જાય છે. આ નઠારી બદીમાં ફસેલની સું દસા થાય છે તે જુઓ. ખગબ સોબતમાં ચકચુર. આબરૂ જાય. અકલ ગુમ બદખ્યાલની ખરાબી માથે દેવાના પહાડ ને હરેક રીતે નુકસાન! ઘરનાં આદમીમાં ફુટતી ખુલી થાય છે ને દુનીયાની નજરમાં માણસ જેવુ માણસ પણ ઘુળથી બી હલકું લાગે છે! વાત વધવે માણસ હાથે કરીને મોત માગી લેય છે મોત!– એવી ખરાબી આ બદીથી થાય છે.

જે લોકોને આ બુરી વાતનો ખ્યાલ નથી, તેઓ બહુ સુખી છે. પણ અફસોસ, અમારા લોકોમાં બચપણથી માંડીને છોકરાં દેખાદેખી શીખે છે ઘરનાં માણસો, મરદો, બૈરાંઓ, બધાંને એ રમતનો ટેસ, એટલે છોકરા બી શીખેજ. પણ તેની ખરી ખુવારીના કુંડ, ખાસકે વખતના નુકસાન વીસે કોણ વીચાર કરે છે? અમારા લોકમાં બૈરાંઓ વાંચતાં લખતાં

જાણતી હોય તો ફક્ત ભણેલી કહેવાય પૈસો ખરો પણ અક્કલ નહી એટલે મરદોને એવી રમતનો સખત વળગાડ હોય તો બાપડી બૈરીઓ તેથી કેમ બચી સકે? ઘરે ઘરમાં આ દુરટ બદી છે ઘરે ઘરમાં આ વાતને લીધે જુઠું, ચોરી, બદચાલી, બેઆબરૂ થાય છે હરેક જાતનું કપટ ને દગો જોવાય છે પણ તેને કોણ રોકી સકે? મરદોને ઘરમા સું થાય છે તેની પરવા થોડી બા હોય તો તેમ કરે પણ પોતે ધંધામાં ગુંચાયલા. એટલે તેમને વખત થોડો મલે ને જે મલે તેમાં ઘેર પણ ધંધાનુંજ કામ હોય તહેવારના દહાડામાં આરામ મલે તેમા આ બદી સામી ઉભી હોય એટલે કંઇ ઘર કામમા કે કંઇ બૈરાં છોકરામાં ધ્યાન સું આપે? માટે તમો વડીલને આ હકીકત લખી છે ને અરજ કરૂં છુ કે સુંદરી સુબોધમાં આ બદીની સામે મેહેરબાની કરી તમારી ભખતમાં સખત કટારો ચલાવસો. અમારા ઘણા ખાતામાં તમારૂ પેપર વંચાય છે માટે જુગારની બદી તમો સખત લખાણો લખવાથી બંધ કરાવી સકસો એમ અમને લાગે છે. અમારી બૈરીઓની જાત આંધળી છે, કેમ જે ઘણી બાઇઓ અભણ છે તો અમારી દયા તમારે વધારે લાવવી જોઇએ આ જુગારનો સળો ઘેર ઘેર પેસી ગયો છે તે તમો જેવા મહેનત કરસે તોજ ઓછો થસે એમ દીસે છે

## આ દુર્વ્યસન કેવી રીતે વળગે છે?

આ દુરટ બદીની સરૂવાત એવી નાની બાબતોમાથી થાય છે કે માણસને કંઇ ખ્યાલ આવતો નથી, જે તે ન-કમાં પેસવા લાગ્યો છે. બચપણમા નાનાં છોકરાંની સાથે એ ટેવ લાગુ થાય છે પાછલથી મરખી સહીઓમાં તેનો દોર જામે છે તે છેવટે તેની વાત એટલી હદ સુધી જાય છે કે બાઇ પોને પતાવ્યુ કે બસ ખ મા ચેન ના પડે। પોતાની મંડલી એકઠી થતી હોય ત્યાં તુરતા તુરત ચાલી જવાનું અને પહોચ્યા કે પાનાં, પાના ને પાનાં—બીજી વાત નહી! જીત ઉપર બાજી હોય તો આપણો જીવ જાણે જીતનાં જીવન સરગમા પહોંચી ગયો, એમ ખુસાલીમાં તે દહાડે તો બસ સીખંડ પુરી ખાધા વગર ચાલે નહી, પછી ઘેર ખવાય નહી ને ધણી પુછે તો જુઠુ બહાનું કાડવુ પડે, તે વાત નજીવી છે તેનુ કારણ એમ છે જે આટલું જુઠું બોલવાથી વાતનો છેડો આવતો નથી, બહુ ખરાબી થતી નથી પણ આ જુગારની રમત એવી છે કે દસ જણ રમે તેમાં એક બે જીતે. એટલે ઘણી વેળા તો હારવાનું નસીબે સરજેલું! વળી સાથે રમનારામાં એકાદ જણ તો રમતમાં આબાદ દગો કરનાર હોય એટલે એ વધારે વેળા જીતે, એમાં કંઇ નવાઈ જેવું નથી આમ હોય ત્યારે જે બૈરીઓ હારે તેમને પૈસા તો આપવા પડે તે પોતાની પાસે હોય ત્યા તો ઠીક. પણ ન હોય ત્યારે દેવું કરવાનુ, પણ રમવાનુ તો નકી! હવે ધમધોકાર રમત ચાલતી હોય તેમાં બે ચાર રૂપીઆથી સું ઉધાર કરે? વળી કોઇ વધારે પૈસાવાળી હોય તેને તો તે ગુમાવવા પાલવે પણ બીજી બાપડી ગરીબનું શુ થાય? હવે ખુબી એમા સમાયલી છે કે પેલી દગો કરનારી બાઇજ બીજીઓને પૈસા કરજે આપીને રમાડે છે, ને છેવટે ખોટામાં ખોટું દમાણ પણ તેજ કરે છે ને પૈસા સખત વીયાજ સાથે કઢાવે છે તેથી વારે ઘડીએ ઘરેણું આપવા પડે ને ઘરધણીને કેવું કે ખોવાયા અથવા ચોરાયા, અગર ઘરમાં ધાડ કે ફટ હોય તો તેને માથે નાખવું આટલાથી પતી ગયુ તો ઠીક, નહીતર બાજી હાથથી જાય છેવટે પેલી બોગી મલી થનારી બાઇ આ ભોળી, ગરીબડી, અજ્ઞાન મૈયોને સાનમાં રને ચઢાવે છે ને પછી નીતીની તેમ આબરૂની પુષ્કળ ખરાબી થાય છે!

## અનિષ્ટ પરિણામો.

આ ખોટી રમતના બહુ માઠા ફળ જોવાય છે તો પણ લોક તેમાં લપટાયા છે તે હજી છોડતા નથી. ધરધણી પૈસા ખુવે છે, ધણીઆણી પૈસા ખુવે છે નાનાં છોકરાં છોકરીઆં પૈસા ખુવે છે. આમ બધી કમાણી આ બદીમાં બરબાદ થાય છે પણ લોકો સમજતા નથી. હું જાતી અનુભવ ઉપરથી આ લખું છું. હજી થોડુંક થયાં હું તો એક સાચી બાઈના બોધથી ઘણી મહેનતે છુટી છું પણ એ છુરા મરજથી દાઝ્યા વગર રહી નથી. પણ મારી માઠી વાત આટલેથી પુરી થઇ છે, એ માટે મારી આ બેનની હું જીવતાં જીવત લગી આભારી છું. હું જીવીસ ત્યાં લગી એ વાત કદી ભુલીસ નહી, કેમ જે હું જીવતી રહી છું તે એને જ લીધે છે. જુગારની રમતમાં પૈસાની બરબાદી થતાં સીવાય માણસ છેવટે બહુ હેરાન થાય છે. મ તેને છેતરવાં, ખોટું બોલવું, ખોટું ચાલવું અને ખોટા સવાદ લાગુ પાડવા પારકાને માથે ખોટાં આળ મુકવા ખોટાં પાપ કરવાં આવાં દુષ્ટ સ્વપણે તેને લીધે બનીએ છીએ. મેં તો આ વ્યસન સદંતર છોડી દીધું છે ને પાછી મુક્યું છે કે પાનાં હાથમાંથી ન લેવાં પણ બીજી બાઈઓને તે વાત સમજાવવાની જરૂર મને લાગે છે તેથી તમો મેહેરબાનને આ બાબત જોસથી લખાણ ચલાવવાની અરજ કરૂં છું.

એવી ખરી બનેલી હકીકતો મારા જાણવામાં છે કે જેથી ધરધણીઓની આંખોના પાટા છુટી જાય. એમના ઘરોમાં સાવચેતી રાખવાની જરૂર છે, એમાં શું કહેવા જેવું છે? માઓ જાણે છે જે દીકરીઓ સાથી છે ને નીસરી જાય છે પણ ત્યાં તેઓ જુગાર રમે છે. ધણી જાણે છે જે પોતાની બૈરી ભોળી ભલી છે. તે વાત ખરી હસે પણ તે ધણીઆણીને જુગાર રમવા વગર ચેન પડતું નથી. ઘરમાંથી ચોરીઓ થાય છે વારે વારે કીમતી ઘરેણાં લુગડાં ગુમ થાય છે પણ તે વીસે વધારે તપાસ થાય તો માલુમ પડે કે એ ચીજો કેમ પગલાં કરે છે? માટે ખરા દાખલા જાહેર કરવાની બહુ જરૂર છે કે તેથી આંખો મીંચીને બેઠેલ માણસોની આંખો ખુલી જાય. માટે તમો બાઈજી જો સલાહ આપો તો હું જુગારની બદીની ખુવારીના ખરા દાખલા લખી મોકલીસ. મારી જે નવી સહીની સલાહ વડે હું આ દુષ્ટ વલગાડમાંથી છુટી તે બેનની એવી સલાહ છે તેથી આપને પુછું છું.

લી. એક બાઈ દાઝેલી

---

## હું કુંવારો કેમ રહ્યો છું?

(આ અંકના પૃષ્ઠ ૩૫ થી ચાલુ)

પત્રકાર — મ્હારે મ્હારા ખાનગી (અંગત) ખર્ચ ઓછું કરવું પડે એમ કરવા માટે હું બીલકુલ તૈયાર નથી.

રૂખડેલ — મ્હને ઘરનું અનાજ ભાવતું નથી. બૈરી હોય તો ઠીક હોટેલ તો ઘેર રહેવું પડેને?—તેમ કરવા કરવા બૈરી ન પરણવી હું પસંદ કરૂં છું.

લેખક — મ્હારા મનજમાં ઉમદા ઉમદા વિચારો આવવા લાગ્યા હોય ત્હેવા કીમતી સમયે બૈરી હાથ નો તે સામી આવીને— "આ લાવ" ને "લાવો" કહી કહીને મ્હારો જીવ લઇ નાખે! માટે મ્હને માફ કરો.

એક વાચનાર

# સુન્દરી સુબોધ ⁂ માસિક વધારો.

[ પુસ્તક ૧૮ મું : અંક ૧—૨ જાન્યુઆરી–ફેબ્રુઆરી, ૧૯૨૧. ]


## स्वर्गस्थ श्री गोखलेजीने संबोधन.

आज आकाशना घुमटमां स्वर्गथी,
को महात्मानी महाज्योत भासे;
आज अम मन्दिरे को फिरस्ता तणी,
विजवरणी प्रभा कँ प्रकाशे.
आज ओ हिन्दना देव सम तनुज तुज,
जीवन संदेश संजीवन करवा;
हिंद माता तणां बाळ भेळां मळ्यां,
निज हृदय मांहि ए ज्योत भरवा.
कर्मना योगनो मंत्र कुरुक्षेत्रमां,
पुनीत गोपाळ मुखथी गवायो;
सतत निष्काम सेवा प्रतिज्ञा तणो,
आत्म आकाश पटमां छवायो.
तेंय गोपाळ ! ए नाद जाग्रत करी,
हिंद—सेवक तणो भेख लीधो;
जीवनना जीवनने, प्राणने, आत्मने,
हिंदना चरणमां अर्पी दीधो.
ए महामंत्र अम जीवनमां जीरववा,
ए प्रतिज्ञा फरी याद करवा,
हिंदना हृदय स्वातंत्र्यना मन्दिरे,
पुनः वळवा तने साद करवा.
नवल युगनी महा ज्योतिना किरणमां,
अम हृदयमां नवा राग जागे;
अश्रु अंजलि भरी, वीर पूजन करी,
हिंदना बाळ तुज पाय लागे.*

मजनूं.

## काव्यकुंज.

### " હમારો મોહન."

લેખક બ્હેન શ્રી કચન્ બ્હેન્ *

( જસોદાનો જીવન ઉભો જમુનાને તીરે )

હમારો મોહન ઉભો સાગરને તીરે...—
અમૃત પાણી રૂડાં ધીમે ધીમે — હમારો.

ઉંચાં ઉંચાં ધ્યેય એનાં હૃદયો વધાવે,
અંતરના નાદ એનાં કાર્યોમાં નાચે — હમારો.

ઐક્ય સાગર મથ્યો સત્ય રવૈયે,
સ્વાશ્રયનાં રત્ન મોંઘાં મુલ્ય કાણ આંકે— હમારો.

જસોદાનો સુત આવ્યો, ધન્ય ભૂમિ ગુર્જર,
આર્યોનો પ્રાણ વ્હાલો, ક્રોધનો કદ— હમારો.

વેદોને પાછ રચ્યો, ભારતનો ભાનુ,
જ્યોતિમાં ન્હાઇ રહ્યા અદલા હો ઇશ— હમારો.

—•—

### " વીર હાક હો."

લખકઃ બ્હેન્ શ્રી કચન બ્હેન્

( આશાવરી. )

હમેરી આશીર્વાદ વીર હાક હો !
રણમાં ગુંજેજી એ તો યશ કંઠ હો— .. હમ દેરી.

સ્નેહનાં સુધ્યાન પ્રેર્યા જીવન ધ્યેય હો...
દિવ્ય પ્રેમ તાન ભર્યાં, જનનિ ગાન હો ... હમ દેરી.

... .. ... ...

વીરમાત વીરઘેલી થે જોહાર હો . .
ત્યાગની ઉષાનો પુત્ર હે પરાગ હો .. હમ દેરી.

કેસરી શાં બાલ પ્રભુ જગ પૂજાય હો...
હમેં ગર્વ ઓજ વીર જ્યોતિ નૂર હો... હમ દેરી.

---

* પિઠબાદના મહિલા સુબોધ મંડળમાં શ્રીયુત ભાઈ લલ્લુભાઈએ કોંગ્રેસ કમીટીએ પસાર કરેલાં ઠરાવ તથા અસહકાર વિષે ભાષણ કર્યું, ત્યારે માંસાઓએ ગાયેલું પ્રભાત.

# રેંટીયાનું ગીત.

લેખક: શ્રીયુત ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

( આશાભર્યા તે અમે ઉતર્યા . ...એ રાગ )

હૈયે ચઢ્યો રે ! મારો રેંટીયો,
એનો હૈયે ચઢ્યો સન્દેશ રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

જુની જુની તે સ્મૃતિ જાગતાં
એને સંભારે આપ્યો ય દેશ રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

હિત ને અહિત આજ જાણીયું,
જાણ્યું પરનું ને પોતાનું આજ રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

ઉડ્યું રે ! મોહ કેરૂં સોણલું
ત્યારે જોયું આ રેંટીયાનું રાજ રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

લાગે છે પંખા સોહામણા,
એની લાગે છે નાદ તો મધુર રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

સાદાઇ શીખવે હેતથી
એનાં સુતરનું નરવું નૂર રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

તારે તારે એના નીકળે
દેશચડતીનો મીઠો અવાજ રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

છાનો પડ્યો'તો એક ખૂણે,
એને લાવ્યા ગાંધી મહારાજ રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

આવો—વધાવો એને પ્રેમથી,
એને સત્કારે દેશનું હિત રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

પોતાનું પોતે લ્યો ઓળખી,
ફરી પામવા એ યત્ન ધરી ચિત્ત રે !
રેંટીયો હૈયે ચઢ્યો રે !

# દેવભૂમિ સમ હમારૂં હિંદુસ્થાન.

લેખક: બ્હેન સૌ. "ચારૂ" બ્હેન.

હીમવાન શોભિત હીમરાશીથી રક્ષણ કરતો જેહ તણું,
ગંગા યમુના પવિત્ર સલિલે ક્ષાલન કરતી પાપતણું,
ઇન્દ્ર તણા કાનન સમ સુન્દર ભૂતળ રમ્ય રસાળું છે,
તે સુરભુમી સમ, નંદનવન રૂપ, હિંદુસ્થાન હમારૂં છે.

જ્યાં પુણ્યાત્મા પ્રાતઃસ્મરણીય રામ સીતા ઉત્પન્ન થયાં,
જ્યાં પરમાત્મા કૃષ્ણચંદ્ર શ્રી ગીતા પરમ પુનીત વદ્યા,
જ્યાં શ્રી શંકર બુદ્ધદેવનું ચરિત્ર પરમ દયાળુ છે,
તે સુરભુમિ સમ, નંદન વન રૂપ, હિંદુસ્થાન હમારૂં છે.

વશિષ્ઠ, નારદ, વિશ્વામિત્ર સમાન જ્યહાં બ્રહ્મર્ષી થયા,
આદિકવિ વાલ્મિકી, વ્યાસજી સમા પૂજ્ય નરરત્ન થયાં;
જે સ્મૃતિકાર મનુનાં વચનો હજી પાલન કરનારૂં છે,
તે સુરભુમિ સમ, નંદન વન રૂપ, હિંદુસ્થાન હમારૂં છે.

સ્વધર્મરત ને સ્વાર્થત્યાગી જ્યાં નૃપ શીબી, ભીષ્મે જન્મ ધર્યા,
જ્યાં સતવાદી હરિશ્ચંદ્ર ને ધર્મરાજ નરરાજ થયા,
જે હજી દાતા કર્ણ અને બલીની ખ્યાતિ પૂજનારૂં છે,
તે સુરભુમિ સમ, નંદન વન રૂપ, હિંદુસ્થાન હમારૂં છે.

સીતાજી, શૈબ્યા, સાવીત્રી સમાન સતીયે જન્મ લીધા,
ગાર્ગી, સુલભા ઉભયભારતી સમ રત્નો જ્યાં દીપી રહ્યાં;
ક્ષમાશીલ બહુ સતીઓની અતિ ઉજ્વલ કીર્તિ વાળું છે,
તે સુરભુમી સમ, નંદન વન રૂપ, હિંદુસ્થાન હમારૂં છે.

કવિવર કાલીદાસ તણાં જ્યાં કવન રસીનાં રેલી રહે,
પ્રેમથી પૂર્ણ પવિત્ર ભવભૂતિ કેરી જ્યાં વાણી ઝળકે,
પ્રકટયા જ્યાં જયદેવ, બાણ સમ અનેક કવિવર ચારૂ છે,
તે સુરભુમિ સમ, નંદન વન રૂપ, હિંદુસ્થાન હમારૂં છે.

ચંદ્રગુપ્ત ને અશોક, વિક્રમ જેવા જ્યાં મહારાજ થયા,
ભીમદેવ, સિધરાજ યશસ્વી, કુમારપાળ નૃપ જ્યાં જનમ્યા,
પૃથ્વીરાજ ને પ્રતાપ સમ વીરથી જે બહુ યશવાળું છે,
તે સુરભુમિ સમ, નંદન વન રૂપ, હિંદુસ્યથાન હમારૂં છે.

હતાં જ્યહાં કૌશલ્ય કળો, જ્યાં લોક હતા ઉત્સાહી અતિ,
દેશ તનુજની બુદ્ધિ થકી પરદેશની લક્ષ્મી તણાતી અહિં;

જો વૈભવના અવશેષો સ્મરણો જ રહ્યા દુઃખીયારૂં છે,
ત્હોયે મુજ મન નંદન વન સમ હિંદુસ્થાન હમારૂં છે.

જેની વિદ્યાની કીર્તિ દૂર દેશ મહીં પ્રસરેલી હતી,
જેના પુત્ર તથા શિષ્યો બનતા પરદેશી પ્રેમ થકી
જે વિદ્યા કીર્તિ વીણ હીન દશામાં હાલ દબાયુ છે,
તોપણ મુજ મન નંદન વન સમ હિંદુસ્થાન હમારૂં છે

ભારત માત! નમું તુજ ચરણે, દે સુમતિ મૈયા મ્હારી!
જેથી તન મન ધન તુજ ચરણે અર્પી કરૂં સેવા સારી,
તુજ ગત વૈભવ પાછો આવે, નમી માગું વિભુજી પાસે,
જય ભારત! મુજ જન્મભૂમિ જય! વન્દુ ફરી ફરી ઉલ્લાસે.

---

# અમારૂં પ્યારૂં ભારત વર્ષ.

લેખક: શ્રીયુત રમણીકલાલ ચુનીલાલ દવે.

અમારૂં પ્યારૂં ભારત વર્ષ
આદિ-સભ્યતા-સત્ર પુણ્યનું પણ વિશ્વ-આદર્શ

રામ-રાજ્ય-સુખ-સેતુ, સમર-કૃતિ-કેતુ-, પ્રજાનો હર્ષ;
સત્શાસનની સૃષ્ટિ, શાન્તિ-સદ્દૃષ્ટિ, આર્ય-ઉત્કર્ષ.

સ્વતન્ત્રતાની ખાણુ, જાતિ-અભિમાન, જ્ઞાન-ભંડાર,
ઋષી-સમાજની, શુભ સુરાજની, ભૂમિ શીલ-શૃંગાર

દેશ-ભક્તિનો, પ્રજા-શક્તિનો નિલય, ન્યાય અવતાર,
અત્ર-અનીતિનો ધૃતિ-ભ્રાંતિનો નાશક, વિગત-વિકાર

રવિ-પ્રતાપનું, કવિ-કલાપનું કેન્દ્ર, પ્રકૃતિ-છબિ-ધામ,
શિવ-સુવેશનું બલ-વિશેષનું દેશ-તીર્થ અભિરામ.

દીનબન્ધુનો દયાસિન્ધુનો પ્રેમ-નિકુંજ વિશાળ,
બળ નિર્બળનો, શાસક ખલનો, વિશ્વ-સખા ગોપાળ *

* હિન્દીના આધારે.

# સ્ત્રીઓના હક.

લેખક બ્હેન શ્રી "લહરી".

( શાર્દૂલ વિક્રીડિત )

ત્હારા સુઅધિકાર આ જગતમાં શા શા હશે, સુન્દરિ !
સત્કાર્યો કરવાં સદૈવ મનથી, વાચા અને કર્મથી,
રોતાં માનવી સંગ નિત્ય રડવું, દિલે દયા ધારવી,
'ત્હારા ભારત બાલિકા ! હક રૂડા'—વાંચ્છે વધુ શું પછી !
નેત્રોથી અવિરામ અશ્રુ સરતાં લ્હોવાં મૃદુ હસ્તથી,
ચિન્તા રેખ પડેલ ભાલ પર તે વીદારવી પ્રીતથી,
આશાવાદ તણાં ગીતો ગગણીને ઉત્તેજવાં નિર્બલો,
ત્હારા આ અધિકાર, આર્ય મહિલા ! માગે બીજા શા હકો !
થાવું તત્પર ઉપચાર કરવા દુ:ખાર્ત બાન્ધુ તણા,
શૈયા મૃત્યુ તણી બનાવવી શુચિ, શાન્તા અને સૌખ્યદા,
આશા પાર્થિવ સર્વ નિષ્ફળ બને જ્યારે મનુજો તણી,
ત્યારે અક્ષર સ્થાન ઇશ્વર તણું દેખાડવું પ્રેમથી.
ત્હારે વિપથ ગામીઓ ભ્રમિતને દોરી જવાં સત્પથે,
ને ત્હારે પીડિતા અનાથ અબળા આશ્વાસવી સર્વને,
માતા તાત વિના ઝુરે કુસુમ શાં બાલો સુકુમાર જે,
ઉચો એ અધિકાર હિન્દ રમણી ! માતા થવું ત્હેમની
ત્હારે બાલકને સદા શિખવવા પાઠો નીતિના વળી,
ઉંડા અંતરના સુપ્રેમ વતી ને મીઠાં મૃદુ વાક્યથી,
જેથી ઉજ્જ્વલ, ઉચ્ચ ને સુખી બને ભાવિ મૃદુ બાળનું,
મીઠો એ અધિકાર, આર્ય જનની ! માગે બીજું શું વધુ ?
જેને અન્તર પ્રેમ અર્પણ કર્યો, તે કાજ છે જીવવું,
ને એ પ્રેમ તણી પ્રતીતિ કરવા સૂત્સુખ સત્કારવું,
મીઠાં મંજુલ હાસ્ય ને વચનથી ઉજાળવાં સુગૃહો,
ત્હારા સુંદર ને મહાન હક એ; ઓ હિન્દની સુન્દરિ !
ત્હારા ઇશ્વરદત્ત આ હક બધા; માગે વધુ શા પછી ?
કૌશલ્યેથી સુહાવ એ હક સદા ને રક્ષજે ધૈર્યથી;
સત્તા મૌન, પવિત્ર ત્હારી જગમાં કોઇ કળી ના શકે
તું દેવી ગૃહની વળી જગતમાં શક્તિ સ્વરૂપે વસે. *

* ઈંગ્રેજી ઉપરથી અનુવાદ.

## મ્હારૂં આંગણું.

લેખક—શ્રીયુત જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

આવો સાહેલી ! મ્હારે આંગણે રે, લોલ,
 આંગણું મ્હારૂં રળીઆત જો ! આવો.
ઉગતા સૂરજતણી રજ ખરી રે લોલ,
 સાથીઓ પૂર્યા મ્હેં ત્હેનો આજ જો. આવો.
મોતી તણા મ્હેં ચોક પૂરીઆ રે લોલ
 સખીઆ માંહિ હંસ મોર જો ! આવો.
ફૂલડાં વેર્યાં મ્હેં જાતજાતનાં રે લોલ,
 મ્હેકે ત્હેનો મધુર વાસ જો આવો.
સ્નેહના સોહાગ ઉરમાં ભર્યા રે લોલ,
 આંગણે જ્યો છે ઉજાસ જો. આવો.
તેજ કોટિ ચંદ્રના પ્રકાશમાં રે લોલ,
 રમિયે સખિ ! સ્નેહરાસ જો આવો.

થાશે સંચાર જગ સ્નેહનો રે લોલ
 થાતાં નુપૂરના ઝંકાર જો. આવો.
સરખી સાહેલડીના સાજમાં રે લોલ
 શોભે આ રાસના વિલાસ જો. આવો
ઉતરે આકાશ દેવ દેવીઓ રે લોલ,
 આપણા જોવા એ રસરાસ જો ! આવો.



## તું ચાહજે.

લેખકઃ શ્રીયુત અંબેલાલ મકનજી વશી

( હરિગીત )

સૌંદર્ય નીરખી માહરૂં મન મોહ્યું, જો વ્હાલા સખે !
ચાહીશ નહિ, ચાહીશ નહિ, એ ક્ષણિક સુખ સારૂં મ્હને
યૌવન મધુરૂં ખીલતું, જોઇ કદી ચાહે સખે !,
ચાહીશ નહિ, છે ચાર દિનની ચાંદની, સમજી સખે !

શ્રીમંત નીરખીને કદી આશા કંઇ ઉરમાં કરે,
ત્હેમાંય સુખ પામીશ નહિ, દુઃખ વાદળી શીરે ભમે;
ઉપભોગની તુજ વસ્તુ ગણી ચાહીશ નહિ મુજને સખે,
તું ચહાજે મ્હાને વિશુદ્ધજ સ્નેહથી મુજને સખે !

# રીબાતું પંખીડું.

લેખક શ્રીયુત "સ્નેહ સાગર"

બિચારૂં કોમળું હૈયુ, પિંજરમાં પુરાયલું
અરે ! એ દર્દ શું બોલે ? વાચા હીન ગરીબડું.
દર્દી હીન દરદને વિના બોલ ગળી જવું,
ખરૂં એ દર્દીનું દર્દ નહીં કોઇ પિછાનતું.

ગાતું મીઠાં ગીત અરે ! તરૂડાળ બેસી,
આનન્દતું, ગરીબડું કલ્લોલ કરીને,
છુટું પડયું, અરર ! નિજ સૌ સાથ છોડી,
હા બાપડું જગત-જન-જાળે ફસાયું

ફસાયુ વિખુટું પંખી પિંજરમાં રીબાય છે,
જગતનો ક્રૂર એ વાયુ, કૂળે દિલ અથડાય છે
વાયુએ ક્રૂરની ઝાળે, પંખીડુ અકળાય છે,
બિચારૂં શુ કરે રે રે ઘણેરૂં ગભરાય છે.

પિંજર લોહનુ ક્રૂર જનથી એ ઘડાયલું,
નહીં તૂટે બિચારાંની ન્હાની ચાંચ થકી, અરે !
અટૂલું આંસુડાં સારે, કોઇ જોતું નથી છતાં,
દયાળુ ! સર્વવ્યાપી તું, દયા ત્યાં વરસાવને !

---

# વિયોગ.

લેખક બ્હેન સૌ કમળા દેશાઇ.

નહિ નહિ કદી વ્હાલી બ્હેની ! તને નિરખીશ, હા !
નહિ નહિ નહિ પાછાં, રે ! આ જગે મળશુ કદા,
હસતું મુખડું મીઠુ, ક્યાંથી ફરી નિરખું હવાં ?
મધુર મૃદુલા કંઠે ગાતી સુણું સજની ! ક્યહાં ?

હૃદય રડતું વ્હાલી બ્હેનીં તણા અવસાનથી,
ઉર સળગતી જ્વાળા બુઝાય નહિ કશા થકી
ધન, તન અને હૈયું હોમ્યુ સતી ! પતિયજ્ઞમાં,
ત્રિવિધ જગના તાપો યોગિની ! ત્હેં મ્હસ તાપીયાં !

સહન કર્યું સૌયે ત્હેં હસતા મુખે, મૃદુતા ભર્યાં,
ત્યજી જ ગઇ, રે ! શક્રે એકેક, બ્હેની ! વદ્યા વિના.

## समाज -वाङ्मय- विज्ञान.

# હિન્દુ ધર્મના સંપ્રદાયો

## તથા ત્હેના પ્રવર્તક આચાર્યો.

લેખક — શ્રીયુત સ્વામી જ્ઞાનાનન્દજી

૧

**હિન્દુ ધર્મના વિભાગો**

હિન્દુ ધર્મના ઇતિહાસના ચાર ભાગ કરી શકાય. (૧) વેદોનો કાળ, (૨) બૌદ્ધ સમય, (૩) પૌરાણિક યુગ અને (૪) સાંપ્રત સમય. આ ચાર વિભાગોના કાળનો નિર્ણય પણ વિદ્વાનોએ કરેલો છે, પણ ત્હેમાં એટલો મ્હોટો મતભેદ છે કે તે સન્તોષકારક રીતે સ્વીકારી શકાય નહિ. છતાં સહજ સમજુતી માટે થોડું માર્ગ દર્શન જરૂરનું છે. બુદ્ધનો ઇ. સ. પૂર્વે ૫૦૦ લગભગમાં થયો ત્યાં સુધીના કાળને વૈદિક કહેવામાં આવે છે. આ બૌદ્ધ ધર્મનો સામ્રાજ્ય પ્રચાર આશરે ઇ. સ. ૭૦૦ સુધી હતો. ત્યાર પછીના કાળને પૌરાણિક કહેવામાં આવે છે, જો કે કેટલેક અંશે બૌદ્ધ અને પૌરાણિક ધર્મો સમકાલિન હતા. પૌરાણિક સમય ઠેઠ મુસલમાનોના સામ્રાજ્યની સ્થાપના થયા પછીના વખત સુધી એટલે લગભગ મુગલોના આગમન સુધીનો મનાય છે અને ત્યાર પછી સાંપ્રત સમયની શરૂઆત થાય છે, જો કે કોઇ કોઇ વિદ્વાન વર્તમાન યુગનો આરંભ અંગ્રેજી રાજ્યની સાથે કરતા પણ જણાય છે.

વિદ્વાનોમાં બે જુદા જુદા મત છે. એક વિભાગ (મુખ્યત્વે કરીને યુરોપિયન સાક્ષરો તથા ત્હેમના હિન્દી અનુયાયીઓનો) વૈદિક સમયને બહુ પ્રાચીન ગણતો નથી. આનાથી વિરૂદ્ધ બીજા મતના વિદ્વાનો (જે મતનું સ્વર્ગસ્થ લોકમાન્ય ટિળક મહારાજે બહુ જોસથી સમર્થન કર્યું છે તે) એવું કહે છે કે વેદોની ઉત્પત્તિ અને રચના અતિ પ્રાચીન છે. આ બન્ને અભિપ્રાયની વચ્ચે થોડો નહિ પણ હજારો વર્ષોનો તફાવત રહે છે, એ જાણવા જેવું છે. આવો જ એક મ્હોટો મતભેદ [illegible] મનુ અને શંકરાચાર્યના સમયને લગતો પણ ચાલુ છે. પણ આ ઐતિહાસિક ચર્ચામાં ઉતરવું એ ઉપયોગી છતાં આજના વિષયને માટે આવશ્યક નથી.

વૈદિક કાળ એટલે જે સમયમાં ચાર વેદ (ઋક્, યજુસ્, સામ અને અથર્વન્)ના [illegible] મન્ત્રો, બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદો રચાયાં તે. હિન્દુઓના

**વૈદિક સમય.**

ચાર વર્ણ વિભાગો-ચાતુર્વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર) બંધાયા, તે પણ આજ વખતમાં; જો કે એ ભેદ 'પ્રથમ ગુણ કર્મ વિભાગશઃ' ગુણ અને કર્મ પ્રમાણે કરવામાં આવતા હશે, એમ ભાસે છે; અને આ વખતે એ વર્ણોના દરમ્યે પરસ્પર લગ્ન સંબંધ તથા ભોજન વ્યવહારમાં બાધ હોય એમ પણ જોવામાં આવતું નથી. પરંતુ વૈદિક કાળના અન્ત સમયમાં બ્રાહ્મણ વર્ગનો અધિકાર અને અજ્ઞાન ધીમે ધીમે વધતાં આવી અસાધારણ થયા હશે અને તેથી ધર્મને નામે હેમણે સમાજ ઉપરનાં ખોટાં બન્ધનો અતિ દૃઢ કરવા માંડ્યાં હશે, એવું સમજાય છે કારણ કે એવામાં જૈન અને બૌદ્ધ ધર્મોનો લગભગ એકજ સમયે પ્રચાર થવા લાગ્યો, તે એક રીતે બ્રાહ્મણોની સત્તા અને એમની પ્રચલિત ભાવનાનાં દૂષણોની સામે બળવોજ હતો, એમ કહી શકાય

વૈદિક યુગનો ઇતિહાસ ઘણા અન્ધકારમાં છવાયો છે કોઇ કોઇ મહર્ષિઓનાં નામ, ત્હેમનાં સ્હેજ સાજ વર્ણન, કોઇ કોઇ એ સમયના વૃત્તિ વિચાર અને રીતરીવાજનું આલેખન, એ સિવાય બીજું કાંઇજ આપણને ચોક્કસાઇથી મળી આવતું નથી. એમ કહેવાય છે કે અઢાર વેદની રચનામાં અનેક ઋષિમહિલાઓએ ભાગ લીધો હતો એટલુંજ નહિં પણ બ્રાહ્મણ વર્ગની અજ્ઞાનતા અને અધમતા વધવા લાગી, ત્યારે સમર્થ ક્ષત્રિય વિદ્વાનોએ પણ તે કાર્યની અનુપૂર્તિ કરી હતી. વેદોમાં ઇન્દ્ર, અગ્નિ, સૂર્ય, વરુણ, સોમ, પર્જન્ય, ઉષસ્ અને મરુત્ વગેરે દેવોની પ્રાર્થના જોવામાં આવે છે અને છતાં છેવટે મહાન અદ્વૈતવાદ સુધી પણ તેની તે ભાવનાઓ વિસ્તૃત થતાં તે મનુષ્યને પહોંચાડે છે, એનું સારૂં દર્શન થાય છે પવિત્ર તીર્થો તથા યાત્રાનાં સ્થળો વિશે અને અવતારવાદ વિશે ખાસ કાંઇ ઉલ્લેખ જોવામાં આવતો નથી. પરન્તુ વાજપેય, રાજસૂય તથા અશ્વમેધ જેવા મ્હોટા યજ્ઞો વારંવાર થતા હોવાનું જણાય છે.

**બૌદ્ધકાળ**

બૌદ્ધધર્મ લગભગ ૧૦૦૦-૧૨૦૦ વર્ષ સુધી આપણા દેશમાં રહ્યો અને કેટલોક સમય તો તે રાજ્યધર્મ પણ હતો, છતાં પ્રજાના હૃદયમાં તે કાયમનું સ્થાન રાખી શક્યો નહિં, ત્હેનું કારણ એમ લાગે છે કે વૈદિકધર્મ જ્ઞાનપ્રધાન હતો, તો બૌદ્ધધર્મ બુદ્ધિપ્રધાન હતો એકના ઉપાસકો જ્ઞાન પ્રાપ્તિમાંજ સર્વસ્વ માનતા, ત્યારે બીજાના અનુયાયીઓ બુદ્ધિનેજ પ્રથમ સ્થાન આપતા હતા, જો કે જ્ઞાન સિવાય બુદ્ધિ ખીલવણી ન થાય એમ પણ માનતા. પરિણામ એ આવ્યું કે વૈદિકધર્મ વિદ્વાનોને આકર્ષી રહ્યો, છતાં સામાન્ય જનસમૂહને તો ત્હેનો સ્પર્શ પણ ન્હોતો. બૌદ્ધધર્મ જનસમાજને બ્રાહ્મણોનાં બન્ધનોમાંથી મુક્ત કરી શક્યો, છતાં ત્હેના હૃદયની ઉંડામાં ઉંડી ભાવનાઓ-વૃત્તિઓ ઉપર કાયમનો પાયો રચી શક્યો નહિં એટલે જ્યારે પૌરાણિક ભક્તિધર્મના સિદ્ધાન્તો લોકોની આગળ અનેક રૂપમાં, જૂદી જૂદી રીતે, રજુ કરવામાં આવ્યા, ત્યારે સ્વાભાવિક રીતે જે લોક સમૂહના ભાવ ઉપરજ ત્હેનો મુખ્ય આધાર હતો (કારણ કે ઘણે અંશે બૌદ્ધધર્મ, વિદ્વાનો કરતાં, સામાન્ય મનુષ્યોને વધારે અસર કરતો હતો,) ત્હેણે તત્કાળ બહુ હૃદય ક્ષોભ વિના એ ધર્મનો પરિત્યાગ કર્યો. આમ થવામાં બીજાં કારણો પણ હતાં, પરન્તુ એટલું તો ખરું છે કે સામાન્ય મનુષ્યને જ્ઞાનના

શુષ્ક ઉપદેશો અથવા બુદ્ધિના કઠિન તર્કનાદ જેટલા આકર્ષી શકે છે, હેના કરતાં ભક્તિની રસભરી વાતો હૈના હૃદય ઉપર ઘણી વધારે અને ઘણી ત્વરાથી અસર કરે છે

**શ્રી બુદ્ધ ભગવાન.** બૌદ્ધધર્મના સ્થાપનાર ગૌતમબુદ્ધ (શાક્યમુનિ) કપિલ વસ્તુના રાજપુત્ર હતા. હેમનો જન્મ ઇ. સ પૂર્વે આશરે ૫૦૦ વર્ષ ઉપર થયો હતો. બાલ્યકાળથી સંસારના દુઃખ જોઇને એમને ત્રાસ આવી ગયો અને તરુણાવસ્થામાંજ રાજપિતા, પ્રિય રાણી તથા બાલકુમારનો ત્યાગ કરીને, તેઓ પરમશાન્તિનો માર્ગ શોધવા ભીક્ષુકનાં વસ્ત્ર ધારણ કરી ચાલી નીકળ્યા. કેટલાક વખત સુધી વિદ્વાન્ ગુરૂઓની પાસે રહીને હેમણે ધર્મ ગ્રન્થોનો અભ્યાસ કર્યો તથા કેટલાક વર્ષો સુધી કઠિન તપ કર્યું. અન્તે હેમના પોતાના હૃદયમાંજ મોક્ષ (નિર્વાણ)ના માર્ગનું જ્ઞાન પ્રકટ થયું ત્યારપછી હેમણે લોકોને તે પન્થે ચ્હડવાનો બોધ આપવામાં પોતાનું જીવન વ્યતીત કર્યું. વૈદિક ધર્મથી એમણે પ્રવર્તાવેલો ધર્મ કેટલીક બાબતોમાં બહુ જૂદો પડે છે. જાતિનો (અથવા વર્ણભેદનો) બન્ધનો જે આ સમયમાં દૃઢ થયાં હતાં એમ લાગે છે, હેની એમણે તદ્દન અવગણના કરી. બ્રાહ્મણ અને શૂદ્ર, એવા એમને મન કાંઇજ ભેદ ન્હોતો અને હેમના મુખ્ય શિષ્યોમાં હલકી કોમનાં મનુષ્યો પણ હતાં પરન્તુ એથીય આગળ વધીને શ્રી બુદ્ધ ભગવાને સઘળા જીવ એક સરખા છે અને તેથી એક સરખી રીતે સંરક્ષણને યોગ્ય છે, એવો "જીવદયા" નો મહાન્ સિદ્ધાન્ત સ્થાપિત કર્યો. વૈદિક ધર્મના યજ્ઞો વગેરેની ભાવનાને આ મ્હોટો ફટકો હતો. આ ઉપરાન્ત સંસ્કૃતને બદલે પાલી (તે સમયની દેશી) ભાષામાં લોકોને બોધ આપીને હેમણે પોતાના ધર્મને સંપૂર્ણ રીતે લોકપ્રિય બનાવ્યો. તેઓ પોતે બ્રાહ્મણોને માન આપતા પરન્તુ એટલુંજ માન શ્રમણ (બૌદ્ધ ધર્મના ઉપાસકો) ને પણ તે આપતા. બૌદ્ધધર્મની સાધુ, સાધ્વી અને મઠની સંસ્થા એવી ઉત્તમ છે કે તે ઉપરથીજ ખ્રિસ્તી ધર્મમાં પણ તે સ્વીકારવામાં આવી જણાય છે મહારાજાઓ અશોક અને કનિષ્કના સમયમાં તે રાજ્યનો ધર્મ થયો હતો પરન્તુ ધીમે ધીમે હેમાં પણ અનીતિ અને નિર્બળતા દાખલ થવા માંડી. તથા પૌરાણિક ધર્મભાવનાઓ જે ભક્તિના ઉપરજ પોતાના મહામન્દિરનો પાયો રચવા લાગી હતી, હેમણે કુમારિલભટ્ટ અને શંકરાચાર્ય જેવા સમર્થ નેતાઓ દ્વારા લોકહૃદયમાં અદ્ભુત જોસથી પ્રવેશ કર્યો અને તે એવી ખૂબીથી એકરૂપતા ઉપજાવી શક્યા કે હજી પણ-લગભગ ૧૫૦૦ વર્ષ થયાં છતાં-અત્યન્ત દૃઢતાથી તે ભાવનાઓ સર્વત્ર એવીને એવીજ વ્યાપી રહી છે જેમ સાંપ્રત સમયમાં આપણે હિન્દુ અને જૈન ધર્મોને સાથે સાથે પ્રચલિત થયેલા જોઇએ છીએ, હેવીજ રીતે બૌદ્ધ ધર્મ પણ બ્રાહ્મણ ધર્મની સાથે પણ ઘણા કાળ સુધી પ્રવર્ત્યો હતો.

**વિષ્ણુ અને શિવ** આ દરમિયાન એક બીજો ફેરફાર પણ સમાજની ભાવનાઓમાં દૃષ્ટિગોચર થતો હતો. વેદકાળના દેવતાઓમાંથી રૂદ્ર અને વિષ્ણુ વધારે ભાવથી પૂજાવા લાગ્યા હતા અને હેમાં પણ શિવ તથા શક્તિનું દ્વિધા સ્વરૂપ [શિવ અને ઉમા (અમ્બિકા) તથા રૂદ્ર અને કાળી (કરાળા)-અર્થાત્ સંરક્ષક અને સંહારક રૂપે] આર્યોમાં તેમજ અનાર્યોમાં ઘણું પૂજ્ય થયું હતું પરન્તુ ધીમે ધીમે જે કારણથી હિન્દુ ધર્મ અને બૌદ્ધ ધર્મ જૂદા પડયા, તેજ કારણથી શિવ અને વિષ્ણુના ઉપાસકોમાં પણ તીવ્ર ભેદ થયા અને અન્તે વિષ્ણુના પૂજાએ (રામ, કૃષ્ણ, ગાર્હાગ,

વિગેરે-વિવિધ નામથી ) જનમંડળમાં પ્રધાન પદ મેળવ્યું જોકે અદ્યાપિ આખા હિન્દુસ્થાનમાં શિવ શક્તિનાં દેવાલયો વિષ્ણુ મન્દિરોના કરતાં સંખ્યામાં ઘણાં વધારે છે, ઘણાં વધારે પુરાતની છે, શિવનાં જ્યોતિર્લિંગો સર્વ ધર્મના સંપ્રદાયો તરફથી પૂજ્ય ગણાય છે, શક્તિનાં દેવાલયો યાત્રાનાં મ્હોટાં ધામ થઇ પડ્યાં છે, વિશ્વનાથના મન્દિરને લીધે કાશી તથા ગંગાજી સહજ ભારતવર્ષમાં મુખ્ય તીર્થ મનાય છે,-તેમ છતાં પણ એટલું તો સ્વીકારવુંજ પડશે કે સંખ્યામાં કદાપિ શિવ અને વિષ્ણુના અનુયાયીઓ સરખા હશે, તોપણ શ્રદ્ધા અને ભક્તિભાવમાં તો વૈષ્ણવોજ આખા હિન્દુસ્થાનમાં પ્રથમ સ્થાન લે છે. આ ઉપરાન્ત વૈષ્ણવ ધર્મ પ્રવર્તકોએ પોતાના ધર્મને વિવિધ પ્રકારે અત્યંત લોકપ્રિય બનાવ્યો છે. ધર્મના ગ્રન્થોમાં બહુ વંચાતાં પુસ્તકો જોવા ધારશો, તો તે વૈષ્ણવ ધર્મનાંજ મળી આવશે, યાત્રાઓનાં ધામ જ્યાં ઘણા યાત્રાળુ વારંવાર એકઠા થતા હોય એવાં ખોળશો, તો તે પણ એજ ધર્મનાં જણાશે જ્યાં ધર્મ નિમિત્ત ઘણું ધન વપરાતું હોય તથા બહુ મહિમાવાન સ્થાન દેખાતું હોય, તો તેય વૈષ્ણવ ધર્મ અથવા ત્હેના કોઇ સંપ્રદાયનું હશે અને ઉંડી ભક્તિભાવના તથા આત્મસમર્પણની ગાઢ વૃત્તિ વિશેષ જણાતી હશે તો તે પણ આવાજ કોઇ ધામમાં હશે. બ્રહ્મા, વિષ્ણુ અને શંકર, એમની ત્રિપુટી આ સમયમાં પૂજાવી શરૂ થઇ હતી પરન્તુ આખા હિન્દુસ્થાનમાં બે ચાર સ્થાન બ્રહ્માજીની પૂજાના માંડમાંડ રહ્યાં જણાય છે. અને પંચાયતન દેવતાઓ-શિવ વિષ્ણુ, સૂર્ય, શક્તિ અને ગણપતિ,- ત્હેમાં સૂર્યનું પૂજન તો માત્ર આકાશ તરફ દૃષ્ટિ કરીનેજ કરવાનું રહ્યું છે તથા ગણપતિના ઉપાસકો સૂર્ય અને બ્રહ્મા ના ભક્તો કરતાં અધિક છે, તોપણ તે ઉપાસના લોકમાન્ય બહુ છે, એમ તો નજ કહેવાય. બાકી રહ્યાં શિવ શાક્ત અને વિષ્ણુ આમાં સહુથી વધારે સંખ્યામાં શ્રદ્ધાળુ ઉપાસકો તો વિષ્ણુનાજ છે, એ સત્યનો કોઇ ભાગ્યેજ અસ્વીકાર કરશે.

**બૌદ્ધ ધર્મનો નાશ**

બૌદ્ધ ધર્મના અનુયાયીઓમાં મ્હોટા વિભાગ થઇ ગયા, એમની ધર્મ સંસ્થાઓ (મઠ) માં અનાચાર વધ્યા, સામાન્ય પ્રજાગણની લાગણી અને શ્રદ્ધાને એ ધર્મનો બુદ્ધિવાદ પોતાના કાબુમાં ન રાખી શક્યો, ધર્માચાર્યો અને સાધુ સાધ્વીઓ લોકહૃદયમાં જીર્ણ થતા જતા ધર્મ સંસ્કારોને નવું પોષણ આપી શક્યા નહિ તથા રાજ્ય ધર્મ તરીકેનાં પોતાના સ્થાનથી ત્હેને ખસવું પડ્યું: તેથી ત્હેનો પોતાની જનનિભૂમિ-પોતાના આચાર્યની જન્મભૂમિમાંથી ઘણોજ ત્વરાથી નાશ થઇ ગયો. આવો મહાન વિજય બ્રાહ્મણ ધર્મ તરફથી ત્હેના ઉપર મેળવનાર સમર્થ, લોકપ્રિય અને વિદ્વાન નાયકો જ હોવા જોઇએ, એ સ્વાભાવિક છે પરન્તુ ત્હેમનામાંથી થોડાનાંજ નામ આપણને પ્રાપ્ત થઇ શક્યાં છે અને ત્હેમના જીવન સમ્બન્ધની હકીકત માટે પણ આપણે બહુધા દંતકથાઓ ઉપર જ આધાર રાખવો પડે તેમ છે ઇ. સ. ૪૦૦ લગભગમાં જ્યારે ચીનાઇ પ્રવાસી ફાહિયાન હિન્દુસ્તાનમાં આવ્યો, ત્યારે બ્રાહ્મણ વિદ્વાનો અને ત્હેમનાં દેવાલયો બૌદ્ધ શ્રમણ અને ત્હેમના વિહારો (મઠો) કરતાં સંખ્યામાં જરા પણ ઉતરે તેમ ન્હોતાં. અને જ્યારે ( ઇ. સ. ૬૨૯-૬૪૮ સુધીમાં ) ચીનાઇ યાત્રાળુ હુએનત્સંગ આ દેશમાં આવીને વસ્યો હતો, ત્યારે જો કે મગધનો રાજ્યધર્મ બૌદ્ધ ધર્મ હતો, છતાં તે દેખીતી રીતે નિર્બળ થવા લાગ્યો હતો અને બ્રાહ્મણો તથા ત્હેમની ધર્મસંસ્થાઓ ઘણી વધારે બળવાન ( સંખ્યામાં અને અનુયાયીઓમાં ) થઇ દેખાતી હતી. આ સમયમાં

જ્ઞાતિઓ અને ઉપજ્ઞાતિઓ પણ રચવા લાગી હતી અને ઇ. સ ના બારમા સૈકામાં બૌદ્ધ ધર્મના નાશને સૌથે ત્હેમણે પણ પોતાનાં બન્ધન, જે એ ધર્મના દબાણથી શિથિલ થયાં હતા તે, પાછા ઘણા વધારે બળથી દૃઢ કરી દીધાં

**શૈવ અને વૈષ્ણવ ધર્મ માર્ગો**

ભગવાન્ શંકરાચાર્યના સમયમાં પૌરાણિક હિન્દુ ધર્મે પોતાનું હાલનું સ્વરૂપ ધારણ ન્હોતું કર્યું એમ તો નહિ; પણ તે પ્હેલાની માહિતી જે મળી શકે છે તે, આગળ જણાવ્યા પ્રમાણે ઘણી સ્વલ્પ અને કલ્પિત જેવી છે આ પછી એટલું જાણી શકીએ છીએ કે આપણા દેશમા બૌદ્ધ ધર્મના અંતકાળ સમયે અનેક પ્રકારના શૈવ અને વૈષ્ણવ ધર્મો પ્રચલિત હતા આનન્દગિરિએ શંકરવિજયમા નીચે પ્રમાણેના વૈષ્ણવ સંપ્રદાયો વર્ણવ્યા છે ભાક્ત, ભાગવત, વૈષ્ણવ, અર્હીન્ અથવા પંચરાત્ર, વૈખનસ અને કર્મહીન. શૈવ સંપ્રદાયોમાં નીચે મુજબના જણાવ્યા છે શૈવ, રૌદ્ર, ઉગ્ર, ભાક્ત, જંગમ અને પાશુપત વૈષ્ણવ, શૈવ, અને જંગમ એટલાં નામ હાલ પણ ચાલુ છે, જો કે પ્હેલાં બે તે સમયના કરતાં વધારે મ્હોટા અર્થમાં વપરાય છે મહાભારતમાં અને વરાહ પુરાણમાં પંચરાત્ર અને ભાગવત એ પંથોને લગભગ સરખા અથવા એકજ ગણ્યા છે પરન્તુ મહાકવિ બાણ સાતમા સૈકામાં ત્હેમને તદ્દન જૂદા જૂદા સંપ્રદાયો રૂપે વર્ણવે છે શૈવ સંપ્રદાયોમાં શંકરાચાર્ય અને ગોરખનાથ ( કાનફાટા જોગીઓના ગુરૂ ) એમને મુખ્ય આચાર્યો ગણવામાં આવે છે, અને આજ સુધી પણ શૈવ ધર્મ તો શંકરાચાર્યે જે રીતે ત્હેની ભાવના પ્રચલિત કરી તથા ત્હેની વ્યવસ્થાની સંકલના ગોઠવી, તેજ સ્વરૂપમાં પ્રવર્તે છે પરન્તુ સામાન્ય રીતે બુદ્ધિમાન, વિદ્વાન બ્રાહ્મણ જ્ઞાતિઓ અને ઉચ્ચ કોમોનો તે ધર્મ હોવાથી-તથા મૂળથી તત્વજ્ઞાનને ત્હેમાં વિશેષ સ્થાન આપીને વૈદિક કર્મ ભાવનાનું ત્હેમાં પુનર્દર્શન કરેલું હોવાથી વૈષ્ણવ ધર્મની જેટલો તે લોકપ્રિય થઈ શક્યો નહિ, અને ધીમે ધીમે સમર્થ વૈષ્ણવ આચાર્યો-રામાનુજ અને વલ્લભાચાર્ય અને ચૈતન્ય જેવા-ના હૃદયસ્પર્શી, પ્રબળ, સરલ ઉપદેશો સમાજની આગળ રજુ થવા લાગ્યા, ત્યારે તે પોતાનું સ્થાન પ્રજા સમૂહમાં ન સાચવી શક્યો, એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી જ્યારે આપણે, શ્રી રામચન્દ્ર અને શ્રી કૃષ્ણચન્દ્ર જેવી ઇશ્વરની મનોહર મૂર્તિઓના વિવિધ મોહક ચરિત્રોથી ઉભરાઇ જતું ભક્તિ ધર્મનું રસ પૂર્ણ સાહિત્ય, તથા અહોરાત્ર જન. મંડળના ભોગ. સામગ્રી-યાત્રાઓ-તથા. ભજન. કીર્તનમાં જ નિમગ્ન. થતો. સમગ્ર, એ. સઘળું વૈષ્ણવ ધર્મને અંગે પ્રવર્તમાન જોઇએ છીએ, ત્યારે હૃદયમાં પ્રશ્ન માત્ર એટલો જ ઉદય પામે છે કે આવા આનન્દમય અને આકર્ષક ધર્મ તથા ત્હેની શ્રીમાન સંસ્થાઓની આગળ કેવળ શુષ્ક, સંયમનો જ બોધ આપનાર, અને ઇષ્ટદેવના અવતારોની હૃદયભેદક ચરિત્ર કથાઓ વિનાનો,-શૈવ ધર્મ તથા ત્હેની પ્રાચીન છતાં આર્થિક દૃષ્ટિએ, સાધારણ સ્થિતિની સંસ્થાઓ, એ આટલો પણ ભાવ લોકોમાં કેવી રીતે સાચવી શક્યાં હશે ?

શાક્ત ધર્મનો પ્રચાર પણ કેટલોક સમય બહુ હશે, એમ સમજાય છે પરન્તુ ત્હેમાં દક્ષિણ અને વામ બે વિભાગ થયા, અને વામ માર્ગીઓના સિદ્ધાન્તોની અતિશયતા અને ઉગ્રતા તથા ત્હેના ઉપાસકોના અનાચારને લીધે તે ધર્મ શિક્ષિત અને સામાન્ય બન્ને વર્ગોમાંથી ઓછો થઇ ગયો કોઇ કોઇ સ્થળે હજી ત્હેનાં તીર્થધામ છે, પરન્તુ સામાન્ય

# નવા ગુજરાતની સ્ત્રીકવિઓ

૧.

આપણા દેશના પ્રાચીન સાહિત્યના સંગ્રહોમાં સ્ત્રીઓની રચેલી કેટલીક સુન્દર કવિતા જોવામાં આવે છે એ કાળમાં થઇ ગયેલ પાંચ છ સન્નારીઓનાં * કાવ્યો તો આપણને મળ્યા છે ને હજી બીજી અપ્રસિદ્ધ સ્ત્રી-લેખકોની કૃતિઓ પ્રાપ્ત નહિંજ થાય, એમ ન કહેવાય. મીરાંબાઇ, કૃષ્ણાબાઇ, ગવરીબાઇ, દીવાળીબાઇ, પુરીબાઈ અને રાધાબાઇનાં પદો આપણને સાધારણ રીતે પ્રાચીન સ્ત્રીકવિઓની ભાવના, શક્તિ તથા સંસ્કાર-અને એમની જિન્દગીના પ્રવાહોની ગતિ પણ ઓછી વધતી દર્શાવે છે.

મીરાંબાઇનાં અલૌકિક રસ ઝરતા મધુરાં કાવ્યો, ગવરીબાઇનાં જ્ઞાન સંસ્કારથી ઉભરાતાં મનોહર પદો, કૃષ્ણાબાઇની ભક્તિ પ્રત્યક્ષ કરતી રસીલી ગરબીઓ, તથા દીવાળીબાઇનાં મીઠાં, સરસ ગીતો; એ દરેકનું સ્થાન આપણા સાહિત્યમાં જુદું જુદું છે, તથાપિ એમની જીવન ઝરણીઓ એકજ દિશામાં વહેતી હતી અને એકજ વાતાવરણમાં પોષાઇ હતી, એટલું તો સહજ સમજાયા વિના રહેતું નથી. *

નવો જમાનો ( ઇંગ્રેજી રાજ્ય ) શરૂ થયા પછી ઘણા સમય સુધી કોઇ સ્ત્રીકવિની કૃતિ બ્હાર પડયાનું જાણવામાં આવ્યું નથી. પરન્તુ લગભગ ત્રીસેક વર્ષ ઉપર સ્વ. ડૉ. હરિલાલ ધ્રુવના તન્ત્રીત્વમાં પ્રકટ થતા ચન્દ્ર માસિકમાં અને તે અરસામાં (અથવા પછી) સમાલોચક આદિ સામયિક પત્રોમાં સ્ત્રીલેખ દેખાવા શરૂ થયા. છતાં સ્ત્રી લેખકોની જાગૃતિનો ખરો આરંભ તો ચાલુ સૈકાની શરૂઆત લગભગજ થયો હતો. થોડી સંસ્કારી બ્હેનોની લેખન પ્રવૃત્તિ તે પહેલાં પણ ચાલુ હશે, પરન્તુ એ જાગૃતિને સુન્દરી સુબોધ તથા વ્હેના ખાસ અંગો દ્વારા જોઇતી અનુકૂળતા પ્રાપ્ત થઇ અને એજ સમયમાં અન્ય પત્રોએ પણ સ્ત્રીઓનાં લખાણને પ્રકાશનની યોગ્ય સગવડ કરી આપવામાં સ્નેહ પૂર્વક ભાગ લીધો. એટલે આ વખતથી એ પ્રવૃત્તિએ સતતવાહી પ્રવાહનું કાંઇક આશાજનક રૂપ લીધું.

અત્યારે આપણી સાહિત્ય વાટિકામાં અનેક બ્હેનો વિહરે છે અને તેઓમાંથી કાવ્ય સરિતામાં " સ્નાન પાન " કરનારી પણ ઘણી છે આ સહુની કૃતિઓ એક સરખી સુન્દર, મધુર, ઉત્તમ છે, એમ કહેવાનો આશય નથી,-હોઇ શકે નહિં. તથાપિ કેટલીક બ્હેનો સારાં પદો લખે છે, થોડાંમાં તે રસથી, જેમથી વંચાય છે અને આગળ જતા એમની કવિતા વધારે વિકાસ પામશે, વધારે કલા તથા રસભાવ પ્રદર્શિત કરતી થશે, એમ તો લાગે છે. અત્યંત શોકની વાત છે કે કેટલીક સંસ્કારી બ્હેનોને ક્રૂર કાળ અકાળે ઉપાડી ગયો છે અને They die young whom Gods love ( જેમને દેવતાઓ ચ્હાય છે, તેઓ વ્હેલાંજ મરણ પામે છે ) એ ઉક્તિને સાચી પાડી છે. નથી

---

* ગુજરાતની પ્રાચીન સ્ત્રીકવિઓ વિષે—બીજી ગુજરાતી સાહિત્ય પરિષદમાં બ્હેન સૌ. વિદ્યાગૌરીએ અને ચોથી પરિષદમાં રા. સા૦ હરગોવિંદદાસે ઘણી પાકતના નિબન્ધો આપ્યા હતા, જેમાં ઘણી જાણવા યોગ્ય માહિતી છે. તેથી તે પરિષદોના અહેવાલોનાં પુસ્તકોમાંથી એ નિબન્ધો વાંચવા ખાસ ભલામણ છે

દા. જે.

આ બ્હેનોના મધુરા ટહુકાર જો હજી તો માત્ર મન્દ મન્દ સંભળાવા શરૂ થયા હતા, તે હમ્મેશને માટે મૌનવિલીન બન્યા છે; અને બીજી કેટલીક બ્હેનો સાંસારિક આપત્તિઓ તથા વ્યવસાયોના દબાણ તળે આવી ગયાથી ત્હેમના સુર પણ હાલ સંભળાતા નથી.

એટલે બ્હેનો સૌ. સુમતિ અને વિજયાલક્ષ્મીના જેવી કુસુમકળીઓ ખીલતાં ખીલતાં મોંજ કરમાઈ ગઈ !–અને ત્હેની સાથે બ્હેનો શ્રી સવિતા, સન્ધ્યા, નિર્મળા, સકીનાબાઈ, હીરાબ્હેન તથા સૌ. ઉર્મિલા, દક્ષા, મંજરી, લીલાવતી, મૃદુલા, સ્નેહસુધા, મંગળા, વગેરેની નવી કાવ્ય કૃતિઓ પ્રકટ થવી બન્ધ થઈ. ( દુર્ભાગ્યે કેટલીક બ્હેનોની તો હવે, એમનાં અકાળ મરણને લીધે, હમ્મેશને માટે જ અપ્રાપ્ય થઈ ગઈ છે ! ) એ જોતાં આ સાહિત્યનાં પ્રત્યેક શુભેચ્છકને દુઃખ થાય એ સ્વાભાવિક છે.

પરન્તુ આ શોકકથાની સાથે, થોડાં વધુ આશાનાં ચિહ્નો પણ નિહાળાય છે. બ્હેનો સ્વ. સૌ. સુમતિ તથા વિજયાલક્ષ્મી અને સૌ. હરિસુખગૌરીના કાવ્યસંગ્રહો વાચકને મળી શકે તેમ છે. અને સૌ. જયન્તી દેવી, હેમકુંવર, કનુબ્હેન તથા ખ્યાર તેમજ શ્રી લહરી, કંચનબ્હેન, પ્રિયમતિ તથા પદ્માવતી વગેરે બ્હેનોનાં મધુરાં પદ્યો આપણને વખતો વખત મળ્યે જાય છે. આ સહુ ભવિષ્યને માટે શ્રદ્ધા ઉપજાવે છે.*

કબૂલ છે કે અત્યાર સુધીમાં પ્રકટ થયેલ સ્ત્રીકાવ્યોમાં પ્રથમ પંક્તિનું કવિત્વ જણાતું નથી, એટલુંજ નહિ પણ ઘણી કૃતિઓ એવી છે, જેને મધ્યમ વર્ગમાં પણ સ્થાન ન અપાય. છતાં જ્યારે આપણે અત્યારના આખા ગુજરાતી કાવ્ય સાહિત્ય તરફ દૃષ્ટિ નાખીએ છીએ તો આટલા બધા જ્ઞાન અને લાંબા અનુભવ પછી આંગળીને વેઢે ગણાય એટલાજ સારા પુરૂષ કવિઓ છે, એમ તરત સમજાય છેઃ અને ત્હેમાંથી પણ અન્ય ભાષાઓના ઉત્તમ કવિવરોની પંક્તિમાં સ્થાન ને લઈ શકે એવા કેટલા ઓછા છે એમ સહજ પ્રતીતિ થાય છે,–ત્યારેજ આપણને આ લેખક બ્હેનોની કૃતિઓમાંની ન્યૂનતાઓ તરફ દુર્લક્ષ અને તેમના પ્રયાસો તરફ વધારે મમતાથી જોવાની વૃત્તિ થશે.

પ્રાચીન હિન્દુસ્થાનમાં તેમજ યૂરોપમાં આપણે જોઈ શકીએ છીએ કે સ્ત્રીઓએ રચેલાં કાવ્યોની સંખ્યા ઘણીજ ઓછી છે. સ્ત્રીઓમાં પુરૂષોના જેટલી બુદ્ધિ ખીલી ન શકે, એમ કહેવાનું સાહસ તો હવે ભાગ્યેજ કોઈ કરશે. પરન્તુ આગળના વખતમાં એમને જ્ઞાનપ્રાપ્તિના પ્રસંગો ઓછા મળતા ( અને હજુ એ વસ્તુ સ્થિતિમાં બહુ ફેરફાર થયો નથી ) તથા કૌટુમ્બિક વ્યવસાયો ત્હેમના મન તથા જીવન ઉપર સ્વાભાવિક રીતે

* સૌ. સુમતિનાં કાવ્યોનો સંગ્રહ હૃદય ઝરણાં એ નામથી પ્રકટ થયો છે. એમની કૃતિઓની પ્રશંસા તથા બ્હેન શ્રી સુમતિના સત્યપ્રસંગનું સ્મરણ ચોપડી સાહિત્ય પરિષદના પ્રમુખ સ્થાનેથી દિ. બ. રણછોડભાઈ ઉદયરામે કર્યું હતું. સૌ. વિજયાલક્ષ્મીએ એમની ન્હાની વયમાં ગદ્યપદ્ય ઘણું લખ્યું છે, ત્હેમની કૃતિઓમાંથી એક સંગ્રહ થોડા વર્ષમાં સુન્દરીસુબોધમન્દિર તરફથી પ્રકટ થનાર છે. સૌ. હરિસુખગૌરીનાં કેટલાંક કાવ્યો જ્ઞાન વાટિકા એ નામથી પ્રકટ થયાં છે, ત્હેમાં પુરાણોમાંની બોધક કથાઓ સરલ પદ્યમાં આપી છે. આ બ્હેને તથા સૌ. સુમતિએ કેટલાક નાટકો, ઉપન્યાસો, વગેરે પણ લખ્યું છે. આ ઉપરાન્ત શ્રેષ્ઠ બાળક વર્ગની બ્હેનો તરફથી પણ લખાયેલાં સારા પદ્યો વખતો વખત એ ગદ્યની ચોપડીઓમાં જોવામાં આવે છે.

રા. જ.

વિશેષ ભાર નાખતા અને નાખે છે. આથી સ્ત્રીઓને સાહિત્ય પ્રવૃત્તિ માટે અનુકૂળતા ઘણી ઓછી રહે, એમાં નવાઈ નથી. આમ છતાં જેમણે એલિઝાબેથ બેરેટ બ્રાઉનિંગ, ક્રિસ્ટીના રોસેટી, મિસિસ હિમેન્સ, લેટિશિયા લેન્ડન, મેરી લેમ્બ તથા આના જોઆના વગેરે અંગ્રેજ સ્ત્રીઓનાં કાવ્યો વાંચ્યાં છે, હેમના હૃદયમાં તો ખાત્રી થયા વિના ભાગ્યે જ રહેશે કે સંસારને વધારે વધારે સ્ત્રી કવિઓની પણ જરૂર છેજ. હૃદયની ખરી લાગણી, પ્રેમની ઉંડી તૃષા અને ગૃહ જીવનની સાચી ભાવના, એનું સત્ય દર્શન તથા જીવનની આન્તર નિર્મળતા અને દયા-કરુણા-ત્યાગની આધ્યાત્મિક વિભૂતિઓ, એનું કોમળ, મધુર મધુર ગાન, સ્ત્રીઓ કરતાં વધારે સારૂં બીજું કોણ સમજાવી શકે એમ છે? એ સહુ દૈવી તત્ત્વોનું મોહક નિરૂપણ પણ-પોતાની જિન્દગીઓમાં જ અહોરાત્ર તેમને પોષનાર-બ્હેનો શિવાય કોણ વધારે સારી રીતે કરવા સમર્થ છે? કવિતાનું ખરૂં સ્થાન હૃદય છે; અને આ હૃદયની જ અધિષ્ઠાતા દેવીઓ વિના હેનાં ગૂઢ રહસ્યો વધારે સત્કારથી, વધારે સ્પષ્ટતાથી બીજું કોણ કહી શકે એમ છે?-મિસિસ બ્રાઉનિંગની અત્યંત ભાવપૂર્ણ "ચતુર્દશપદીઓ" (સોનેટ્સ) એલ. ઇ. એલ (લેટિશિયા લેન્ડન) ના હૃદયભેદક પદ્યો તથા મિસ રોસેટીનાં લલિત મોહક સંગીતો,-એ સર્વેની ભાવનાનાં ગહન તાદાત્મ્યમાં મહાન્ પુરુષ કવિઓ પણ સ્ત્રીઓના જેટલી સૂક્ષ્મતા અને મૃદુતાથી ઉતરી ન શકે, એમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી.

તેથી એ અગત્યનું છે કે કવિતાની દિવ્ય ભૂમિમાં પુરૂષોની સાથે સ્ત્રીઓ પણ સ્નેહથી સંચાર કરે. અંગ્રેજી કહેવત ખરી છે કે A Poet is born, not made: (કવિતાના સંસ્કાર મનુષ્યને જન્મથી હોય તોજ તે સારો કવિ થઈ શકે છે માત્ર અભ્યાસ અને પ્રયાસથી તેમ થઈ શકાતું નથી.) છતાં ઈશ્વરદત્ત બુદ્ધિસંસ્કાર પણ ઉત્સાહ, પ્રયાસ, ઉત્તેજન અને અભ્યાસથી જ ખીલે છે, એ ભૂલવા જેવું નથી. જેમ દરેક દીવો પ્રકાશ આપે છે, તથાપિ તે સૂર્ય નથી. તેમજ દરેક કવિતા લખનાર પણ કોઈ મહાકવિ હોય નહિ. પરન્તુ પોતપોતાના ગૃહનું અન્ધારૂં દૂર કરવાને માટે સૂર્ય, ચન્દ્રની રાહ જોઈને જેમ કોઈ બેશી રહેતું નથી, તેમ પોતાનાથી બની શકતો આનન્દ, ઉત્સાહ, ઉત્કર્ષ, આશ્વાસન અને કલ્યાણ જગત્માં અથવા હેના ન્હાનકડા ખૂણામાં પણ પ્રેરવાને માટે મહાકવિઓની રાહ જોયા કરવાની જરૂર નથી. અર્થાત્ ન્હાનાં તેમજ મહાન્ સર્વ મનુષ્યો-જેમનાં હૃદયમાં કવિત્વ અને કલાની લહરિઓ ફુવારાની પેઠે ઉડી રહી હોય, જેમનાં દિલ લાગણીઓ અને ભાવનાઓના ઉછાળાથી ઉભરાતાં હોય, તથા જેમનાં મન અને જીવન કાંઈક ગાવું, કાંઈક સુણાવવું,-એવી વૃત્તિઓથી હલમલી રહ્યાં હોય, હેમણે પોતાની શક્તિ અથવા અધિકાર વિષે વિચાર કરી બેશી રહેવાની કાંઈ જરૂર નથી. જેમનામાં જે કંઈ આત્મતત્ત્વ હશે, હેને યોગ્ય રીતે ખીલાવવા પ્રયત્ન કરવો, એટલુંજ કર્તવ્ય છે, પછી તે ભલે યથેચ્છ વહે અને જે કાંઈ હેમાં સુન્દરતારૂપ, મધુરતારૂપ, કોમળતારૂપ હશે, તેજ કાયમ રહેશે, તેજ સંસારને ઉપકારક બનશે. એટલે સ્ત્રીઓએ પોતાની અનેક પ્રતિકૂળતાઓ, ન્યૂનતાઓ તરફ દૃષ્ટિ કરીને નિરાશ થવું યોગ્ય નથી. અન્ય માર્ગોની પેઠે આ પન્થમાં પણ પ્રગતિ ધીમે ધીમે જ થવાની, એ ખરૂં છે, પણ અન્તે હેમનો વિજય તો નક્કી છે, કારણ કે આ વિષયની સાથે હેમને સ્વાભાવિક રીતે વ્હાલ-એક રૂપતા છે

એટલું તો સામાન્ય રીતે હાલ સ્વીકારાયું જણાય છે કે ગુજરાતની નવી શૈલિની મુખ્ય સ્ત્રીકવિઓ બે છે; સ્વ. સૌ. સુમતિબ્હેન અને સ્વ. સૌ. વિજયાલક્ષ્મી. પરન્તુ બીજી સ્ત્રીલેખકોની સાથે આ બ્હેનોની કૃતિઓ પણ નવીન કવિતાના કોઈ ઉત્તમ સંગ્રહોમાં લેવાયાં જણાતી નથી, એ વિચારવા જેવું છે. "વનિતા વિનોદ" મા ઘણી બ્હેનોનાં પદ્યો પ્રકટ થયાં છે અને તે સંગ્રહ ઉપયોગી થઇ પડ્યો છે, છતાં ત્હેની પસંદગી ઉત્તમ તો નથી, એટલું કહેવું પડે છે. કારણ કે ત્હેમાં જે બ્હેનોની કૃતિઓ લેવામાં આવી છે, ત્હેના કરતાં વધારે સારી એમની લખાણમાંથી મળી શકે તેમ છે અને "કાવ્ય માધુર્ય" જેવા શિષ્ટ સંગ્રહમાં કોઇ પણ સ્ત્રીલેખકનું કાવ્ય જોવામાં આવતું નથી. આ સંગ્રહના રચનાર રા. બાઇ હિંમતલાલ અંજારિયાનો ગુજરાતી કાવ્ય સાહિત્યનો અભ્યાસ તથા કાવ્યોની પસંદગી માટેની ત્હેમની કાળજી જાણીતાં છે; છતાં આ બન્ને સ્ત્રીલેખકોનાં લખાણમાંથી પણ કાંઇજ એ સંગ્રહમાં સ્વીકાર યોગ્ય નહિ જણાયું હોય, એ કલ્પી શકાતું નથી. કદાચ એમ હોય કે આપણી લેખક ભગિનીઓએ હજી થોડા સમયથી જ પદ્યો લખવાનું શરૂ કર્યું છે, તેથી ત્હેમની કૃતિઓમાં અપક્વતા તથા અસમાનતા વિશેષ છે અને આ ઉપરાંત ત્હેમનાં લખાણનો સાધારણ રીતે અપરિચય, એ પણ ત્હેનું એક કારણ હોઇ શકે.*

કમનસીબે એમ બન્યું કે સૌ. સુમતિ અને સૌ. વિજયા લક્ષ્મી, એ બન્ને આશાજનક લેખક ભગિનીઓએ યૌવન પ્રારંભ થતાં થતાંમાંજ પરલોક પ્રયાણ કર્યું. આથી એમની કુદરતી શક્તિઓનો જે વિકાસ થવો જોઇએ, એમનાં કાવ્યોમાં અનુભવ તથા જ્ઞાનનો જે પ્રકાશ વધારે અસરકારક રીતે આવવો જોઇએ, તે બની શક્યું નહિં. આમ છતાં મહત્વ વાચકને એમની કૃતિઓ જોતાં જણાયા વિના નહિં રહે કે ત્હેમાં લાગણી છે, પ્રસાદ છે, મધુરતા છે, આત્મત્વ છે. બન્નેનાં હૃદયમાં પ્રેમતૃષા વ્યાપી રહી હતી. અપરિતૃપ્ત વૃત્તિઓ અને ભાવનાઓએ ત્હેમની ન્હાનકડી જિન્દગીને પણ સંસારની વિષમતા વડે છાઈ દીધી હતી. બન્નેનાં જીવન વિશુદ્ધ હતાં ત્હેમનાં હૃદય અસંસ્કારી મલીન વાસનાઓથી એક સરખાં વિરક્ત હતાં. પરન્તુ ત્હેમનાં દૃષ્ટિબિન્દુમાં મ્હોટો ભેદ દેખાય છે. સ્વ. સૌ. સુમતિનું ધ્યાન પ્રભુપદમાં અને સંસારથી મુક્તિની મહેચ્છામાં છે. સ્વ. સૌ. વિજયાલક્ષ્મીનું લક્ષ્ય પ્રેમ જીવનમાં અને "સંસારમાં સ્વર્ગ" ઉતારવાની ઉચ્ચ ભાવનામાં છે.

બ્હેન સુમતિનું જ્ઞાન વિજયાલક્ષ્મી કરતાં વધારે અને ત્હેમને મળેલ સત્સંગનો, કિંવા સાહિત્યના અભ્યાસનો લાભ પણ ઘણો વધારે. પરન્તુ એમનો ગૃહ જીવનનો અનુભવ ઓછો, સંસારનો તેથી પણ ઓછો. સંસ્કારી શ્રીમંત નાગર કુટુમ્બમાં ત્હેમનો જન્મ હતો, છતાં શરીર અને મનની શાન્ત અસ્વસ્થતાને લીધે ત્હેમનું સ્નેહાળ હૃદય પ્રભુ તરફ વળ્યું

* આ સંબંધી રા. બાઇ અંજારીઆની સાથે મ્હારે વાત થઇ, ત્યારે જાણીને હું ખુશી થયો કે એમના હવે સમયમાં પ્રકટ થનાર "પદ્યસંગ્રહ"માં આ બન્ને લેખકો તથા બ્હેન સદરીના કાવ્યને તેઓ દાખલ કરવાના છે, "કાવ્ય માધુર્ય" મા તેમ નહિ કરવાનાં કારણ તરીકે તેમણે જણાવ્યું હતું કે સ્ત્રી લેખકોની કૃતિઓ પોતે સ્વીકારેલા પસંદગીના ધોરણમાં નહિ આવતી હોવાથી તેઓ તે લઇ શક્યા નહોતા. મ્હારા ઉત્તરે છે કે આ વિષયમાં એમનો અભિપ્રાય કદાચ હવે પછી પણ બદલાય

રા. જ.

હતું. મહાન દેશભક્ત ગોખલેજી તથા વિદ્વાન વ્યાખ્યાનકાર અનન્તપ્રસાદજીના પ્રીતિ પરિચયનો લાભ એમને વારંવાર મળતો. આવા ઉચ્ચ સહવાસમાં ત્હેમની કુદરતી શક્તિઓ ખીલી નીકળી, હૃદયમાં ઉતરેલી ભક્તિ ભાવના પ્રકટ થઈ અને ઉત્તમ વાંચને ત્હેમની બુદ્ધિની પ્રતિભાને વિકસિત કરી. એમના લેખોમાં ભક્તિમય હૃદય તથા અસંસારી ભાવો વિશેષ નિહાળાય છે.

બ્હેન વિજયાલક્ષ્મીનું જીવન જુદીજ પગથીમાં વહ્યું હતું, એટલે એમના હૃદય ઝરણાંનો પ્રવાહ તેજ પન્થે ગતિ કરે, એ સ્વાભાવિક છે. બાલ્યકાળથી એમની જિંદગી કૌટુમ્બિક બન્ધનોમાં ગૂંચાઈ લાગે છે ઉંચી બ્રાહ્મણ જ્ઞાતિના શ્રીમન્ત કુટુમ્બમાં જન્મ હતો એટલે અભ્યાસની અનુકૂળતા તો એમને પણ હતી અને શારીરિક અસ્વસ્થતા ઓછી તથા જ્ઞાનતૃષ્ણા અતિ તીવ્ર હોવાથી સ્ત્રીજીવનની સામાન્ય પ્રતિકૂળતાઓનો અનાદર કરીને પણ એ બ્હેને અભ્યાસ ચાલુ રાખ્યો તથા વધાર્યો હતો. લેખન પ્રવૃત્તિની એમણે પણ વ્હેલી શરૂઆત કરી તથા ધીમે ધીમે હૃદયની વૃત્તિઓને પદ્યમાં ઉતારવા માંડી હતી. આ વિષયમાં એમણે અન્તે સારી સફળતા મેળવી. કારણકે એમનાં કાવ્યોની ભૂમિકા અન્ય લેખકોની કૃતિઓના કરતાં નિરાળીજ છે

બ્હેન સુમતિના જીવનનો આદર્શ આપણે "ભક્તિ" ગણી શકીએ, તો આ બ્હેનની જિન્દગીનો આદર્શ "પ્રેમ" હતો. અને એમનાં કાવ્યોમાંથી મ્હોટો ભાગ એ ભાવનાને અનુસરતોજ જોવામાં આવે છે.

આ બંને લેખક બ્હેનોમાં બહુ સરખાપણું દેખાતું નથી. અને ત્હેમની કૃતિઓમાં જુદી જુદી વિશેષતા છેઃ એકમાં આર્દ્રતા, મધુરતા, સ્વાર્પણ છે,–બીજીમાં મનોહર, કોમળ, મમતા છે. પરન્તુ એમનાં અકાળ મરણને લીધે જે નવા નવા સુર એમની હૃદયવીણામાં ઉતરત, જે વિવિધ જ્ઞાન અનુભવના રંગો ત્હેમની કૃતિઓને શોભાવત, અને નવા નવા વિચારગગનમાં ત્હેમનાં ઉડ્ડયન થતાં હોત, ત્હેની હવે કલ્પનાજ માત્ર કરવાની રહી છે. બંનેની કાવ્ય કૃતિઓ જેટલી આપણને પ્રાપ્ત થઈ છે તે, પ્રથમ પંક્તિની ગૂજરાતી કવિના સાથે તો સરખાવી શકાય તેમ નથી, એ દેખીતું છે; પરન્તુ એ બ્હેનોની કેટલીક ઉત્તમ કૃતિઓ આપણી સામાન્ય રીતે સારી ગણાતી કવિતામાં સ્થાન લેશે, એમ ખરેખર માની શકાય

૨.

એક મિત્ર તરફથી સૂચના થઈ હતી કે આપણા નવા ગૂજરાતની સ્ત્રીકવિઓની સુન્દર અને ઉત્તમ કૃતિઓના થોડા નમૂના આ લેખ સાથે પ્રકટ કરવા. તે ઉપરથી જે કાવ્યોમાં કોઈક વિશેષતા,–મધુરતા તથા મનોહરતાને લગતી–જણાઈ, ત્હેમાંથી થોડાંક અહિં આપ્યાં છે. આ કાવ્યોમાં એક વસ્તુનો આભાસ વિશેષ થાય છે અને તે એ લેખકોનું સ્ત્રીત્વ છે. દરેકમાં સુન્દરતા અને હૃદયની ઉંડી લાગણી પણ છે. સ્ત્રીલેખકોની ઉત્તમ કૃતિઓ આટલીજ છે, એવું વાચકોએ માની લેવાનું નથી. કારણ કે આની સાથે સ્થાન લે એવી બીજી કૃતિઓ પણ મળી શકે તેમ છે

ભાભી ! તને મોંઘા તે કુસુમ થઈને સ્વર્ગમાં
દીન દુઃખ ભરી રડવા અમે આ નરકમાં ઉભા રહ્યાં,
કે હતી જગ ચાલી ગઈ, રહ બાહુનાં સુના થયાં*

સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી

---

## જીવન મિત્રો.

પ્રીતિગુણે દૃઢ ગુંથન ગુંથીને હૃદય બે આમ એક ગુંથી દીધું
કરમાંહ કર લૈ જગમાં રમ્યા, જીવન બે પણ એક ગુંથી કર્યું
હૃદય ગુંથણી શી સુખકર બની ! જીવન ગુંથણી સુન્દર શોભતી,
સુખદ સ્વપ્ન મધુ ક્ષણમાં ઉડી, યમદૂતે હર્યું, તે, પ્રભુ ના કર્યું !
દુઃખદ તે દિનથી હમને, સખે ! જીવનમિત્ર મળ્યા મમ પુસ્તકો !
નિરખવા હમને ઉર હળ્ળે હરખ અશ્રુ વહે મુજ નૈનથી
પ્રિયજનો ઉર સ્નેહ ધરે રહ્યો, નયન અશ્રુ વહે મુજ માટ તો
યદપિ પાસ રહી ન શકે સદા નિજ કુળે નિજ ધર્મ બજાવતા
દુઃખ તિમિર ઘડી ઉર વ્યાપતું હૃદય આશ વિલુપ્ત થતી ઘડી
નયનથી દુઃખ અશ્રુ વહી જતા, મુંઝવણો અતિ આ ચિત્તને હમે
સમય તે હમને કરમાં ગ્રહુ, ચિત્ત પરોવું તુમાં પ્રિય પુસ્તકો !
તિમિરનું દળ ઉરથી ફેડતા હૃદય આશ હમે ઝળકાવતાં
મૂક બની ઉર સાન્ત્વન દો હમે કર વિના મુજ અશ્રુ લ્હુવો હમે,
કહી કહી પ્રભુ ગાન સુણાવતા અમીરસે ઉરને ન્હવરાવતાં
નહિ ભુલું ઉપકાર કીધા હમે, ત્યજીશ ના હમને જીવું ત્યાં સુધી
લઈ શકે નહિ કો મુજ પાસથી, યમદૂતે હમને હરી ના શકે !
વિલય દેહ તણો મુજ જો થશે, તમ પ્રસાદી રહે મુજ આત્મમાં

બ્હેન "લહરી"

---

## એક સ્મરણ.

હતો હા ! આ દિવસ કેવો ? હૃદયને શાંતિ દેનારો;
બન્યો તે આજ, ઓ સજની ! હૃદયને ખાખ કરનારો !
ઉમરને બાળતા શોલા ઉઠાવે છે દુઃખ દિલમાં
હમારી આસનાના ખૂનમાંહી દસ્ત બસનારો.
તને તો સાલનો આજે ખરો ખુશબખતીનો દહાડો
મને તો બાળતો હરપળ નિશાની નિંદ હરનારો
ઉમર જેની ગઈ થોડી, બળે છે આગ કેવી ત્યાં,
નથી આ બે ઘડી દીલમાં હતો જે રોજ રડનારો
ગયો એ, બસ ગયો દહાડો, નહિ પાછો કદિ આવે
ભરી છે યાદ મીઠી ત્હોય ઉમરમાં એજ રહેનારો

એક દુઃખી ભગિની

---

* આ કાવ્ય વધારે મ્હોટું છે, જેમાંથી અહિ ફક્ત ફકરાઓ આપ્યા છે

## તુલસી કયારે.

અબાડ ઉર સમી ઉતર્યાં, પ્રાત. પ્રભા પ્રકટી જ્યાં,
આંગણ છે શું તુળસીવરૂ, જળ ઝારી લઈ લા સીંચતાં
કર કમળ લઈ ઓવારણાં, આનંદ ઉરમાં રેલીયા,
લીલા કુંવર કરી સેવીયા, રસ હૃદયના સૌ પોષીયા,
વાડી વ્હાલપથી વાળતા, સ્નેહ સુખ સુધા સીંચીયા
પલ્લવ પુષ્પ પ્રસારતાં, સુંદર સમાજે સુવાસીયા
મંગળ કર્યાં ત્યાં માંડવા, તો માનથી મલકાવીયા,
કુમકુમ અબીલ ગુલાલથી, રંગી હૃદયને રમાડીયા.
નીતી નિર્મળ મેં કયારએ, દુ:ખ દીલનાં સૌ ડુબીયા,
અક્ષત શાખા ચઢાવતા, અક્ષય સૌભાગ્ય સંભાળીયા,
પ્રેમે પાવન થઇ પૂજતાં, દઇ પ્રેમ જ્યોતિ જગાવતા,
અહો પ્રભુ પ્યારા આરાધતા, ઇતી જીવન ઉજ્જવાળીયા
આશિષ કરી તમ આશની નિષ્કામ પ્રેમ વધારીયા,
કહો તુલસી! છે વ્હાલી, એમ મંજરી મન માનતા

સૌ. મંજરી.

---

## પ્રિયતમને સંદેશ.

કાસદ મુજ થા, પ્રિય પારેવા! આજ તું,
સંદેશો લઈ જા તું પ્રિયતમ પાસ જો,
મિત્ર જાણી સોંપુ છું તુજને કામ એ,
જઇ કહેજે આ મુજ ઉરના ઉદ્ગાર જો — કાસદ.
પ્રિય હૃદય સોંપ્યું મેં જ્યારથી,
હર્ષ સુખ એ સર્વે તેની સાથ જો,
હૃદય વલખતું તુજ સુખ દુ:ખને કારણે,
તુજ દર્શન વિણ નહી ઉરને આરામ જો — કાસદ.
સૂર્ય પ્રકાશે રંક નલિની ખીલતી,
સૂર્ય વિના નવ ખીલતું એનું ગાત્ર જો,
સૂર્ય તણું તો કાર્ય જગતને અર્પવું,
ને મિલનને વધુ અમુલા શું પ્રીતિ પાત્ર જો!— કાસદ
તદપિ છું આ હૃદય પાત્ર પ્રેમે ભરી,
કરૂં છું વધામણાં! તુજપર પ્રીતિ અભિષેક જો,
પણ તેની દરકાર કરે નહિં, પ્રાણ! તું,
તારે મનથી તુચ્છ, ક્ષુદ્ર એ ગોટ જો — કાસદ
બેદરકારી દેખીને તારી, અરે?
શરમ થાય છે મારૂં કોમળ ઉર જો,
હૃદય માનુષિ જો કદિ તારૂં હોય તો,
"સ્નેહ દૃષ્ટિ" એ માગું તારી પાસ જો,
સંદેશો આ કહેજે મુજ પ્રિય પ્રાણને!

"બ્હેન સન્ધ્યા"




# મારવાડી ગુરૂ.

લેખક. રા. રા. જનકરાય માધવરાય મજમુદાર.

"પસંદ નથી !—તમેજ મને કહ્યું હતું કે તારે જે જોઇએ તે લઈ લેવું એ મને ગમ્યો અને મે આપણા ઝવેરીને સાથી જ લીધો છે. એણે કહ્યું કે પૈસા પછી આપશો તો ચાલશે, તમે એટલું તો ખર્ચી શકો એમ છો—નહી ?"

આછી બદામી રંગની સાડીમાં સુંદર અને આકર્ષક દેખાતી, પ્રમીલા તેના પતિની ઇઝી ચેર (ખુરશી) ના હાથા ઉપર બેઠી હતી એક હાથમાં સુંદર મખમલ જડેલી પેટીમાં મૂકેલો હીરાથી વિભૂષિત સોનાનો "બ્રોચ"[1] હતો. અરૂણગિરિ હાથ ઉપર મસ્તક ટેકવી વિચારમાં મગ્ન થઇ ઇઝી ચેર પર પડ્યો હતો. પેટી હાથમાં લઇ બ્રોચ તપાસી પાછો આપી કહ્યું—"ઠીક છે, એંઠ્દ્ર."

"દુનીઆમાં હીરાથી અધિક સુન્દર કંઇ છે જ નહી" બ્રોચને મારી આગળ પ્રકાશમાં ધરતાં પ્રમીલા બોલી. "આજ રાત્રે રાવ સાહેબને ત્યાં પાર્ટીમાં જતે જ પહેરવાની છું. પેલી સરલા તો અદેખાઇથી બળી જ જશે. મારી પાસે કંઇ નવું જોયું કે એનું શેર લોહી ઓછું થઇ જાય છે !

એનો ધણી ભાગ્યે જ ઘરેણાં કરાવે છે અને કરકસરની બૂમ તો બારે મહીના ચાલુ જ ! ગરીબને પરણવાનું એ જ દુઃખ છે. બીચારી દર રોજ હીસાબની નોપડી સાથે માથાં ફોડ્યાં જ કરે છે આ ચાર આનાનું શાક ને આ ત્રણ આનાનું દુધ, એના સર વાળા ને બધી માથાફોડ ! હું તો ભાર કુંવારી રહું પણ એવાને પરણું નહી ને આપડાથી એ થાય પણ નહીં !"

......ખુરશીના હાથા ઉપરથી તે ઉઠી. બ્રોચ છાતી ઉપર પહેરવા મોટા આરસા આગળ ગઇ પણ અસ્થિરતા અને ઉતાવળથી તે "પીન" બરાબર બેઠી નહીં; તેથી પાછી જઇને તે અરૂણના હાથમાં મુકી.—"આ પીન બીડો ને જરા—પણ આમ ઘુવડ જેવું મોં કેમ કર્યું છે !—આપડી ઘરેણાં પહેરે એ ગમે નહી કે ?"—અરૂણે સ્થિરતાથી પીન બીડી.

પછી આરસામાં જોઇ જરા મોં મલકાવી, તે બ્રોચ તેણે કાઢી પાછો પેટીમાં મુકી દીધો અને ચા તૈયાર કરવા અંદર ગઇ.

"ચા પીને તમે કપડાં કાઢવા માંડો પાર્ટીમાં[2] જવાનો સાડા આઠનો વખત છે. ને પેલો નવો કોટ તમે પહેરજો ચાર માણસમાં જરા પોઝીશન[3] માં રહેવું જોઇશે ને મારે ટોઇલેટ કરતાં જરા વાર લાગશે અને બાજુ હજી જાગ્યો નથી" પ્રમીલાએ વહી આપી.

---

૧ લુગડાને સુવ્યવસ્થિત રાખવા માટેની "પીન" (પકડ). ૨ મીજલસ. ૩ યોગ્ય સ્થિતિ. ૪ શણગાર સજતાં

આ પીધા પછી અરૂણુ ઉભો થયો ને મોં ધોઈ ઉદાસી દુર કરવાને માટે ક્રોનીકલ (છાપા) માં ચિત્ત પરોવ્યું. એવામાં તેની નજર પાસેના પારણામાં ગઈ. બાળુ મીઠી નિદ્રામાં ઉંઘતો હતો. એક હાથમાં રબરની પુતળી હતી. બીજો હાથ ગાલ નીચે હતો અરૂણે હળી જરા નીચા વળીને કપાળ ઉપરથી વાળ ઉંચા કર્યા ને ધીમો નિશ્વાસ મૂક્યો—"અજ્ઞાન બાળક! તારી માની મૂર્ખાઈથી તારે જ સોસવું પડશે. તારા બાપનો વારસો-દેવું તે તારે જ ભરવું પડશે!—ના. પ્રમીલાએ જ સમજવું પડશે અને એના છોકરાને દુનીયામાં મોં દેખાડવા દેવું હોય તો એણે હીરા ને મોતી વિના ચલાવી લેતાં શીખવુ પડશે! અરે! ના. મારો જ એમાં વાંક છે. મેં જ શરૂઆતથી છુટ આપીને અત્યારે આ પરિણામ ભોગવવુ પડે છે!"

૨.

પ્રમીલા, રમાનાથ જાગીરદારની એકની એક પુત્રી ખૂબ માન પાન ને લાડમાં ઉછરેલી હતી. હાઈસ્કુલમાં મેટ્રીક સુધી કેળવણી પુરી કરી, કૉલેજમાં પ્રીવીયસનો અભ્યાસ કરતી હતી, એ વખત એની ઉમ્મર ૧૯ વર્ષની હતી ન્યાતમાં વરની અછત અને જગ બહેણી એટલે યોગ્ય મળતા મરકેલ માટે એને વેળાસર પરણાવી દેવા રમાનાથ મતન પ્રયાસ કરી રહ્યા હતા. એટલામાં એમની નજર અરૂણગિરિ ઉપર પડી અરૂણનાં માબાપ નાનપણથી જ મરી ગયાં હતાં, તેવા જેમ તેમ કરી તેણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી, બે સારાં ટયુશનો* રાખી કૉલેજનો અભ્યાસ કરતો હતો. એ વખતે એ જુનીયર (પહેલી) બી. એ. માં હતો એથી રમાનાથને યોગ્ય જણાતાથી પોતાની લાડકી પુત્રીનાં લગ્ન એની સાથે ખૂબ ધામધૂમથી કરી નાંખ્યા અને પોતે પૈસાની મદદ આપી બી. એ ને પછી એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરાવી અને ત્રણ વર્ષ સુધી ઘર-જમાઇ તરીકે પોતાની પાસે રાખેલ. પ્રમીલા ભણેલી અને અંગ્રેજી પુસ્તકો વાંચેલાં તેથી અંગ્રેજી સંસારના કંઈક પડઘા તેના મગજ પર પડેલા વળી અરૂણ ઘર જમાઇ તરીકે રહેલો—એટલે શરૂઆતથી જ થોડો ઘણો દાબ તેના ઉપર પણ એનો પડી ગયેલો.

એલ. એલ. બી. અરૂણે પસાર કર્યા પછી, રમાનાથે ખટપટ કરી મુંબાઇમાં તેને સોલીસીટરને ત્યાં રૂ. ૨૦૦ ની હેડ ક્લાર્કની જગ્યા અપાવી. તેથી તે પછી પ્રમીલા અને અરૂણ મુંબાઈ રહેવા લાગ્યાં હતાં

નોકરીએ વળગ્યા પછી થોડા જ સમયમાં રમાનાથ દેવલોક પામ્યા. અને હાલના જમીનદારોની—"ખીસાં ખાલી, ભરમ ભારી!" ની કહેવત પ્રમાણેની—સ્થિતિ મુજબ એમની પાછળ પણ લેણાણું નીકળ્યું. થોડી ઘણી મીલકત નીકળી, તે એમની પાછળના કાર્યમાં જ ખલાસ થઇ ગઇ. અને અરૂણને પાછળથી મળનારા "દલ્લા" ની જે આશા હતી, તે નષ્ટ થઇ ગઇ. હવે ગૃહસંસારનું ધૂંસરૂં પૂરેપૂરૂં પોતાની પીઠ પર આવી પડ્યું! પ્રમીલાની અસલની ખર્ચાળ ટેવોને લીધે થોડા ઘણા કરજના બોજા તળે પણ તે આવી ગયો હતો.

૩.

બીજે દીવસે અરૂણે ઑફીસમાં જવાને એક કલાક વહેલો નીકળ્યો

* બાળકોને શિક્ષક તરીકે કામ કરવાને.

આખી રાત્રિ ઉધ્યા સિવાય વિચાર કર્યા પછી,–ફરી એક મિત્રપાસે મદદ માગવાના નિશ્ચય ઉપર તે આવ્યો હતો. આ મિત્રે આગળ પણ ઘણી મદદ કરી હતી. એ છેવટનો જ રસ્તો હતો. થોડા રૂપીયા લઈ હાલતું ખર્ચ નીભાવી, પછી બન્નેએ કરકસર કરી પૈસા બચાવી, કરજ વ્યાજ સાથે ભરી દેવું અને પ્રમીલાએ ઘરેણાં–સાડીઓ અને પોલકાં વિના ચલાવવું આમ થાય તો જ દુનીઆમાં રહેવાય અને બાળકનું ભવિષ્ય સુધરે।

૯–૪૦ ની લોકલ (ગાડી) માં સેકન્ડ ક્લાસમાં બારી આગળ બેસી વિચાર કરતાં રાત્રિનો ઉજાગરો, અને જમણી બાજુએથી આવતી, દરીયાની ઠંડી લહેરોથી આંખ મીંચાઇ ગઇ–ચર્ચગેટ (સ્ટેશન) આવ્યું, ડબ્બો ખાલી થયો ..પોર્ટરે બારણું વાસ્યું... અવાજથી આંખ ઉઘડી ગઇ ગાડી ચાલવા માંડી પણ તે એકદમ નીચે ઉતરી ગયો. અને વિદેશી અને દેશી ટોપીઓથી ઉભરાઇ જતા સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર પોતાના મિત્રને શોધવા તે આતુર નયને ફાંફાં મારવા લાગ્યો ,

"અરૂણ !" અતિ પરિચિત અને અત્યારે "જેમાં ચિત્ત લાગ્યું હતું, તેનો જ સ્વર પાછળથી આવ્યો અને ખભા ઉપર હાથ પડ્યો "મારી સાથે જરા આવને. જરૂરનું કામ છે"

રસ્તામાં કંઇ બોલ્યા સિવાય અરૂણ એના મિત્રની ઓફીસમાં ગયો. થોડા ઘણા કલાર્ક આવેલા હતા એક બાજુ જઈ ખુરશી સામસામી મુકી બેઠા મિત્રના ફીકા ચહેરા ઉપરથી જ કંઇ માઠા સમાચાર સાંભળવાનું અનુમાન અરૂણે કરી લીધું. છેવટે ધીમો ખુખારો કરી તે બોલ્યો —' એંગ્લો ઇંડીઆ (કંપની) ભાગી અને એણે મને પણ ભાગી નાંખ્યો ! તું પણ થોડો ઘણો ફસાયો છે " થોડીવાર મૌન વ્યાપ્યું. પછી અરૂણે પૂછ્યુ: "એ ખરી વાત છે ? ખેર, કીસ્મત ! પણ હું તો તારી પાસે કંઇ રૂપીયા માગવા આવ્યો હતો. હમણાં મારે આવક ઉપર ખર્ચ થઇ ગયુ છે."–વળી થોડીવાર રહીને તે બોલ્યો "પણ એમાંથી છોડું ઘટ્યુ તારે ખાતું ચાલવશે અને તારી પાસે બીજુ કાંઇ પડ્યું હશે એ શેરમાં પણ હું તારી સલાહથી જ પડ્યો હતો. મને હાલ ફક્ત ત્રણસો રૂપીયા આપ મારી સ્ત્રી કાલે જ એટલું ખર્ચ કરી આવી છે ને એના પૈસા હું આજ ન ચુકવુ તો મારી આબરૂના કાંકરા થઇ જાય. !"

"અત્યારે હું લાચાર છુ" તે મિત્રે કહ્યું. "હું તારા ધારવા કરતાં આ શેરમાં વધારે ખરાબ થઇ ગયો છુ. મારાં બધાં બીલ ચુકવવાં બાકી જ છે. મને ખબર નહી કે તારી સ્થિતિ સાવ આમ હશે નહિં તો તને હું કદી પણ શેર બાબત સલાહ આપત નહીં. મને માફ કર દોસ્ત ! હું બહુ દીલગીર છુ"

સ્વપ્નાવસ્થામાં ચાલતો હોય એમ અરૂણ ઉભો થયો ને ઓફીસની બહાર નીકળ્યો. લીફ્ટમાં ઉતરતાં એક વિચાર તેને સુઝ્યો. આશાનું નવુ કિરણ એના મગજમાં સ્ફૂર્યું ધનમલ મારવાડી પૈસા ધીરશે–ટકો વ્યાજ અજમાવવાનો નિશ્ચય કર્યો. કાલબાદેવી જતી ટ્રામ ગાડીમાં તે ચઢી બેઠો ને થોડા જ સમયમાં ધનમલજીની પેઢી આગળ ઉતરી પડ્યો અંદર જઈ પૂછતાં માલમ પડ્યું કે ધનમલજી હમણાં જ બહાર ગયા ,

૪.

જમીને પાન ચાવતી ઇંગ્રેજી નવલકથા હાથમાં લઈ પ્રમીલા હીંચોળા પર પડી હતી.

રામો અંદર આવ્યો. "કોઈ માણસ શેઠને મળવા આવ્યો છે મેં કહ્યું શેઠ ઑફીસમાં ગયા છે તો કહે છે કે શેઠ ન હોય તો બાઈની સાથે વાત કરીશ ".

"કોણ છે એ ?" પ્રમીલાએ હીંચોળા ઉપરથી ઉભી થતાં કહ્યું "અંદર બોલાવ એમને."

શેઠીજવારમાં સફેદ ઇસ્ત્રીબંધ અંગરખું, લાંબી ચાંચવાળા જોડા ને લાલ પાઘડીમાં સજ્જ થયેલા ને હાથે ડમલ વીંટી ને કાને માણેક જડીત વાળાથી વિભૂષિત એક મારવાડી ગૃહસ્થ અંદર પધાર્યા. રામાએ ખુરશી આપી, એના ઉપર તે બેઠો. જરા છેટે ખુરશી ઉપર પ્રમીલા બેઠી "આપને શેનું કામ છે ? પણ તેઓ રજા શીવાય આ વખતે ઘેર નથી હોતા એમની ઑફીસનું સરનામુ જોઈએ છે ?"

"નહીજી" મારવાડીએ જણાવ્યું "મેં જાણ્યું જે વખતે ઘેર હોય. હું સારી સીક્યુરીટી[1] ઉપર પૈસા ધીરવા કદી અચકાતો નથી. એ મારી પાસે પહેલાં આવ્યા ત્યારે મે એમને રૂપિયા ખુશીથી ધીર્યા, પણ મુદત થઈ ગઈ છતાં હજી પૈસા પાછા નથી આવ્યા. મે એક બે વાર માગણી કરેલી પણ એ આ નવી કંપનીના શેરમાં પડયા છે ને બધી નવી કંપનીઓ શીશુના પરપોટા માફક એક પછી એક બધી ફુટી જવાની ! મને ચોવીસ કલાકમાં મારા પૈસા નહી મળે તો પરિણામ માટે હું જવાબદાર નથી. બીઝનેસ[2] ચીજ એવી છે. એમાં બાઇબંધી ન ચાલે. સમજ્યા !"

પ્રમીલા તો આ સાંભળીને સ્તબ્ધ જ થઈ ગઈ, મોં ફીકું ગયુ ને હૃદયનો પારો ઉતરી ગયો ! બધી વાત સમજાઈ આ માણસ મારવાડી–શાયલૉકનો[3] અવતાર–ભરપટ્ટાના વ્યાજે પૈસા ધીરનાર ! અરૂણ એની પાસેથી પૈસા લાવતો, જેમાંથી પોતાની નવી સાડીઓ–પોલકાં ને બાળુ માટે બારે રમકડાં આવતાં–"બ્રોચ" લીધાથી થયેલા તેના અણગમાનું કારણ પણ હવે સ્પષ્ટ જણાઈ આવ્યું.

"કદાચ તમને તમારા પતિની સ્થિતિનું બરાબર ભાન નહીં હોય."–મારવાડીએ સમજાવ્યું. "એમ હોય તો એમણે ભયંકર વિશ્વાસઘાત કરી તમને છેતર્યાં છે, આ નવા શેરોએ એમનું દેવાળું જ બેસારી દીધું છે ! પણ તે ગમે તે હો–મારે તો મારા પૈસાથી કાત છે. તમે આપી શકો એમ નથી ? મારા ધારવા પ્રમાણે શેઠાણીઓ પાસે કંઇ ખાનગી મિલકત હોય છે. એટલે જો મારા નાણાં તમે ચુકવી દો તો પછી ચુકાદો થઈ જાય. આ મારૂં બીલ[4] રૂ ૮૦૦ ને તેનું વ્યાજ."

પ્રમીલાએ ધીમેથી કાગળ હાથમાં લીધો આંકડા તપાસ્યા, કંઇ વીચાર કરી બોલી–"શેઠ, મારા પતિની સ્થિતિ હું સમજી. એમનામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે. આ તમારૂં બીલ કાલે ૭ વાગ્યા પહેલાં તમારી પેઢી ઉપર ભરી દેવામાં આવશે કારણ કે અત્યારે તાત્કાલિક પૈસા આપવાની સવડ નથી. આજને આજ તમને તમારાં નાણાં મળશે. સમજ્યા ?"

"પણ ખાત્રી શીવાય હું માનું નહી." મારવાડી ચીકણો થયો

"પણ હું કહું છુ ને મારો શબ્દ બસ નથી ?"

1 જામીનગીરી. 2 ધંધો. 3 કંપીઓ 4 લ્હેણાનો હીસાબ.

"ના દમડા ધંધામાં શબ્દો કામ ન આવે, ચાલો, આ કાગળ ઉપર તમારી સહી કરો એથી ચાલશે" મારવાડીએ હુકું પતાવ્યું તીમેથી પ્રમીલાએ સહી કરી કાગળ લઈ મારવાડી વિદાય થયો.

હેવે મારવાડી ગયો જાણીને પ્રમીલા ઉભી થઈ છુટકારાનો લાંબો દમ ખેંચી બારી આગળ જઈ ઉભી. બીલ હાથમાં હતું. ઉપરના હેડીંગ ઉપર નજર પડીઃ

"શેઠ ધનમલ કેશરીમલ.

"કાલબાદેવી–મુંબાઈ."

રૂ ૮૦૦ નો આંકડો આંખ આગળ તરવા લાગ્યો–ને તે આજને આજ ભરી દેવાના?

બીજી જ પળે તે કબાટ આગળ ગઈ. એક પેટી બહાર કાઢી. અંદરથી સોનાની બંગડીઓ, વીંટી, એરીંગ, કંઠી ને છેવટે નવો આણેલો બ્રોચ પણ બહાર કાઢી ટેબલપર મુક્યાં. "અરૂણ–વહાલા !........" તેનું હૃદય ભરાઈ આવ્યું. આંખમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં

૫.

"બાપુ શું કરે છે? રામા !" અરૂણે બહારથી આવી બૂટ કાઢતાં પુછ્યું.

"નથી, જી. એ તો ચાર વાગે ચા પીને બહાર ગયા છે" રામાએ પ્રત્યુત્તર આપ્યો.

પ્રમીલા ઘણું ખરું ક્લબ અથવા સ્ત્રીઓની સભાઓમાં જતી હોવાથી અરૂણે વીશેષ ધ્યાન ન આપ્યું.

"કોઈ મને મળવા આવે તો કહેજે કે શેઠ બહારથી આવ્યા નથી. હોં" એમ કહી અરૂણ પાસેની રૂમ (ઓરડી) માં ગયો–બારણું બંધ કર્યું કાર્યક્રમની ગોઠવણી ગાડીમાં જ ગોઠવી રાખી હતી,–જે લોકલ (ટ્રેન) માં હવે પોતાને બેસવું ન્હોતું. કદાચ પ્રમીલાને અને બાબુને વીમા ઑફીસમાં જતાં બેસવું પડે! થોડી વાર ઓરડામાં આમ તેમ આંટા માર્યા પછી ટેબલ પાસે ગયો નોટપેપર (કાગળ) ને કવર લીધું. તેના ઉપર ઝડપથી ટૂંકું લખી નાખ્યું

"હું પાયમાલ થઈ ગયો છું. અને મેં તારી સાથે વિશ્વાસઘાત કર્યો છે. બહુ છૂપું રાખ્યું છે. તારા ને બાબુના ભવિષ્ય માટે વીમાવાળા તરફથી પુરતું મળશે. મેં એ છેલ્લો ઉપાય અજમાવ્યો છે. બાબુ મોટો થાય એટલે કહેજે કે તારો બાપ સાવ મૂર્ખો નહતો પણ બીજો ઈલાજ નજરે પડતો નથી તેથી આ પગલું લઉં છું! કંઈ મન પર લાવીશ નહીં–ઈશ્વર તમને સુખી રાખો." "અરૂણ."

નોટપેપર બંધ કરી કવરમાં મુકી, ઉપર પ્રમીલાનું નામ લખી એના આરસામાં કાચ અને ફ્રેમ (લાકડું અથવા ધાર) ની વચ્ચે મૂકી દીધું.

પછી કબાટમાંથી કાચનો પ્યાલો કાઢયો, અંદર થોડું પાણી નાખ્યું. ખજાનામાંથી

એક નાની શીશી કહાડી. અંદરથી થોડાં ટીપાં પાણીમાં નાંખ્યાં અને અંદરનું બારણું બંધ કરવા ગયો. એટલામાં કોટ, પાટલુન ને ટોપીમાં સજ્જ થઇ બાબુ અંદર આવ્યો—"ઓ ભાઇ! ચોપાટી ઉપર ફરવા ચાલોની, આ નાના કાકા ને બધા જાય છે ને .."

બાબુને બે હાથે ઉપાડી લઇ હૃદય સાથે દબાવ્યો "જા, ભાઇ! રામાને કહે લઇ જશે. હમણાં મારે કામ છે," એમ કહી બારણા તરફ ગયો પણ બાબુએ તો હઠ જ પકડી—"ના, માલે તો તમાલી સાથે જ જવુ છે," એમ કહી પિતાનાં બુટ વાળી પગ પાસે મુક્યાં. એટલામાં એની નજર ટેબલપરના ગ્લાસ ઉપર પડી "ઓ, ભાઇ, મારે સોલા (સોડા) પીવો છે, હું એ પી જાઉં!" એમ કહીને પ્યાલો હાથમાં લેવા ગયો. પણ અરૂણે તરત વચ્ચે પડીને તે ગ્લાસ લઇ લીધો. અને જરા હોંકારો કરી કહ્યું—"ના પીવાય, એ તો દવા છે."

કોઇ દીવસ ઉંચા સ્વરે બોલાવેલ નહીં ને આજે ભાઇનો મીજાજ ખસી ગયેલો જોઇ બાબુ રડી પડ્યો.

એટલામાં પ્રમીલા બ્હારથી આવી બાબુનો રડવાનો અવાજ સાંભળી, આ રૂમ તરફ વળી. અરૂણ ચમક્યો—"ક્યાં ગઇ હતી! કેમ આવા વેસમાં બહાર ગઇ હતી! તારાં ઘરેણાં ક્યાં?—બંગડીઓ—કંઠી ..... .?

પ્રમીલાએ ધીમા અવાજથી જવાબ દીધો "ધનમલ મારવાડી બપોરે આવ્યો હતો—મને મળ્યો હતો—ને લ્યો આ તમારી પાવતી," એમ કહી એક આનાના સ્ટેંપ પર ધનમલની સહી સાથની પ્હોંચ અરૂણ તરફ ધરી.

ધ્રુજતે હાથે અરૂણે લીધી—"તેં ભર્યા! તે .........સે ..... ..શી રીતે? આ તારાં ઘરેણાં વેચ્યાં?"

"હા, કેમ નહી! હવે હું બધું સમજી છું. આપણે તંગીમાં છીએ અને એ દેવું ભરવું જ જોઇએ." અરૂણ ટેબલપરનો ગ્લાસ ઢોળી દેવા ગયો એટલામાં—એ આરસામાં કાગળ જોયો, તે પ્રમીલાએ લીધો—વાંચ્યો હૃદય ધબકવા લાગ્યું! અરૂણે ભયંકર વિચાર કર્યો હતો, તે એક પળમાં સમજી ગઇ. બીજીજ પળે તે કાગળ ફાડી નાંખ્યો ને ગ્લાસ (પ્યાલો) પતિના હાથમાંથી ઝૂટવી લઇ બારીએથી ફેંકી દીધો. તેના ચૂરેચૂરા થઇ ગયા.

"મને માફ કરો, હુંજ આ બધાનું કારણ છું મને મારી ભૂલ બરોબર સમજાઇ છે. કાલને કાલ જ આ કબાટ ભરીને સાડીઓને પોલકાં જે એકે વખત વપરાયાં નથી, તે કાઢી નાંખીશ. હવે મારે એનો ખપ નથી

૬.

પહેલાંની ફેશનેબલ પ્રમીલા હવે સાદી જીંદગી ગાળે છે ક્લબ અને મેળાવડા તેણે છોડી દીધાં છે. અને કરકસરથી ઘર ચલાવી બાબુના ભવિષ્ય માટે કંઇ એકઠું કરવાનો પ્રયાસ કરે છે. નવરાશના સમયે ઇંગ્રેજી નૉવેલો વાંચ્યા કરતાં હવે અરૂણે લાવી આપેલાં ઉપદેશકારક રેટીઓ કાંતે છે, અને આગળની જીંદગી કરતાં હાલની હજાર દરજ્જે સુખી સમજી આ દંપતી સુખ ચેનમાં દીવસ નીર્ગમન કરે છે

## कर्मक्षेत्रः चारित्र्य अने उद्योग.

સ્વર્ગસ્થ સાક્ષર

# શ્રી અમૃતલાલ સુન્દરજી પઢિયાર.

—❧—

### ભાઇ પઢિયારનો દેશને સન્દેશઃ

"સંસારમાં સ્વર્ગ કેમ મળે?"*—પોતાની શક્તિના પ્રમાણમાં ઘણામાં ઘણાં કામો કરવાં તેનું નામ કર્મયોગ છે અને એ કામો પ્રભુને સાથે રાખીને કરવાં, એટલે કે ઉત્તમમાં ઉત્તમ હેતુથી બ્રહ્માર્પણ કરીને કરવાં, તેનું નામ ભક્તિયોગ છે આ બન્ને યોગની એકતાનું નામ કર્તવ્ય છે એ કર્તવ્યને ભ્રાતૃભાવ અને દેશસેવામાં વાપરવાથી "સંસારમાં સ્વર્ગ" મેળવી શકાય છે હાલના જમાનાનો, વર્તમાન કાળનો તે મુખ્ય ધર્મ છે. એ ધર્મ પાળવાથી, ઈશ્વરકૃપાથી, હું "સંસારમાં સ્વર્ગ" અનુભવું છું અને મારા બન્ધુઓ (તેમ જ બ્હેનો) એવી જ રીતે ભ્રાતૃભાવ અને દેશસેવાની ભક્તિથી પોતાનાં કામકાજો વચ્ચેથી જ "સંસારમાં સ્વર્ગ" ભોગવવા ભાગ્યશાળી થાય, એમ પ્રભુ પ્રાર્થના કરૂં છું. તથાસ્તુ —"સંસારમાં સ્વર્ગ."

—❧—

લોકપ્રિય "સ્વર્ગનાં પુસ્તકો" ના સંસ્કારી લેખક સ્વર્ગસ્થ ભાઇ અમૃતલાલ પઢિયારના નામથી ગૂજરાતી પ્રજામાં કોણ અજાણ્યું છે! સુન્દર, મોહક, રસભરી, સરલ વાણીમાં ધર્મભક્તિ, જ્ઞાન યોગ અને કર્મ માર્ગના જેવા ગહન વિષયો એમણે ઘણા સુગમ બનાવ્યા છે. પુરાણા પુસ્તકોમાંથી ઉપયોગી વિચારોના દોહન રૂપ તથા નવીન વિદ્યા વિજ્ઞાન નામન્થનરૂપ પ્રેરણાઓથી ભરપૂર, એ ભાઇએ જે મનોહર અને ઉત્કર્ષક ગ્રન્થમાળા માતૃભાષાને ચરણે ભેટ આપી છે, તે એમનો ઉપકાર આપણા ઉપર કાંઇ જેવો ત્હેવો નથી. "સંસારમાં સ્વર્ગ," "સ્ત્રીઓનું સ્વર્ગ," "સાચું સ્વર્ગ", "સ્વર્ગની સુન્દરીઓ"—એવાં એવાં આકર્ષક નામ વાળાં અને (यथानामास्तथागुणाः) નામ પ્રમાણે ગુણ ધારણ કરતાં,—ઉંચી કલ્પના, રસિક શૈલિ અને ઉપયોગી વિષયોથી ઉભરાતાં,—પંદર વીસ પુસ્તકો લખીને ભાઇ પઢિયારે આપણી ભાષામાં એવા ઉત્તમ પ્રકારનું સાહિત્ય ઉત્પન્ન કર્યું છે, જે ઘણા લાંબા કાળ સુધી નિઃસંશય લોકપ્રિય અને લોકપ્રેરક રહેશે.

---

* દરેક સારા માણસોની ઇચ્છા "સ્વર્ગ" મેળવવાની હોય છે અને "સ્વર્ગ" એટલે મહાત્માઓ કબુલ રાખે તેનું ઉંચામાં ઉંચી જાતનું સુખ,—"સ્વર્ગ" એટલે અંતરાત્માને તૃપ્તિ થાય તેવી સ્થિતિમાં રહેવું તે,—અને "સ્વર્ગ" એટલે પ્રભુમય જીવન તથા પ્રભુ પોતે આનો મારા "સ્વર્ગ" શબ્દનો અર્થ છે. —"સ્વર્ગનાં રત્નો."

સ્વર્ગસ્થ સાક્ષર શ્રી અમૃતલાલ સુન્દરજી પઢિયાર વૈદનો જન્મ કાઠિયાવાડની દક્ષિણે દરિયા કિનારે આવેલા ચોરવાડ ગામમાં સંવત ૧૯૨૮ ના ચૈત્ર શુદી ૨ ના દિવસે થયો હતો. જ્ઞાતિએ તેઓ ગિરનારા બ્રાહ્મણ હતા. જન્મ પછી કરેક વર્ષે ત્હેમનાં માતુશ્રી સૌ. કસ્તુરબાઇનું મરણ થવાથી, ત્હેમના પિતાએ ફરીથી લગ્ન કરેલું તે માતા જેમને તેઓ "જી" કહીને બોલાવતા, તેઓ હયાત છે. ભાઇ અમૃતલાલનો ત્હેમની સાથેનો સંબન્ધ અવસાન પર્યન્ત ઘણો સારો-મા દીકરાના જેવો જ-રહ્યો હતો. સુન્દરજીનું મૃત્યુ સંવત ૧૯૫૪ માં થયું હતું.

ભાઇ પઢિયારે* પોતાનો અભ્યાસ ભડુરી ગામમાં શરૂ કર્યો હતો અને ચોરવાડની નિશાળમાં ગુજરાતી છઠ્ઠું ધોરણ ત્હેમણે પૂરૂં કર્યું. શાળાનો અભ્યાસક્રમ અહિં સંપૂર્ણ થયો એમ ત્હેમણે માન્યું પણ એ પછી એમનું વિવિધ વિષયોનું વાંચન વિશાળ અને નિયમિત હતું અને પુસ્તકો તથા પત્રો વાંચવાનો એમને જબરો શોખ હતો, એટલે ધીમે ધીમે એમનું જ્ઞાન વધતું જ ચાલ્યું. આ સમયમાં પિતા તરફથી એમની સગાઇ (વિવાહ) કરવામાં આવી હતી, પરન્તુ એમ કહેવાય છે કે ત્હેની "સાટાં" ની રીતે ગોઠવણ થયેલી હોવાથી પોતાને તે અનુકૂળ નહિ લાગવાથી તેઓ કાશી જતા રહ્યા અને પત્ર લખીને સગાઇનો સંબન્ધ તોડી નખાવ્યો. થોડા વખત પછી પિતાનું અવસાન થતાં, તેઓ ઘેર પાછા આવ્યા અને થોડા માસ શાળામાં શિક્ષકની નોકરી તથા જૂનાગઢ રાજ્યના વહીવટી ખાતામાં ઉમેદવારી અને કારકૂની કરી હતી. આ પછી તેઓ મુંબાઇ ગયા, જ્યાં કાપડિયાની દુકાને થોડો વખત કામ કર્યા પછી, શેઠ લક્ષ્મીદાસ ખીમજીને ઘેર તથા ત્હેમની મીલમાં નવેક વર્ષ નોકરી કરી. ત્યાર પછીનું પોતાનું સઘળું જીવન એ સાધુ પુરૂષે વાંચન-લેખન-વ્યાખ્યાન તથા પ્રવાસ-યાત્રા-સત્સંગમાં ગાળ્યું હતું.

વૈદકમાં ભાઇ પઢિયાર ઘણા પ્રવીણ હતા. વનસ્પતિના જ પ્રયોગો ઉપર તેઓ આધાર રાખતા અને નવા નવા પ્રયોગોની અજમાયશમાં બહુ રસ લેતા. એમણે ઇ. સ. ૧૮૯૮ માં નોકરી હમ્મેશને માટે છોડી, ત્યારથી પરમહંસ પરમાનન્દજી નામના પંજાબી ઉદાસી પન્થના સાધુ પાસે વૈદકનો અભ્યાસ કરવા માંડ્યો હતો અને ધીમે ધીમે ત્હેમાં તેઓ બહુ આગળ વધ્યા હતા.

ભાઇ પઢિયારે ચારે ધામની યાત્રા કરી હતી. તેઓ ગંગોત્રી પણ ગયા હતા. જગન્નાથજી બે વખત ગયા હતા. કાશી તથા અલાહાબાદ પાંચ છ વાર. મુંબાઇમાં નરનારાયણના મન્દિરના શ્રી જાદવજી મહારાજ તથા ત્હેમની મડળી સાથે એમને ઘણો લાભ-લગભગ પચીશેક વર્ષનો સબન્ધ હતો. નર્મદા કિનારે આવેલ ગંગનાથના દેવાલયવાળા

*ભાઇ પઢિયારના જીવનની સંક્ષિપ્ત નોંધ રા. રા. જીવણલાલ કરસનજી ઠક્કરે સુન્દરી સુબોધ (૧૯૧૯ ના જૂલાઇ-ઓગસ્ટના અંક)માં આપી છે. હાલમાં એ ભાઈ આ સ્વર્ગસ્થ સાક્ષરનું વિસ્તૃત જીવન ચરિત્ર લખે છે, એમ સાંભળ્યું છે. ચાર પાંચ વર્ષ ઉપર ભાઇ અમૃતલાલ અમદાવાદ આવેલા, ત્યારે ત્હેમણે પોતાની જીદગીને લગતી કેટલીક હકીકત મ્હને કહી હતી. તે પ્રસંગે કરેલી ટુકી નોંધ ઉપરથી આ જીવનરેખા લખવામાં આવી છે.

રા. જ.

સ્વર્ગસ્થ મહાત્મા શ્રી બ્રહ્માનન્દજી મહારાજ તથા માલપર વાળા સ્વર્ગસ્થ મહાત્મા શ્રી માધવદાસજી મહારાજની પાસે તેઓ કેટલોક સમય રહ્યા હતા અને તે પછી પણ વખતો વખત જતા. વલ્લભકુળના વૈષ્ણવ આચાર્યોમાં સ્વ. શ્રીમાન્ દેવકીનન્દનાચાર્યજી મહારાજ એમના ઉપર સારી મમતા રાખતા અને આર્યસમાજના પ્રસિદ્ધ વિદ્વાન્ અને સમર્થ વક્તા શ્રી નિત્યાનન્દજીની સાથે તો એમને ઘણા લાંબા સમયથી પરિચય હતો. બંગાળાના જાણીતા મહાત્માજી શ્રી હરનાથ પાગલને પણ ભાઈ પઢિયાર એક વખત મળેલા તથા ત્હેમના વિચારોનું વિસ્તારથી આલેખન કરીને તે ગુજરાતી પત્ર દ્વારા ત્હેમણે ગુજરાતી પ્રજાના હિતાર્થે પ્રકટ કર્યાં હતા. સ્વર્ગસ્થ સ્વામી શ્રી વિવેકાનન્દજીને પણ તેઓ બેલૂરના મઠમાં એકવાર મળ્યા હતા. મહાત્મા શ્રી ગાંધીજી પાસે તે કદિ કદિ જતા અને બોલપુરમાં કવિકુળમણિ શ્રી રવીન્દ્રનાથ ઠાકુરને મળવા તથા શાન્તિનિકેતન જોવા તેઓ મહાત્માજીની સાથેજ ગયા હતા. આ પ્રસંગે હરદ્વારની "ગુરૂકુળ" સંસ્થા જોવાનો તથા ત્હેના પ્રધાનાચાર્ય મહાત્મા શ્રી શ્રદ્ધાનન્દજી (મુન્શીરામજી)ના મેળાપનો પણ લાભ લીધો હતો.

ભાઈ અમૃતલાલના સમાગમમાં આવેલ મનુષ્યોની સંખ્યા જોવા જઈએ તો તે ઘણી મ્હોટી થાય. અને ત્હેમાં ઘણા વિદ્વાનો, શ્રીમન્તો તથા સાધુ જનોનો પણ સમાવેશ થાય છે. એક રીતે એમ કહી શકાય કે એ પોતે "અજાતશત્રુ" (જેને કોઈપણ દુશ્મન નહિ એવા ) હતા તથા તે જ્યાં જતા હતા ત્યાં એમના સત્સંગનો સુવાસ ચોતરફ પસરી રહેતો—અર્થાત્ (રાગ દ્વેષ રહિત ) એમના આન્તર ગુણો સર્વ મનુષ્યોને એક સરખા આકર્ષતા.

આ ત્હેમનું ઉપરાન્ત ખાસ સ્નેહીમંડળ પણ હતું, જે સુસંસ્કારી, દેશપ્રેમી, સુધારક, પ્રભુભક્ત સજ્જનોનું બનેલું હતું. તે બહુ મ્હોટું ન્હોતું મહાત્મા ગાંધીજી, સાધુશ્રી મોહનદાસજી, પ્રો. ગજ્જર, રા. મણિશંકર રત્નજી ભટ્ટ, રા. ન્હાનાલાલ કવિ, રા. મોતીભાઈ અમીન, સ્વ. ભાઈ રણજીતરામ વાવાભાઈ, રા. મનુભાઈ સુબેદાર, સ્વામી શ્રી અખણ્ડાનન્દજી તથા અમદાવાદની બન્ધુસમાજના સભાસદો, એ સહુની સાથે ભાઈ પઢિયારને સારો સ્નેહ સંબન્ધ હતો, અને ત્હેમાંના કેટલાકની સાથે તો ઘણા લાંબાકાળની મિત્રતા હતી. "સસ્તા સાહિત્ય" વાળા અખણ્ડાનન્દજી સાધુ થયાને ચોથેજ દિવસથી ત્હેમને ઓળખાણ થયું હતું. ધાર્મિક લેખક શ્રી હરિદાસ મહારાજ (ડાકોરવાળા), આર્યસમાજવાળા ડૉ. કલ્યાણદાસ, અન્ત્યજોદ્ધાર માટે ચાલુ પ્રયાસ કરી રહેલ ડૉ. શિન્દે, તથા "સર્વન્ટ્સ ઓફ ઈન્ડિયા" સોસાયટી (મંડળ)ના અગ્ર સભાસદ શ્રીયુત દેવધર અને અમૃતલાલ ઠક્કર વગેરે સાથે પણ એમને સારો મેળાપ હતો.

આ ઉપરથી સમજાયા વિના નહિં રહે કે ભાઈ પઢિયારના બુદ્ધિ સંસ્કાર તથા તેમની સદ્ભાવનાઓ ઊંચા પ્રકારના વાતાવરણમાં ખીલ્યાં હતા. જૂદાં જૂદાં વૃત્તિ વિચારના મનુષ્યોમાં તથા ભિન્ન ભિન્ન મતાનુરાગી મંડળોમાં તેઓ એક સરખું સમતોલપણું, શાન્તિ તથા સદ્ભાવ રાખીને રહી શકતા હતા, એ ત્હેમની એક સુન્દર વિશેષતા હતા. અને આમ હોવાને લીધેજ તેઓ પોતાનો આત્મ વિકાસ બહુ સારી રીતે સાધી શક્યા હતા.

તેઓ જેટલી સરળતા, નિખાલસપણું, સુજનતા સમતાથી ઓછાશિક્ષિત, અસંસ્કારી (અથવા ઓછું શિક્ષણ–સંસ્કાર પામેલા) સામાન્ય જનવર્ગમાં ભળી જતા, તેટલીજ રહેલાઇથી અને રહેવીજ રીતે તેઓ વિદ્વાનો, વિચારકો તથા શ્રીમન્તોની સાથે પણ એકરૂપ થઇ શકતા આડમ્બર, મોહ, લોભ, ક્રોધ, ખટપટ, એ વગેરે અનેક દુર્ગુણો એમણે પ્રથમથી દૂર કરેલા જણાતા હતા, આમ હોવાથી એ ભાઇને वसुधैव कुटुम्बकम् (આખી દુનિયાને પોતાના કુટુમ્બ રૂપ) માનવામાં કાંઇ અડચણ આવતી નહિ. આ ઉપરાન્ત તેઓ અત્યંત નિડર અને આશાવાદી પણ હતા એમના વિચાર તથા ચારિત્ર્યની શુભ અસર લોકોમાં ધીમે ધીમે વધતી વધતી ફેલાવા લાગી હતી, એમ સહજ જણાતું હતું

ભાઇ પઢિયારે લેખન પ્રવૃત્તિ ઘણી વ્હેલી શરૂ કરી હતી. એમનો પ્હેલો લેખ આશરે દશેક વર્ષના તેઓ હતા તે વખતે "ચોપાટ" વિષે લખાયો હતો, જે પાછળથી ત્હેમને અપક્વ લાગવાથી ત્હેમણે પ્રકટ કર્યો ન્હોતો. પણ આ ઉપરથી પોતાની લેખન શક્તિ વિશે અમૃતલાલને કાંઇક ખ્યાલ આવ્યો અને કાંઇક સારું પુસ્તક લખવું, એમ પણ ત્હેમણે આ અરસેજ નિશ્ચય કર્યો.

આ પછી "આર્ય વિધવા" નામનું પુસ્તક એમણે લખ્યું, જે શારતગોષ્ઠતારનો અધિપતિ શ્રીયુત્ કાબાજીને ઘણું પસંદ પડ્યું હતું, પરન્તુ તે અમૃતલાલ જેવા અજ્ઞાત, ઉચ્ચ કેળવણી નહિં પામેલા, યુવાને લખેલું હતું, એમ માનવાની ત્હેમણે આનાકાની કરી હતી, અને અન્તે જ્યારે લક્ષ્મીદાસ શેઠે પોતે ત્હેમને ખાત્રી આપી ત્યારેજ ત્હેમણે એ વાત સાચી માની હતી આ પુસ્તકનું અવલોકન કરતાં 'હિન્દુસ્તાન" (પત્ર, જે અમદાવાદમાં પ્રકટ થતું હતું તે–)ના અધિપતિ સ્વ. શ્રીયુત્ વનમાળીદાસ લાલાભાઇ મોદીએ બહુ ઉંચો અભિપ્રાય દર્શાવ્યો હતો પણ જણાવ્યું હતું કે " [illegible] કૃતિ હોવી જોઇએ અને પ્રકાશકે એટલે પઢિયારે તે ચોરી લીધી હશે, એમ સમજાવે છે!" "પ્રેમ પ્રેમ ને પ્રેમ" એ નામનું પુસ્તક ત્હેમણે ૧૮૯૬માં લખ્યું હતું અને સ્વર્ગનાં પુસ્તકો તરીકે બહુ જાણીતી થયેલી ગ્રન્થમાળાનું પ્હેલું પુસ્તક "સંસારમાં સ્વર્ગ" ૧૯૦૦માં લખ્યું. આ ગ્રન્થ ત્હેમની ઉત્તમ કૃતિઓમાંનો એક છે, એમાં કાંઇજ શક નથી પરન્તુ એક રીતે કહીએ તો ત્હેમનાં "સ્વર્ગનાં પુસ્તકો" વાળી આખી ગ્રન્થાવલિ એવી સરળ અને સુન્દર, રસિલી ભાષામાં લખાયલી છે, ત્હેમાં ધર્મના કઠિન સિદ્ધાન્તો અને કર્તવ્યના ગહન માર્ગો જેવા ઉપયોગી છતાં શુષ્ક મનાતા વિષયો પણ એવી સાદી, રસભરી, મિઠ્ઠી ભાષામાં ત્હેમણે ઉતાર્યા છે કે ત્હેને લીધે એમનાં પુસ્તકોની લોકપ્રિયતા દિન પર દિન વધતીજ જાય છે અને એક દિવસ એવો આવશે જ્યારે આપણે ત્હેમને દરેક ગુજરાતી ગૃહકુટુમ્બમાં સ્થાન મળેલું જોઇશું, એમ ખાત્રી છે

ભાઈ અમૃતલાલના ચારિત્ર્યના, હૃદયના ગુણો વિશે બહુ કહેવાયું છે તેઓ એક નિર્મળ અને સરળ જીવન ગાળનારા સાધુજન હતા, એ જાણીતું છે અહોરાત્ર અભ્યાસમાં, પ્રભુચિન્તનમાં, લેખનમાં, સત્સંગમાં તેઓ પ્રવૃત્ત રહેતા એમની સાદાઈ તો ખરેખર "આદર્શ રૂપજ હતી (Plain Living and High Thinking) 'સાદું જીવન અને ઉચ્ચ વિચાર"–એ ભાવનાને તેઓએ સારીરીતે પોતાની જિન્દગીમાં મૂર્તિમાન કરી હતી

દેશાટન-યાત્રાનો પણ એ ભાઈને બહુ શોખ હતો અને પોતાના વિવિધ અનુભવોનું પુસ્તકોમાં તથા છૂટક લખાણોમાં તેઓ સુન્દર રીતે આલેખન કરતા.

સ્વ શ્રી પઢિયારની લેખન પ્રવૃત્તિ ચાલુ અને નિયમિત હતી. ઘણાંખરાં શિષ્ટ અને લોકપ્રિય સામયિક પત્રોમાં તેમજ સામાન્ય રીતે સઘળાં પત્રોના ખાસ અંકોમાં એમનું કોઈ ને કોઈ સુબોધક, ઉપયોગી, સરળ લખાણ જોવામાં આવતું. આ ઉપરાન્ત પાછળથી તો તેઓ વ્યાખ્યાનો પણ સ્થળે સ્થળે આપતા. જેવું લખતાં તેવુંજ તેઓ બોલતા. ટૂંકાં, સાદા શબ્દોવાળાં વાક્યો, અને એકેક વિચારનું અનેક રીતે દર્શન તથા સમર્થન.

વૈદકના વિષયમાં પણ એમણે ઘણું લખ્યું છે અને તે સઘળું બહુ ઉપયોગી સાહિત્ય છે. આશા છે કે એમની કૃતિઓની ગ્રન્થમાળા પ્રકટ ભવિષ્યમાં કરવામાં આવે તો ત્હેમાં આ લખાણોને ખાસ સ્થાન આપવામાં આવશે. વૈદક ઉપરાન્ત ફ્રેનોલોજી (માથા ઉપરથી મનુષ્યનું ચારિત્ર જાણવાની વિદ્યા) અને મેસ્મેરિઝમ (આત્મબળથી બીજા મનુષ્યોનાં મન ઉપર અસર કરવાની વિદ્યા) ની પણ એમણે સારી માહિતી મેળવી હતી અને હિસ્ટીરિયા (તાણ) જેવા રોગો ઉપર ત્હેનો પ્રયોગ પણ તેઓ કરતા.

ભાઈ મ. મૂળચંદ પઢિયારનું શોકજનક અવસાન મુંબાઈમાં ૧૯૧૯ ના જુલાઈની ૧૮ મી તારીખે કોલેરાથી થયું હતું. એમનાં કેટલાંક પુસ્તકોનું હિન્દી તથા મરાઠીમાં ભાષાન્તર થયું છે.*

## મોટાઇ, ખરી અને ખોટીઃ

યાદ રાખજો કે જગતમાં મોટા માણસ બનવું એ જુદી વાત છે, અને ભગવાનની હજુરમાં મોટા બનવું એ જુદી વાત છે. અને જ્યાં સુધી જગતના મોહની અંદર પડ્યું રહેવાય ત્યાં સુધી મોક્ષ મળી શકતો નથી જ્યાં જગતની મોટાઈઓમાંજ મન લોભાયેલું રહે ત્યાં સુધી અનંતકાળનું અવિચ્છિન્ન સુખ મળતું નથી અને જ્યાં સુધી પ્રભુ સાથે એકતા ન થાય ત્યાં સુધી જન્મ મરણનો ફેરો ટળતો નથી. સાત સાત વખત ઇન્દ્ર થયા છતાં પણ ફરીથી મંકોડાના અવતાર પણ લેવા પડે છે, એમાં કાંઈ નવાઇ જેવું નથી. માટે હે હરિજનો! તમે સૌ તમારાથી બને તેમ ચેતીને ચાલજો અને ઉપર ટપકી જગતની ખોટી મોટાઇમાં પડ્યા રહેશો માં, એજ અમારી ભલામણ છે.

—સ્વર્ગનો આનન્દ.

## સ્ત્રીઓના ચાર વર્ગઃ

અસલના વખતમાં પદ્મિની, ચિત્રિણી, હસ્તિની અને શંખિની (શંખણી) એવા મુખ્ય ભેદ ગણાતા હતા; પણ એ ભેદો વધુ ભાગે શરીરના બાંધારણ ઉપર અને બહારના ગુણ ઉપર આધાર રાખતા હતા. હાલના વખતની સ્ત્રીઓના (પણ) મુખ્ય ચાર ભેદ પડી શકે: મેમિલી જોગણો, દયાની દેવીઓ, ભક્તિ મૈયાઓ અને રંગીલી ગાંડીઓ!

—સ્વર્ગની સુન્દરીઓ.

---

* આ તથા "સ્વર્ગનાં પુસ્તકો" વાળા લેખને માટે કેટલીક ઉપયોગી માહિતી આપવા માટે ભાઈ વેણીચંદ્ર વલ્લભજી પઢિયારનો,—તથા "સસ્તા સાહિત્ય મંડળ" તરફથી મળેલી અનુકૂળતા માટે ત્હેના સંચાલક મંત્રી શ્રી અખંડાનન્દજીનો હું આભારી છું. શ. જ.




સ્વ. સાક્ષર શ્રી અમૃતલાલ સુન્દરજી પઢિયાર કૃત–

## " સ્વર્ગનાં પુસ્તકો. "

**ભક્તિમાર્ગને લગતાં:**

૧. સ્વર્ગનું વિમાન.
૨. સ્વર્ગની કૂંચી
૩. સ્વર્ગનો ખજાનો.
૪. સ્વર્ગના રત્નો.
૫. સ્વર્ગનો આનન્દ.

**સ્ત્રીઓ માટે ખાસ**

૧. સ્ત્રીઓનું સ્વર્ગ
૨. સ્વર્ગની સુન્દરીઓ.
૩. જૂવાની જાળવવાના ઇલાજો.
૪ આર્ય વિધવા.

**સામાન્ય જનહિતને લગતાં:**

૧. સંસારમાં સ્વર્ગ.
૨. સાચું સ્વર્ગ.
૩. સ્વર્ગની સીડી.
૪. સ્વર્ગની જિન્દગી.
૫. પ્રેમ, પ્રેમ ને પ્રેમ.
૬. નશીબ ફેરવવાની કૂંચી.
૭ નવાયુગની વાતો, ભાગ ૧ લો.
૮ નવાયુગની વાતો, ભાગ ૨ જો
૯ શાહેનશાહનું જીવન ચરિત્ર
૧૦ અમૃત વચનો.
૧૧. કાઠિયાવાડી તોપ.

**બાળકો માટે**

બાળકોની વાતો.

હવે પછી પ્રકટ થવાનું સ્વર્ગના સન્દેશા.

---

ભાઈ પઢિયારનાં સદ્વચનો.

૧.

મેં જે ભોગવ્યું તે હું કમાયો, જે બચાવ્યું તે મે ખોયું, અને મે જે દાન કર્યું તે મારી પાસે છે. ( પ્રાચીન ઋષિઓના સિદ્ધાંત ) –સંસારમાં સ્વર્ગ.

૨.

જ્યાં સ્ત્રીઓને સુખી રાખવામાં આવે છે, ત્યાંજ દેવતાઓ રમ્યા કરે છે. અને જ્યાં સ્ત્રીઓનું સારી રીતે માન રહેતું નથી, તેઓને કોઇ પણ કામોનું ફળ મળતું નથી. ( મનુસ્મૃતિ ) –સ્ત્રીઓનું સ્વર્ગ.

૩.

શુભેચ્છા રાખવી, સારી વર્તણુક રાખવી, ઉચ્ચ હેતુઓથી કામ કરવું અને પોતાના બન્ધુઓ ( અને બહેનો ) ની તથા દેશની સેવામાં રોકાયલા રહેવુ, એ "સ્વર્ગની સીડી" નું રહેલામાં રહેલું, પહેલામાં પહેલું અને ઉંચામાં ઉંચું પગથિયું છે. ( પ્રાચીન ઋષિઓના સિદ્ધાંતો. )

—સ્વર્ગની સીડી.

૪.

જેના હૈયામાં હેત હોય, જેની આંખમાં શરમ હોય, જેની જીભમાં મીઠાશ હોય અને જેના હાથમાં કામ હોય, તથા જેના જીવનમાં ઉચ્ચતા, સરલતા, કોમળતા, જ્ઞાન અને સેવા હોય, તે "સ્વર્ગની સુન્દરીઓ" છે.

—સ્વર્ગની સુન્દરીઓ.

૫.

સ્ત્રીઓનું માન ન રાખવાથી જે ઘરને સ્ત્રીઓ શાપ દે છે, તે ઘર નાશકારક કૃતિથી સર્વ રીતે નાશ પામે છે ... ... જ્યાં સ્ત્રીઓ દુઃખમાં રહે છે, તે કુળનો નાશ થાય છે, અને જ્યાં સ્ત્રીઓ આનન્દમાં રહે છે, ત્યાં વંશની વૃદ્ધિ થાય છે. (મનુસ્મૃતિ.)

—સ્વર્ગની સુન્દરીઓ.

૬.

" પ્રેમ એ સ્વર્ગનું રત્ન છે. જ્ઞાન એ સ્વર્ગનું રત્ન છે કર્તવ્ય એ સ્વર્ગનું રત્ન છે. ભાતૃભાવ એ સ્વર્ગનું રત્ન છે. વખત એ સ્વર્ગનું રત્ન છે સ્વસુધારણા એ સ્વર્ગનું રત્ન છે. સત્ય ધર્મ એ સ્વર્ગનું રત્ન છે અને મહાત્માઓના જીવનમાં જીવતાં શીખવું, એ સ્વર્ગનું રત્ન છે

—સ્વર્ગની જિંદગી.

૭.

જેણે સર્વત્ર સ્વયંભૂ પ્રેમને અનુભવ્યો, તેણે ઈશ્વરને ઓળખ્યા, તે કૃતાર્થ થયો, તેણે જીંદગીનો ફેરો સાફળ કર્યો, તે જન્મ મરણથી મુક્ત થયો; અને જીવો બ્રહ્મૈવનાપરઃ જીવ બ્રહ્મથી જુદો નથી એમ અનુભવ્યું. એમ અનુભવનાર મહાત્માને જ ધન્ય છે. જો એવો અનુભવ થાય તોજ પ્રેમની સાર્થકતા છે, મનુષ્યની સફળતા છે. બાકી ખાલી "પ્રેમ" શબ્દથી કાંઇ વળવાનું નથી.

—પ્રેમ, પ્રેમ ને પ્રેમ.

ભાઇ શ્રી અમૃતલાલ પઢિયારે જૂદા જૂદા લોકોપયોગી વિષયો ઉપર, ચાળીસ કરતાં વધુ, આકર્ષક અને ઉત્કર્ષક પુસ્તકો લખ્યાં છે તેઓ એકની એક વાત ઘણીવાર અનેક રીતે કહે છે અને છતાં હેમની એ ખૂબી છે કે તે કદિ નીરસ થતી નથી એટલું જ નહિ પણ વધારે વધારે અસરકારક બને છે. ગુજરાતી ભાષા સાહિત્યમાં ભાઇ પઢિયારે સ્થાયી ઉમેરો કર્યો છે, એમાં કાંઇ શક નથી, જો કે એમના સઘળા ગ્રન્થોને વિદ્વાનો તરફથી એક જ પંક્તિમાં મૂકવામાં ન આવે, એ સંભવિત છે. પણ એટલું તો નક્કિ જ છે કે સામાન્ય જનસમૂહમાં સત્ય જ્ઞાનનો ફેલાવો કરવાને તથા હેમનામાં સુબોધક, ઉત્કર્ષક વિ-

ચારોનો પ્રચાર કરવાને માટે તો એ ભાઇએ જેટલા સતત અને સુન્દર પ્રયાસ કર્યો છે, એટલા બીજા કોઈ પણ ગૂજરાતી વિદ્વાને અથવા લેખકે ભાગ્યે જ કર્યો હશે કારણ કે આ "સ્વર્ગનાં પુસ્તકો" ના કર્તાએ (—મને એક બન્ધુએ ઉપહાસમાં કહ્યું હતું, હેતુ સ્મરણ કરૂં તો, "સ્વર્ગના ઇજારદારે"—) પોતાની આખી જીન્દગીનું વદન એક જ પન્થમાં કર્યું હતું લોકોમાં જેમ બને તેમ ઉંચામાં ઉંચી ભાવનાઓ, સારામાં સારી વૃત્તિઓનો ફેલાવો–વધારો થાય, એ દૃષ્ટિબિન્દુથી જ એમનાં સઘળાં પુસ્તકો, સઘળાં લખાણો, સઘળાં વ્યાખ્યાનો થયેલાં છે, અને તે સત્કાર્ય એમણે ઘણી જ સાદી છતાં સરકારી અને મધુર વાણીમાં કરેલું છે. આથી ધર્મશાસ્ત્રોના ગહન સિદ્ધાન્તો, તત્વજ્ઞાનની કઠિન વાતો તથા વિજ્ઞાનની અદ્‌ભુત શોધો વિશેની સરળ માહિતી એમનાં પુસ્તકો દ્વારા સાધારણજ શિક્ષણ પામેલા લોક વર્ગમાં પણ એ પ્હોંચાડી શક્યા છે.

સ્ત્રીઓને માટે તો એમનાં પુસ્તકો ખાસ હિતકારક અને આવકારદાયક છે, અને આનન્દજનક વિશેષતા ત્હેમાં એ છે કે એમનાં લખાણો અનેક પ્રકારનાં (નવાં અને જૂનાં) રસિક દૃષ્ટાન્તોથી ઉભરાય છે તથા 'ઘર વૈદુ' જેવો સ્ત્રીઓને ખાસ ઉપયોગી વિષય પણ ત્હેમણે પોતાનાં જૂદાં જૂદાં પુસ્તકોમાં ચર્ચ્યો છે અને જે તાવ, ઘરગથુ, ને કમ ખર્ચે થાય એવા ઇલાજો એમણે સુચવ્યા છે તે ખચિત અત્યન્ત ઉપકારક છે ગીતાજી જેવા ગહન ધર્મજ્ઞાનથી ભરેલો ગ્રન્થનું દોહન કરીને પણ ત્હેમાંથી સુબોધક તત્વ એમણે એક કરતાં વધારે ગ્રન્થમાં રજુ કર્યું છે.

બાળકોને કેમ ઉછેરવાં, સ્ત્રીઓએ ગૃહ સંસાર કેવી રીતે ચલાવવો, ખરી ઉન્નતિ કેમ થાય, મનુષ્યનું કર્તવ્ય શું છે, ખોટા ખ્યાલ કેવા હાનિકારક છે, મલિન વાસનાઓ કેવી રીતે અધોગતિ કરે છે, ઇત્યાદિ અનેક મહત્વની બાબતોની ચર્ચા એ ભાઇએ છૂટથી, લંબાણથી કરી છે ત્હેમનું દરેક પુસ્તક નવા નવા વિચારો, સાદા અને સુગમ ઇલાજો તથા ઘણી ઘણી જાણવા યોગ્ય–વિચારવા યોગ્ય સૂચનાઓથી ઉભરાય છે એકંદર જોઇએ તો ભાઇ પઢિયારનાં પુસ્તકો સર્વ રીતે નિર્મળ, સુબોધક અને પ્રોત્સાહક સાહિત્યજ છે અને દરેક ગૃહ કુટુમ્બમાં તે વંચાયેથી લાભજ છે નિ:સંશય છે.

## સ્ત્રીઓનું સ્વર્ગ:

આ પુસ્તકમાં ભાઇશ્રી પઢિયારે ઘણી અગત્યની વાતો ચર્ચી છે ત્હેમાંથી આપણે અહિં થોડા ઉતારા લઈશું

તેઓ લખે છે કે "સ્ત્રીઓને કઇ જાતની કેળવણી આપવાથી આપણા દેશને ફાયદો થાય, કઇ જાતની કેળવણી આપવાથી આપણો સનાતન ધર્મ જળવાઇ રહે, કઇ જાતની કેળવણી આપવાથી તેનો અન્તરાત્મા સંતોષ પામે!—એ હજી નક્કિ થયું નથી. એને માટે હજી લોકોમાં બહુ મતભેદ છે ..........હાલમાં જે લેખો લખાય છે તેમાં હજારો વખત કહેવાઇ ગયેલી પતિવ્રતપણું પાળવાની ... એની એજ જુની વાતો હોય છે અથવા તો યુરોપિયનોની પેઠે તેઓના જેવું આપણી સ્ત્રીઓને છુટ પણ આપવાની વાતો હોય છે. આ બંને બાબતો લોકોને બહુ વાંધાભરેલી લાગે છે,.... જુનામાં જે શારૂં હોય તેનો નાશ ન થવો જોઇએ અને નવામાં જે સારૂં હોય તે જરૂર

લેવું જોઈએ, એવા (વિચારના) વિદ્વાનોને પણ પતિને ખાસ ઈશ્વર જ સમજવો અથવા સ્ત્રીઓને દાઢી વિનાના પુરુષો બનાવવા, એ બેમાંથી એકેય વાત ગમતી નથી... ...મારા હૃદયમાં સ્ત્રીઓને સુધારવા માટે અને સ્ત્રીઓને મદદ કરવા માટે, બહુ ઉંડી લાગણી હોવાથી બની શકે તેટલું મધ્યસ્થપણું જાળવીને અને પ્રેમ માર્ગને–સેવા ધર્મને પ્રાધાન્યપણું રાખીને, તથા સ્ત્રી પુરુષના શરીરનું બંધારણ, મનુષ્ય જાતની પ્રકૃતિ, આપણા લોકોનો જનસ્વભાવ, અને દરેક આત્માને ગમી જાય એવી કાંઈક ઉચ્ચતા તરફ લક્ષ રાખીને ..... લખેલું છે "

"સ્ત્રીઓનો અવતાર શા માટે છે?" "યાદ રાખજે કે સ્ત્રીઓનો અવતાર–ગાડી ગુજરાતના લોકો કહે છે તેમ પુરુષોના પગના ખાસડા જેવો નથી......પુરુષોની ઘડીકવારની રમુજ માટે નથી...કાંઈ સુથીયાં સાવરણી માટે નથી...છોકરાનાં બાળોતીયાં ધોવા માટે જ નથી...ઘરમાં ગોંધાઈ રહેવા માટે જ નથી...મોટા મોટા લાજના ઘુંમટાઓ કહાડવા માટે જ નથી...દુઃખે જ રહેવા માટે નથી...કુટણાં કુટવા માટે જ નથી...વેવાણોનાં વાંકાં બોલવા અને કુથલીમાંથી પુરા કાઢવા માટે જ નથી...ખુણામાં પડીને રોયા કરવા માટે જ નથી.. ગામની કુથલી કરવા માટે જ કે પાડોશણની અદેખાઈ કરવા માટેજ નથી...કાંઈ છોકરાં જણવાના સંચા તરીકેનો જ નથી! પણ સુકોમળ પવિત્ર સ્ત્રીઓના અવતાર તો આ જગતમાં દયાની દેવીઓ તરીકેનો છે...નવું જીવન લાવવા માટે છે...અલૌકિક સૌન્દર્ય ફેલાવવા માટે છે...પુરુષોમાં પુરુષાર્થ વધારવા માટે છે. જેની હરણીના જેવી મનોરંજક અને માછલીના જેવી ચપળતાવાળી છતાં પણ સદૈવ દયાથી ભરેલી આંખો છે તેવી સ્ત્રીઓનો અવતાર તો આ જગતને પરમાર્થ શીખવવા માટે છે. સ્વભાવથીજ અંતરના ઉંડા ધર્મભાવવાળી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં પ્રભુનો મહિમા ને ભક્તિ ..શાન્તિ (તે) ફેલાવવા માટે છે .મંગળ કાર્ય કરવા અને સ્વર્ગના દેવોના પ્રતિનિધિ તરીકેનો જ છે, એમાં કાંઈ સંશય નથી. "

"લગ્ન શા માટે?"–"પ્રભુ પ્રેમમાંથી જ લગ્ન સ્નેહની ઉત્પત્તિ થયેલી છે અને લગ્ન સ્નેહથી જ પ્રભુપ્રેમ વધી શકે છે. માટેજ મનુષ્યની ઉત્પત્તિની સાથેજ લગ્ન સ્નેહની ઉત્પત્તિ થયેલી છે, એટલે લગ્ન સ્વાભાવિક છે, તે ટાળી શકાય એવી બાબત નથી... કુંવારાપણું તે અર્ધાપણું છે, અને સાથે મળેલી (પુરુષત્વ અને સ્ત્રીત્વની–) શક્તિઓ તે લગ્ન છે...દૈવી લગ્ન એટલે કે સુખી લગ્ન...અને આસુરી લગ્ન (એટલે) કજોડું! .........

"સ્ત્રીઓના હૃદયના ભાવ હું અમારા કરતાં વધારે સારી રીતે જાણતી હશે. જોકે તારા મગજમાં સ્ત્રી પુરુષના સમાન હકનો પવન ભરાયેલો છે. તોપણ તું મને કહે કે તારો આનન્દ શેમાં છે? તારા વ્હાલાની તાબેદારી કરવામાં કે તારા વ્હાલા ઉપર ધણીપણું ચલાવવામાં? બેટી, શરમાઈશ નહિં...તને શું ગમે છે? તારા વ્હાલા માટે સારૂં સારૂં ખાવાનું બનાવવું તને મન થાય છે કે નહિં? તારે ઘેર રસોઈયો છે તોપણ ઘણી વખત તારે હાથે તારા વ્હાલા માટે કોઈ કોઈ ચીજ બનાવવાની ઇચ્છા થાય છે કે નહિં? તારો વ્હાલો જ્યારે પાણીનો લોટો માગે ત્યારે તે માગ્યા પહેલાં અગાઉથીજ તૈયાર રાખવામાં,–તને ગમે તેટલું કામ હોય પણ તે બધું છોડીને તારા વ્હાલા માટે દુધ તૈયાર કરવામાં તને આનન્દ આવે છે કે નહિ!

તારી વ્હાલામાં વ્હાલી બેનપણી સાથે તું મીઠામાં મીઠી છુપી વાર્તા કરતી હોય ને એ વખતે તારો વ્હાલો આવી ચ્હડે તો તેને જોઇને તું રાજી થાય કે ગુસ્સે થાય ? ..... કોઇ સભામાં તું પ્રમુખપદે હોય ને તારા ભાષણથી ખુશી થઇને લોકો તને તાળીઓથી વધાવી લેતા હોય એથી તને જેટલી ખુશી લાગે તે કરતાં તારો વ્હાલો કાંઈ પ્રસંગોપાત "જા જા ઘેલુડી !" કહીને જરાક હસતે તારાં ગાલ ઉપર આસ્તેથી બે આંગળીઓ લગાડે તો તને વધારે આનન્દ થાય કે નહિ ? ધાર કે ત્હારા વ્હાલાનું માથું દુઃખતું હોય તો નોકર પાસે તેનું માથું દબાવીને તું રાજી થઇશ કે તું પોતે તારે હાથે માથું દબાવીશ ત્યારે સંતોષ પામીશ ? તારાં બિમાર બાળકને દવા પાવાનું કામ આયાને સોંપવાથી તને ખુશાલી લાગે કે તારે હાથે પાવાનું મન થઇ જાય ? ... તારે ઘેરે ઘણાએ નોકરો છે ... પણ તારા વ્હાલાના રૂમાલમાં સેંટ નાખી સરખો કરી તેને આપતાં તને શા માટે મજે પડે છે ? અને તારા વ્હાલાના કપાળ ઉપરના બાલનાં ગુચ્છાં સરખાં કરવાનું તને શા માટે મન થઈ જાય છે ? બેટી, એનું કારણ એ છે કે સ્ત્રીઓની પ્રકૃતિમાં પ્રભુએ આધીનતા ગુંથેલી છે અને સ્ત્રીઓનાં અંતઃકરણમાં "સેવા ધર્મ" રહેલો છે ..તેથી સેવામાં જ-પતિ પ્રેમમાં જ પ્રભુએ તેઓનો આનન્દ મૂકેલો છે."... ..

"આ દુનિયાદારીની કઠણ જંજાળો અમે ભોગવીએ છીએ તે કોને માટે ?—...આ અસાર સંસારના ભયંકર તાપમાં અમોને કેટલું બધું તપવું પડે છે ?... એ બધું કોને માટે ?—આ દુનિયામાં અમે જે જે સાહસો ..મહાભારત જોખમો ઉઠાવીએ છીએ...અમને અપમાન લાગે તેવા માણસોની નોકરી કરીએ છીએ, તે કોને માટે ? અમારી પાઘડીમાં કુચા ઘાલીને પણ અમારી બાયડીઓને દાગીના પહેરાવીએ છીએ તે શા માટે ? અને અમે ટાઢ તડકામાં રખડીને અમારી બાયડીઓને ઘરના ટાઢા છાંયડામાં બેસાડી રાખીએ છીએ તે શા માટે ? મહારાજજી, આ બધું અમે સ્ત્રીઓને માટે જ કરીએ છીએ તેઓની આધીનતા જ અમારી પાસે આટલું બધું કરાવે છે જો સ્ત્રીઓમાં આધીનતા ન હોય—એવો ધર્મ ન હોય તો અમે આમાંનું કાંઇ પણ કરીએ નહિ. અમે એકલા હોય તો પાંચ રૂપી આમાં અમારૂં ચાલી શકે અને બાયડી પરણીએ તો પચીસ રૂપિયામાં પણ પુરૂં થાય નહિં એવી રીતે સ્ત્રીના ઘરરાથી અમોને કેટલી બધી જંજાળ ભોગવવી પડે છે ? અને તોપણ અમે તે કેટલી બધી શાંતિથી ઉલટા કેવા ખુશી થઇને ભોગવીએ છીએ, એ તમે ક્યાં નથી જાણતા ? એ બધું શા માટે ? માત્ર સ્ત્રીઓની "સેવા" ને જ માટે. અમારામાં ધણીપણું રહેલું છે તેને લીધે. અને સ્ત્રીઓને તેમની સેવાનો બદલો આપવા માટે જ અમે આટલી જંજાળો ઉઠાવીએ છીએ કારણ કે સ્ત્રી અને પુરૂષ એ દેવ અને ઇશ્વરનું સમરૂપ છે, એટલે દેવોને માટે જેમ પ્રભુ અવતાર લેય છે તેમ સ્ત્રીઓને માટે કુદરતી રીતે જ અમારો અવતાર છે, એટલે જાણ્યે અજાણ્યે, ખુશીથી કે નાખુશીથી, પણ સ્ત્રીઓની સેવાનો અમારે બદલો વાળવો જ પડશે ... ... જેમ કરીએ ત્યારે જ અમારા આત્માને શાંતિ વળે છે...જેમ પુરૂષાર્થને લીધે પુરૂષ છે તેમ જે આધીનતા એજ સ્ત્રીમાં સ્ત્રીપણું છે. . . ... એ આધીનતાને વશ થઇ જવાનો . પુરૂષાર્થપણાનો સ્વભાવ જ છે. એ સ્વભાવને લીધે અમે સ્ત્રીઓની "સેવા" ના દાસ બનીએ છીએ "

## पुस्तकशाळानी प्रसादी.

# કેવાં ગીત રચાવાં જોઇએ?

લેખક. સ્વર્ગસ્થ સાક્ષર શ્રી અમૃતલાલ સુન્દરજી પઢીઆર.

સ્ત્રીઓના દરેક કામમાં, દરેક તહેવારોમાં અને દરેક ધાર્મિક ક્રિયાઓમાં-કાંઇક નવીન રહસ્ય મૂકવું જોઇએ. આપણા દેશમાં હાલના વખતમાં એ બાબતમાં સ્ત્રીઓ પોતે પોતાની મેળે કાંઇ પણ સુધારો વધારો કરી શકે તેમ નથી, પણ જો આપણે એવા શોધનો પુરો પાડીએ તો તેનો લાભ લેવા તૈયાર થાય એવો એક નવો વર્ગ સ્ત્રીઓમાં તૈયાર થતો જાય છે. લગ્નમાં, સીમંતમાં, જનોઇમાં, ગરબાઓમાં-દેવમંદિરોમાં અને ફુરસદને વખતે ગાવાનાં ગીતોમાં-તથા છેવટ હાલરડાંનાં ગીતોમાં પણ સુધારા થવા જોઇએ. તદ્દન સાધારણ વિચારોનાં સેંકડો વરસોનાં જે ગીતો ચાલ્યાં આવે છે, અને પાછળથી લોકોની હલકા પ્રકારની વૃત્તિઓની તેમાં જે સેળભેળ થઇ ગઇ છે, તે સુધારવાની કોઇએ દરકાર કરી છે? લાખો સ્ત્રીઓ વરસોનાં વરસો થયાં એનાં એ ગીતો ગાય છે, પણ કોઇ પણ સ્ત્રીઓ ગીતોના ખરા અર્થ સમજે છે?—કહો કે નહિ જ—ત્યારે વિચાર કરો કે એવાં ગીતો તેની જીંદગી ઉપર શું અસર કરી શકે? અને જે તેની જીંદગી ઉપર અસર ન કરી શકે તે આપણને શું ફાયદો કરી શકે? શું આપણામાં કોઇ એવા કવિઓ નથી કે જે પ્રસંગોને અનુસરતાં, સ્ત્રીઓને રૂચે તેવાં, ઉત્તમ પ્રકારનાં, નવીન ભાવનાવાળાં અને ખુલ્લા અર્થનાં એવાં ગીતો બનાવી શકે? બેશક, કેમને કોઇ પણ એવા એવા કવિઓ હોવા જ જોઇએ, પણ અફસોસ કે એવી અગત્યની બાબતો ઉપર કોઇ ખરેખરી મહેનત લેતા નથી, ને પ્રેમને નામે નજીવાં ગાયનો જોડવામાં જ પોતાનો વખત ને મહેનત ગુમાવે છે! જો કે હાલના આપણા કવિઓનાં એવાં ગીતો છે, પણ અસલી ગીતોની માફક સાર્વજનિક થઇ શક્યાં નથી, દરેક ઠેકાણે બધી જાતની સ્ત્રીઓ હોંસે હોંસે શીખે અને ગાય એવી જાતનાં નવીન ભાવનાવાળાં-ગીતો હજી આપણા કવિઓ બનાવી શક્યા નથી; અને જ્યાં સુધી દરેક પ્રસંગનાં એવાં ઉત્તમતાવાળાં ગીતો ઘેરઘેર ગવાતાં ન થાય ત્યાં સુધી આપણા દેશની સ્ત્રીઓના વિચારોમાં સ્વાભાવિક ઉત્તમતા આવી શકે નહિ, અને જ્યાં સુધી સ્ત્રીઓના હૃદયમાં સ્વદેશ પ્રેમની નવી રોશનીનો પ્રકાશ પડે નહિ, ત્યાં સુધી દેશનો કાંઇ શુકરવાર થાય નહિ! માટે જેમ બને તેમ જલદીમાં જલદી અને સહેલામાં સહેલી રીતે સ્ત્રીઓનાં હૃદયમાં ઉત્તમમાં ઉત્તમ સંસ્કારો બેસાડી શકાએ એમ આપણે કરવું જોઇએ. એમ કરવું એ આપણી પહેલી ફરજ છે.

## આપણી બ્હેનોનાં ગીતો.

મહારાજજી ! જ્યારે આ જાતના વિચારો મ્હારા મનમાં રમતા હતા, ત્યારે હું મ્હારા મિત્રોને કહેતો હતો કે, શુ તમોને એમ નથી લાગતું કે,

"હાલરડું ને હુલરડું ને ઘી ને ખીચડી ચટાડું."

એવાંજ હાલરડાંઓમાં આપણી બ્હેનોએ રહી જવુ જોઇએ કે અરે હવે તો તેઓએ એવાં હાલરડાં ગાવાં જોઇએ કે "ઓ પવિત્ર બાલકો ! તમે પ્રભુના પુત્ર છો, તમે દેશની આશા છો, તમને પ્રભુએ મહાશક્તિ આપીને મોકલ્યા છે, અને જેમ તમને અમારા હૃદયનાં અમૃત પાઇએ છીએ, તેમ તમે તમારા બન્ધુઓના હૃદયમાં અમૃત રેડતાં શીખજો. બચ્ચાંઓ ! ડરશો નહિ, આપણો માલીક મ્હોટો છે. તમને બ્હીવા માટે નહિ પણ બહાદુરી કરી બતાવવા માટે પ્રભુએ અહિં મોકલ્યા છે ઓ મ્હારા બાપલીઆ ! તમે રૂવો નહિ, રોવુ તો નરકમાં છે તમોને તો સંસારમાં સ્વર્ગ લાવવા માટે મનુષ્યનો અવતાર આપવામાં આવ્યો છે, માટે શાંતિમાં રહો. જગતમાં આનંદ વધારનારૂં સ્વાભાવિક સ્મિત હાસ્ય કરો અને તમારી ફરજો બજાવવાને યોગ્ય થાઓ " ભાઇઓ ! આવાં હાલરડાંને બદલે—

"વાટકો ચાટશે મ્હારો ફીબલો ભાઇ !"

એવાં હાલરડાં આપણી બ્હેનો ગાય એ શું દિલગીરી ભરેલું નથી ? એ શું આપણા ઘર સંસારની નાલેશી નથી ? અને એ શું હાલના બુદ્ધિબળના તથા ભ્રાતૃભાવના જમાનાને અનુસરતાં ગીતો છે ?–કહો કે નહિજ. છતાં પણ એવી અગત્યની બાબતમાં સુધારો કરવાનું કામ કોઇએ પણ ઉપાડેલું છે ? જ્યાં સુધી દરેક કુટુંબમાં અસર કરી શકે એવી જાતના આવી ઘર સંસારી બાબતો ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે નહિ ત્યાં સુધી આપણા સંસાર સુધારાની મંડળીઓના હોલમાં થતાં ખાલી ભાષણોથી કાંઇ શુકરવાર થવાનો નથી; કારણ કે એ ભાષણોની બાબતો બહુ સારી હોય છે, પણ તે માત્ર ચોપડીઓમાં જ લખેલી રહી જાય છે, અથવા તો થોડા દિવસ પછી તે ભૂલી જવાય છે, પણ અમે જે કહીએ છીએ તે બાબત તો આપણા રોજના અનુભવમાં આવી શકે તેવી છે, પ્રત્યક્ષ ફળ દેખાડે તેવી છે, અને ભવિષ્યની પ્રજામાં તથા આજુબાજુના લોકોમાં સારા સંસ્કાર બેસાડે તેવી છે, એટલું જ નહિ પણ તે કરવામાં કાંઇ ખાસ ખરચ કે મ્હોટી મહેનત કરવી પડે તેમ નથી, કારણ કે મનુષ્ય સ્વભાવને ગમે તેવાં ગીતો પોતાની મેળે મેળે હોંસે હોંસે લોકો શીખે છે, વળી એવાં ગીતોનું સૌને કામ પડે છે, એટલે તે જો લોકપ્રિય થઇ જાય તો સૌને ઘેર ઘેર કાંઇ શીખવવા જવુ પડતું નથી, સૌ પોતાની ખુશીથી શીખે છે જો આપણે સાચા સુધારા કરવા હોય અને જગતમાં ઇશ્વરી સ્નેહનો ઉંચામાં ઉંચો ધર્મ ફેલાવવો હોય તો ન્હાનાં બચ્ચાંઓના કાનમાં સ્વદેશપ્રેમના અને આત્મિક બળના શબ્દો પડે એમ કરો એમ કરવા માટે આગળ વધવાની ઇચ્છા રાખનારા ઉત્તમ વિચારવાળા હાલના આપણા ભાઇબંધ કવિઓની તથા પોતાની બ્હેનપણીઓનું કલ્યાણ ઇચ્છનારી આપણી ભણેલી બ્હેનોની આપણે મદદ લેવી જોઇએ, અને

ઇશ્વરકૃપાથી હવે આપણા દેશમાં એવી જાગ્રતી આવતી જાય છે કે ઘણી જાતની મદદ કરવા આપણાં ઘણાંએ ભાઇ બ્હેનો તૈયાર થતાં જાય છે, માટે આપણે આપણાં કલ્યાણ સારૂ જેમ બને તેમ જલદીથી એવા શુભ પ્રસંગનો લાભ લેવો જોઇએ. જો સાર્વજનિક સમય પ્રસંગનો આપણે સુંદર રીતે લાભ લઇ શકીશું તો થોડાજ વખતમાં આપણે કાંઇક મ્હટની સ્થિતિના આનંદો ભોગવવા ભાગ્યશાળી થઇશું. અમે ઇચ્છીએ છીએ કે એવા આનંદો પ્રભુ આપણને જલ્દી આપે. હવે—

## લગ્નમાં ગીતો કેવાં હોવાં જોઇએ ?

તે સાંભળો "ઓ વ્હાલા વીરા ! આજ દિવસ સુધી તમે અપૂર્ણ હતા પણ હવે પૂર્ણ થાઓ છો, માટે હવે તમારી ફરજ વધી છે, એ ફરજ બજાવવાને તમે ભાગ્યશાળી થાઓ, એમ અમે પ્રાર્થના કરીએ છીએ, તમારો સ્નેહ બહુ સારે ઠેકાણે થયો માટે અમે તમને મુબારકબાદી આપીએ છીએ, અને અમરવેલીની પેઠે તમારો સ્નેહ વધે એમ ઇચ્છીએ છીએ તમારૂં જોડું બહુ સુખી થશે, કારણ કે કન્યા બહુ ગુણવાન મળેલી છે. ઓ ભલા વહેવાઇઓ ! તમે આવું અમૂલ્ય રત્ન અમારા પુત્રને આપ્યું માટે અમે સૌ તમારો ઉપકાર માનીએ છીએ તમે અમારો બહુ સારો સત્કાર કર્યો છે, એ ખાતે તમને ધન્યવાદ છે. આ રત્ન આપીને તમે અમને મ્હોટા બનાવ્યા છે. હવે આપણા સૌનો સ્નેહ દિન પ્રતિદિન વધતો જાય અને એક બીજાની ભૂલો માફ કરી શકીએ એમ અમે ઇચ્છીએ છીએ. વ્હાલા પુત્ર ! આ લગ્નથી તમે આપણા પિતૃઓને રાજી કર્યા છે, ધર્મને ટેકો આપ્યો છે, સંસારના પ્રવાહને આગળ વધાર્યો છે, અને ઘણી જાતના ભયમાંથી તમે બચ્યા છો. હવે તમારે ઘેર સગાંઓના સ્નેહ વધશે, બાળકોનો આનંદ વધશે, મા બાપોની સેવા વધશે અને અતિથિઓનો આદર થશે, માટે તમે ધન ભાગ્ય છો લગ્નની પવિત્ર ફરજ તમે બજાવી માટે હે વરરાજા ! તમારા સબંધીઓ તમોને કિંમતી ભેટો આપે છે. કન્યાને પસંદ કરીને મનુસ્મૃતિ પ્રમાણે તેને સુખી રાખવાનો ઠરાવ કરીને તમે પરણ્યા અને સ્વાર્થનાં નહિ પણ સ્નેહનાં લગ્ન કર્યાં માટે પ્રભુ તમારી ઉપર રાજી થયા છે. ઇશ્વર કૃપાથી અમારી સૌભાગ્યવતી વહુની પધરામણી અમારા કુટુંબમાં મંગળદાયક થાઓ, અને એ બન્ને આત્માની પૂર્ણતા કરવામાં આ લગ્ન સફળ થાઓ."

ભાઇઓ ! આપણાં પવિત્ર લગ્નોમાં આવી જાતના અર્થવાળાં ગીતો જોઇએ કે નિર્લજ ફટાણાં જોઇએ ? જરા ખ્યાલ તો કરો ! ક્યાં હોળીના ઘેરીઆના જેવાં ભુંડાં ફટાણાં ને ક્યાં આવી ઉચ્ચતા ? જરા જુઓ તો ખરા ! જો એ બન્ને બાજુ તપાસશો તો તમારી ખાત્રી થઇ જશે કે જ્યાં સુધી આપણા ઘરની અંદરના રિવાજોમાં ઉત્તમ ના આવે ત્યાં સુધી એકલી કોલેજોની કેળવણીથી આરો આવશે નહિ, માટે હવે તો આપણા દરેક ભાઇઓએ પોતાને અનુકુળ હોય તે લાઇનમાં કાંઇકને કાંઇક કામ કરી બતાવવું જોઇએ, હવે માત્ર લુખી વાતોનો વખત નથી, હવે તો એ વાતોને આચરણમાં ઉતારવાનો સમય છે, કારણ કે એવી ચીજો ગ્રહણ કરવાને લોકો તૈયાર થઇ રહેલા છે, માત્ર તેઓને રસ્તો દેખાડનારા થોડાક દોરતા તથા તેઓને દોરનારા થોડાક આગેવાનોજ જોઇએ છે. જો એવા હૃદયબળ વાળા થોડાક આગેવાનો હોય તો હાલમાં થોડા વખતમાં ઘણું થઇ શકે એવો

જોગ આવી ગયો છે અરે ! આવી મ્હોટી તકનો લાભ લેનારા મહાત્માઓ ક્યાં છે ! કોઇકની મહેનતથી તૈયાર થએલા પાકનાં ખેતરો મળે છે, છતાં પણ અરે ! હાય હાય ! કોઇ કાપણી કરનાર ન મળે ! ગુજરાત ! ત્હારા નસીબમાં પાછળ પડવાનું જ છે હો ! ભારત ! ત્હારી દુર્દશા હજી દૂર થવાની નથી ? કાં કે જો એ દશા દૂર થવાની હોય તો આવી અમૂલ્ય તકનો લાભ લેનાર વીરલા હીરલાઓ કેમ ન નીકળે !

## સીમંતનાં ગીતો.

બંધુઓ ! હવે સીમંતનાં ગીતો કેવાં હોવાં જોઇએ, તે સાંભળો " ધન્ય છે આ મંગળદાયક દિનસો ! આજે અમે એક વધામણી સાંભળી છે આમારે ઘેરે થોડા વખતમાં એક પવિત્ર આત્માની પધરામણી થવાની છે બ્હેનો ! એ પવિત્ર આત્માનો આપણે કેવી રીતે સત્કાર કરવો, એ મહા શક્તિને આપણે કેવી રીતે વધાવી લેવી અને એ ઇશ્વરી અંશને આપણે કેવી રીતે રાજી રાખી શકીએ, તે અમને કહો ઓ વહુવરાણીજી ! ખુશી થાઓ, ખુશી થાઓ, ઇશ્વરની તમારા ઉપર કૃપા ઉતરી છે તમે ધન્ય ભાગ્ય છો, કારણ કે મહાન ઇશ્વરે વિશ્વાસ લાયક ગણી પોતાની કિંમતી થાપણ તમોને સોંપી છે એવી આશાથી કે તમે તેનો સદુપયોગ કરશો વહુ દીકરા. હવે તમારે બહુ સંભાળીને ચાલવું જોઇએ, તમારા ફૂલને ખીલવવા માટે તમારે ઉપરછલા કેટલાક મોજ-શોખ અને બહારનાં કેટલાંક સુખોનો ભોગ આપવો જોઇએ બ્હેની ! તમારાં લગ્નની સાર્થકતા થઇ છે, પવિત્ર આત્મા દ્વારા તમારી ઉપર ઇશ્વરની કૃપા ઉતરી છે, તમે પ્રભુના બાળકનો ભાર ઉપાડ્યો છે, અને ઇશ્વરનું ઐશ્વર્ય જગતમાં લાવવામાં તમે મદદગાર થઇ શક્યાં છો, માટે ખુશી થઇને દેવતાઓ તમારી ઉપર ફૂલોના વરસાદ વરસાવે છે આપણને કાંઇક નવીન ચીજો મળે, સુંદર રમકડાંઓ મળે, રમુજી જાનવરો મળે, સારું ખાવાનું મળે, કયાંઇથી માન મળે અથવા થોડા-ઘણા પૈસા મળે તો પણ આપણે કેવા ખુશી થઇ જઇએ છીએ, ત્યારે આપણે ઘેર પવિત્ર આત્મારૂપે પ્રભુ પોતે પધારે, ત્યારે આપણે કેટલાં બધાં ખુશી થવું જોઇએ, એ ખ્યાલ તો કરો ! આવા આનંદમાં દુઃખ ક્યાં રહી શકે ! માટે ઓ દેવી ! તમે સદાય પ્રસન્ન રહો, અને તમારું બાળક જગતમાં નમુના રૂપ થઇ પડે એવા ઉપાય કરો. "

આવી રીતનાં સીમંતનાં ગીતો જોઇએ કે ગર્ભવતીની લાગણી દુખાય એવાં ગીતો જોઇએ !—જ્યાં સુધી આવી સાર્વજનિક ઘર સંસારી બાબતમાં આપણે ધ્યાન આપીએ નહિ ત્યાં સુધી સાચા સુધારા થઇ શકે નહિ માટે હું તો મ્હારા મિત્રોને વારંવાર એજ ભલામણ કરું છું કે ભાઇઓ પ્રથમ તમારું ઘર સુધારો, કારણ કે દરેક જાતના સુધારા પ્રથમ ઘરમાંથી શરૂ થાય છે, અને ઘર ગૃહિણીથી છે, માટે પ્રથમ આપણી સ્ત્રીઓમાં અને આપણા રિવાજોમાં ઉત્તમ ભાવનાઓ આવે એમ થવું જોઇએ. હજી સુધી આપણા દેશની સ્ત્રીઓમાંથી સોમાં એક બાઇડી પણ પુરું ભણેલી નથી, છતાં પણ એવી આશા રાખીએ સ્ત્રીઓ સુધરશે એટલે એની મેળે મેળે સુધારા થવા લાગશે, તો એ સુધારા તો સૈકાઓ ઉપર જાય તેમ છે, પણ અનુભવીઓના મત મુજબ અમે જે કહીએ છીએ તે તો વરસોમાં બની શકે તેમ છે માટે આપણા રિવાજોમાં ઉત્તમતા દાખલ થાય એમ

કરો, એટલે આપણાં આચરણોમાં તે સ્વાભાવિક રીતે જ આવવા માંડશે. મહારાજજી! પંડિતજીને આ વાતો સાંભળીને કંટાળો આવશે તો પણ મ્હારી યોજના હજી લાંબી છે.

## જનોઇનાં ગીતો કેવાં જોઇએ ?

પવિત્ર ફરજો બજાવનાર જનોઇના ગીતો કેવાં હોવાં જોઇએ, તે હવે સાંભળો:— મ્હારા લાડકડા બેટા, હવે તમને પવિત્ર જનોઇ પ્હેરાવવામાં આવે, એથી તમે હવેથી દ્વિજ ગણાશો. દ્વિજ એટલે બીજો જન્મ. આજ સુધી તમે બાળક ગણાતા હતા, હવે તમે બ્રહ્મચારી ગણાશો. હવે તમારે સંધ્યા-પૂજા તથા ધર્મની બીજી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ અને વિદ્યાભ્યાસ કરવો જોઇએ જનોઇના ત્રણ આંટા છે તેનો હેતુ તમોને એવી યાદી આપવાનો છે કે તમે મન, વચન ને કર્મથી પવિત્ર રહો. જનોઇના જુદા જુદા ત્રણે તાર જનોઇની બ્રહ્મગાંઠમાં એક થઇ જાય છે. તેમ પરમાત્માની જુદી મહાશક્તિઓ-શિવ, બ્રહ્મા ને વિષ્ણુ—બ્રહ્મામાં એક થઇ જાય છે, માટે તમે એક ઇશ્વરને માનનારા આનંદ દૃષ્ટિવાળા થાઓ. ઓ મ્હારા ન્હાનકડા બ્રહ્મચારીજી! તમે જે ખાખરાનો દંડ પકડયો છે તેનો હેતુ એજ છે કે એ પ્રમાણે તમે સ્વધર્મનો દંડ પકડતા શીખો. તમને મૃગચર્મ આપવામાં આવ્યું છે તેનો હેતુ એજ છે કે તમે મોજ-શોખને અંકુશમાં રાખીને જેમ હોય તેમ નિભાવી લ્યો અને વિદ્યાભ્યાસ કરો. તમને લંગોટી બંધાવી છે તેનો હેતુ એ છે કે વિદ્યાભ્યાસ પુરો કરતાં સુધી હમણાં નિસ્પૃહી બાવા જેવા બની જાઓ, અને તમારી પાસે ભિક્ષાવૃત્તિ કરાવવામાં આવે છે, તેનો હેતુ એજ છે કે ભીખ માગવી પડે તો ફિકર નહિ, પણ પોતાના સ્વમાનું અને દેશનું કલ્યાણ થાય એવું જ્ઞાન મેળવો. બચ્ચું! આખી દુનિયામાં સો મંત્રો કરતાં એકમાત્ર એક એવો ઉત્તમ બુદ્ધિવર્ધક ગાયત્રી મંત્ર તમોને આપવામાં આવ્યો છે, એ મંત્રના બળથી તમે તમારી બુદ્ધિને ખીલવો, અને છેક ઇશ્વર સુધી પહોંચાય તેમ કરો. ઓ નાનકડા બાળ, તમે હવે દ્વિજ થયા છો એટલે કે તમોને નવી પાંખો આવી છે, એ પાંખોના જોરે જ્ઞાન મેળવવા સારૂ જ્યાં સુધી ઉડી શકાય ત્યાં સુધી ઉડો, જેમ વધારે દૂર ઉડી શકશો તેમ વધારે ખુબીઓ મેળવી શકશો. બચ્ચું, અસલના ઋષિ કુમારો જેમ મહાત્માઓના આશ્રમમાં જતા, એ પછીના બ્રાહ્મણોનાં બાળકો ભણવા માટે જેમ કાશીએ જતા, તેમ આપણી હાઇસ્કુલોમાં, આપણી કોલેજોમાં અને વિદેશી-યુનિવર્સિટીઓમાં નવી નવી જાતના અભ્યાસ કરો, અને તમારૂં તથા જગતનું કલ્યાણ થાય તેમ કરો. ઓ બ્રહ્મચારીજી, તમે દેશના ભવિષ્યની આશા છો, તમારી ઉપર તમારી બહોળી પેઢીને રાજી થવાનો આધાર છે, આપણા કુળમાં તમે કીર્તિરૂપ થાઓ, આપણા દેશમાં તમે દીવા જેવા થાઓ, આપણા ધર્મમાં તમે આગેવાન થાઓ, અને ભવિષ્યની પ્રજામાં તમે નમુનારૂપ થાઓ. આ બધું થવાનો આધાર તમારા બ્રહ્મચર્યના બળ ઉપર, તમારા મેળવેલા જ્ઞાન ઉપર, તમારા સ્વદેશ પ્રેમ ઉપર, અને તમારા પુરૂષાર્થ ઉપર છે. માટે ઓ વ્હાલા પુત્ર! આપણા પૂર્વજોની આબરૂ સામે જોઇને, આપણા દેશની હાલની દશા સામે જોઇને, અને તમારૂં આત્મિક બળ સમજીને શુભ હેતુથી વિદ્યાભ્યાસ કરો, એટલે પ્રભુ તમારા મનોરથ સફળ કરશે, ૐ શાંતિ શાંતિઃ શાંતિઃ"

બંધુઓ ! જનોઇનાં ગીતોમાં આવા ઉપદેશો જોઇએ કે * બરબોડાનાં ફારસો જોઇએ ! મામો કહે કે, તું કાશી ભણવા માટે ન જા તો હું તને પિતાંબર લઈઆપું, વીંટી લઇ આપું, ઘડીઆળ લઈ આપું અને છેવટ કહે કે તને મ્હારી છોકરી પરણાવીશ, પણ તું કાશી ભણવા ન જા. આવી રીતના સંસ્કારો બાળકોના મનમાં બેસાડવા એ સારી વાત છે કે અમે કહીએ છીએ તેવી જાતના વિચાર બાળકોના મનમાં ઠસાવવા એ સારી વાત છે ?–એની તુલના કરીને પછી તમોને જે વ્યાજબી લાગે તે કરો. અમે તો એવું છે કે બરબોડાના ફારસમાં જે દસાદસ થાય છે, તેમાં જનોઇની ગંભીરતાનું અને જનોઇનું ખરૂં રહસ્ય ઉડી જાય છે આપણી વ્યાવહારિક અને ધાર્મિક ક્રિયાઓમાં જે કચરો ભરાઇ ગયો છે તે દૂર કરીને તેની ઉત્તમતા સમજાવવી, અને તે ઉત્તમતા આપણા અનુભવમાં આવી શકે તેમ કરવું, એ અમારી મુખ્ય ઇચ્છા છે, માટે આટલું લખાણથી કહું છું.

## ફુરસદ વખતે ગાવાનાં ગીતો કેવાં હોવાં જોઇએ ?

તે સાંભળો " આવો આવો બ્હેની, આજે આપણને થોડી ફુરસદ મળી છે તેનો કાંઈ સદુપયોગ કરી લઇએ. આવો, ચાલો, જલદી કરો, ભૂખ્યાંને ભોજન આપીએ, તરસ્યાંને પાણી પાઇએ, ભૂલા પડેલાને રસ્તો બતાવીએ, માંદાની સારવાર કરીએ. દુઃખીઓનાં આંસુ લુછીએ, અને અજ્ઞાનીઓને જ્ઞાન આપીએ. બ્હેનો ઉતાવળ કરો, જોડી થાઓ નહિ, વખત ચાલ્યો જાય છે આવો, ચાલો અનાથોની ખબર કઢાવીએ, વિધવા બ્હેનોને કર્તવ્યમાં લગાડીએ, તડકામાં બળતા હોય તેને છાયામાં લાવીએ, ટાઢે કરતા હોય તેને વસ્ત્ર આપીએ, મુસાફરોને આશ્રય આપીએ, અને દુઃખીયોને દિલાસા આપીએ બ્હેનો, આપણાં ધન્ય ભાગ્ય છે કે પ્રભુએ આપણને સદ્‌બુદ્ધિ આપી છે. આવો આવો, આપણે બધાં સાથે મળીને એ બુદ્ધિનો રૂડો ઉપયોગ કરીએ. એ બુદ્ધિથી કન્યાઓના હૃદયમાં સ્નેહ ભરીએ, બાળકોના હૃદયમાં જ્ઞાન ભરીએ, સૌભાગ્યવતી બ્હેનોને વ્યાવહારીક ડહાપણ આપીએ, વિધવા બ્હેનોને દયાની દેવીઓ બનાવીએ, બાળકોને પુરૂષાર્થની ઉશ્કેરણી કરીએ, ન્હાનાં બચ્ચાંઓની ઉચ્ચ વૃત્તિઓ ખીલવીએ અને સાધુઓને માન આપી સંસારમાં સ્વર્ગ લાવી શકીએ તેમ કરીએ. બ્હેનો ! શું આ બધું તમોને નથી ગમતું ? બેશક ગમે છે. ત્યારે વાર કેમ લગાડો છો ? ચાલો અમારી સાથે મહાન પ્રભુએ આપણને પવિત્ર ધર્મ આપ્યો છે, ઉત્તમ મનુષ્ય અવતાર આપ્યો છે, અને કિંમતી તક આપી છે. ભલે એ બધાનો લ્હાવો લઇએ, એ બધાની કંઈક સાર્થકતા બતાવીએ–કરી બતાવીએ, અને એ બધામાંથી આપણા આત્માને સંતોષ થાય એવું કંઇક તત્વ મેળવી લઇએ. એવું તત્વ મેળવવા માટે બ્હેનો ! આવો, આપણે કંઇક તપ કરીએ આપણું અમળાઓનું તપ કર્યું ? કુટુમ્બમાં સ્નેહ રાખીએ, બીજાઓના વાંક માફ કરીએ, ક્રોધીઓના ક્રોધ છૂટે એવા ઉપાયો કરીએ, લોભીઓને માયાનું મિથ્યાપણું સમજાવીએ, પશુ વૃત્તિવાળાઓના મનમાં ધર્મનો ઉદય થાય તેમ કરીએ, અદેખાઓની અદેખાઇ ( મહત્વાકાંક્ષા ) ઉચ્ચ હેતુઓમાં વપરાય તેમ કરીએ, અને જેમ બને તેમ આપણાં બાળકોમાં તથા આપણા સંબંધમાં આવતા સૌ માણસોમાં

* જનોઇ આપ્યા પછી વિદ્યાર્થી કાશી જવાનું કહે છે, તેને મામો મનાવા જાય છે, ને ઘોડે ફરથી પોતાને ઘેર બેસાડીને તેડી લાવે છે, તેને " બરબોડો " કહે છે.

સારા સંસ્કાર બેસે એમ વર્તીએ. તમે કહેશો કે આપણી પાસે એવાં સાધનો ક્યાં છે? પણ બ્હેનો, પ્રભુએ આપણી ઉપર દયા કરીને સ્વાભાવિક રીતે જ આપણી આંખમાં શરમ, હાથમાં કામ, મુખમાં મીઠાશ અને હૈયામાં હેત આપેલું છે, એ શું થોડું છે? બહારનાં બીજાં સાધનો વિના પણ એટલાથી જ આપણે ઘણું કરી શકીએ તેમ છીએ, આપણે મધુરાં હાસ્યથી જગતમાં મીઠાશ રેલાવી શકીએ તેમ છીએ, આપણે માત્ર અમીની દૃષ્ટિથી માણસોનાં અર્ધાં દુઃખ ઓછાં કરી શકીએ તેમ છીએ, આપણે મીઠાં વચનોથી આપણાં દુઃખી બંધુઓને શાન્તિ આપી શકીએ તેમ છીએ, અને આપણે હૈયાના હેતથી સંસારમાં સ્વર્ગ લાવી શકીએ તેમ છીએ બ્હેનો! આપણી પાસે કાંઈ પણ ન હોય તો પણ ફીકર નહિ, બહારનાં સાધનો વિના પણ ઈશ્વર કૃપાથી આપણી અંતરની ભલી લાગણીઓથી જ આપણે ઘણું કરી શકીએ તેમ છીએ, કારણ કે સર્વ શક્તિમાન પરમ કૃપાળુ પરમાત્માએ આપણને અખૂટ સામર્થ્ય આપીને અહિં મોકલેલાં છે, તેથી ઈશ્વરના બળવડે આપણે જે ધારીએ તે કરી શકીએ તેમ છીએ. આવો બ્હેનો! આપણે ભૂખ્યાં વાછરડાંઓને ખવરાવીએ, તરસી ગાયોને પાણી પાઈએ, દુઝણી ગાયોને દોહી લઈએ, રોપાના કુંડામાં ખાતર નાખીએ, મંદિરોમાંથી કચરો કહાડીએ, બગીચામાંથી ફૂલ વીણીએ, સૂર્યનો પ્રકાશ આવવા માટે બારી-બારણાં ઉઘાડીએ, અને દેવો માટે ફુલના હાર ગુંથીએ, શું એટલું પણ આપણાથી નહિ બને? જો ધારીએ તો જરૂર બની શકે!—છતાં પણ કોઈ બ્હેનોથી કદાચ એટલું પણ ન બની શકે તોપણ કાંઈ નહિ, પણ જગતમાં સૌનું કલ્યાણ થાઓ, એમ પ્રાર્થના કરી શકીએ તેમ તો છીએજ એ પણ એક જાતનું તપ છે, અને હમેશાં એટલું બને તો એ પણ કાંઈ ઓછું નથી માટે આવો બ્હેનો, સૌ સાથે મળીને જગતના કલ્યાણ માટે આપણે પ્રાર્થના કરીએ કે,

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ! સૌનું કરો કલ્યાણ
નર નારી પશુ પક્ષી સાથે જીવ જંતુનું તમામ ~ દયાળુ૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે, આનંદ રહી આઠે જામ દયાળુ૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ, લડે નહિ કોઈ ગામ દયાળુ૦
સર્વે જગે સુખકારી વધે તે, વળી વધે ધન ધાન દયાળુ૦
કોઈ કોઈનું બુરૂં ન ઇચ્છે, સૌનું ઈચ્છે સૌ સમાન દયાળુ૦
પોત પોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન. દયાળુ૦

બંધુઓ! આપણી બ્હેનોનાં ફુરસદના વખતનાં ગીતો આવાં જોઈએ, કે "ચાલ હને મ્હારો મ્હેલ દેખાડું" એવાં જોઈએ? શું આ બાબતો વિચાર કરવા જેવી નથી? સંસાર સુધારો, સંસાર સુધારો, એમ સૌ કહેછે, અને હજી બીજાં સો વરસોમાં પણ ન બની શકે એવા મ્હોટા વાંધા ભરેલા સવાલો આપણા સુધારા વાળાઓ સૌથી આગળ ધરે છે, પણ જે ખરેખરી અગત્યની જેની અસર તુરત થાય તેવી અને જે થોડા વખતમાં, થોડા ખરચમાં અને થોડી મહેનતમાં સ્હેલાઈથી બની શકે તેવી જાતની, આવી અગત્યની ઘર સંસારી બાબતો તરફ કોઈ જુવે છે? કહો કે નહિજ આવી બાબતો કે જેની દરરોજ આપણી જીંદગી ઉપર કાંઈકને કાંઈક અસર થયા કરે છે, જે આપણા સાંસારિક

અને ધાર્મિક રિવાજોમાં વારંવાર ઉપયોગની છે, અને જે બાબતો વિના ઘડી પણ ન ચાલે એવી જે ઘરખટ થઇ ગએલી છે તે બાબતોમાં ધ્યાન આપવું એ શું આપણી પહેલી ફરજ નથી? અમે તો માનીએ છીએ કે જ્યાં સુધી આવી બાબતોમાં ઉચ્ચતા આવે નહિ, ત્યાં સુધી આપણામાં નવો જુસ્સો આવી શકે નહિ, અને ત્યાં સુધી દેશની ચ્હડતી થઇ શકે નહિ માટે ભાઇઓ! જેમ બને તેમ જલદીથી આપણા સાંસારિક અને ધાર્મિક રિવાજોમાં ઉત્તમતા આવી શકે તેમ કરો

"સાચું સ્વર્ગ"

---

वालमित्रः

## બકુલ.

લેખક રા રા તનુભાઇ જેવચરામ ત્રીવેદી.

બકુલ કરીને સાત વર્ષનો છોકરો હતો જ્યારે દિવાળીની રજા પડતી ને તેનો મોટો ભાઇ ઘેર આવતો ત્યારે તેની વર્ષગાંઠ આવતી.

આ વર્ષે પણ તેનો મોટો ભાઇ આવ્યો હતો. બકુલના જન્મ દિવસે કાગના ગાડી ઘોડાની ભેટ આપવાનું વચન તેણે આપ્યુ હતું બકુલના આનંદ અને ખુશાલીનો પાર ન્હોતો.

વર્ષગાંઠનો દિવસ આવ્યો. બકુલ અને ઘરનાં બીજાં બધાં માણસો વ્હેલાં ઉઠયાં હતાં અને સર્વે ઘણા આનંદમાં જણાતાં હતાં. બકુલના મોટાભાઇએ બકુલને બોલાવીને કહ્યું કે "હું તો ગાડી ઘોડો લાવવાનું ભૂલી ગયો છું. આ રૂપીઓ લે ને તું જાતે જઇને લઇ આવ."

બકુલ તે રૂપીઓ લઇને ખુશ થતો થતો ગયો. રસ્તામાં તેના મિત્ર મગનનું ઘર આવતું હતું, તેથી મગનને પોતાની સાથે તેડી જવાનો વિચાર કરીને તેના ઘરમાં ગયો. બકુલ અંદર ગયો ત્યારે મગન શરીરે રાખ ચોળતો હતો અને આમ કરવાનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે 'અમો ઘણાં ગરિબ છીએ અને ટાઢ વાય છે તેથી હું રાખ ચોળું છુ બકુલ મગનને પોતાની સાથે લઈ ગયો અને શુદ્ધ દેશી કાપડની દુકાનમાંથી મગનને માટે એક પોતીઉં, બદન અને ટોપીની માંગણી કરી, પણ કોઇએ તે તરફ ધ્યાન આપ્યું નહીં. એટલામાં મગનનો એક ઓળખીતો ત્યાં આવ્યો ને મગનની ખરી સ્થિતિથી દુકાનદારને તેણે વાકેફ કીધો. આથી દુકાનદારે એક પાઈ પણ લીધા સિવાય મગનને માટે કપડાં આપ્યાં.

બકુલે પોતાની પાસેના રૂપીઆમાંથી મગનની માને માટે પણ એક લુગડું લઇ મગનને આપ્યું. બકુલ ઘેર ગયો અને બનેલી બીના સર્વને કહી. બકુલના આજના વર્તનથી સર્વને ઘણોજ આનંદ થયો. તેનો મોટાભાઇ મગનને ને તેની માને પોતાને ઘેર જમવા તેડાવી લાવ્યો અને જન્મોત્સવની ખુશાલીમાં મગનની માને રૂ તથા રેટીઆની ભેટ આપી.

તે દિવસથી મગનની સ્થિતિ સુધરી ગઈ છે અને દુનિયામાં મિત્રાચારી જેવું કંઇ હોય તો બકુલ ને મગન આજ ખરા મિત્ર બન્યા છે




## આરોગ્ય અને સામાજિક સેવા.

વડોદરામાં ભરાયલા પ્રદર્શનને અંગે પ્રકટ કરવામાં આવેલી પત્રિકામાળા. ]

### ૧. વિદ્યાર્થી આરોગ્ય.

("નારાજ તંદુરસ્તીવાળાં બાળકોમાંથી તમે કુશળ નાગરિક બનાવી શકશો નહી.")

વર્ગ શિક્ષકની ફરજો

વર્ગ શિક્ષકે નીચેની બાબતો પર ધ્યાન આપવું જોઇએ

૧. હવાઃ—વર્ગમાં બેસનારાં છોકરાંના શ્વાસોચ્છ્વાસથી હવા બગડે છે, અને વધારે વખત તેવી રહે ત્યારે ઝેરી થવા માંડે છે.

અ. હવા ઝેરી થવાનાં ચિન્હોઃ—છોકરાંઓ સુસ્ત બને, બગાસાં આવે, ઉંઘ આવે, બેભાન થાય.

બ. હવા ઝેરી ક્યારે ન થાય—ઓરડાની છત બાર અથવા તેથી વધારે ફુટ ઉંચી હોય ત્યારે ઓરડાનું ચોરસ માપ વર્ગમાં બેસનાર માણસની સંખ્યાને ૧૦ થી ગુણે તેથી ઓછું હોવું ન જોઇએ.

ક. હવા ઝેરી થાય ત્યારે શું કરવું?—બાળકોને થોડી વખત ખુલ્લી હવામાં મોકલી દેવાં, બધાં બારી બારણાં ખોલી નાખી ચોકખી હવા દાખલ થવા દેવી.

૨. અજવાળુંઃ—ઓરડામાં સારૂં અજવાળું લાવવા માટે જેટલા ચોરસ ફીટ ઓરડો હોય તેના પાંચમા ભાગ જેટલું બારી બારણાંનું ક્ષેત્રફળ હોવું જોઇએ. વિદ્યાર્થીને ડાબે હાથેથી પુષ્કળ અજવાળું આવે તેમ બેઠક ગોઠવવી જોઇએ. પાછળથી કે સામેથી આવે તેમ કદી નહી. કાળાં પાટીઆં પર પુષ્કળ અજવાળું જોઇએ પણ તેમાંથી ઝાંખ મારવો ન જોઇએ અથવા તેનો રંગ ઘસાઇ ગયેલો ન હોવો જોઇએ.

૩ સ્વચ્છતા—બાળકના શરીરની-ખાસ કરીને વાળ, દાંત અને ચામડીની-સ્વચ્છતા તપાસવી જોઇએ. કપડાંની સ્વચ્છતા પણ જરૂરની છે વર્ગ મંદિર સામાન પર ધુળ ન હોવી જોઇએ. બારણાં, પેટી, વગેરે ઉપર અને પાછળ ધુળ એકઠી ન થવી જોઇએ. બાળકોની અસ્વચ્છ ટેવો જેમકે પાટીએ થુંક લગાડવું, ભીંત કે જમીન પર થુંકવું, ખાવાનું વેરવું, નાકમાંથી લીંટ કાઢી ભીંત કે લુગડે લુછવું,—આવી ટેવો તદન બંધ કરાવી દેવી.

૪. આંખ–કાનની ખોડ–કેટલાંક છોકરાં ટુંકી નજર વાળાં હોય છે, તેમની આંખને શ્રમ ન પડે તેમ બેસાડવાં જોઇએ. કાને બહેરાં હોય તેમને બરાબર સંભળાય તેટલાં પાસે બેસાડવાં જોઇએ.

૫ ચેપીરોગ—જે બાળકને ચેપીરોગ થયો હોય તેને નિશાળમાંથી એકદમ રજા આપવી અને ચેપ ન ઉડે તેવી તબીયત થાય નહીં ત્યાં સુધી શાળામાં આવવા દેવાં નહીં આવા ચેપીરોગ નીચે મુજબ છે શીતળા, ઓરી, (ગોગઇ), અછબડા, નટારી ઉધરસ, દરાજ, ખસ, આંખ દુખવી

૬. કસરત—વર્ગનાં છોકરાંને દરરોજ પંદરથી વીસ મીનીટ સુધી બધા સ્નાયુઓને વ્યાયામ પહોંચે તેવી કસરત કરાવવીજ જોઇએ બીજી કોઇ કસરત ન આવડતી હોય તો છેવટ સાતતાળીની રમત પણ રમાડવી

૭ વખતપત્રક—વર્ગનું વખતપત્રક એવી રીતે ગોઠવવુ જોઇએ કે જેથી મગજમારીના વિષય પછી સાધારણ રીતે મગજને આરામ મળે તેવો વિષય આવે.

" જીવવા સારૂ જાણવું તે કેળવણી છે જાણવા માટે જીવવું તે કેળવણી નથી "

## મુખ્ય શિક્ષકની ફરજો.

૧. તપાસણી:—વર્ગ શિક્ષક ઉપરની ફરજો પ્રમાણે બરાબર લક્ષ આપે છે કે નહી તે વખતોવખત નીમતાણાની રીતે તપાસવુ જોઇએ.

૨. પાણી—બાળકોને પીવાનુ પાણી બરાબર સ્વચ્છ રહે છે કે નહી તે જોવું માટલાં બરાબર અંદરથી સાફ રહે છે કે નહી, પીવાનાં પ્યાલાં ચોકખાં રહે છે કે કેમ તે જોવું ગામમાં જ્યારે કોલેરા જેવા ચેપીરોગ ચાલતા હોય ત્યારે પાણીમાં "પરમેંગેનેટ ઓફ પોટાસ" નખાવવુ.

૩. પીશાબખાનાં–જાજરૂ અને પીશાબખાનાં સાફ રહે તેની હમેશ તપાસ રાખવી જોઇએ.

૪. ખોરાક—બપોરની રજા વખતે ખાવાનુ વેચનારો બેસતો હોય તો તેની બરાબર તપાસ રહેવી જોઇએ. બગડેલો ખોરાક, ધુળ અને માખી ઉડતી હોય તેવો ખોરાક વેચનારને બીલકુલ બેસવા દેવો નહી.

૫. મકાન ભાડે રાખવા બાબતઃ—મકાન ભાડે રાખવાનુ હોય ત્યારે ખાસ કરીને નીચેની બાબત પર ધ્યાન આપવુ મકાનમાં ભેજ છે કે નહી, ગંદા પાણીનો નિકાલ બરાબર છે કે નહી, વર્ગ બેસવાના ઓરડાનુ ક્ષેત્રફળ માપસર છે કે નહી, હવા આવવા જવાના માર્ગો છે કે નહી, અજવાળા માટે બારી બારણાં પુરતાં છે કે નહીં તથા પાડોશમાં ગંદવાડ કેવો છે !

| | |
|---|---|
| વડોદરા. | સંપતરાવ કે. ગાયકવાડ. |
| તા. ૭ ફેબ્રુઆરી ૧૯૨૧ | પ્રમુખ, વડોદરા આરોગ્ય પ્રદર્શન કમીટી. |

## ૨. નાગરિકત્વ.

એક ગ્રંથકાર* કહે છે કે "અસંતોષ બહુ ઉપયોગી વસ્તુ છે જ્યાં સુધી માણસ પોતાની ચાલુ સ્થિતિમાં રાજી રહે ત્યાં સુધી તેને તેમાંથી નીકળવાનું સમજાવવું એ મુશ્કેલીની વાત છે. સથી દરેક સુધારાની પૂર્વે અસંતોષ હોવોજ જોઇએ "

ગામમાં વસનારા લોકોને જો ગામની ગંદકીનો ખ્યાલ ના હોય, અને સ્વચ્છ ગામમાં વસવાની ઇચ્છાજ ના હોય તો ગમે તો પણ તે સ્વચ્છ થઇ શકશેજ નહિ. માગ્યા વિના તો મા પણ પીરસે જ નહિ. મનુષ્યને કોઇ રોગ થયો હોય તો પ્રથમ તેની ચિકિત્સા તેણે પોતેજ કરવી જોઇએ નગરમાં કોઇ દોષ હોય તો તેની ચિકિત્સા નાગરિકોએ જ કરવી જોઇએ, દરેક નાગરિકની ફરજ છે કે પોતાની શક્તિ, વખત, પૈસા અને જાતની મદદ શહેર સુધારવાના કામમાં આપવી. કોઈ પણ રીતે પોતાના નગરને સ્વચ્છ, સુખી, મોટું અને પવિત્ર સ્થળ બનાવવું. તેમ થશે, ત્યારેજ પોતાના નગર માટે ગૌરવ વધશે એવી ભાવના હશે તો તે નગર તે નાગરિક માટે પણ ગૌરવ રાખશે

દરેક નાગરિક પ્રમાણિક થાય, દ્વેષભાવ દૂર કરે, દુષ્ટતા દૂર કરવાના હેતુથી દુષ્ટ માણસોને ખસેડે, વાસ્તવિક હકની માગણી કરે, જે ન્યાય અને સત્યની માગણી કરતુ હોય તેનો પક્ષ ખેંચે, અન્યાયી માણસોનો બહિષ્કાર કરે તો દરેક નગર વૈકુંઠધામ બની રહે

મ્હારા નગરમાં ચિરકાલ શાન્તિ, ન્યાય, આબાદીનો જ વાસ થવો જોઇએ. અજ્ઞાન, દારિદ્ર દૂર થવુંજ જોઇએ. ભાઇ ચારો, સંપ વધવોજ જોઇએ, અરસપરસ સેવાવૃત્તિ હોવી જ જોઇએ, જોર જૂલમ, પશુ બળથી શાંતિ સચવાવી ના જોઇએ, પરંતુ પ્રેમનુંજ સામ્રાજ્ય થવુ જોઇએ —આવી ભાવના દરેક મનુષ્યના હૃદયમાં જાગ્રત થાય તો પછી બીજું શું જોઇએ ?

આ શું મુશ્કેલ બાબત છે ? જરા પણ નહિ સારૂં સહુને પ્રિય હોય છે પણ

**आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः**

બધા દુઃખનું મૂળ આળસ છે ઝેર એટલું બધું વ્યાપી ગયુ છે કે તેનું મૂળ કહાડવુ મુશ્કેલ છે પરંતુ શિક્ષિત વર્ગ ધ્યાન પર લેશે તો અજ્ઞાન વર્ગને સાથે લઇ શકશે. સરકાર તરફ માત્ર નજર નાખ્યાથી આપણું ઉપડશે નહિ. પ્રભુ પ્રત્યેની ફરજોનો સમાવેશ નાગરિક ધર્મમાંજ થઇ શકે છે.

### તો પછી આ ધર્મ સાચવવા તમે શું કરશો ?

જે પ્રમાણે દરેક ગામમાં શાળા, પુસ્તકાલયો, દવાખાના ને ધર્મશાળાની અગત્ય જણાઇ છે, તેજ પ્રમાણે દરેક ગામમાં સેવા-મંડળની અગત્ય છે ગામના શિક્ષિત અને ઉત્સાહી સ્ત્રી પુરૂષોને એકઠા કરીને એક મંડળ કહાડવું. મંડળના દરેક માણસે તે કામને માટે પોતાનું જીવન સમર્પવું. આ કાર્યમાં ધાર્મિક વૃત્તિની જરૂર છે જ્યાં સુધી માણસને ધાર્મિક ટેકો નહિ હોય ત્યાં સુધી કોઈ પણ માણસે, પછી તે ગમે તેટલો મોટો હોય તો પણ તેણે, કરેલું કોઇ પણ કાર્ય વાસ્તવિક રીતે ફલીભૂત નહિ થાય. આવાં કામ કરનાર નીકળશે તો તે ગામનાં દરેકે દરેક દુઃખ દૂર થઇ શકશે

મંડળોની અગત્ય એક વ્યક્તિથી બહુ થોડું કામ થઇ શકે જૂદાં જૂદાં રહેવાથી શક્તિ ઓછી થાય છે. પરંતુ એકત્ર થવાથી બળ વધારે થાય છે. ગામમાં ચળવળ કરવી, કેળવણી આપવી, વ્યવસ્થા કરવી. આટલું કર્યાથી ફતેહ મળશે હાથના આંગળાં છૂટાં કાંઇ નહિ કરી શકે પણ એકઠાં કરીને મુઠ્ઠી વાળ્યાથી બળવાન થાય છે, તેજ પ્રમાણે નગરનાં દશ જણાં મળીને કાર્ય ઉપાડે તો પણ તેમાંથી સિદ્ધિ થશે.

મંડળોનું કાર્ય ગામની વસ્તીની ગણત્રી કરવી સ્ત્રી, પુરુષોની સંખ્યા જૂદી કઢાવવી બાળકોનું પ્રમાણ કઢાવવું લગ્નની સરેરાશ ઉમર કઢાવવી, જન્મ મરણનું પ્રમાણ કઢાવવું, બાળકોના મરણનું પ્રમાણ કઢાવવું. શાળામાં શીખતાં બાળકોનું પ્રમાણ કઢાવવું. જગ્યાના પ્રમાણમાં વસ્તી કેટલી છે તે ગણત્રી કરવી રાજકીય સ્થિતિ કેવી છે? સ્વતંત્રતા આપવા માટે રાજ્ય તરફથી શા ઉપાય લેવાયા છે? ધારા સભાઓમાં ચુંટણી શા પ્રમાણે થાય છે? ચુંટણીના હક્ક કોને છે? સુધરાઇની સ્થિતિ કેવી છે? નૈતિક બળ કેટલું છે? મદ્યપાન કેટલે દરજ્જે છે? ખેડુત વર્ગની શી સ્થિતિ છે? મજૂર વર્ગની શી સ્થિતિ છે? અસ્પૃશ્યોની પદવી કેવી છે?–આ પ્રમાણે શારીરિક, માનસિક, આર્થિક, સાંસારિક, અને ઔદ્યોગિક સ્થિતિ કેવી છે, તે જાણી લેવું અને તે દરેકમાં કેવી રીતે સુધારા કરી શકાય તેના ઉપાય યોજવા એ આ મંડળોનું કાર્ય છે.

આ જ કાર્ય તે ખરી સમાજ સેવા છે એ કાર્ય જો ધાંધળ, આડંબર વિના કરવામાં આવે તો જ શોભી નીકળે જમણે હાથે થતું કામ ડાબો હાથ ના જાણે, એવી રીતે કરેલી સેવા જ શ્રેષ્ઠ છે.

## ૩. બાળ લગ્ન.

"રહે દુષ્ટ રૂઢી તણું દાસપણું સ્વીકારી
હાથે કરી સુખનતા મૂળથી ઉખાડી."

( નરસિંહરાવ. )

એક બાળા કહે છે કે "શૈશવ વિષે કર પીડીઓ અજ્ઞાત એક શિશુજને. ઉદ્વાહના જ કરારમાં સહી કીધી મુજ મુજ ગુરૂજને" એ બાળા પોતે લગ્ન શું છે તે પણ જાણતી નહોતી આટલી નાની ઉમ્મરમાં આપણે આપણાં બાળકોનાં લગ્ન કરી નાખીએ છીએ.

બાળકોના નાની વયમાં લગ્ન કરવાથી બાળકોથી પૂરેપૂરો અભ્યાસ થઇ શકતો નથી

**બુદ્ધિ મંદ પડે છે**

બાળકોનાં શરીર અને બુદ્ધિ ખીલી શકતાં નથી કાચી વયમાં લગ્ન કરવાથી ૩૦–૪૦ વર્ષની ઉમ્મરમાંથીજ વૃદ્ધાવસ્થા શરૂ થવા માંડે છે

"ટુંકાં ટુંકાં ધોતીઆં ને લ્હીલાં લ્હીલાં મ્હોં, એને ભાઈ તમે મ્હેતાજી હો!"

**શારીરિક નિર્બળતા.**

એમ કહેવત છે તેને બદલે એવી રીતે હોવી જોઇએ કે 'ટુંકાં ટુંકાં ધોતીઆં ને લ્હીલાં લ્હીલાં મ્હોં, એને ભાઇ તમે બાળ પતિ હો!'

કેમકે બાળ વયમાં પતિ અને પિતા બનેલા પુરૂષો કદી પણ દમામદાર દેખાવના,

સુન્દર અને આનંદી હોઇ શકે નહી અને વસ્તીનો મોટો ભાગ બાલ પતિ હોય છેજ.

**અભ્યાસમાં ખલેલ.**

એકાદ વિદ્યાર્થી બિચારો મહા મહેનતે અભ્યાસ કરતો હોય છે, તો ત્યાં તેના બચ્ચાં કચ્ચાં કલકલાટ કરીને અને પત્ની ધાંધાધાટ પાડીને અભ્યાસમાં ખલેલ કરે છે. કેમકે નાની વયમાં લગ્ન તો કરી નાંખેલાં હોય છે એટલે કુટુંબમાં વૃદ્ધિ સારી રીતે થઇ હોય છે!

લગ્નથી અભ્યાસમાં બીજી રીતે પણ ખલેલ પડે છે વિદ્યાર્થીદશામાં હોય છે એટલામાં પત્ની ઘેર આવતી થાય છે અને પછી તો "આવી ઘર પ્રિયા, હવે અમે તો ભણ્યું ભર પેલે ખરે!"

**દેશકાર્ય માટે નાલાયકી.**

બાળલગ્નને લીધે યુવકો ઉચ્ચાભિલાષી થઇ શકતા નથી. વધારે અભ્યાસથી તેમનાં દુર્બળ શરીરને અને ચિંતાગ્રસ્ત મનને થાક લાગે છે, કારણ કે પોતે બાલ માતાનું સંતાન છે અને બાલ પત્નીનો બાલ પતિ હોય છે.

એક લેખક કહે છે કે "જ્યાં સુધી ભારતવાસીઓનાં નાનાં બાળકોને કુમળી વયમાં સંસારી બનાવશે, ત્યાં સુધી તેની ઉન્નતિ અશક્ય છે.' દશ અગીઆર કે બાર વર્ષની ઉમ્મરની બાલ માતાનો પુત્ર સાડા ૭ ફીટ ઉંચો અને પહેલવાન જેવો પહોળી છાતીનો કદી પણ હોય નહી નિસ્તેજ અને નિર્માલ્ય બાળકો સ્વતન્ત્રતાને નિભાવી શકે નહી. તેમનું બુદ્ધિબળ રાજ્યતંત્ર ચલાવવા માટે ઓછું માલમ પડશે, કેમકે તે ઘણી નાની વયથી સંસારની ચિંતામાં પડેલા હોય છે"

**મૃત્યુ પ્રમાણ.**

હજારો બાળકીઓ આ ક્રૂર રૂઢીનો ભોગ થઇને કમળી વયમાં મરણ પામે છે. દેશના અમૂલ્ય રત્નભંડાર જેવા સુકુમાર અને નિર્દોષ બાળકો રૂઢી રાક્ષસીને ભોગ તરીકે અપાય છે બીજા દેશો કરતાં હિન્દુસ્તાનમાં જન્મ અને મૃત્યુની સંખ્યા વધારે છે. બાલ માતા પિતાનાં સંતાનો જલદીજ મરણ પામે છે. કેમકે માતા પિતા બન્ને બાલક હોય છે. નિર્બળ માટે સંસારમાં સ્થાન નથી એને નિર્બળ થવું અને નિર્બળ બાળકો ઉત્પન્ન કરવાં એ પાપ છે

**કેટલાક આંકડા.**

એક વર્ષથી માંડીને ૧૫ વર્ષ સુધીની ઉમ્મરની લગભગ ૧ કરોડ જેટલી બાલ પત્નીઓ આપણા દેશમાં છે એ એક કરોડમાં ૧૩૨૧૨ પત્નીઓની વય એક વર્ષ અને તેની પણ અંદરની છે! આ માબાપ તે પોતાની વ્હાલી બાળકીના ભવની પાળ બાંધનાર કે પોતાના ક્ષણિક આનંદનું તે કન્યાને રમકડું બનાવનાર!

**ઉપાય**

બાળકીઓને શુદ્ધ પવિત્ર વાતાવરણમાં ઉછેરો એના મગજ ઉપર સારા સંસ્કાર પાડો જીવનનું મહત્વ સમજાવો સારી કેળવણી આપો. ધર્મને રસ્તે ચઢાવો શુદ્ધ બ્રહ્મચર્ય પળાવો. પછી એનું સોળ વર્ષ પછી લગ્ન કરશો, તો માલુમ પડશે કે એકંદરે દેશને લાભ થયો છે

# ૪. સગર્ભા સ્ત્રીને શિખામણ.

## પ્રસૂતી પહેલાંની તજવીજ.

(૧) સગર્ભા સ્ત્રીએ જાણવું જોઇએ કે તમારી હાલત કુદરતી છે અને એમાં કાંઇ પણ અકુદરતી નથી. માટે કુદરતના નિયમ પ્રમાણે ચાલશો તો કાંઇ હરકત આવશે નહી.

(૨) ખોરાક સાદો પુષ્ટિકારક અને જલદી પાચન થાય તેવો લેવો. અને પેટ ૫ પાડીને ખાવુ નહી ચાહ કૉફી વીગેરે મોટા પ્રમાણમાં પીવાં નહી દારૂ મુદ્દલ લેવો નહી.

( ૩ ) ઝાડો કબજીઆત રાખવો નહી. અને ઝાડો લાવે તેવી વસ્તુ ખાવી. દાખલા તરીકે દ્રાક્ષ, કીસમીસ, અંજીર, વીગેરે.

( ૪ ) પિશાબ કમી થાય તો તબીબી સલાહ લેવી

( ૫ ) દર રોજ હુંફાયલા પાણીથી અને સાબુ લગાડી નાહી ધોઇ સાફ રહેવું ખાસ કરીને બહારના ગુહ્ય ભાગો સવારના અને રાતના ગરમ પાણીથી ધોઇ સ્વચ્છ રાખવા.

( ૬ ) કપડાં ઢીલાં પહેરવાં પટા પટી કે કોરસેટ બાંધવા નહી. પેટ લબડતુ અને ચરબીથી ભરેલું હોય તો જ તબીબી સલાહ પ્રમાણે એક પાટો પેટ પર બાંધવો. પણ આવો પાટો તાણીને કદી બાંધવો નહી. ફક્ત ગર્ભસ્થાનને ટેકો મળે તેમ બાંધવો.

( ૭ ) સાધારણ ફરવાની કસરત લેવી, બહુ થકવી નાંખે તેવી કસરત કરવી નહી. જો પ્રથમ કસુવાવડ થઇ હોય અથવા રક્તસ્રાવ થયો હોય તો બનતા સુધી આરામ લેવી અને પથારીમાં પડી રહેવુ લાંબો વખત ઉભાં રહેવુ નહી

( ૮ ) ગર્ભ ધારણ કર્યા પછી સંગ કરવાથી બનતા સુધી પરહેજ રહેવુ. જેને આગળ કસુવાવડ થઇ હોય તેણે આ ક્રિયા મુદ્દલ કરવી નહી.

( ૯ ) ભયાનક દેખાવ અથવા બીક લાગે એવા તમાશા જોવા નહી.

( ૧૦ ) જો સ્તન પરની બીટડી અંદર દબાઇ ગઇ હોય તો દહાડામાં ચાર પાંચ વખત તેને આંગળીથી સરખી કરવી આમ કરતાં ઘણું જોર કરવુ નહી અને હાથ ધોઇને આમ કરવું.

( ૧૧ ) સ્તનને છેલ્લા ત્રણ મહીના દરરોજ બે વખત કોલન વૉટર ( Eau-de-cologne ) અને પાણી સરખે ભાગે મીશ્ર કરી ધોવાં નહી તો વ્હીસ્કી અથવા તો મેથીલેટેડ સ્પીરીટ લગાડવો.

( ૧૨ ) પ્રસુતીની તૈયારી થતાં પ્રસુતીનો ઓરડો ઝાડી ઝુડી સાફ કરવો. જે ઓરડામાં હેવા ઉજાસ બરોબર આવી શકે, તે ઓરડો પસંદ કરવો.

( ૧૩ ) આગમચથી એક શિક્ષિત, ઠરેલ અને હુંશિયાર દાયણને રોકી રાખવી

( ૧૪ ) પ્રસુતી થાય તે પહેલાં નિચલી ચીજો તૈયાર રાખવી.

( ક ) થોડાક સાફ રૂનો જથો

( ખ ) ગરમ પાણીમાં ઉકાળી સ્વચ્છ કરેલા સફેદ કપડાના કકડા અથવા રૂમાલો.

( ગ ) એક વાસણમાં ગરમ પાણી અને બીજામાં ઠંડુ પાણી

( ઘ ) ઓર ઝીલવા એક ફાલતુ વાસણ અથવા માટીનું કુંડુ.

( ચ ) ઓ માટે અને બાળક માટે એકેક કપડાનો પટો.

(ઘ) એક ચોરસ વાર ફલાલીનનો ટુકડો અથવા ધાબળીનો ટુકડો, જે છોકરાને જન્મ્યા પછી લપેટવા કામ લાગશે.

(જ) ઝાડા ફરવાનું વાસણ ( Bed pun )

(ઞ) બાળકનાં ઝભલાં, વગેરે

(૧૫) પ્રસૂતી થયા પછી સ્ત્રીએ શાંત ચતી સુઈ રહેવું જોઈએ અને કેટલાક પછી બાળકને છાતીએ વળગાડવું આથી ગર્ભસ્થાન પણ કુદરતના નિયમ પ્રમાણે સંકોચાઈ બરાબર થશે.

(૧૬) જો સુવાવડી સ્ત્રી જન્મ આપ્યા પછી ઘણી થાકી ગઈ હોય તો તેને ચાહ પીવા આપવી આ પછી જો તે થોડો વખત સુઈ રહે તો ઘણું સારું ત્યાર પછી તેના ગુહ્ય ભાગો ફરીથી ધોઈ તેને સાફ કપડાની ચડ્ડી યા લંગોટ બાંધવી.

(૧૭) સુવાવડી સ્ત્રી આગળ નજીકના બેએક સગા સિવાય બીજા કોઈને પહેલાં પાંચ દીવસ જવા દેવાં નહી. અને જે કોઈ ચેપી રોગના સમાગમમાં આવ્યું હોય, તેને સુવાવડી બાઈ આગળ બિલકુલ જવા દેવું નહી.

(૧૮) છોકરૂં અવતર્યાં બાદ ૭ કલાક પછી સ્ત્રીને સુતા સુતાંજ પિશાબ કરાવવી. જો તેમ નહિ બને, તો ... સુતાં પિશાબ ન નિકળે તો ... ચેના ... અને ... ભિંજવી ... કપડાંનો ... તે વતી શેક કરવો આથી પિશાબ જરૂર આવશે જો આમ કરવા છતાં પીશાબ ન આવે તો પછી તબીબી મદદ લેવી જોઈએ

(૧૯) ઝાડો સાફ રાખવો જો બીજા દહાડાની સાંજ અથવા ત્રીજા દહાડાની સવાર સુધીમાં ઝાડો ન આવે તો એક ચમચો વિલાયતી દીવેલ અથવા એક પ્યાલું સુનામખીના ઉકાળાનું પાઈ દેવું

(૨૦) પહેલા બે દહાડા દુધ અથવા કાંજીનો ખોરાક લેવો. ત્યાર પછી થોડો થોડો ખોરાક વધારવો પણ ભારે ખોરાક લેવો નહિ

(૨૧) બાળકને ધવાડયા પછી સ્તનની બોટણીઓ ગરમ પાણીમાં કપડું બોળવી તે વતી સાફ કરવી પહેલા અઠવાડીઆમાં માતાએ સુતાં સુતાંજ બાળકને ધવાડવું

(૨૨) પહેલા બાર દિવસ સુધી સ્ત્રીએ બીછાના પરજ રહેવું ત્યાર પછી બિછાના પર ઉશીકાને અઢેલીને બેસવામાં હરકત નથી

(૨૩) જે ગમે તે, ધાવણ બગાડે તેવો ખોરાક દુધ ઉપર લેવો નહિ

## ૫. પ્રસુતિ સમયની વ્યવસ્થા.

પ્રસૂતી સમયની વ્યવસ્થાને માટે હજી આપણે ઘણા પછાત છીએ, તેને લીધેજ આ પણા હિંદુસ્તાનમાં સુવારોગ અને બીજા પ્રસૂતી સમયના ભયંકર વ્યાધિઓને લીધે ઘણાં મૃત્યુ થાય છે તે મૃત્યુનું પ્રમાણ બીજા દેશોની સાથે સરખાવતાં એટલું તો વધારે છે કે તેને માટે આપણે શરમાવવું જોઈએ અને ઘણું શીખવું જોઈએ.

સુવાવડ વખત વાપરવાનાં કપડાં સફેદજ હોવાં જોઈએ કારણ કે રંગીન કપડાંના રંગ કાચા હોય તો તેથી ઘણાં નુકસાન થાયછે વળી બીજું એ કે સફેત કપડું જરા મેલું થશે તો જણાઈ આવશે અને તે ધોવાની ફરજ તરત જણાઈ આવશે. સફેત કપડાં

સુવાવડ વખત વાપરવાના કપડાં.

જુનાં કે ફાટેલાં હશે તો ચાલશે પણ સ્વચ્છ ધોઈને સાફ ધોએલાં હોવાં જોઈએ વાપરવા માંડ્યા પછી પણ દરરોજ સોડામાં બાફીને અથવા સાબુથી દરરોજ ધોઈને સ્વચ્છ રાખવાં જોઈએ મેલાં કપડાં મારફત પણ ઘણા રોગો ઉત્પન્ન થાય છે સુવાવડમાં વાપરવાનાં કપડાં ગાંસડી બાંધીને ન મુકતા એક પેટીમાં ધોવરાવીને મુકવાં કે જેથી બહારની રજકણો અંદર ઉડે નહી

**સુવાવડમાં બીજી સ્વચ્છતા.** સુવાવડ વખત પોતાના શરીરની સ્વચ્છતા તથા તેની પાસે બેસનારને પણ ઘણી સ્વચ્છતા રાખવાની જરૂર છે સુવાવડી બાઈને અડકતાં પહેલાં માણસે હાથ પગ ધોઈને અડકવું કે જેથી કોઈપણ જાતનો મેલ લાગે નહી

**સુવાવડ માટે જગ્યા.** સુવાવડ માટેની જગા પર પ્રસૂતી સ્ત્રીની તબિયતનો મોટો આધાર રહે છે અને સુવાવડ માટેનો ઓરડો ભેજ વગરનો તથા પુષ્કળ હવા આવજા થાય એવા હોવો જોઈએ, કારણ કે તાજી અને ચોકખી હવા એજ પ્રસૂતીનો મુખ્ય ખોરાક છે ચોકખી ખુલ્લી હવા વગર લોહી પીળુ પડી જવા ઉપરાંત શક્તિ ઘણી મોડી આવે છે માટે શરીર પર પવન ન લાગે અને ચોમાસા જેવી ભેજવાળી હવા હોય તે સિવાય ખુલ્લી હવા આવજા કરી શકે તેવી રીતે માતા તથા બાળક બન્નેને સુવાડવાથી તબીયત તદુરસ્ત રહેશે

**પ્રસવ સમયે રાખવાની વ્યવસ્થા** પ્રસૂતિ માટેનાં કપડાંની પેટી અને જે કામમાં જેવી રીતે દવા ખાવાની હોય (દાખલા તરીકે હિંદુ રિવાજ પ્રમાણે દેશી ઓસડ ખાતાં હોય તો) તે ખાંડીને તથા વીણીને સાફ કરીને કાચની શીશીમાં ભરીને એ જગા તૈયાર રાખવાં અને પથારી ઓઢવાનું તથા ચાદર વિગેરે વખતોવખત તડકે નાખતાં રહેવું અને તરત ઉપયોગમાં લેવાય એવી રીતે રાખવું

**સુવાવડ માટે માણસો** પ્રસૂતીના સમયને માટે માણસ અગાઉથી રાખીને તેને બરાબર સ્વચ્છતાના નિયમો શીખવી તૈયાર રાખવું કે જેથી ખપ પડે ત્યારે કોઈ અડચણ કરે નહિ અને ઉપયોગી થઈ પડે ઘણું બરોબર શીખેલી હોય છે અણઘડ બાઈઓને કદી બોલાવવી નહિ તેને હાથે પ્રસૂતીનાં અનેક મરણો થાય છે

સુવાવડ વખત જે મીડવાઈફ (દાયણ) ને બોલાવવાની હોય તો પણ અગાઉથી પોતાની તબિયતથી જાણીતી કરવી અને તેની પાસેથી સૂચનાઓ લઈ લેવી

પ્રસૂતી સમયે ઘણાં માણસો પાસે હોય તો ગડબડ થઈ ઘોંઘાટ થઈ જાય છે, માટે જરૂર જેટલાંજ માણસો કેળવીને તૈયાર રાખવાં

**પ્રસૂતી માટે જોઈતી ચીજો** પ્રસૂતી માટે જોઈતી ચીજોને માટે પોતાની મીડવાઈફ (દાયણ) હોય તેની પાસેથી જોઈતી ચીજોનું લીસ્ટ (પત્રક) કરી અગાઉથી બધુ તૈયાર કરી રાખવું અને એવી રીતે મુકી રાખવું કે જે જરૂર વખતે શોધવું ન પડે અને તરત જડી આવે.




# કામાક્ષા દેવીની યાત્રા

અથવા

## અમારી કામરૂપ દેશની મુસાફરી.

લેખક. શ્રીયુત સ્વામીજી શિવાનન્દજી તથા પરમાનન્દજી

૧

**કામરૂપ દેશ વિશે સામાન્ય માન્યતા.**

કામરૂપ દેશ અને કામાક્ષા દેવીના નામથી અજ્ઞાત બહુ થોડાક જ નીકળશે. કામરૂપ દેશનાં જાદુ, જંતર, મંતર તંતર, અને મોહિની (વશીકરણ) આદિ સામાન્ય રીતે પ્રસિદ્ધ છે. ત્યાંની સ્ત્રીઓ પરપુરૂષને દીવસે બળદ, પોપટ આદી કરી લે છે અને રાત્રે પુનઃ પુરૂષના સ્વરૂપમાં બદલી નાખી પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાની ફરજ પાડે છે, એવી વાતો આખા દેશમાં સર્વત્ર સંભળાય છે. એ સ્ત્રીઓ પોતાની વિદ્યામાં એટલી બધી પ્રબળ હોય છે કે મચ્છંદરનાથ જેવા યોગેશ્વરને પણ પરવશ થઈ તેમની ઇચ્છા પૂરી કરવાની ફરજ પડી હતી અને તેમના મુખ્ય શિષ્ય ગુરૂ ગોરખનાથ મચ્છંદરનાથ યોગેશ્વરને કામરૂપ દેશથી પાછા શોધી લાવે, તે પહેલાં તો મચ્છંદરનાથજી યોગીના સ્વરૂપમાંથી બદલાઈ જઈ એક સ્ત્રીને વશ થઇ ગૃહસ્થાશ્રમી બની, પ્રજા ઉત્પન્ન કરી આનંદમાં મગ્ન થઈ રહ્યા હતા

જે દેશની અંગનાઓને માટે આવી આવી માન્યતાઓ છે, તે કામરૂપ દેશની નજરે જોએલી, જાતે અનુભવ કરેલી, યથાર્થ હકીકત પ્રકાશમાં લાવવા ઘણાએક મિત્રોના અતિશય આગ્રહ હોવાથી આ લેખ લખવાની ફરજ પડી છે.

આદ્યગુરૂ શ્રી શંકરાચાર્યજી મહારાજના સ્થાપિત કરેલા ચાર મઠ માંહેલા, દક્ષિણમાં આવેલા શૃંગેરી મઠ, અને તે મઠના સરસ્વતી, પુરી, ભારતી, નામી-સંન્યાસીઓની વ્યવહારિક ઈષ્ટદેવી શ્રી કામાક્ષા અને તે મઠની સાથે અમારો સંબંધ હોવાથી, મઠની કુલદેવી કામાક્ષાના દર્શનનું મુખ્ય, અને કામરૂપ દેશની વિદ્યાના અનુભવનું ગૌણ, એવાં બે કારણોને લેઈ તે પ્રદેશની મુસાફરી કરવાની ઇચ્છા અમારા મનમાં પ્રબલ થતાં તે બાજુ ગમન કરવા નિશ્ચય કર્યો

જે વખતે આની સ્ફુરણા અમારા મનમાં થઇ, તે વખતે કાઠીઆવાડના ગોહિલવા-

ડમાં આવેલા ભાવનગરથી આશરે બાર ગાઉ, બ્રીટીશ રાજ્ય તાબેના એક નાના પ્રનામી ગામ, નદીકાંઠે આવેલા હોઈદડ નામે, જેનો દેખાવ અને કુદરતી સૌન્દર્ય તો સાધારણ હતાં પરંતુ હવા પાણી ત્યાં આગળ ઘણાં સરસ હોવાથી, અને નવી નવી વનસ્પતિઓ મેળવવાની આશાએ ત્યાં વિચરી અમે આનંદ કરી રહ્યા હતા.

**યાત્રાનો આરંભ** પ્રાગરાજ ( પ્રયાગ–અલ્હાબાદ ) ના ચઢાવ ( મોટા કુભ ) નો મેળો જે દરેક બાર વર્ષે મકરસંક્રાન્તિને દિવસે આવે છે અને તે સમયે ગૃહસ્થો ઉપરાંત સાધુ મહાત્માઓ, લાખોની સખ્યામાં ત્રિવેણી ( ગંગા યમુનાના સંગમસ્થાન ) ઉપર દર્શન સ્નાન કરવા ભેગા થાય છે. તે સમય નજદીક હોવાથી રસ્તામાં તે તકનો પણ લાભ લેવો, એમ ધારી હોઇદડથી ગોધા સુધી સીગરામમાં, અને ગોધાથી ભાવનગર સુધી ઘોડાગાડીમાં રવાના થઈ, ભાવનગર સ્ટેશને આવી પહોંચ્યા. તૈયારીમાં અમારે કશુએ કરવાનું હતું નહી કારણ કે આ કોઇ રાજા મહારાજા કે ધનાઢ્ય શેઠીઆઓની સ્વારી હતી નહિ કે જેમાં લાવલશકર ડંકા નિશાન કે તંબુ શમિયાના સાથે લેવાના હોય! તૈયારી માત્ર એટલી જ કરવાની હતી કે અમારા દૃષ્ટિબિંદુથી તે પરદેશ વિચિત્રતાથી ભરેલા પ્રખ્યાત હોવાથી અને ત્યાંની કશીએ માહીતી ન હોવાથી, ત્યાંના લોકોના રીત રિવાજ ખાન પાન આદિથી અજ્ઞાત હોવાને લીધે, એક બ્રાહ્મણ રસોઇઓ સાથે હોય તો સારૂં, એમ ધારી રસોઇઆ બ્રાહ્મણની તપાસ કરાવી

પ્રાગરાજ જવાનું જાણીને તો ઘણાક સાથે આવવા તૈયાર થયા પરંતુ કામરૂપ દેશનું નામ સાંભળતાં તરત જ તેઓ ઢીલા થઇ ગયા અને મુખ વાંકુ થઇ તેમનાથી બોલાઇ જવાયુ કે " ભાઇ સાહેબ! ત્યાં તો નહિ અવાય. ત્યાં કોઇ અમોને બળદ કે પોપટ કરી લે તો પછી અમે શું કરીએ! તમે તો બાવા રહ્યા, આગળ પાછળ કંઇ નહિ અને અમે તો સંસારી, એમાં બધું આવ્યુ છે!" તેઓને અમે ઘણા સમજાવ્યા છતાં રસોઇઓ સાથે લેવામાં અમે નિષ્ફળ નીવડયા ગુજરાતમાંથી ગમે ત્યાંથી કોઇને કોઇ રસોઇઓ મળી જશે એમ ધારી ભાવનગરથી ટ્રેન દ્વારા અમદાવાદ આવવા નીકળ્યા. રસ્તામાં વઢવાણ જંક્શન ( નું સ્ટેશન ) આવતાં સુધી કોઈ ખાસ બનાવ બન્યો નહિ. વઢવાણ સ્ટેશને ભાવનગરની ટ્રેન ( ગાડી ) માંથી ઉતરી વિરમગામની ટ્રેનના સેકંડક્લાસના ડબામાં બેસવા જતાં અમોને ઘણીજ વિચિત્રતા લાગી તે સેકંડ ક્લાસના ડબ્બાના એક ખાના ( Compartment ) માં દશ સ્વારી હતી પણ બેસવાની જગા ઉપરની તેમની વહેંચણી અજબ જેવી હતી! નીચેની એક બેઠક ઉપર પાંચ અને ઉપરની દરેક બર્થ (બેઠક) ઉપર બબ્બે એમ મળી, નવ દેશી પેસેન્જર બેઠેલા! અને નીચેની બીજી બર્થ ( બેઠક ) ઉપર એક પરદેશી જેન્ટલમેન ( ગૃહસ્થ ) ટાંગીઆ લાંબા કરી પડેલો હતો! ગાડી ઉપડવાનો સમય થઇ ગએલો હોવાથી સ્ટેશન માસ્તર સુધી અમે જઇ શક્યા નહિ અને બીજા સેકંડ કલાસના ડબા ન હોવાથી અમને બેને પણ તેજ ખાનામાં દાખલ થવાની ફરજ પડી. અને એટલામાં ટ્રેન ઉપડવાની સીસોટી વાગી આપણા દેશી મુસાફરોની સાથેની વાતની માલુમ પડયું કે પરદેશી જેન્ટલમેન કોઇને બેસવાજ દેતો નહોતો. તે સાંભળી અમે તો સુતેલા જેન્ટલમેનના બે પગ ઝાલી તેને અર્ધગોળ ફેરવ્યો! જેથી તે એકદમ ખમ સ

ક્રાધી બેઠા થયો અને અમોને નિરાંતે બેસવાની જગા મળી ગઈ તે જેન્ટલમેને જીભથી એક પણ ક્રોધનો શબ્દ ઉચ્ચાર્યો નહી. તેના મનમાં શું શું વિચાર આવતા હશે તે તો તેનો અંતર્યામી જ જાણે ! અને તેના મુખ ઉપર શું શું ફેરફાર થયા તે તરફ અમે દૃષ્ટિ ન કરવાથી જાણી શક્યા નહિ, પરન્તુ બેસવાની સગવડ મળી અને ટ્રેન ઉપડી. એક પછી એક સ્ટેશન કરતી તે વિરમગામ આવી પહોંચી. પ્લેટ ફોર્મ (સ્ટેશન) ઉપર જકાત ખાતાના નોકરો ખાખી ડ્રેસમાં હારબંધ જોવામાં આવતા હતા. જકાત લેવાને બહાને લોકોને શું શું ત્રાસ થતો, તેથી કોઈ પણ અજાણ્યું હશે નહિ. તેથી તેનું વર્ણન આપી કંટાળો આપવાની જરૂર લાગતી નથી. તે દિવસે જાણવા જેવો આટલો જ બનાવ બન્યો કે એક કાઠીઆવાડી ગરાસીઓ પગમાં કલ્લાં સાંકળાં પહેરી સ્ટેશન ઉપર એક જકાત ખાતાના ખાખી ડ્રેસવાળા નોકર સાથે ચાલતો જોવામાં આવ્યો. પુરૂષને કલ્લાં સાંકળાં પગમાં પહેરેલો જોઈ તમામ પ્લેટફોર્મ ઉપર હસાહસ થવા લાગી. તેને સ્ત્રીનાં આભુષણ ધારણ કરવાની આટલી જ મતલબ હતી કે પહેરેલા દાગીના કે વસ્ત્ર શિવાય બીજા તમામ માલ ઉપર જકાત લેવામાં આવતી ! જકાત ન આપવી પડે તેથી તેણે તે ધારણ કરી લીધાં હશે અને જકાત ખાતાવાળા આગળ માતાજીની બાધા દર્શાવવામાં આવી હશે ! વિરમગામનું સ્ટેશન આવતાં રાંડીરાંડોને પણ બલૈયાં (જો કે-એ સૌભાગ્યનું જ ચિન્હ છે તે) પહેરવાની ફરજ પડતી. પણ આ દેખાવ તો અજબ હતો. તેનો નિકાલ શું થયો તે અમે જાણી શક્યા નહિ કારણ કે ટ્રેન ઉપડવાની સીસોટી વાગતાં અમે અમારા ખાનામાં બેસી ગયા અને ટ્રેન ઉપડી અને એક પછી એક સ્ટેશન કરતી અમદાવાદ આવી પહોંચી.

અહિં પ્રથમથી અમારા આવવાની ખબર આપેલી હોવાથી કેટલાએક ગૃહસ્થો સ્ટેશનપર આવેલા હતા. પ્લેટફોર્મ પર ઉતર્યા પછી લેવા આવેલા ગૃહસ્થોમાં કોને ત્યાં ઉતરવું તે સબંધી કેટલીએક ખેંચતાણ થયા પછી, આખરે રા રા મહિશંકર પૂર્ણાનંદ રાયકવાળ સાહેબને ત્યાં રાયપુર હવેલીની પોળમાં ઉતરવાનો નિશ્ચય થયો, કારણ કે તેમનાં ધર્મપત્ની માંદાં હોવાથી તેમને ત્યાં ઉતરવાનો પ્રથમથી જ તેમનો આગ્રહ હતો, જો કે આ તેમની સાથે અમારી પહેલી જ મુલાકાત હતી, પણ તે બન્ને જણ ઘણાં જ પ્રેમી, માયાળુ, શ્રદ્ધાળુ, પવિત્ર અને સજ્જન હતાં. તેઓની સજ્જનતા હજુ અમે ભૂલી શક્યા નથી. તેમનાં ધર્મપત્ની આમવાત અને યકૃતવૃદ્ધિ (Enlargement of Liver) ની બીમારીથી ઘણા દિવસથી હેરાન થતાં હતાં. તેમની તપાસ કરી.

ઉદર રોગનો ઉપાય: મત જોઈ નિદાન કર્યા પછી પ્રથમ ઇંદ્રવરણાંના મૂળનો રસ તોલા–૨ આપી મળશુદ્ધિ કરી. ઉદર રોગને માટે આ ઇલાજ ઘણો જ સરસ છે. દરદીની શક્તિ અનુસાર રસ આપવો. તેથી ઉલટી અને દસ્ત બંન્ને થાય છે. આ ઔષધિનું નામ અને ગુણ નીચે પ્રમાણે છે

| | |
|---|---|
| સંસ્કૃત | इंद्रवारुणी |
| હિન્દી. | इंद्रायण |
| બંગાળી. | राखालशशा |
| મરાઠી | लघुइन्द्रवण |

ઇંદ્રવરણાંના ગુણ.

રેચક, તથા ગુલ્મ, પીત, ઉદર રોગ, કફ, કૃમિ, કોઢ અને લોહી વિકારને દૂર

| | |
|---|---|
| ગુજરાતી | *इंद्रवरणु |
| કર્ણાટકી | हामेके |
| તૈલંગી | एतिपुच्छा |
| અંગ્રેજી | Colocynth |
| લેટીન. | Citrullus Colocynthis |
| ફારસી | खुर्यजातल्ख |
| અરબી | हजल |

કરનાર તથા સારક ઉષ્ણ વીર્ય સ્વાસ, ખાંસી, ગ્રન્થી, મૂઢ ગર્ભ, પીળીઓ, પ્લીહા, યકૃત, આમ પાન્ડુ રોગને મટાડનાર છે સ્વાદમાં કડવા-પચવામાં હલકાં છે

તે પછી—કરીયાતું તો. ૧, પીપુડી તો ૧, વરીયાળી તો ૦॥, તથા કાસની તો. તો ૦॥, તે ચીજોનો ભોરકુટો કરી ૦॥ શેર શેર પાણીમાં નાખી માટીની હાંલ્લીમાં ધીમે તાપે ઉઘાડું રાખી ઉકાળવું જ્યારે આશરે અધોળ પાણી રહે, ત્યારે ઉતારી લુગડાથી ગાળી, તેની સાથે યોગરાજ ગુગળની એક ગોળી સવારે આપવી અને તેજ પ્રમાણે કુચા ઉકાળી તેના પાણીની સાથે એક ગોળી સાંજે આપવી શરૂ કરી

**ઉકાળો:** ** [ ખાસ નોધ: ધાતુના વાસણમાં ઉકાળો કરવાથી ઔષધિનાં કેટલાંક રજકણો જલદી બળી જાય છે જેથી રસાયણી સન્જોગમાં ફેરફાર થાય છે માટે માટીના વાસણમાં ઉકાળવું ઉકાળતી વખતે જો ઢાંકવામાં આવે તો જામેલી વરાળ પાછી ઉકાળામાં પડવાથી ઉકાળો પચવામાં ભારી થાય છે તેથી પચવામાં વાર લાગે છે જ્યાં જ્યાં ઉકાળો કરવાનું લખેલું હોય, ત્યાં આ પ્રમાણે જ કરવું ]

**યોગરાજ ગુગળ.** તેથી તેને ઘણો જ ફાયદો થયો અને ઘણા દિવસની પીડા ઓછી થઇ અને વધુ વખત દવા સેવન કરવાથી અન્તે રોગ નષ્ટ થયો ઉદર રોગના દરદીઓ માટે આ ઉપચાર ઘણો જ સરસ છે યોગરાજ ગુગળની બનાવટ સારંગધર (કૃત ગ્રન્થમાં-) ના પાઠ પ્રમાણે કરવી અને તેમાં ઈંદ્રવરણાંનું ફળ વધારામાં નાખવું

**"ડાચા" ની દવા—અર્થ ફેરની રમુજ !** બીજા કેટલાએક દરદીઓ ઉપરાંત એક દરદી આવ્યો હતો તે કહે કે ત્રણ ચાર દિવસથી મારા ડોઆને આંખોમાંથી પાણી જાય છે અને માથું હલાવ હલાવ કરે છે અને કાંઇ ખાતું પીતું પણ નથી અમોએ તુરત કપુર તથા ઘાસમીટના ફુલ સરખા ભાગે મીલાવી અને તેની અંદર લગાર તજનું તેલ નાખી એક રૂનું પુમડું પલાળી માથે ચોપડવા સમજાવ્યું બીજે દીવસે તે આવીને બોલ્યો કે આઠઆની ફાયદો છે પણ દવા ઘણી થોડી હતી તેથી આખે કપાળે ચોપડાઈ નહિ. તે સાંભળી અમે કહ્યું કે તારા ડોહાડાનું કપાળ તે કેવડું છે કે દવા થોડી પડી ? તે બોલી ઉઠયો કે ભાઇ સાહેબ, "ડોહા" નહિ પણ "ડોઉ" એટલે મારી ભેંસ ! તે સાંભળી અમે અને અમારી પાસે બેઠેલા બધા જણા ખૂબ હસ્યા કારણ કે અમે ડાચા એટલે બે દાંતે મહેલે ડોહા એટલે દવા લેવા જનારના વડીલ

સમજી લગાર દવા આપેલી. પછી તો દવા વધારે પ્રમાણમાં આપી વિદાય કર્યો. બે ત્રણ દિવસ તે દવા ચોપડવાથી તેની બેચને આરામ આવી ગયો. આ દવા ઘણો વખત

**એક અજમાવેલી અસરકારક દવા**

અજમાવેલી છે. (૧) માથું દુખતું હોય, (૨) ચકરી આવતી હોય, (૩) આંખો દુખવા આવી હોય, (૪) કાનમાં દરદ હોય તથા (૫) દાંત કળતા હોય,–તો ખાવાથી અને લગાવાથી ઘણો ફાયદો થાય છે અમદાવાદમાં બીજો કોઇ ખાસ બનાવ બન્યો નહિ અને ગુર્જરી પ્રજાને અમદાવાદની સામાન્ય હકીકત વાંચવા રોકવી, તે પિષ્ટ પેષણ કરવાના જેવુ જ છે।

રસોઇઆને માટે તો કાઠીયાવાડની માફક અમદાવાદમાં પણ અમે નિરાશ જ થયા. આગળ રસ્તામાંથી અમે ત્યાંથી રસોઇઓ મેળવી લઇશુ; તેના માટે દીવસ ગુમાવવા ઠીક નથી એમ વીચાર કરી અમદાવાદથી હાથરસ સ્ટેશનની સેકંડ કલાસ ટીકીટ ( અજમેર થઇને જવાની ) કરાવી, ફાસ્ટ પેસેન્જર ટ્રેઇનમાં મુસાફરીનો આરંભ કરી લીધો. હમારા સેકંડ કલાસના ડબ્બાની જોડમાં ફર્સ્ટ કલાસમાં એક અમેરીકન જેન્ટલમેન ( ગૃહસ્થ ) બેઠેલો હતો. હમોને સેકન્ડ કલાસમાં બેઠેલા જોઈ હમારી રજા લેઇ વાતચીત કરવાને તે ડબામાં આવી બેઠો. તે ઘણો જ ખાનદાની, પ્રેમી અને વિદ્વાન ગૃહસ્થ હતો. વાતચીતમાં જણાયુ કે તે હીન્દુસ્થાનમાંની ખાણો તપાસવા આવેલો છે અને જામનગર રાજ્યમાં એક પેન્સાની ખાણ

**આપણા દેશની કીંમતી ખાણો:**

અને વઢવાણ નજીક થાનરોડ સ્ટેશન લખતર તાબે સુર્ય દેવળ પાસે એક સોનાની અને કોલસાની ખાણ છે એમ વાતચીતમાં ખુલ્લા દીલથી અમને સાધુ જાણી તેણે જણાવી દીધું પછી જુદા જુદા વીષય પર વાતચીત કરી ને ઘણો જ ખુશી થયો. અને રાત્રે ખાવા માટે વખત થયો ત્યાં સુધી તેણે હમારી સાથે જ મુસાફરી કરી દરેક પરદેશી ખરાબ સ્વભાવના હોય છે એવો ખ્યાલ બાંધી લેવો યોગ્ય નથી આ ગૃહસ્થની વર્તણુંક ઘણી વખાણવા જેવી હતી હમે હમારી વાતોમાં રોકાએલા હતા અને ટ્રેઇન ઘુઘુ કરતી આગળ જતી હતી.

રસ્તામાં મોટાં મોટાં સ્ટેશનો ઉપર બીજી ચીજો ઉપરાંત ચહાની દુકાનો તો જરૂર

**ચહાનો પ્રચાર:**

જોવામાં આવતી 'ગાડી પ્લેટફાર્મ ઉપર ઉભી રહે કે તરત ચહાવાળાની બુમો શરૂ થતી (આ સંબંધી જુઓ લેખ–" ચહાના અનુભવ સિદ્ધ ગુણ દોષ"–એ નામથી હમારા તરફથી બહાર પડી ચુક્યો છે.) તે ઉપરાંત ચહા પીતી વખતે જ્ઞાતીભેદ તો હોયજ ક્યાંથી ! જ્યારે એક માણસ ચહાનો કપ ( પ્યાલો ) પીને ખાલી કરે,–તો તે કપ એક ડોલમાં પાણી નાખેલુ, તેમાં ઝબોળી તરત બીજાને તેજ કપમાં ચહા અપાતી ! પીનારા ભલેને બીજી બીજી જાતીના હોય, તો પણ જુદાં જુદાં પાણી રાખી કોણ ઉટકવાની તસ્દી લે ! હમારા ડબ્બામાં એક વૈષ્ણવ શેઠ બેઠેલા મે તેમને દેખાડી આપ્યું કે એક ચહાના વેચનારાએ જે કપમાં હીન્દુ ચાહ પીતા હતા તેજ કપમાં એક મુસલમાન ભાઇએ ચાહ પીતા આપી અને પછી તે કપ પાણીની ડોલમાં ઝબોળી પાછી બીજા હીન્દુને આપી તે શેઠ એ ને

પ્રતિજ્ઞા લીધી કે આજથી મારે કોઇ દીવસ ચાહ પીવી નહીં આ ચાહે હીન્દુસ્તાનમાં આવ્યા પછી પોતાની એટલી બધી સત્તા જમાવી દીધી છે અગર તો આ દેશના લોકો ચાહ ઉપર એટલા બધા લલચાઈ ગયા છે કે મોહિત થઇ

**ધર્મ, શરીર, ધનની ત્રાસજનક ખુવારી**

પડયા કે ધર્મ, શરીર અને ધન, ત્રણેય ચાહને અર્પણ કરી બેઠા છે ! હમણાંજ એક તાજાતર દાખલો છે કે અમદાવાદની એક મશહુર હોટલમાં એક ઢેડ દાખલ થયો અને મઝાથી જમી ચાહ પી બહાર નીકળ્યો પણ નીકળતી વખતે તેના ગામના કોઇ માણસ આવી ગયા તેમણે ઓળખી કાઢયો કે આ તો હમારા ગામનો ઢેડ છે ! લોકો ભેગા થયા અને તે ઢેડ પાસેથી દંડ લીધો અને પછી છોડી દીધો એમ કહેવાય છે. પરંતુ તે હોટલ વાળાએ નુકશાનીના પૈસા મળ્યા છતાં તે ખાવા પીવાની સામગ્રી ફેંકી દીધી નહીં અને તેને તેજ ઘરાકોને ખવરાવી દીધી, એમ પણ કહેવાય છે ! આમ હોય તો હોટલવાળાને પણ શાબાશ છે ! એ વાત લોકોના જાણવામાં આવી નથી એમ નહિં. આ પ્રમાણે કોણ જાણે કેટલી વખત અસ્પર્શ્ય જાતીનાં માણસો હોટલોમાં જમી જતા હશે ? સ્પર્શા સ્પર્શ, ભક્ષ્યાભક્ષ્યથી, શરીર-મન-બુદ્ધિ ઉપર કેટલી બધી ખરાબ અસર થઇ માણસ કેટલો નિર્બળ થઇ જાય છે, તે માટે હાલના આર્ય વર્તનનો દાખલો બસ છે ! માટે જે વસ્તુ આપણી પાયમાલી કરતી કરતી હોય, આપણને નિર્બળ બનાવતી હોય, આપણાં હાડકામાં સળો પેસાડતી હોય, આપણા લોહીનાં પાણી કરતી હોય, આપણા મુળમાં ઉધાઇનું કામ બજાવતી હોય, આપણા દેશનાં બાળક અને બાળકીઓ જેના ઉપર ભારતખંડની આશાઓનો આધાર છે, તેને ઉછેરવામાં, તેની બુદ્ધિ ખીલવવામાં આડે આવતી હોય હમારી સ્વતંત્રતા છીનવી લેઈ પરવશ કરી લેતી હોય અને અન્તે ધર્મને

**શ્રદ્ધાનાં દૂષણો:**

પણ તિલાંજલી આપવી હરિ નામથી વિમુખ કરાવી દેતી હોય, ધન બુદ્ધિ બળ, સર્વસ્વ ધુળધાણી કરી કાષ્ટવત્ પુતળાં બનાવી દેતી હોય, ચડતીના માર્ગમાં કાંટાઓની ગરજ સારતી હોય, તે સર્વ શુભ વસ્તુઓનો ધ્વંસ કરનારી, આ દુષ્ટ ચીજનો અવશ્ય ત્યાગ કરવો જ જોઇએ

આવી આવી વસ્તુઓના બહીષ્કારને આપણી ચડતીનાં પ્રથમ પગથીઆં સમજી લેવાં જોઇએ અને આપણી આશાઓના નિષ્કંટક માર્ગ સમજી તરત ત્યાગ કરવો ઉચિત છે. અહો ! ચાહ બીબી ! તારાં દર્શન તો અદ્ભુત નીવડયાં !—જેમ તું પીનારનાં આયુષ્ય કાપે છે, તેમ હમારી લાંબી મુસાફરી પણ તારા વિચારે સપાટા બંધ કાપી નાખી !

———

પરીક્ષક—"(વૈદકના અભ્યાસ કરતા વિદ્યાર્થીની પરીક્ષા લેતા) કોઇ દરદીને ત્યાંથી તમને તેડું આવે તો તમે હેને સૌથી પ્હેલો પ્રશ્ન કયો પૂછો ?"

વિ—"દરદીનું ઠેકાણું"

(પિયરસનનું માસિક)

## बालपत्रिका બાલમિત્ર અને બાલોદ્યાન.

# માતાને કોણે બચાવી ?

લેખક: બ્હેનશ્રી ગંગાકુમારી

રાતના બાર વાગ્યા ! માધવ ઘણોજ આતુર થયો. તેની મા બહુજ માંદી હતી. એ ખાટલામાંથી ઉઠી શકતી નહોતી. અને આજ એને દરદ વધતું હતું. "જો ડૉક્ટર રમાકાન્ત ઘેર ન હોય, તો એ મરી જશે !" આ વિચાર ન્હાના માધવને ઘણો ભયંકર થઇ પડયો હતો. તેથી તેણે હાથ જોડીને જાણે પ્રભુને પ્રાર્થના કરી હોય એમ લાગ્યું. રસ્તામાં તે જરા થોભ્યો. પાસેજ પેલું જાણીતું ઘર જણાયું. આતુર ચ્હેરે તે બોલી ઉઠયો. "હા, હા, એજ." માધવે ઘરના માણસને પુછયું, "ડૉક્ટર સાહેબ ઘરમાં છે ?" જવાબ મળ્યો: "હા છે." તરતજ તે અંદર ગયો. એના હૃદયનો ભાર ઘણો હલકો થયો જણાયો.

ડૉક્ટર ઓરડામાં એકલાજ બેઠા હતા. માધવ અંદર ગયો. ડૉક્ટરને નમન કરી ઉભો રહ્યો. ડૉક્ટરે પુછ્યું: "તને શું જોઇએ છે, છોકરા !" માધવ જરા સ્તબ્ધ રહ્યો. પછી ધીમેથી બોલ્યો: "મારી મા બહુજ માંદી છે, સાહેબ" ડૉક્ટર વચમાંજ બોલ્યા: "હું સમજ્યો. હું સમજ્યો. પણ ઘણું મોડું થઇ ગયું છે, છોકરા ! હું બાર વાગ્યા પછી બહાર જતો નથી. અને વળી આજે મને બહુ કામ છે. કાલે આવજે સમજ્યો કે ?" માધવે રોતાં રોતાં જવાબ આપ્યો. "હા, સાહેબ ! પણ મારી માતા બહુજ માંદી છે." છતાં ડૉક્ટરે તેની સાથે જવાની હા કહી નહિ.

માધવ પાછો ફર્યો. માતાની આશા છોડી. ખરેખર ઘણું મોડું થયું હતું. ડૉક્ટરનો વાંક ન હતો. માધવ જો વ્હેલો આવત તો ડૉક્ટર એની સાથે જાત. પણ હવે, એ બિચારો શું કરે ? તેની મા મરશે કે ? માધવ રસ્તામાં રડી પડ્યો અને બોલ્યો "ના, ના, હું ફરી જઇશ. વધારે મોડું થયું નથી. ડૉક્ટર આવશેજ અને મારી માને સાજી કરશે. મારી મા નહીંજ મરે. હું ડૉક્ટરને લાવીને તેને ઝટ સાજી કરાવી દઇશ."

માધવ રસ્તામાંથી પાછો ફરી ડૉક્ટરના ઘેર ગયો. ડૉક્ટર તેજ ઓરડામાં બેઠા હતા પણ આ વખતે એકલા નહોતા. એમના મિત્રો આવ્યા હતા અને ડૉક્ટર વાતોમાં મશગુલ હતા. માધવનું હૃદય ધબકવા માંડ્યું. ડૉક્ટરે માધવને જોયો અને એમને રોષ આવ્યો. "જતો રહે, છોકરા ! મેં તને કહ્યું હતું ને કે હું આવતો નથી," ડૉક્ટર જરા ક્રોધથી બોલી ઉઠયા. બિચારો માધવ ઓરડામાંથી બહાર આવ્યો. "ડૉક્ટર ઘણા દયાળુ છે. હું જાણું છું કે અમારા ઉપર હરવખત એ ઘણી દયા બતાવે છે. હું અહિંયાંજ ઉભો રહીશ એમના મિત્રોને જવા દો." એમ મનમાં વિચાર કરતો માધવ બહાર ઉભો રહ્યો.

# આપણી " ઉષા."

* "ઉષા" નું બીજું હાસ્ય આજે ત્રણ માસે પુન પ્રકટે છે પ્રકૃતિની ઉષા પ્રતિદિને હાસ્ય પ્રકટાવે છે નિદ્રાધીન આર્ય મહિલાની " ઉષા "નાં હાસ્ય ત્રિમાસે પણ પ્રકટી શકે તેજ તેમનાં સદ્‌ભાગ્ય. પ્રભો ! અમારી ઉષા પ્રતિદિને પ્રતિક્ષણે પ્રકટાવ.

અમારો ઉદ્દેશ ગયા અંકમાં દર્શાવેલો છતાં તેમાં કેટલીક ગેરસમજુતી થાય છે, માટે તે વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે.

" ભગિની સમાજ " ની બ્હેનોની બુદ્ધિ અને રસવૃત્તિ જાગ્રત કરવી, એ "ઉષા નો ઉદ્દેશ છે. આ બ્હેનો ખરી ખરી રીતે તો વય અને જ્ઞાનમાં કેવળ બાળાઓ છે એમની પાસેથી પોતાની અને પરની બુદ્ધિ અને રસવૃત્તિ જાગૃત કરવાનું—શિષ્યા અને શિક્ષકનું, બન્ને કામ કેવી રીતે લેવાં ? બહુ સારા મૂળ લેખ તો કોઇકજ બ્હેન લખી શકે અને તેવા લેખ લખવાની શક્તિ ધરાવનાર બ્હેનો પાસેથી સારા લેખ લેવામાં આવે છે પરંતુ મ્હોટો ભાગ મૂળ લેખ તો સારા લખી શકે નહિ તો સારાના અભાવે ગમે તેવા લેવા ! કે બીજી ભાષાઓમાંથી ભાષાન્તર તેમની પાસે કરાવવાં ? કેટલીક વખત પ્રેરણાઓ આપી લેખ લખાવીએ છીએ પણ ઘણું ખરું ભાષાન્તર કરાવીએ છીએ અને આમાં અમે કાંઇ પણ ખોટું જોઇ શકતાં નથી

સાક્ષર શ્રી કેશવલાલભાઇ ધ્રુવ વિશે એમ સભળાય છે કે પોતે પહેલા મૂળ લેખ લખેલા. પરંતુ પાછળથી તેમને લાગ્યુ કે પ્રાચીન સંસ્કૃત સાહિત્ય ભંડારમાંથી થોડાંક રત્નો ગુર્જર પ્રજા આગળ મૂકવાં, તેજ ઉત્તમ સાહિત્ય સેવા છે અને આ વિચારથી તેમણે પોતાના સ્વતંત્ર લેખ બાળી નાંખ્યા

બ્હેનો પાસે કરાવેલાં ભાષાન્તરો બહુજ સુધારવાં પડે છે સુધારવાનું કામ રા મંજુલાલભાઇ દવે અને રા ભોગીલાલભાઇ ઠાકર કરે છે ગયા અને આ અંકોમાં આવેલાં ભાષાન્તરો અને અન્ય લેખો તેમણે બહુ સુધારેલા છે તે ઉપરાંત બીજી ઝીણી અને મ્હોટી બાબતોમાં તેમની તરફથી સૂચનાઓ મળતી રહે છે તે અમે મુક્તકંઠે અહિં જ જણાવીએ છીએ આ વાત ધ્યાનમાં રાખીનેજ અમારા આ નમ્ર પ્રયત્નનો આંક કાઢવાનો છે પુસ્તકોમાંથી ઉઘાડી ચોરી કરવામાં અમને શરમ નથી આવતી તેમજ આ અમારા ભાઇઓ,–ભાઇઓ માટેજ તેમનો ઉપકાર માનવો નહિ,–તેમની ઉઘાડી મદદ લેવામાં અમને હિણપદ નથી જણાતી " ઉષા " માટે તૈયારી કરવી, એ અમારે મન શાળાનું એક પ્રકારનું શિક્ષણ છે અને શિક્ષણ લેવામાં શરમ શાની ? આવું શિક્ષણ લેવામાં બીજી બ્હેનોને જેટલું સહેજે આપી શકાય તેટલું આપવું અને તેટલા સારૂ " ઉષા " ની પ્રવૃતિનું ક્ષેત્ર સંકુચિત રાખેલું છે

આ યુગની યાન્ત્રિક પ્રવૃત્તિએ આપણી રસવૃત્તિનું સત્યાનાશ વાળ્યું છે માટેજ અમે હસ્તકળા ખીલવી રસવૃત્તિને પોષવાનો આ નમ્ર પ્રયાસ આદર્યો છે સીવણ, ભરતના નમુના, સુંદર ચિત્રો વગેરેને આ હેતુથી દાખલ કરીએ છીએ

ગયા અંકનું બાહ્ય સ્વરૂપ સંપૂર્ણ વિદેશી સામગ્રીમાં ઘડાયું હતું આ " ઉષા " તેના પાનામાં સ્વદેશીત્વ વૃદ્ધિ પામતું જણાવે છે કાગળો ઓછી સફાઇવાળા છતાં સ્વદેશી છે " ઉષા ' તો સ્વયંપ્રકાશ છે તેના પર વિશેષ પ્રકાશ પાડવાની જરૂર હોય ?

અરવિન્દા ઠાકોર.

# અભિનંદન નવા વર્ષનું.

અભિનંદન શું દેવું નવા વર્ષનું જો,
મને પ્રગટે વર્તમાનના વિચાર તે લગાર
શું આપું અભિનંદન હું આજનું જો,
વહાલાં ! આપું અભિનંદન આજનું જો

જુઓ, તિમિરમયી રાત તો વીતિ ગઈ જો,
ઉદયકાળ હવે નજીકમાં જણાય, ના સુવાય
જાગો, જગાડો બધા દેશને જો,
સખિ ! જાગો, જગાડો બધા દેશને જો.

જોતાં પરદેશી માલને લોભાઈ ગયાં જો,
એતો ઉપરનું સુંદર દેખાય, ના સ્હેવાય
એણે તો રંક કર્યો દેશને જો,
બ્હેન, એણે તો રંક કર્યો દેશને જો.

મહાન પુરુષો જાગ્યા છે હવે દેશમાં જો,
જરૂર થાશે એ પાપનો વિનાશ, ધરો આશ
દુઃખ વિના સુખ કદી નહિ મળે જો,
સખિ ! દુઃખ વિના સુખ કદી નહિ મળે જો.

રામ રાજ્ય જેવું સુખ આજ માગીએ જો,
ધર્મિષ્ટ હતી રામની પ્રજાય, ના ભૂલાય;
થઈએ એવાં, સંકલ્પ મુકો આજથી જો,
બ્હેન ! એવા સંકલ્પ મુકો આજથી જો

સ્વદેશને કાંતીને સાડી પહેરીએ જો,
ખોખી દેશની સેવા ત્યારે જણાય, શું શોભાય
તે સમયે લઈશું હું ઓવારણાં,
સખિ ! તે સમયે લઈશ હું ઓવારણાં

મણિ બ્હેન.

---

સવાલ—વાણીઆ ડરેલ અને ગંભીર કેમ ગણાય છે ?
જવાબ—ધીના ડબ્બા જેવા જાડા અને મોટા પેટવાળા હોય છે તેથી.

( હેમિ મેઁજ )

# " કર્તવ્યનાં મેદાનમાં. "

( ગઝલ. )

હજારો ઘા શરીર પર, આહ ! અમોને ઝાઝથી પડતા,
ઉરાડે તોપને ગોળે અમો તોએ નહિ ડરતા;
ધરી છે ધારણા મનમાં કરીશું જીંદગી સારે,
મરીને માર્ગ મૂકીશું, અનુજો ઘુમવા માટે

દુઃખી અમ માત દેખીને, ઘટે શું ઘોરવું અમને ?
ભૂખી અમ માત જાણીને ઘટે શું ઓરવું અમને ?
પડે પોકાર આંગણમાં સુણી શું હાસ હસવાનાં !
કમર કસવી મુકી હજીએ અમે શું વાત કરવાનાં ?

અરે, એ તો સમય પડદો પડયો આ અંકની પાછળ,
અમારે હાલ તો વધવું રહ્યું છે સર્વની આગળ.
ફરી ભારત તણું આજે મહાભારત મંડાયે,
નહિ અન્યાય ઝાઝો, હા ! કદી કોયીપ સહેવાયે !

હતી મન હોંશ તો ઝાઝી કરીશું ગાઢ મૈત્રી ને
રીઝાવી રાજને લેશું, હસીને આપશે જે તે
તથાપિ હાય ! એ આશા, પડી છે ધુળની માંહી !
કૃતઘ્ની સાથ મૈત્રીને ટકેલી દીઠી છે કયાંહી ?

ભલે અમ દ્રોણ, કૃપ, દાદા બતાવે પક્ષ કૌરવનો,
ભુંડા આ પેટને માટે કરે ક્ષય આત્મગૌરવનો
તથાપિ એમને હૈયે દીસે છે દાઝ ભારતની,'
અમે તે પક્ષમાં રહીને ઇચ્છા એ જય પાંડવની.

હવે અમ રમણી સૌ આજે અમારૂં વ્રત્ત આદરશું,
અભાગ દેશને માટે ગૃહોનાં સુખ ત્યાગીશું,
ફરી " યા હોમ " પડી મેદાન વીરાંગના કર્મ આચરશું,
સજી સંયમ તણાં શસ્ત્રો અરિદળ દૂર હાંકીશું

અમોને છે અચળ શ્રદ્ધા અમારા સત્યના ઉપર,
અમોને છે અચળ ભક્તિ અમારી માતના ઉપર
રીબાતી માતની ચીસો સહાતી ના હવે અમથી,
થશે શું આખરે આમાં કહેવાતું ન એ કોથી

દીઠું સૈરંધ્રીના શાપે પડયું કૌરવ દળ ક્યાં ત્યે,
રૂદન એ હાય ! દેવીનાં ચૂકે ન. ચોટ એની કો

પદ્માવતી દેસાઈ.

# ગોપાળની બંસરી.

( ૨ )

અહા ! પ્રિયતમ ગોપાળ ! ત્હારી બંસરી અંતે વાગી તો ખરી. મ્હારા મર્મસ્થાનમાં રહેલો અનુપમ સ્વર બજાવી રહી છે. જરા મ્હોટેથી વગાડતો. જો, ગાયો સાંભળે છે, ચમકે છે, ચકિત થઈ ચારે બાજુએ જુએ છે. અરે ! તે તો પાછી પણ વળવા માંડી ને !

અહો, શું સુંદર સ્વર છે ? પવન શાંત છે. સરિતા નિઃશબ્દ છે. પક્ષીઓએ પોતાનું ગાન ત્યાગ્યું છે. જડચેતન સર્વ પ્રકૃતિ ડોલી રહી છે. મ્હારા ગોપાળ ! જરા જરા મ્હોટેથી વગાડ. ત્હારી બંસરી તો મ્હારા અંતરાત્માને ખેંચી રહી છે.

ઓ નાથ ! ત્હારો નાદ કેમ અટકાવે છે ? સમગ્ર વિશ્વને ઉન્મત્ત બનાવતું ત્હારૂં અપ્રતિમ સંગીત કેમ ગેંધે છે ? જો, મ્હારા હૃદયના ધબકારા, ત્હારા સંગીતને તાલ આપે છે. જરાએ અટકાવીશ નહિ ત્હારી બંસરી નહીં તો મારૂં હૃદય ધડકતું બંધ થઈ જશે.

જો; જો. ગાયો તો પાછી વળી એકત્ર થઈ, શાંત થઈ, તોફાન ભૂલી ગઈ. ત્હારા સંગીતના માર્ગ તરફ એકી નજરે નીહાળી રહી છે. ગોપાળ ! વગાડયે જા, વગાડયે જા ત્હારી બંસરી. ત્હારી બંસરીમાં જ મ્હારા પ્રાણ પરોવાઈ ગયા છે, જો કે નેત્રો તો ત્હારી ઝાંખી પણ પામે છે.

મ્હારા ગોપાળ ! જરા કહે તો ખરો; આ ત્હારો લલિત નાદ કોણે કોણે સાંભળ્યો હતો ?–શું મીરાં આ નાદથી જ ગાંડી બની ગઈ હતી ? શું નરસિંહ આ નાદમાં જ તલ્લીન થઈ નાચતો હતો ? કહે, મ્હારા પ્રિયતમ ! કહે, એમજ છે ને ?

પણ–પણ–ને કદાચિ તો ત્હને જોયો પણ હતો. ત્હારી સાથે તેઓ રમતા, નાચતા, ફરતા હતા. અરેરે ! મ્હારાથી પણ હવે નથી રહેવાતું કહે તો, શું તું મ્હને ત્હારૂં દુર્લભ દર્શન નહિ આપે ?

પણ ત્હારૂં દર્શન તો મહાતપને અંતે મળે છે, મહા કષ્ટે મળે છે, અનેક અનેક જન્મનાં પુણ્યોથી મળે છે. તે બધું એ ખરૂં; પણ મ્હેં સાંભળ્યું છે કે તું દયાનિધાન છે, દયા સાગર છે, દયામય છે. શું એ ખરૂં નથી ?

ત્હેં ઘણા પાપી મનુષ્યોને દર્શન આપ્યું છે. અજામિલ શું સારો હતો ? ગણિકા શું સારી હતી ? તે છતાં ત્હેમને દર્શન આપ્યું તો તું મ્હને કેમ ન આપે ? ના. ના. આપવુંજ પડશે.

નહીં તો જરૂર મ્હારા પ્રાણ નીકળી જશે પાપી હોઈશ પણ હું ત્હારોજ છું ને ! શરણાગતનું તો તું સદા રક્ષણ કરે છેજ: તો મ્હારૂં રક્ષણ કેમ તું નહિ કરે ?

વિજ્ઞાન.

---

પત્ની—હું જે કહું છું તે તમારા ભેજામાં ઉતરે છે કે ?

પતિ—નહિ મ્હારા ભેજામાં દાદર, સીડી કે ઇલેક્ટ્રીક લીફ્ટ જેવું કંઈ નથી તે ?

( રોગ સોગ. )

# માતા હો તો આવીજ હજો.

" જનની જીવોરે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી."

( નિષ્કુળાનંદ )

**ગોપીચંદ**—અરે ! આ ઉન્હાં પાણીનાં ટપકાં શેનાં ? ( ઉંચુ જોઈને ) કોણ ? મા ! *

**મેનાવતી**—( ગળગળી થઈને ) કંઈ નથી, ભાઈ ! એ તો સહેજ રડી દેવાયું.

**ગોપીચંદ**—ના, મા ! રડવું અમથું ન આવે તમને શું દુઃખ છે ? મારો કોઈ અપરાધ હોય તો જણાવો. હું તે તરતજ ટાળીશ.

**મેનાવતી**—ભાઈ ! મને તને જોઈ કંઈક કંઈક વિચાર આવે છે, પણ કંઈ નહી. તે તું નહિ સમજે.

**ગોપીચંદ**—નહી કેમ સમજુ ? મા ! પ્રભુએ મને બુદ્ધિ આપી છે, અને આપેજ તે પોષી છે હું જરૂર સમજી શકીશ.

**મેનાવતી**—બાપુ ! સમજવાથી એ શું ? સમજ્યો છતાં તે તું કરી શકે કે નહિ, તેની મને ખાત્રી પડતી નથી.

**ગોપીચંદ**—અરે મા ! એ શું બોલ્યાં ? તમારા સુખને સારૂં હું આજ અને પૃથ્વી એક કરૂં તમારી આજ્ઞાનું પાલન કરવા હું મારા રાજ્યને પણ તૃણવત્ ગણું, મા ! આ દુનીઆમાં આપનાથી મારે કોણ અધિક છે ? मातृदेवो भव. બોલી દો, મા ! તમારી શી આજ્ઞા છે ? તમારા ચરણમાં શીર ઝુકાવવા આ તમારો ગોપીચંદ તૈયાર છે.

**મેનાવતી**—કલ્યાણ ! બેટા ! મારી આજ્ઞાનું પાલન કરવા પ્રભુ તને બળ આપો. તારી આવી ભક્તિ જોઈ મારૂં હૈયું ઉભરાય છે.

**ગોપીચંદ**—મા ! હવે અધીરો બન્યો છું, આપની આજ્ઞા ઉઠાવવાને

**મેનાવતી**—એમ છે તો સ્નાન કરી લઈ આવ મારી પાસે.

**ગોપીચંદ**—( સ્નાન કરી માતા પાસે જાય છે ) કહો મા ! શી આજ્ઞા છે ?

**મેનાવતી**—જો ભાઈ ! હવે સાંભળ. મને તારૂં સુંદર શરીર જોઈ બહુ લાગી આવે છે

---

* એમ કહેવાય છે કે ગોપીચન્દ રાજા તરૂણ વયમાં બહુ વિલાસી હતો. એની માતા મેનાવતી એક દિવસ ઝરૂખામાં બેઠી હતી અને નીચે ચોકમાં ગોપીચન્દને રાણીઓ સ્નાન કરાવી રહી હતી એવામાં રાજમાતાને પોતાના પુત્રની અલૌકિક સુન્દરતા જોઈ બહુ હર્ષ થયો અને સાથે હૃદયમાં એમ પણ થઈ આવ્યું કે થોડા વખતમાં આવું દિવ્ય રૂપ પણ નાશ પામશે ! આથી એની આંખમાંથી આંસુ નીકળી પડ્યાં. એ પ્રસંગને લગતો આ સંવાદ છે.

તંત્રી, મુ સુ

ગોપીચંદ—કેમ મા ! એમાં લાગી આવવાનું શાનું ? મા તો પોતાનાં છોકરાંને જોઇને બહુ રાજી થાય જ.

મેનાવતી—પણ બાપુ ! એ સુંદરતા કેટલી ઘડીની ? મારી સુંદરતા એક વખતે બહુ ગણાતી, તેને બદલે આજે ધોળા વાળ અને શરીરે કરચલીઓ સીવાય મારામાં શું જુએ છે ? તારા બાપમાં રૂપરૂપનો પાર ન હતો પણ તે આજે ક્યાં ?—ભાઇ ! જેવી યોવનની સુંદરતાની દશા, તેવીજ લક્ષ્મીની, રાજ્યની, અને આખા જગતની. આ દુનિઆમાં શું ટકયું છે ? પ્રત્યેક જીવનને અંતે મૃત્યુ આવીને ઉભુંજ છે

ગોપીચંદ—એમાં શું ? મા ! જીવન અને મૃત્યુ એ તો કુદરતનો નિયમ છે. એમાં ગભરાવાનું તો હોયજ નહિ

મેનાવતી—એ વાત ઠીક છે. પણ ભાઇ ! મૃત્યુ જીતી શકાય કે નહિ, તેનો તેં કદિ વિચાર કીધો છે ! મૃત્યુ ટાળનાર વૈદ તે જોયો છે ?

ગોપીચંદ—મા ! એવા તે વૈદ હોતા હશે ? એવું તે વળી હોય કે મરાયજ નહિ !

મેનાવતી—હા બેટા ! મૃત્યુને જીતનારા વીરલા વૈદ્ય પડયા છે. કદીએ મરાય નહિ એવું એ થઇ શકે. બોલ તારે એ અમરપણાની ઇચ્છા છે ? જો હોય તો થા તૈયાર.

ગોપીચંદ—તો મારે શું કરવું જોઇએ ?—શું કરાવવું જોઇએ ?

મેનાવતી—પહેર કફની અને જા ગુરૂ જાલંધર પાસે એ તને અમરપણાનો માર્ગ બતાવશે.

ગોપીચંદ—મા ! તમે શું કહો છો ? શું મારે તમને છોડવાં ? આ મારા રાજ્યને છોડવું ? મા ! તમારા સર્વ વિનાનું એ અમરપણું મને લુખું લાગે છે.

મેનાવતી—આ તો કેવળ મોહ છે. હું અઢાર વર્ષ પહેલાં તારી માતા ક્યાં હતી ! અને થોડાં વર્ષ પછી પણ નહિ હોઉં. વળી તારે રાજા થવું છે ? યોગી થયા વિના રાજા થઇ શકાતું નથી. તું યોગભ્રષ્ટ છે, માટે પુરો યોગી બન.

ગોપીચંદ—તો તમેજ દીક્ષા આપો. પહેરાવો કફની. આપની આજ્ઞા શિરપર ચઢાવું છું.

મેનાવતી—આ રહી કંથા. બેટા ! તારે માટે મેં જાતેજ તૈયાર કરી રાખી છે, તે ધારણ કર અને અલખ જગાવ.

ગોપીચંદ—( કફની પહેરીને )મા ! પ્રણામ કરૂં છું. આશિષ આપો.

મેનાવતી—કલ્યાણ થાવ. બાપુ ! સંસારસાગર તર અને અનેકને તરાવ.

ખરેખર માતા હો તો આવીજ હજો. આ કઠણ કળીકાળમાં આવી માતા પ્રકટે છે. તેનો દાખલો હમણાં થોડા વખતપર જાણવામાં આવેલ છે

પંજાબમાં રોહતકવાળા મૌ. લાકાઉલ્લાહ સરકારની વિરૂદ્ધ અસહકારની ચળવળ વિષે ભાષણ કરતા હતા, તેથી સરકારે તેમને પાંચ વર્ષની દેશ નિકાલની સજા કરી છે. તેથી તેમની માતાએ હિન્દુ મુસલમાનને નિચેનો સંદેશો મોકલ્યો છે—

"જ્યારથી મારા વ્હાલા પુત્રે ઇસ્લામ અને દેશની સેવા બજાવવા નિશ્ચય કર્યો અને ઇમાનની તલવાર હાથમાં ઝાલી અને દૃઢતાનું બખ્તર પહેરીને નીકળ્યો, ત્યારથીજ આવા વખતને માટે હું તૈયાર હતી. અને મારા બેટાને કહ્યા કરતી કે "તાઠાઉલ્લાહ ! ખુદા કસોટીનો વખત આણે ત્યારે મજહબને મજહબની અને દુનિયાને દુનિયા જેટલીજ કિંમત આપવી" મેં જાતે તો સદા એમજ માન્યું છે કે લાકાઉલ્લાહ ખુદાની એક અનામત છે, જે ઇસ્લામ અને દેશની સેવા ખાતર મને સોંપવામાં આપી છે હું ઇચ્છું છું કે ખુદા આ દેશની દરેક જનેતાને મારા જેવી ખુશ નસીબ બનાવે અમે ગરીબ સ્ત્રીઓ પુરૂષોની માફક બહાર નીકળી દરેક કામ કરવા સ્વતંત્ર નથી તેઓને એના કરતા વધારે શુભ પ્રસંગ બીજો કયો હોઇ શકે કે તેઓના પુત્રો ધર્મ અને દેશની સેવામાં કામ આવે!

"અરબસ્તાનની સ્ત્રીઓ ગુસ્સાના આવેશમાં દીકરાને કે સગાને શાપ દેતી ત્યારે કહેતી કે "ખુદા કરે ને તું બીછાને મરે" (!)—એ કાળે ધર્મની ખાતર મરવું શ્રેષ્ઠ મનાતું બીછાને પડી મરવું એ કાયર અને બાયલાઓનું કામ ગણાતું મારા બેટાને થએલી પાંચ વર્ષની દેશ નિકાલની (સજાની) મને અથવા તેના બીજા સગાં સંબંધીઓને બીલકુલ પરવાહ નથી. મારા દિલની દુઆ તો એ છે કે લાકાઉલ્લાહ જ્યારે પાછો આવે ત્યારે અત્યાર કરતાં પણ પાછો દશ ગણો જોશ દેખાડી કામ કરે અને ફરીવાર જેલખાને જાય. ફરી આવે અને ફરી ફરીને જાય." માતા હો તો આવીજ હજો (–નવ જીવનમાંથી)

લક્ષ્મી ગૌરી કહાનજી.

---

## આત્મબળ.

ડેનીઅલ વિદ્વાન યાહુદી હતો અને બેબીલોનમાં રહેવા છતાં પોતાનાજ ધર્મ પ્રમાણે ઇશ્વરની ઉપાસના કરતો તે દૃઢ સત્યાગ્રહી હતો

એક વાર રાજ્યના અધિકારીઓએ રાજાનું બાવલું બનાવ્યું અને રાજા પાસે એવું ફરમાન કઢાવ્યું કે "સર્વ કોઇએ વીસ દિવસ સુધી રાજાના બાવલા સિવાય કોઇની ઉપાસના કરવી નહિ અને જે કોઇએ ફરમાન તોડે તેને સિંહની ગુફામાં પૂરવો". આવું ફરમાન થવા છતાં ડેનીઅલ તો ઇશ્વરનીજ ઉપાસના કરવા લાગ્યો અને તેથી અધિકારીઓએ રાજાને ડેનીઅલને સજા કરવા વિનતિ કરી. રાજાએ ઘણી નાખુશીથી તે કબુલ કરી અને ડેનીઅલને સિંહની ગુફામાં પૂર્યો. પણ આત્મબળ આગળ ગમે તેવા પશુ બળનો શો હિસાબ ? ડેનીઅલના આત્મબળ અને શ્રદ્ધાને લીધે સિંહોની ક્રૂરતા પણ શમી ગઇ અને બીજે દિવસે ગુફા ઉઘાડતાં ડેનીઅલ તદ્દન સલામત બહાર આવ્યો અને પોતાના ધર્મ તથા ઇશ્વરના મહિમામાં વૃદ્ધિ કરી

ચિત્રમાં* ડેનીઅલ નિડર ઉભો છે તેની સન્મુખ વિકાળ સિંહો અને સિંહણો છે. ડેનીઅલની પ્રતિભાથી તે ક્રૂર પ્રાણીઓ નમી પડ્યા છે. એક સિંહણ તો છેક તેના પગમાં પડી છે.

( બાઇબલ ઉપરથી ) અરવિન્દા ઠાકોર.

---

* ઉષાની હસ્તલિખિત પ્રતમાં આ લેખની સાથે આપેલા–ચિત્રમાં.

# એક રાજકુમારી.

પુર્વે એક રાજકુમાર હતો. તે ઘણો ખૂબસુરત હતો, અને તેની મુખાકૃતિ એક ન્હાની બાળકી જેવી હતી. તે જમાનાના રીવાજ પ્રમાણે તેનો વિવાહ ચિત્રા નામની એક રાજકુમારી જોડે બાળપણમાં કરવામાં આવ્યો હતો જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ ચિત્રાના સૌંદર્યના વધારે વધારે વખાણ સાંભળવા લાગ્યો. પોતાના ગળામાં તે હમેશ ચિત્રાની છબી પહેરી રાખતો.

જ્યારે રાજકુમાર પુખ્ત ઉમરનો થયો, ત્યારે તેના પિતાએ પોતાના એલચીઓને કીમતી ભેટ સાથે ચિત્રાને લગ્ન કરવા માટે તેડી લાવવા મોકલ્યા. થોડા વખત પછી એલચીઓ રાજકુમારીને લીધા વગર પાછા આવ્યા. તેમણે રાજકુમારીના પિતા વિક્રમ રાજાનો અર્થ વિનાનો સંદેશો પોતાના રાજાને કહ્યો રાજા વિક્રમે કબુલ કર્યું હતું કે તેની પુત્રીને રાજકુમાર સાથે પરણાવવાનું પ્રથમથીજ નક્કી થયું હતું. પરંતુ હવે તેની પુત્રીની ઇચ્છા લગ્ન કરવાની નહતી, પણ સ્ત્રીઓ માટે કામ કરીને જીવન ગાળવાની ઇચ્છા હતી આ વાત સાંભળીને રાજકુમારનો પિતા ઘણો ક્રોધાયમાન થયો, ને તેણે વિક્રમ રાજાના રાજ્ય ઉપર એક લાખ લશ્કર સાથે ચઢાઇ કરવાની પ્રતિજ્ઞા લીધી આ સમયે રાજકુમાર પોતાના બે મિત્રો વસંત અને શરદ સહિત તેના પિતા પાસે ઉભેલો હતો તે બોલી ઉઠ્યો: " મને પોતાને ત્યાં જવા દો. કદાચ સંદેશો સાંભળવામાં કાંઇક ભૂલ થઇ ગઇ હશે શા માટે ચિત્રા પરણવાની ના કહે છે તે હું બરાબર જાણી આવીશ. " તેના મિત્ર શરદે જણાવ્યું કે તેની બ્હેન સહજન્યાને ચિત્રા સાથે ગાઢ મૈત્રી હતી, અને તે બન્ને સાથે રહેતાં હતાં. તેથી સહજન્યા દ્વારા બધી વાત જાણી શકાશે, એમ શરદે સુચવ્યું. પણ શરદ બોલવાનું પુરૂં કરે, તે પહેલાં તે વૃદ્ધ રાજા સિંહની પેઠે ગાજી ઉઠ્યો, ' તમારે કોઇને ત્યાં જવાનું નથી. મેં લડાઇ કરવાનો નિશ્ચય કર્યો છે. "

આમ છતાં પણ રાજકુમારે જાતે જવાનો દૃઢ સંકલ્પ કર્યો. એકાદ દિવસ પછી તે પોતાના બે મિત્રો સહ, રાત્રે ગુપ્ત રીતે, વિક્રમ રાજાને ત્યાં જવા માટે નીકળી પડ્યો

વિક્રમ રાજાએ પોતાના અતિથીને યોગ્ય સત્કારે આપ્યો. રાજકુમારે પહેલા ત્રણ દિવસ વિક્રમ જોડે વાતો કરવામાં ગાળ્યા લાંબી લાંબી વાતોને અંતે વિક્રમે પોતાની પુત્રીના લગ્ન બાબત ખુલાસો કર્યો. તેણે રાજકુમારને જણાવ્યું કે ચિત્રા હાલમાં, તેના રાજ્યની સરહદ ઉપર આવેલા, ગ્રીષ્મ ઋતુમાં રહેવાના મહેલમાં ગઇ હતી, તે પોતાની સર્વ સખીઓને સાથે લઈ ગઈ હતી. થોડા સમયમાં તેનો વિચાર સ્ત્રીઓ માટે એક મહા વિદ્યાલય કાઢવાનો હતો આ મહા વિદ્યાલય સ્ત્રીઓની સ્વતંત્રતાના મહાન યજ્ઞની પ્રથમ આહૂતિ હતી, " પુરૂષો કોઇપણ પ્રકારે સ્ત્રીઓ કરતાં ઉંચા નથી ", એ સિદ્ધાંત ઉપર આ વિદ્યાલયનું શિક્ષણ ઘડવામાં આવ્યું હતું ચિત્રાને પુરૂષજાતિ ઉપર એટલોબધો તિરસ્કાર થઈ ગયો હતો કે પુરૂષોનું મ્હોં પણ તે જોઈ શકતી નહોતી. શી રીતે જોઇ શકે ! પુરૂષોએ કઇક જમાનાથી સ્ત્રીઓ ઉપર ઓછો અન્યાય કર્યો છે ! આટલાં વરસ સ્ત્રીઓ " રૂદન કરવું એજ છે એક હાથમાં " એમ ધારી બેસી રહી હતી. પરંતુ જગતમાં બધા

મહેનતા માટે કરે છે? આમળ ઉપર ફળ ગળે એટલા જ માટે. પણ પુરૂષોએ તો કોઈ ફળ આપ્યું નહિ, તેમજ કોઈ પણ દિવસ ભવિષ્યમાં આપશે એવાં ચિન્હ પણ દેખાયાં નહિ સ્ત્રીઓની ધીરજ ખૂટે એ બહુજ સ્વાભાવિક છે. ચિત્રા પોતાના રહેઠાણ આગળ કોઈપણ પુરૂષને આવવા દેતી નહિ. ખરેખર તેનું આ પગલું શ્લાઘ્ય હતું

વિક્રમ રાજાએ રાજકુમારને કહ્યું, "હું ધારૂં છું કે તમને ત્યાં જવાનો હક છે હું તમને ચિત્રા ઉપર એક કાગળ લખી આપીશ. પણ ખરૂં પૂછો તો મને એમ લાગે છે કે તમે એને કોઈ દિવસ મળી પણ મળી શકશો નહિ"

પછી તે રાજકુમાર અને તેના મિત્રોએ સ્ત્રીનો પોષાક ધારણ કર્યો, અને મહા વિદ્યાલયમાં દાખલ થયા. અહિયાં બે મુખ્ય અધ્યાપકો હતી, એક શરદની બ્હેન સહજન્યા અને બીજી નિપૂણિકા નામની હતી. આ નવી ત્રણ શિષ્યાઓને (રાજકુમાર, શરદ, અને વસંતને) સહજન્યાની દેખરેખ નીચે રાખવામાં આવી હતી. અને એ સંસ્થાની રીત પ્રમાણે આ શિષ્યાઓને વિદ્યાલયનો ખાસ પોષાક (academic gowns) પ્હેરવા માટે આપવામાં આવ્યા હતા. બીજે દિવસે સવારે તેમને ચિત્રા પાસે લઈ જવામાં આવ્યા. રાજકુમારીની દેહાકૃતિ ખરેખર ભવ્ય તેમજ સુંદર હતી. એણે નવી શિષ્યાઓને ભાવભર્યો આવકાર આપ્યો. અને તેઓ રાજકુમારને ઓળખતાં હતાં કે નહિ તે પુછ્યું. વસંતે ઉત્તર દીધો, "તમારા પ્રત્યેક વિચારને પણ એ તો પૂજે છે." આ સાંભળી રાજકુમારી ગુસ્સે થઈ અને બોલી ઉઠી, "અમારે પુરૂષો સાથે કાંઈ લાગતું વળગતું નથી, અને અમારામાંથી કોઈનો વિચાર લગ્ન કરવાનો નથી. લગ્ન કરતાં અમારૂં ધ્યેય ઉચું છે, લગ્ન કરતાં ઉચી પંક્તિનું કામ કરવા અમે સૌ અહિ ભેગાં થયાં છીએ. અમારો ઉદ્દેશ સ્ત્રીઓના આદર્શ ઉંચા કરવાનો, તેમને જ્ઞાન આપવાનો, તેમનાં જીવનમાં રસ રેડવાનો તથા દરેક રીતે તેમને પુરૂષોની સમાન બનાવવાનો છે પુરૂષોએ અમને આટલાં વરસ ધિક્કાર્યાં છે, અમને અજ્ઞાનના ઉંડા કુવામાં પૂરી રાખ્યાં હતાં"

ચિત્રા કેવું સારૂં કામ કરી રહી હતી? એક સ્ત્રીની પોતાની બ્હેનો પ્રત્યે આથી વધારે ઉમદા ફરજ કઈ હોય શકે

નવી ત્રણ શિષ્યાઓને સહજન્યાના વર્ગમાં ભણવાનું હતું. સહજન્યા જુવાન ને ખૂબસુરત હતી અને તેને બે વર્ષનું બાળક હતું. દૈવકોપે તે વિધવા થઈ હતી 'વર્ગ' ચાલતો હતો તેવામાં શરદે રાજકુમારના કાનમાં કહ્યું, "પેલી બેઠી છે તે મારી બ્હેન છે." રાજકુમારે તેને મૌન ધારણ કરવા સૂચવ્યું તેમજ એવું બોલતાં પકડાઈ જવાય તો પૂરાં થઈ એમ કહ્યું.

છોકરીઓના ટોળામાં નવી શિષ્યાઓ શરમાળ છોકરીઓ પેઠે સહજન્યાનું વિદ્વત્તા ભરેલું ભાષણ સાંભળતી બેઠી અનમત ભાષણનો વિષય "સ્ત્રીઓનું ઉમદાપણું અને પુરૂષોની નીચતા" એ હતો. ખરેખર ભાષણ ઉત્તમ કોટીનું હતું પરંતુ સ્ત્રીઓ કરતાં પુરૂષોના સાંભળવામાં તે આવ્યું હોત તો જરૂર વધારે ફાયદો થાત

ભાષણ પુરૂં થતાંજ સહજન્યાએ નવી છોકરીઓને વાત કરવા બોલાવી વાત શરૂ કરતાં પ્હેલાં જ તે એકદમ ફીકી પડી ગઈ, અને બોલી, "આ તો મારો ભાઈ!" શરદ

બોલ્યો, "કેમ બ્હેન, શું છે ! કપકા ભરેલા અવાજે સહજન્યાએ કહ્યું, 'તમે આ બીના પહેરવેશમાં શુ કરવા માંડયું છે ! અ સાથે કોણ છે ! તમે આ કામ કરવાથી તમારા મરણને હાથે કરીને નજીક બોલાવ્યુ છે ! શુ તમે દરવાજા પર કોતરેલા, "જે પુરૂષ અહિં દાખલ થશે તેને મરણની શીક્ષા થશે." એ શબ્દો ન્હોતા વાંચ્યા !" શરદે કહ્યું "ઇચ્છા હોય તો મને મારી નાંખ, અને મારી કબર ઉપર આ પ્રમાણે કોતરાવજે—

"અહિંયાં સૂતો છે ભાઇ,
બ્હેનથી મરાવલો,-
ઓ જાતિના હિત માટે"

વસંતને સહજન્યા માટે ઘણો પૂજ્યભાવ ઉત્પન્ન થયો અને તેણે જણાવ્યુ કે સહજન્યાને હાથે મરવાનો તેને વાંધો ન હતો. ત્યાર પછી રાજકુમારે પોતે શા માટે ત્યાં આવ્યો હતો તે સહજન્યાને નિવેદન કર્યું

હતભાગી સહજન્યાને શુ કરવુ તે સુઝયુ નહિ એક તરફ પોતાના ભાઇનો તથા દેશબન્ધુઓનો બચાવ કરવાનો હતો અને બીજી તરફ પોતાની ઉપરી રાજકુમારીને વફાદાર રહેવાનુ હતું સુડી વચ્ચે સોપારી જેવી તેની સ્થિતિ થઇ હતી થોડો વખત વિચાર કરીને તે બોલી, "મારી રાજકુમારીને આ બાબતથી માહીતગાર કરવા એ મારી ફરજ છે પણ તેમ કરવાથી તમારૂં તો નક્કી મરણજ થશે" ત્યાર પછી પેલા ત્રણ યુવકોએ તેની સાથે ઘણો વાદવિવાદ કર્યો. આખરે સહજન્યાએ વચન આપ્યુ કે જો તેઓ બનતી ઉતાવળે એ સ્થળ છોડીને ચાલ્યા જાય તો એ ચિત્રાને વાત ન કરે આ પ્રમાણે વાત ચાલતી હતી તેવામાં એક અવાજ સંભળાયો "હું નિપુણિકા બ્હેનનો સંદેશો લઇને આવી છુ". તરતજ નિપુણિકાની પુત્રી નલિનીએ ઓરડામાં પ્રવેશ કર્યો.

સહજન્યાએ ગભરાએલા અવાજે પુછયુ "ઓ નલિની ! અમે બોલતાં હતાં તે તે સાંભળ્યુ !" નલિનીએ કહ્યુ, "મને માફ કરો મારાથી સાંભળ્યા વગર રહેવાયુ નહિ, પણ મારાથી બ્હીશો નહિ. હું આ વાત કોઇને નહિ કહું. સહજન્યાએ કહ્યું કે "જો તારી મા જાણશે તો અમે જરૂર માર્યા જઇશુ."

નિપુણિકા જબરી અને અદેખી સ્ત્રી હતી સહજન્યાએ તેના ભાઇને પોતાના મિત્રો સાથે જલદી જવા રહેવાનુ કહ્યું તથા જતાં પ્હેલાં જેમ બને તેમ થોડું બોલવાનુ અને મ્હોં સતાડી રાખવાનુ કહ્યું

તે પ્રમાણે મ્હોં ઉપર લુગડુ ઢાંકી જ્યાંએ જ્યારે નિશાળની ૧૦૦ છોકરીઓ રમતી હતી, ત્યાં એક પાટલી પર આ ત્રણ યુવકો બેસી રહ્યા.

ત્રીજે દીવસે સવારે નલિની રડતી રડતી તેમની પાસે આવી અને એ લોકોને કહ્યું કે તમારાથી નસાય તો નાસો. મારી મા બધુ જાણે છે પછી તેણે રડતે અવાજે, એની મા બધી વાત શી રીતે જાણી ગઇ તે, કહી સંભળાવ્યુ. વળી તેણે એમ પણ જણાવ્યું કે તેની મા થોડાજ વખતમાં રાજકુમારીને આ વાત કહેવા જવાની હતી.

વસંતે ધાર્યું કે તે નિપુણિકાને સમજાવી શકશે નલિનિએ તેને બહુ વાર્યો, છતાં એ તો ગયો અને નિપુણિકાને કહ્યું કે જો આ વાત જાહેર ન કરે તો એને એક મ્હોર

આપવામાં આવે, તેમજ એક મહાવિદ્યાલય કાઢી આપવામાં આવે. નિપુણિકાએ આ વિષે વિચાર કરી જવાબ આપવાનું કહ્યું.

તે દિવસે બપોરે રાજકુમારી નવી ત્રણ શિષ્યાઓ સાથે ઘોડા ઉપર બેશી ફરવા ગઇ રસ્તામાં તેણે પોતાના કામ કરવાના વિચારો તે લોકોને જણાવ્યા આખરે તેઓ નદી કિનારે એક તંબુ ઠોકેલો હતો, ત્યાં આવી પ્હોંચ્યા ત્યાં ખાવાનું વિગેરે તૈયાર કરવામાં આવ્યું હતું ખાધા પછી સંગીત શરૂ થયું સૌ કોઇએ ગાયું રાજકુમારે પણ પોતાનો જાડો ઘોઘરો છાનો રાખીને ગાયું પછી વસંતનો ગાવાનો વારો આવ્યો તેણે તો પોતાના કુદરતી અવાજથીજ ગાવા માંડયું છોકરીનો આવો જાડો ઘોઘરો સાંભળી બધાંને હસવું આવ્યું. શરદે તથા તથા સહજન્યાએ તેને બહુ રોકયો પણ એ તો માનેજ શેનો ? રાજકુમારીને આવો કર્કશ અવાજ ના ગમવાથી વસંતને બંધ કરવા કહ્યું આથી રાજકુમારથી ઉતાવળમાં બોલાઇ જવાયું "બસ કરો, મારા સાહેબ!" "સાહેબ" શબ્દ સાંભળતાંજ બધાં સ્તબ્ધ થઇ ગયાં. રાજકુમારીએ એકદમ ઘેર જવાનો હુકમ આપ્યો થોડીજ ક્ષણમાં તંબુ ખાલી થઇ ગયો અંદર રહ્યાં માત્ર ત્રણ જણાં

એકદમ એક ચીસ સંભળાઇ ગુસ્માના આવેશમાં રાજકુમારી નદી ઉપરના લાકડાના પુલ ઉપરથી પડી ગઇ રાજકુમારે આ જોયું તે તરતજ નદીમાં કુદયો મહા મહેનતે તેણે ચિત્રાને બ્હાર કહાડી. સૌ પોતપોતાને ઠેકાણે ગયાં રાજકુમાર દુ:ખી અવસ્થામાં આમ તેમ ભટકવા લાગ્યો.

સંધ્યાકાળે શરદ રાજકુમાર પાસે આવ્યો અને કહ્યું કે ચિત્રાએ એક દરબાર ભર્યો અને બધી છોકરીને પુછ્યું કે આપણને તેઓ ઓળખી ગયાં હતાં કે નહિ. છેવટે નલિનીનો વારો આવ્યો એણે ચિત્રાના સવાલનો કાંઇ જવાબ આપ્યો નહિ તેથી સહજન્યાને બોલાવી ખબર કઢાવતાં જણાયું કે તે તથા વસંત ન્હાસી ગયાં હતાં પછી નિપુણિકાને ઠપકો આપવા માટે બોલાવવામાં આવી હતી રાજકુમારી હવે શું કરશે ?

સ્ત્રીઓની શાંત રીતે ચાલતી સંસ્થાને પુરૂષોએ આવીને કેવી છિન્ન ભિન્ન કરી નાખી!

બે સ્ત્રીવકીલોને રાજકુમારની ખોળ કરવા માટે ચિત્રાએ મોકલી આખરે રાજકુમાર અને શરદ પકડાયા તેમને ન્યાય દરબારમાં લઇ જવામાં આવ્યા. ત્યાં દેખાવ ભવ્ય હતો ચિત્રા મોટા સિંહાસન ઉપર બીરાજી હતી તેની આજુબાજુ આઠ મજબુત સ્ત્રી સીપાઇઓ ઉભી હતી ચિત્રાના પગ આગળ સહજન્યાનું નાનકડું બાળક પડયું હતું નલિની ઘુંટણીએ પડીને રડતી હતી નિપુણિકા પોતાનો બચાવ કરતી હતી

પછી ચિત્રાએ નિપુણિકાને પોતાની નોકરીમાંથી કાઢી મૂકી. સહજન્યાનું બાળક ચિત્રાએ પોતે રાખવાનો વિચાર કર્યો. નિપુણિકા નલિનીને લઇને જતી હતી, તેવામાં એક કાગળો લઇને આવી. ચિત્રા કાગળ વાંચી લાલચોળ થઇ ગઇ. તેણે એ કાગળો કુમાર જે અત્યારે તેનો કેદી હતો, તેના ઉપર ફેંકયા એક કાગળ ચિત્રાના પિતાનો હતો તેણે લખ્યું હતું કે એ રાજકુમારને ખબર ન હતી કે ચિત્રાના રાજ્યમાં જે પુરૂષ આવે તેને મરણની શિક્ષા થાય છે. વિક્રમ રાજા રાજકુમારને શોધવાને માટે નીકળ્યો હતો,

પણ રસ્તામાં રાજકુમારના પિતાએ એને ઘેરી લીધો. અને પોતાના પુત્રના બદલામાં તેને પકડયો હતો. બીજો કાગળ રાજકુમારના પિતાનો હતો. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:-"તમે અમારા પુત્રને પકડયો છે પણ તમારી હિંમત નથી કે તમે એનો એક વાળ પણ વાંકો કરી શકો. માટે એને સહીસલામત અમને સોંપી દો નહિં તો અમે તમારો મ્હેલ બાળી મુકીશું."

ત્યારપછી રાજકુમારે પોતાની સાથે લાવેલો વિક્રમનો કાગળ ચિત્રાને આપ્યો. અને ચિત્રાને કહ્યું કે "હું તને ખરા હૃદયથી ચ્હાઉં છું." ચિત્રાએ તે કાગળ ફેંકી દીધો અને બોલી, "ખરેખર એક પુરૂષને અને રાજકુમારને છાજે એવુંજ તમે કામ કર્યું છે અને તે પણ વળી સ્ત્રીના પોષાકમાં! આખી દુનિઆનું સોનું માત્ર તમારા મુગટમાંજ મઢેલું હોય તો, પણ હું તમને ના પરણું. જો મારા પિતા તમારા પિતાના કેદી ના હોત તો હું તમને અત્યારેજ મારી નાખત." પછી તેણે રાજકુમારને કહાડી મુકવાનો હુકમ ફરમાવ્યો

રાજકુમાર તથા વસંતને દરવાજા બ્હાર કાઢી મુકી દરવાજા બંધ કરી દીધા. પછી તેઓ જ્યાં બે રાજાઓ ચિત્રાના જવાબની રાહ જોઇ બેઠા હતા, ત્યાં આવી પહોંચ્યા. બંને રાજાઓ તથા આખું લશ્કર રાજકુમારને સ્ત્રીના પોષાકમાં જોઇને ખુબ હસી પડયું આખરે રાજકુમારના પિતાએ તેને કહ્યું "જા, પુરૂષ સાથે લડવા માટે પુરૂષનો વેશ ધારણ કર" વસંત અને સદાનંદ પાર્ક ત્યાંજ હતો

પછી સવારે વિક્રમના ત્રણ પુત્રો પિતાના રક્ષણાર્થે મોટું લશ્કર લઇ આવી પહોંચ્યા મોટા પુત્રે રાજકુમારને કહ્યું કે તમે અમારા દેશપર ચઢાઇ કરી છે, પણ અમારા પિતાનો વિચાર યુદ્ધ કરવાનો નથી માટે તમે મહેરબાની કરીને જતા રહો

રાજકુમારે કહ્યું. "શા માટે ભાઇ! તમે ત્રણ ભાઇઓ અને અમે ત્રણ મિત્રો લઢીએ." વિક્રમના પુત્રે આ કબુલ કર્યું અને એમ કહ્યું કે જીતો તો ચિત્રા તમારી, નહિ તો અમારી પછી તેણે ચિત્રાને આ વાત લખી. ચિત્રાએ કબૂલ કર્યું, અને લખ્યું કે તમે જરૂર જીતશો હિંમતથી લડજો પણ રાજકુમારનો જીવ ના લેશો. એણે મારો જીવ એક વાર બચાવ્યો છે.

અંતે યુદ્ધ શરૂ થયું. ચિત્રા મ્હેલની અગાશી ઉપર યુદ્ધ નીહાળતી બેઠી હતી. કોણ જીતશે તે કહી શકાતું ન્હોતું. આખરે વિક્રમના મોટા છોકરાની તલવાર રાજકુમારને લાગી અને તે ઘોડા ઉપરથી બેભાન થઇ નીચે પડયો. રાજકુમાર મરણ પામ્યો એવી બુમ ચારે તરફ ઉઠી તેનો વૃદ્ધ પિતા તેના શરીર પાસે આવીને કલ્પાંત કરવા લાગ્યો. ચિત્રા અગાશી ઉપરથી વિજયનું ગીત ગાવા મંડી. પછી તે પોતાની સખીઓ સાથે નીચે આવી અને રણભૂમિમાંથી પોતાના ઘાયલ થએલા ભાઇઓને મહેલમાં લઇ ગઇ, અને તેમની સારવાર કરવા લાગી

છેવટે ફરતે ફરતે તે રાજકુમાર પાસે આવી, અને તેના વૃદ્ધ પિતાને કહ્યું "તેણે મારી જીંદગી બચાવી, અને મારા ભાઇએ તેની જીંદગી લીધી!" તે વૃદ્ધ રાજાએ રાજકુમારના ગળામાં પ્હેરેલી ચિત્રાની છબી તેને બતાવી.

અંતે તેનું વજ્રથી કઠણ હૈયું પીગળ્યું. તેણે પોતાના હાથમાંથી મદનબાણના બાણને નીચે મુક્યું અને રાજકુમારના કપાળ ઉપર હાથ મુકીને કહ્યું: "તે જીવે છે". હું એને

મારા મહેલમાં મારા ભાઈઓ પાસે લઈ જઈશ અને એની સારવાર કરીશ એટલામાં સહજન્યા આવી અને પોતાના બાળકને પાસે લીધું. વસંત ઘાયલ થએલો પાસેજ પડયો હતો તેણે રાજકુમારીને સહજન્યાને બાળક પાછું સોંપવા વિનતિ કરી. વિનતી સ્વીકાઈ સહજન્યા અને બાળક એક બીજાને મળ્યાં હસ્યાં, અને ભેટયાં ચિત્રાએ સહજન્યાને મારી આપી

પછી રાજકુમારીએ પોતાના મ્હેલનું દવાખાનું (Hospital) બનાવી દીધું શિષ્યાઓ બધી નર્સ બની ગઇ સ્ત્રીઓની પવિત્ર ભૂમિમાં જખમી, દર્દી યોદ્ધાઓને દાખલ કર્યા.

સહજન્યા અને નલિની, વસંત અને શરદની સારવાર કરવા લાગ્યાં. ચિત્રા પોતે રાજકુમારની ચાકરી કરતી રાજકુમારની હાલત ઘણી ખરાબ થઇ ગઇ હતી. ચિત્રાને ભય હતો કે નહિં બચે પોતાના કઠોરપણાપર તેને તિરસ્કાર આવ્યો. આખરે તેને રાજકુમાર માટે પ્રેમ ઉત્પન્ન થયો

એક દિવસ સ્હાંજે રાજકુમાર ઉંઘમાંથી ઉઠયો, ત્યારે તેણે રાજકુમારીને પાસે ઉભેલી જોઇ અને તે બોલ્યો "શું આ એક સ્વપ્નું છે કે ખરેખરી ચિત્રા છે? જો ચિત્રા ખરી હોય તો મરતાં પ્હેલાં તું મારી પાસે આવ" ચિત્રા તેની પાસે આવીને ઉભી. ત્યારે રાજકુમારે જાણ્યું કે તે સ્વપ્નું નહોતું અને ચિત્રા તેને ચ્હાતી હતી

રાજકુમાર ધીમે ધીમે સારો થઇ ગયો એક દિવસ ચિત્રાએ કહ્યું, "મારા વાંક માટે હું પસ્તાઉ છું"

રાજકુમારે કહ્યું, "ચિત્રા ત્હારો વાંક હતોજ નહિ"

સૌદામિની નીલકંઠ

(અંગ્રેજી ઉપરથી)

---

## યુવરાજની પધરામણી.

ઓ મા! યુવરાજ પધારે છે, આપણા દ્વાર આગળ આજે તે હું શી રીતે કામ કરવાની હતી?

બતાવ ત્યારે આજે, મ્હારી વેણી કેવી રીતે ગુંથું અને કેવો શણગાર સજું?

કેમ મા! ત્હને એમાં તાજુબી થ લાગે છે?

હું સારી રીતે જાણું છું કે તે આપણી મ્હારી તરફ નજર પણ નથી કરવાના, આંખનાં એક પલકારામાં મ્હારી નજર આગળથી તે જતા રહેશે, તે પણ મ્હને ખબર છે. ત્હેમની વાંસળીનો લય પામતો સુર તુટક તુટક દુરથી મ્હારે કાને પડશે.

પણ તેમાં શું થયું યુવરાજ આપણા દ્વાર આગળ પધારશે તે સમયે હું તો મ્હારા સુંદરમાં સુંદર શણગાર સજીશ.

અરે મા! યુવરાજ આપણા દ્વાર આગળથી ચાલ્યા ગયા એમનો રથ પ્રભાતના સૂર્યના તેજમાં ઝળકી રહ્યો હતો.

મ્હેં એકદમ મ્હારા મ્હોં ઉપરનો છેડો ખસેડી નાંખ્યો અને કંઠમાંથી મણિમાલા તોડીને ત્હેમના માર્ગમાં ફેંકી ત્હેમને વધાવ્યા

વળી પાછી ત્હને તેમાં નવાઈ લાગે છે ? મા !

મ્હને ખબર છે કે ત્હેમણે મ્હારી માલા લીધીજ નહિ. મ્હેં જોયું કે તે તો ત્હેમના પૈડાં નીચે ચગદાઈને ગઈ અને ધુળ ઉપર માત્ર રાતો ડાઘજ રહ્યો. વળી કોઇને ખબર નથી કે મ્હેં શું નઝર (ભેટ) કરી અને કોને કરી?

પણ છતાં એ કુંવરરાજ આપણા દ્વાર આગળથી ગીધાવ્યા અને મ્હેં તો ત્હેમને માર્ગમાં મ્હારા હૃદયના રત્નથી વધાવ્યા

( ડૉ. ટાગોરના ' The Gardener ' માંથી. ) મનોરમા ચિનુભાઈ.

## લુચ્ચો ટપાલી.

માડી! કહે, તું આમ કેમ શાન્ત થઇને ભોંય ઉપર બેસી રહી છુ!

જોને આ બારીમાંથી અંદર વરસાદ આવે છે અને તને ભીંજવી નાખે છે અને છતાંય તને તેની દરકાર નથી આ ઘડિઆળમાં ચાર વાગ્યા, તે તેં સાંભળ્યા કે? ભાઇને નિશાળેથી ઘેર આવવાનો વખત થયો છે.

તને શું થયું છે? તું કેમ આમ વિચિત્ર લાગે છે?

આજે બાપાજીનો કાગળ નથી આવ્યો?

મે ટપાલીને જોયો'તો તેની કોથળીમાં આખા ગામના કાગળો લાવ્યો છે. પણ એકલો બાપાજીનો કાગળ પોતે વાંચવાને રાખે છે મને ખરાખર લાગે છે કે ટપાલી લુચ્ચો છે.

પણ મા! હશે, તું જીવ બાળીશ નહિ

પાસેના ગામમાં કાલે ગુજરી છે. કાલે તું આપણી ગંગાબાઇ પાસે ત્યાંથી થોડા કાગળ અને લેખણ મંગાવજે.

અને હુંજ બાપાજીને બધા કાગળ લખી કાઢીશ અને જો જેને એમાં મારી એક ભૂલ નહિ પડે

અને હું કેક કન્યો તે-ક સુધી લખી કાઢીશ.

પણ મા તને હસવું કેમ આવે છે?

તું એમ ધારે છે કે અમે બાપાજી જેવા કાગળ નજ લખી શકીએ!

પણ હું મારા કાગળ બરાબર આંકીને અને બધાએ અક્ષર મોટા અને સરસ લખીશ

કાગળ લખી રહ્યા પછી તું ધારે છે કે હું બાપાજીના જેવી મૂર્ખાઈ કરીશ અને એ લુચ્ચા ટપાલીની કોથળીમાં કાગળ નાખીશ?

એ તો હું તરતજ જાતેજ તને આપવા આવીશ અને અક્ષરે અક્ષર તને વાંચવા લાગીશ

હું જાણું છુ કે ટપાલીને સારા કાગળ તને આપવા ગમતા નથી.

( ડૉ. ટાગોરના કૃત " ઈન્દુકલા "માંથી ) —ઉષાવતી નારાયણદાસ.

# વિક્ષિપ્તરાવ.

એક દિવસ વિક્ષિપ્તરાવની છત્રી ચોરાઇ ગઇ આથી વિક્ષિપ્તરાવે નવી છત્રી આણી તે ઉપર લખ્યું કે "આ છત્રી જેની પાસે હોય તેને પોલીસે તુરત પકડવો." તે પોતે છત્રી લઇ બહાર જવા નીકળ્યા અને છત્રી પરનું લખાણ વાંચી પોલીસે તેમનેજ ગેટમાં બેસાડયા અને પછી આજીજી કર્યા છતાં તે છુટવા ન પામ્યા આખર તેમના મિત્રે આવી છોડાવ્યા

. ... ... .. ... . ......

એક દિવસ વિક્ષિપ્તરાવ ટ્રામમાં બેસવા ગયા અને અવળી બાજુએ ચડવા જતાં જમીનપર સપાટ પડી ગયા પણ લોકો મશ્કરી ન કરે માટે પડયા કે તરતજ वन्दे मातरम् ની ગર્જના કરી ઉઠયા! અને લોકો ખેવડા હસ્યા

... .. .... . ... . ... ... .

૩. એક રાત્રે વિક્ષિપ્તરાવ સુવા માટે માળપર ગયા. પણ ઉપર જતાંજ પોતે શા કામે ઉપર ગયા હતા તે ભૂલી ગયા અને ગંભીર વિચારમાં પડી ગયા. તેમની પત્નીએ પૂછ્યું, "શું વિચાર કરો છો"?

"હું ઉપર શા માટે આવ્યો હઇશ?"

"સુવા માટે આવ્યા હશો," પત્નીએ જવાબ દીધો

"હા, હા. તેજ" વિક્ષિપ્તરાવ ગાજી ઉઠયા. —ટુંકી વાર્તાઓ



## ગરજ કે વાસ્તે મેં ખુદાકુ ફુસલાતીથી.

એક ડોશીને એકનો એક લાડકો દીકરો માંદો પડ્યો ઓસડવેસડ કરતાં આરામ ન જણાયો એટલે ડોશીએ માનતા કરી કે "ખુદા મેરે બેટેકુ આરામ કરે તો આભ જીતની બડી રોટી ખુદાકુ ચઢાઉંગી" દીકરાને આરામ થયો દીકરે પૂછ્યું "આભ જીતની બડી રોટી માની હૈ, લેકીન ઈત્તા બડા રોટી પકાનેકુ તવા કહાંસે લાયગી?" ત્યારે ડોશીએ કહ્યું, "બેટા! વો તો ગરજ કે વાસ્તે મેં ખુદાકુ ફુસલાતીથી."



## પાઘડી તો ભેંસ ચાવી ગઇ!

એક માણસ કોઈ અધિકારીને પોતાનું કામ લાભમાં કરી આપવા સારૂ રૂશવતમાં પાઘડી આપવાનું કહી આવેલો તેથી પોતાના લાભમાં ફેંસલો થશે એમ આશા રાખી રહ્યો બેઠો. પછી સામાવાળો તે અધિકારી પાસે જઇ તેને ભેંસ આપવાનું કહી આવ્યો. તેને રોજ કામ નીકળ્યું. ભેંસવાળાના લાભમાં ફેંસલો થયો એટલે પાઘડીવાળો અધિકારીને કહે છે કે "સાહેબ, પાઘડીની તો શરમ રાખવી હતી?" ત્યારે અધીકારીએ જવાબ દીધો કહ્યું—ભાઇ, પાઘડી તો ભેંસ ચાવી ગઇ! —ગુજરાતી કહેવત સંગ્રહ

ठ आनन्दी नागरी दासी तरफथी भेट.

# સચિત્ર સુન્દરી સુબોધ.

( કોઇપણ નિર્દોષ બાલિકા અથવા યુવાનને પુર્ણ ખાત્રીથી વાંચવા આપી શકાય એવું આ માસિક પત્ર છે. )

## દરેક અંકમાં શું આવે છે ?

૧ વિવિધ પ્રકારનાં સુન્દર ચિત્રો, મનહર છબીઓ.
૨. સુબોધક, આનન્દ આપનારી રસીલી વાર્તાઓ—નવલકથાઓ
૩. સમાજ, સાહિત્ય અને વિજ્ઞાનને લગતા ખાસ વિષયો,
૪. વિદ્યા—કલા—વૈદક પાકશાસ્ત્ર—ગુંથણકલા.
૫. ગૃહ—ધર્મ વિષે અને બીજા એવાં અનેક ઉપયોગી લખાણો.
૬. હિન્દુસ્તાનમાં અને દુનિયામાં બનતા બનાવો.
૭. કાવ્યો, સંગીતો, ગરબીઓ, ગરબાઓ.
૮. બાલકો માટે વાર્તાઓ, કવિતા, ઉખાણા, રમુજ વગેરે.
૯. જુદા જુદા દેશોમાં મુસાફરીનાં, અને યાત્રાનાં વર્ણન.
૧૦. ગમ્મતના લખાણ, ઉત્તમ વિષયોના ઉતારા, ઉપયોગી સાર, ચાલુ ચર્ચા, અંગત સાંસારિક અનુભવોની નોંધ, વિગેરે.

દર વર્ષે ઉત્તમ લેખકથી લખાયેલું એક સુન્દર, ઉપયોગી પુસ્તક ભેટ આપવામાં આવે છે નમુનો વિના મૂલ્યે મળે છે.

# સુન્દરી સુબોધની પાછલી ફાઇલો.

ફક્ત થોડીજ નકલો સિલિકમાં છે. સુન્દરી સુબોધનાં
પાછલાં પુસ્તકોમાં ઉત્તમ વાંચન સમાયલું છે.

| | |
|---|---|
| આઠમુ વર્ષ—રૂ. ૧-૪-૦ | નવં વર્ષ—રૂ. ૧-૪-૦ |
| દસમુ વર્ષ—રૂ. ૧-૮-૦ | અગીયારમું વર્ષ—રૂ. ૧-૮-૦ |
| બારમુ વર્ષ—રૂ. ૧-૮-૦ | તેરમુ વર્ષ—રૂ. ૧-૮-૦ |

ચૌદમુ વર્ષ—રૂ. ૧-૮-૦

| | | |
|---|---|---|
| બારમા વર્ષની ફાઇલ | ( માસિક વધારા સાથે.) | રૂ ૩-૮-૦ |
| ચૌદમા વર્ષની ફાઇલ | ( „ „ „ ) | રૂ ૩-૮-૦ |
| સોળમા વર્ષની ફાઇલ | ( „ „ „ ) | રૂ ૩-૮-૦ |

સ્ત્રી લેખના ખાસ અંકો:

૧૯૧૩ નો ખાસ અંક [ સત્તર ચિત્રો ૧૬૨ પાના. ] રૂ. ૧-૦-૦
૧૯૧૪ નો ખાસ અંક [ બાવીસ ચિત્રો ૧૩૫ પાનાં ] રૂ. ૧-૦-૦
૧૯૧૫ નો અંક [ ૨૧૬ પાનાં ] રૂ. ૦-૧૨-૦

મળવાનું ઠેકાણું:

સુન્દરી સુબોધ મન્દિર: અમદાવાદ.

આ પત્ર તેના માલીક રામમોહનરાય જશવંતરાય માટે શંકરરાવ અમૃતરાયે
અમદાવાદમાં વાઘેશ્વરની પોળમા આવેલા પોતાના શ્રી "જ્ઞાનમન્દિર પ્રિન્ટીંગ
પ્રેસમાં" છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવંતરાયે અમદાવાદ,
રાયપુર 'સુન્દરી સુબોધ' ઓફીસમાંથી પ્રગટ કર્યું

# અશુદ્ધ શોધન.

**સુન્દરી સુબોધ વિભાગમાં:**

| અશુદ્ધ પાનાં | | શુદ્ધ પાના |
|---|---|---|
| ૨૫–૬૨ | ને બદલે | ૬૫–૭૨ |
| ૩૩–૪૦ | ને બદલે | ૭૩–૮૦ |

**માસિક વધારા–વધેલા વિભાગમાં:**

| અશુદ્ધ પાનાં | | શુદ્ધ પાના |
|---|---|---|
| ૪૯–૬૬ | ને બદલે | ૭૩–૮૦ |

—આ પ્રમાણે ફેરફાર કરી વાંચવું.

## ઉષા વિભાગમાં.

" ઉષા " જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૧૯૨૧ ને બદલે માર્ચ–એપ્રિલ, ૧૯૨૨ એમ " ઉષા "–વિભાગના દરેક પાનાને મથાળે વાંચવું

આ અંકમાં આવેલ ઉષાના પૃ૪ ૫૭ ની ૨૬ મી લીટીમાં "નવેમ્બર ડિસેમ્બર ૧૯૨૦ ના અંક તરીકે ગણવામાં આવ્યો છે,–" એમ છપાયું છે ત્હેને બદલે "૧૯૨૨ નો જાન્યુઆરી–ફેબ્રુઆરીનો અંક ગણવો"—એમ વાંચવું

ઉપતંત્રી, સુન્દરીસુબોધ.

## ખાસ ટૂંકી જાહેર ખબરો:

એક વખત માટે ( સ્મોલ ટાઇપમાં ) વીસ શબ્દોના આઠ આના અગાઉથીજ મોકલવા જોઇશે. તે ઉપરાન્ત દર શબ્દે એક આનો વધારે [ આ જાહેર ખબરો અને સાંસારિક નોંધ એ બંને માટેનો દર ચાલુ વર્ષ માટે ઉપર જણાવ્યા પ્રમાણેનોજ રાખેલ છે. ] પત્રવ્યવહાર નીચેને સીરનામે કરવો.

વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ, અમદાવાદ.

## સાંસારિક બનાવોની નોંધ:

સાંસારિક પ્રસંગો જેવા કે લગ્ન, મરણ, આદિ શુભ બનાવોની નોંધ આ પત્રમાં કાયમ રહે તે માટે વ્યવસ્થા કરવાની માગણીઓ થાય છે પ્રથમ ગોઠવણ કરેલી, પરન્તુ સુન્દરી સુબોધ નિયમિત થઈ શકેલું નહિં તેથી તે બરોબર અમલમાં આવેલી ન્હોતી. હવેથી તે ચાલુ કરી છે આ વ્યવસ્થાનો વાંચનાર તરફથી જરૂર મુજબ ઉપયોગ થશે, એમ આશા છે.

વ્ય. સુ. સુ.

# સુન્દરી સુબોધ.

( સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો " સ્ત્રીઓ પંડિત થાય, દક્ષ થાય, કુટુંબપોષક થાય, નેસ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, વૈભવના પ્રમાણમાં કુટુંબબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી, એ કુટુંબનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને." કુટુંબના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે; સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખક્લિષ્ટોમાં ફરતા બાન્ધુના આત્મા-હૃદય ઉધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સન્તાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસમયી કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે-એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે ")

પુ: ૧૮ મું ] માર્ચ-એપ્રિલ, ૧૯૨૨ [ અંક ૩-૪.


## જ્ઞાનસુગન્ધ.

### પ્રસન્નતા:

જીવિતમાં જે કાંઇ થાય છે તે અન્યથા કરવાને આપણે અસમર્થ છીએ, તોપણ નિરંતર પ્રસન્નતા રાખવી ને સંતોષ તથા સમાધાનથી વર્તવું,-કે જેનો ઉપાય નથી, તેની વાત માટે પણ અતિ કલેશથી જીવિતને દુઃખમય કરવું,-એ આપણા પોતાના અધિકારની વાત છે. ...જેવી દૃષ્ટિથી વિલોકીએ તેવું બધું જણાય છે,"માટે સર્વદા પ્રસન્ન દૃષ્ટિથી પ્રસન્નતા રહે છે. એવા નિશ્ચયથી જીવિતનો સર્વ વિભાગ પ્રફુલ્લિત, સુખી અને આનંદિત થાય છે, તે પથરાને પણ પીગળાવે છે, દુઃખને દળે છે, અજ્ઞાનને હરે છે, શોકને વિદારે છે, બુદ્ધિ વિભવ એથી અધિક પ્રકાશ પામે છે ને શરીર સૌંદર્ય પણ એનાથી ઓપે છે.

પ્રસન્નતા છે તે જેમ સુખનું નિદાન છે તેમ ચારિત્રનું મોટું સંરક્ષણ છે એનાથી ભલાઇ અને સદ્ગુણના બીજ ફાલવા માટે ઉત્તમ ભૂમિકા બંધાય છે, એનાથી હૃદય વિશુદ્ધ થાય છે ને વૃત્તિ પ્રસાદવાળી થાય છે. દાતૃત્વશક્તિની એ સખી છે, ધૈર્યની ધાત્રી છે, શાંતપણાની માતા છે, મન અને ચારિત્ર ઉભયને સુધારનારૂં એ ઉત્તમ ઔષધ છે. પ્રસન્નતા જેવી ઉત્તમ છે તેવીજ ટકી શકે તેવી પણ છે ઘણા મહાપુરુષો બહુ લાંબુ જીવિત ગાળી, વૃદ્ધવયે પણ કાર્યધુરા વહન કરવાથી ન કંટાળી, પ્રશસ્ત જીવિત ગાળી ગયા છે, ત્હેનું નિદાન વિચારતાં ત્હેમના સ્વભાવની પ્રસન્નતા એજ કારણરૂપ જણાઇ છે જેનો સ્વભાવ બહુ ઉતાવળીઓ, બહુ ચ્હીડીઓ, ને તેથી બહુ અપ્રશાન્ત હોય છે, તેવા માણસ અનેક કાર્ય બગાડે છે એ તો છેજ, પણ ત્હેમના જીવિતને પણ લાભ થતો નથી દીર્ઘજીવી મનુષ્યો સર્વદા મસ્ત, પ્રસન્ન અને ધૈર્યવાળાજ જણાયાં છે રાજ્યતંત્ર ચલાવનાર, યંત્ર યોજનાર, શોધ કરનારો, અને હરકોઈ મહાકાર્યમાં પરોવા સર્વ મનુષ્ય અતિ શાન્ત સ્વભાવના જણાયા છે. તેમણે મહાવ્યાધિ અને આધિમાં તેમ મહાસંકટ અને વિપત્તિમાં કદાપિ પણ પોતાના હૃદયની પ્રસન્નતા તજી નથી.

મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

## अनुभविकाः आपवीती अने परवीती कथाओः

### “અ-ક-ળ”!

સંપાદક: એક મિત્ર.

“'મહાજન સમાચાર' માં આવેલી એક જાહેર ખબર,—અમ્બા, કમળા અને લલિતા ઉત્કંઠાપૂર્ણ ચ્હેરે અને ધડકતે હૃદયે, વાંચતા હતાં. તે આ પ્રમાણે હતી:

જોઈએ છે—એક સદ્‌ગુણી, બુદ્ધિશાળી અને અનુભવી સ્ત્રીશિક્ષક—માસિક પગાર શરૂઆતમાં રૂ. ૭૫; ત્હેમાં દરવર્ષે રૂ. ૧૫ નો વધારો થઈ, પાંચ વર્ષમાં રૂ. ૧૫૦ કરી આપવામાં આવશે. પ્રમાણપત્રો સાથે નીચેને સરનામે અરજી મોકલવી.

મંત્રી, સ્ત્રી-શિક્ષણ-મન્દિર.

“હા.... શ!—આખરે મન્દિરમાં જગા ખાલી પડી ખરી!” કમળા ખુશાલીમાં કૂદતી અને તાળીઓ પાડતી બોલી ઉઠી.

ખાલી પડેલી જગા તો એકજ હતી. પરન્તુ તત્કાળ તે ત્રણે તરુણીઓના હૃદયમાં આશાના અંકુર ખીલી નીકળ્યા હતા. શિક્ષિકા પાઠશાળાની છેલ્લી પરીક્ષા એમણે સાથેજ પસાર કરી હતી, પરન્તુ એ વાતને બે વર્ષ તો થઈ પણ ગયાં હતાં, અને દરવર્ષે કેળવાયેલી શિક્ષિકાઓની સંખ્યામાં વધારો થયે જતો હતો! આ ત્રણેને પરીક્ષા પસાર કર્યા પછી તરત એજ શાળામાં નોકરી તો મળી હતી, પરન્તુ બીજી કોઈ જગોએ હજી ત્હેમનામાંથી એકેયનો પત્તો લાગ્યો ન્હોતો. અને પાઠશાળાની નોકરી કાંઈ ખોટી ન્હોતી. પણ તે તો ધર્માદ ખાતાના જેવી—પગાર ટુંકો અને કામ ઘણું!

કમળાવન્તી સુખી માબાપની એકની એક પુત્રી હતી, એટલે એને ભવિષ્યની ખાસ ચિન્તા જેવું કાંઈ ન્હોતું. પરન્તુ પોતે સ્વાશ્રયી થયા પછી—અને યોગ્ય પસંદગી કરીનેજ—લગ્ન કરવા ઇચ્છતી હતી. તેથી આ સમયે તે અવિવાહિતા હતી. અમ્બાનો વર સાધારણ સ્થિતિનો શિક્ષક હતો. પણ ત્હેના કુટુંબમાં એ પતિપત્ની બેજ જણ હતાં. એટલે એમનો જીવનનિર્વાહ સુખ શાન્તિમાં ચાલતો હતો. અને લલિતા બાળવિધવા હતી. આઠ વર્ષની ન્હાની ઉમ્મરમાં એનું લગ્ન થયું હતું અને તે પછી થોડાજ વખતમાં, દુર્ભાગ્યે, એને વૈધવ્ય પણ પ્રાપ્ત થયું હતું! ત્હેના કુટુમ્બમાં બે ન્હાના ભાઈ અને એક બ્હેન, એમ ત્રણ બાળકો ઉપરાંત લાંબી માંદગી ભોગવી રહેલી તથા અન્ધ થયેલી પોતાની માતા પણ હતી. આ સૌના ગુજરાનનો સઘળો આધાર લલિતાના પગાર ઉપરજ હતો.

જાહેર ખબર વાંચીને દરેક તરુણીના હૃદયમાં આશા અને ભીતિનાં મોજાં એક પછી એક ઉછળવા લાગ્યાં “આવી સારા પગારની જગા પોતાને મળે, તો કેવું સારું!”—આ પ્રશ્નના સાથે એમ ધાસ્તી પણ લાગી આવતી કે એવી સારે પગારની જગોને માટે

* આ સૌ અમ્બાબ્હેનને લખી મોકલેલા અહેવાલ ઉપરથી,—જરૂરના સુધારા સાથે આ પ્રસંગ પ્રગટ કરવા માટે અ. સૌ. કમળાવન્તીની સંમતિ મેળવેલી છે.

તો મંખ્યાબધ અરજીઓ આવવાની તથા કાગળનો પણ પુષ્કળ ઉપયોગ થવાનો ! અને અમ્મા તથા કમળાના-કરતા પણ લલિતાના મનમાં તો અત્યારે અત્યંત વેદના થતી હતી. કારણ કે પાઠશાળામાં પાત્રીસ રૂપિયા (તથા છેલ્લે આઠ વર્ષે પચોતેર થવાના તે-) કયાં અને શિક્ષણ મન્દિરના શરૂઆતના પચીસો રૂપિયા (તથા પાંચ વર્ષમાં દોઢસો થવાના તે-) ક્યાં ? આ વધારો પોતાના કુટુમ્બને-ખાસ કરીને પોતાની માતાને-કેટલો બધો કામમાં આવે ? કારણ કે થોડાજ દિવસ ઉપર દાક્તરે ત્હેની આંખો જોઇને ત્હેને મુંબાઈ લઈ જવાની સલાહ આપી હતી અને એમ પણ કહ્યું હતું કે વિલાયતથી નવા આવેલા એક નેત્ર વૈદ્યને હાથે જરૂર ત્હેમાં સુધારો થયા વિના રહેશે નહિ. પરન્તુ તે મંમગે એમ કરવાની આશા "ઝાંઝવાનાં પાણી" જેવી લાગી હતી. અને હવે ?—જો આ જગો મળી જાય તો-અવશ્ય એ વધુ પ્રયાસ ('માતાને મુંબાઈ લઈ જવાનો ) પણ કરી જોશે.

તેજ વ્હાલે લલિતાના હાથમાના ટપાલના કાગળનું સરનામું વાંચીને કમળા બોલી ઉઠી "ઓહોહો ! લલિતા, આ શું કહેવાય ?—મન્દિરની જગો માટે ત્હે પણ અરજી કરી છે ને શું ?—વાહ વાહ ! અમ્મા, હવે બીજો કોઇએ તો એ જગો માટે અરજી મોકલવીજ નકામી છે ! ખરૂં કેની ?—એ લોકોને લલિતા જેવી બુદ્ધિશાળી શિક્ષિકા બીજી કાણ મળવાની હતી ?"—ટેકોર કરતી તે હસી પડી અને કંઈક વધારે પણ બોલત, પરન્તુ લલિતા-પોતાની મષ્ત મશ્કરી થઇ હતી પણ ખોટું લાગ્યું નહિ દેખાડતા-સ્હેજ મ્હો મલકાવીને ઘર તરફ ચાલી ગઈ આથી તો કમળા વધારે ગુસ્સે થઇ.

આ ત્રણે બાળાઓએ પાઠશાળામા સાથેજ અભ્યાસ કર્યો હતો અને ત્હેમની વચ્ચે મિત્રતા પણ સારી હતી, પરન્તુ આ મંડળ, જેનું નામ કમળાએ વિનોદમા (સભાસદોનાં નામના પ્રથમાક્ષરો ઉપરથી-) "અ-ક-લ" પાડ્યું હતું, ત્હેમા મુખ્ય પણ તે પોતેજ હતી. એને ત્રણેમાં એની સ્થિતિ સારી હતી, તેમજ ભણવામા તે ચપળ અને ચતુર હતી, તેથી બીજા બે સભાસદો સામાન્ય રીતે એની ઇચ્છા પ્રમાણેજ વર્તતા, આથી ત્હેની સ્વાભાવિક તરંગી પ્રકૃતિ વધારે બળવાન થવા પામી હતી અને પોતાની મરજી વિરૂદ્ધ કાંઇ થાય તે બિલકુલ સાંખી શકતી નહિ. અમ્મા તો પ્રથમથીજ એ જે કહે ત્હેની હા એ હા કરતી. તે વ્યવહારકુશળ પણ હતી, એટલે જાણતી કે જરૂર પ્રસંગે વખતે કમળો કામમાં આવે ! લલિતા કમળાના જેટલી બુદ્ધિશાળી ન્હોતી એ ખરૂં હતું, પરન્તુ અમ્બાના કરતાં વધારે સાવધાન તો ત્હેનામાં હતી જ એ ઘણી લાગણીવાળી બાળા હતી અને વારંવાર કમળાએ અણસમજમાં અથવા ઉચ્છૃંખલતામાં કહેલા કડવા વચન ત્હેને આખી રાત્રિઓના ઉજાગરા પણ કરાવતા. તેથી સંભવિત છે કે "અ-ક-લ" મંડળી, કમળાની સાથેની એની સહાનુભૂતિથી ક્યારની તૂટી પણ ગઇ હોત, પણ લલિતા ઘણા કઠિન અનુભવોને પરિણામે સહનશીલ અને નમ્ર થતાં શીખી હતી, તેથી ગમે ત્હેવા સખ્ત મેણાને પણ વારંવાર તે સાંભળ્યાં ન સાંભળ્યાં કરતી.

"ઓત્ ત્હારીની !" કમળા અમ્મા સાથે ઘર તરફ જતા બોલી: "અમ્મા, આપણા લલીબ્હેન પણ કાંઇ રતન છે, હો !—એના મનમાં કે એમને હું ન્હોતી ! અને મીંઢી કેવી છે !—આપણને વાત પણ કરી છે ?—હવે તો ન્હારી એજ કસી દીધું કે "મારે

એવી જગ્યો મળવ નો સંભવજ નથી. જ્યા અરજી કરવા માં શું બીજીકે, માટે કરી '-અને આપણે તો સાથે એકઠીને જ અરજી થઈ છે. પણ લલિતા હું એમ ધારે છે કે એને એ જગ્યો મળી જશે '-ત્યા મ્હાગ જેવીતેજ થોડો ચાન્સ[1] છે, ત્યા એના જેવી 'થર્ડકલાસ'[2]ને શુ મળવાનું હતું!" અમ્બાએ આ વાતમા ટાપશી પૂરી અને એવી ને એવીજ ટીકાઓ કરતાં કરતાં બન્ને જણ ઘેર ગયાં.

બીજે દિવસે પણ કમળાએ આ વાત વિસારે પડવા દીધી નહિ પરીક્ષામાં એ ફર્સ્ટ કલાસ[3] માં આવી હતી અને એની બુદ્ધિ તથા સ્મરણશક્તિ ઉત્તમ પ્રકારના હતાં, એમા કાંઇ શક ન્હોતો વળી એના માતા પિતા પુત્રીની દરેક ઇચ્છા પૂરી પાડતા હોવાથી, તેહમ્મેશા સારા સારાં વસ્ત્રો અને નવા નવા અલંકાર પ્હેરતી તથા બહુ ઠાઠમાં રહેતી. અમ્બા અને લલિતા એવી રીતે કરવ ને અશક્ત હતાં પરન્તુ અમ્બા કમળાની દરેક વાતમા ઘણુ ખરૂ હાજીહા કરતી હોવાથી એનો કાંઇ દેષ દેખાવા સંભવ ન્હોતો. હવે બાકી રહી લલિતા !—એ બધી લાગણી વળી તરફથી હતી, અને પાઠશાળામા પોતાની મશ્કરી કોઈ ન કરે એ હેતુથી સારામાં સારા લૂગડા પ્હેરતી તે આવતી નો પણ પોતાના ટૂંકા પગારમાં આખા કુટુમ્બનુ પોષણ કરવુ અને કિમતી વસ્ત્રો પ્હેરવા, એ બે કેવી રીતે બને '-કરગેજ ધોયેલા સફાઇદાર લૂગડાં પ્હેરવા, એટલુ જ એ કરી શકતી અને એની બ્હેનપણીઓ આ વાત જાણતી-ગણ જતી પણ ખરી. પણ હમણા કમળા ગુસ્સે થયેલી હતી અને ગુસ્સે થયેલાં માણુસો કાંઈ હમ્મેશાં ડહાપણ વાપરી શકે છે!—એટલે હવે લલિતાની દરેક રીતે-ખરી અને ખોટી-ટીકા થવા લાગી !

આખરમાં પૂછું જે ઉમેદવારોને લાયકાતની તપાસ અને પરીક્ષા માટે પસંદ કરવામા આવ્યા, ત્હેમા કમળાની સાથે લલિતાનુ પણ નામ હતુ ! આ વાત જ્યારે "અમ-કુ-ળી' મંડળીના વિરોધી સભાસદેએ જાણી ત્યારે તો એમના ક્રોધનો પારજ ન રહ્યો. દશેક દિવસ અરજી કર્યાને થયા પછી એક દહાડો કમળાએ લલિતાને ઘણીજ ખુશાલી દર્શાવતા ચ્હેરાથી કહ્યુ.

"બ્હેન લલિતા, મ્હને અભિનન્દન આપ. લાયકાતની પરીક્ષા માટે મન્દિરના મંત્રીજીએ મ્હને પસંદ કરી છે."

"હાં. બ્હેન," લલિતાએ જવાબ દીધો "મ્હારા અન્ત કરણથી ત્હને મુબારકબાદી આપું છું પણ ત્હારી ફત્તેહ થઓ, એમ કહીને હું જૂઠુ બોલવા નથી મ્હાતી. કારણ કે મ્હને પણ મંત્રીજીએ તપાસ માટે પસંદ કરી છે, અને હું ઇચ્છુ છું કે મ્હને તે જગ્યો મળે. કારણ કે ત્હારા કરતાં મ્હારે ત્હેની જરૂર ઘણી વધારે છે"

"ત્હને પસંદ કરી છે?" અને જણુ સાથે બોલી ઉઠયા અને કમળાના મુખ ઉપરની ઝળકતી ખુશાલી તરતજ ઉડી ગઈ

"તું કહે છે, છતાં હું માનવાનીજ નથી-ત્હને શી લાયકાત માટે પસંદ કરે?"

---

1 સંભવ. 2 કનિષ્ઠ વર્ગ. 3 ઉત્તમ વર્ગ.

કમળાએ ગુસ્સાના આવેશમાં આવી જઈ કહ્યું. "તુંયે, લલિતા ! હવે મશ્કરી કરતાં શીખી ખરી !"

લલિતાએ પોતાને મળેલો પત્ર દેખાડ્યો. તે જોઈને તો એમ્બાના હૃદયમાં પણ દ્વેષ આવ્યો. "લલિતા, તું તો બહુ નસીબવાળી છે, હોં !—કંઈ કંઈથી વગસગ થઈ આવી હોઈશ," તે બોલી ઉઠી "મ્હારા કરતાં ત્હારામાં વધારે લાયકાત શી છે, તે—મ્હને નહિં અને—ત્હને તપાસ માટે એ લોકો પસંદ કરે—હા. દસ્તક તું ચીપી ચીપીને લખે છે એટલે સારા લાગે એવા છે પણ શિક્ષિકાના ઘણાં કામ કરવાં છે શું ?—એને તો ભણાવવાનું કામ !"

"પણ મ્હારાથે કેટલા વધારે માર્ક છે?" કમળાએ પૂછ્યું.

"બ્હેન, ત્હારી તો લાયકાત જ વધારે છે, એ કોઈથી નાકબૂલ થાય તેમ છે !"

આ પછી એક બે દિવસ એ બન્ને જણે લલિતા સાથે ખુલ્લા દિલથી વાતચીત કરવી પણ બંધ કરી. પરન્તુ કમળાની લાયકાતની પરીક્ષાનો દિવસ લલિતાની પાછળ હતો. એટલે એને શું શું પૂછે છે તે જાણવાની ઉત્સુકતાને લીધે ત્હેમની વચ્ચે પાછી બોલચાલ શરૂ થઈ.

'શ્રી-શિક્ષણ-મન્દિર' ના મંત્રીજી સુપ્રસિદ્ધ વિદ્વાન અને બહુ સૌમ્ય પ્રકૃતિના પ્રમાણિક, નીતિશીલ સજ્જન હતા. મન્દિર તરફથી ઘણી સંસ્થાઓ સ્થાપવામાં આવી હતી અને દિનપર દિન ત્હેમાં વધારો કરવામાં આવતો હતો. ત્હેમની દેખરેખ નીચે મુશ્કેલ કૈંક પણ, ઘણું મ્હોટું હતું અને સંખ્યાબંધ સ્ત્રી પુરૂષો એ સંસ્થાઓમાં કામ કરતાં હતા. દરેક નવા ઉમેદવારની નીમણૂક આ ગૃહસ્થ પોતે જ કરતા અને મન્દિરના સઘળાં ખાતામાં સારા માણસો દાખલ થાય, એ માટે તેઓ ઘણી જ ભારે કાળજી રાખતા.

લલિતાની પરીક્ષા એમણે બહુ નમ્રતાથી લીધી. ત્હેનું જ્ઞાન, અનુભવ, કુશળતા ભાવનાઓ, વગેરે સઘળી બાબતો-ઘણી સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસી. સામાન્ય વિષયો ઉપર વાતો કરીને એની બુદ્ધિ અને લાગણીઓની તીવ્રતા વિગે પણ કાંઈક જાણી લીધું

"ઠીક છે," મંત્રીજીએ અર્ધા કલાકને અન્તે કહ્યું. "બ્હેન, આવતા શનિવાર સુધીમાં તમને પત્ર ન મળે, તો જાણજો કે, તમારી પસંદગી થઈ શકી નથી. પણ જો તમારી નીમણૂક કરવામાં આવે તો સોમવારે તમે હાજર થઈ શકશો ?"

"હા. સાહેબ," લલિતાએ ઉત્તર આપ્યો "પાઠશાળાના મુખ્ય સાહેબે અમને ઘણીવાર કહ્યું છે કે કદાપિ અમને કોઈ બીજા ખાતામાં વધારે સારી જગો મળતી હશે તો, તેઓ તરતજ અમને છૂટાં કરશે"

"બહુ સારૂં, ત્યારે તો" મંત્રીજીએ ઉભાં થઈ કહ્યું "આવજો, બ્હેન !"

લલિતાને કાંઈક સન્તોષ વળ્યો. નવી જગો માટે પોતાનાથી બનતું સઘળું ત્હેણે કર્યું હતું. હવે તો **यत्नीपसीकेवलमीश्वरेच्छा**.[૪]

ત્હેને શું શું પૂછ્યું હતું—કેવી રીતે સવાલો કર્યા હતા—શાના જ્ઞાન ઉપર વજન આપ્યું હતું કે કેમ—શિક્ષણના અનુભવની પરીક્ષા કેવી રીતે લીધી હતી, એ વગેરે અનેક અનેક રીતે કમળાએ ફરી ફરીને ત્હેને પ્રશ્ન કર્યા. પરન્તુ તે મહુના બને તેટલી સ્પષ્ટતાથી—કાંઈ પણ

૪. ઈશ્વરની ઈચ્છાજ સર્વથી વિશેષ સમર્થ છે.

"ના જી" લલિતાએ ઉત્તર આપ્યો. "હું તો શિક્ષિકા પાઠશાળામાં હતી."

"તમે ગમે ત્યાંથી આવતાં હશો, તેની દરકાર નહિ." તે બાઈએ કહ્યું: "મ્હારું નામ મહાલક્ષ્મી છે. મન્દિરનાં ખાતાંઓમાં શિક્ષિકાઓ તરીકે તથા બીજી રીતે જે સ્ત્રીઓ કામ કરે છે, તેમની દેખરેખ રાખવાનું કામ મ્હને સોંપાયલું છે; અને વખતો વખત તેને લગતો રિપોર્ટ[10] પણ મ્હારેજ કરવો પડે છે. પરન્તુ હું આશા રાખું છું કે મ્હારે તમારી વિરુદ્ધ એક પણ શબ્દ કદિ લખવો નહિ પડે. કારણ કે તમારો ચ્હેરો જોઈનેજ મ્હારી સ્વર્ગસ્થ પુત્રી મ્હને યાદ આવે છે. તે જીવતી હોય તો તમારા જેવડીજ હોય અને એનું મ્હોં તથા વાતચીત કરવાની ઢબ વગેરે બહુ રીતે તમને મળતું આવે એવું હતું. તમારી સાથે અત્યારે હું વાત કરું છું ત્યારે જાણે મ્હારી એ દીકરી જ તમે હો એમ મ્હને લાગી આવે છે—માટે તમારી અહિં પસંદગી થઇ તેથી હું વિશેષ ખુશી થઇ છું અને તમને ખરા દિલની મુબારકબાદી આપું છું—અહિં હવે તમે ખરા સુખમાં પડશો. કામ તો દરેક જગોએ કરવું પડે છે, પણ આ ખાતામાં મંત્રીજી એવા ઉદાર, દયાળુ, પ્રામાણિક અને નીતિવાન છે કે આપણને દરેક સગવડ તથા રાહત આપવામાં આવે છે." મહાલક્ષ્મીએ વાત કરતે કરતે લલિતાને માથે તથા વાંસે હાથ ફેરવ્યો. લલિતાએ આવા સ્નેહભાવથી ગળગળી થઈ જઈને તેની આગળ નમન કર્યું તથા પોતાની જિંદગીની કરુણ કથા મહાલક્ષ્મીને કહી. આથી તો તેનું દિલ હતું તેથી પણ વધારે લલિતાની તરફ પ્રેમાળ બન્યું.

મન્દિરનો એક નિયમ એવો હતો કે દરેક નવી નીમણુકવાળા માણસને એક બીજા ખાતાનો પણ અનુભવ આપવો. આથી લલિતાને બીજા કોઇ વિભાગમાં કામ કરવાનું તો હતુંજ. તેથી મહાલક્ષ્મી એને પોતાની ઓફિસ[11]માં રાખી શકત. પરન્તુ એવામાંજ ઉપમંત્રીના કાર્યાલયમાં તેનો મદદનીશ બીજા દિવસથી રજા ઉપર જવાનો હતો, એવું તેણે સાંભળ્યું; એટલે તરતજ તે જગો પર લલિતાની કામચલાઉ ગોઠવણ કરવામાં આવી. ઉપમંત્રીનું કામ આ સમયે મંગલપ્રસાદ નામનો એક યુવાન પણ સદ્‌ગુણી, વિદ્વાન્ અને બુદ્ધિશાળી ગૃહસ્થ કરતો હતો. અને મંત્રીજીની મહેરબાની એના ઉપર સારી હતી. તેથી લલિતામાં વિશેષ કાબેલિયત હોય તો મ્હોટા અમલદારોનું ધ્યાન તેના કામ તરફ ખેંચાય, તેને ભવિષ્યમાં વધુ લાભ થાય એવી ધારણાથી મહાલક્ષ્મીએ આ વ્યવસ્થા સૂચવી હતી. અને બન્યું પણ એમજ. લલિતાની નવું કામ શીખીને આટોપી લેવાની કુશળતા તથા ખંત અને કાળજીપૂર્વક કામ કરવાની ખૂબી તથા તેની સાથે એની કુદરતી સુશીલતા જોઇને એક દિવસમાં જ તે પ્રસન્ન થયો અને મહાલક્ષ્મીની પાસે પોતાની નવીન મદદનીશ માટે સારો અભિપ્રાય જણાવ્યો.

હવે પાઠશાળામાં કમળા અને અમ્માએ તો લલિતાના બીજે રોજે પાછા આવવાની રાહ જોયા જ કરી! પણ તેમ તો કાંઈ થયું નહિ. તેથી કમળાના પેટમાં કાંઇ કાંઇ થઇ જવા લાગ્યું. એ ક્યારે પાછી આવે અને ક્યારે એને ખૂબ બનાવીએ—મશ્કરીઓ કરી કરીને એને પાણીથી પણ પાતળી કરી નાખીએ,—એ વિચારમાં ને વિચારમાં કમળાથી કાંઇ કામ જ થયું નહિ "અમ્મા, લલિતાનું તે શું થયું હશે?—મ્હને કાંઇ સમજાય છે?" આખરે અકળાઇને લગભગ હજારેકવાર કમળાએ પૂછ્યું.

૧૦. અહેવાલ, નોંધ ૧૧. કાર્યાલય, કામ કરવાની જગો.

"બ્હેન, વખતે મન્દિરમાં એની નીમણુક જ થઇ ગઈ હશે તો?" અરૂણાએ જવાબ દીધો "ત્હારો કાગળ મળ્યો, ત્હેની સાથ મન્દિરની નીમણુકનો પત્ર પણ મળ્યો હોય અને ત્હારા દસ્કત તો એણે ઓળખ્યા હશે—એટલે મશ્કરી સમજી ગઇ ને કાંઈ બોલી નહિ! અથવા વખતે નીરાશ થઇને પોતાને ઘેર જ ચાલી ગઈ હોય તો?" અરૂણાએ નવો પ્રશ્ન કર્યો.

કમળાએ પોતાને ઘેર કામ છે કહીને આજ વ્હેલી રજા લીધી હતી પછી તે સીધી લલિતાને ઘેર જ ગઈ તો ત્યાં તો સહુ ખુશી ખુશાલીમાં હતા અને લલિતા આવી ન્હોતી એટલે મન્દિરના કાર્યાલય પાસે જઇને તે ઉભી રહી. ઑફિસનો બંધ સમય થયો હતો તેથી થોડી જ વારમાં બે નવી સ્ત્રીઓની સાથે હસતી અને વાતો કરતી લલિતા બ્હાર નીકળી. હમેશાંની ગમગીન ચ્હેરાવાળી, સામાન્ય રીતે મૌન રાખતી પોતાની જૂની બ્હેનપણીમાં આજ કાંઈ અજબ ફેરફાર થયો જણાતો હતો ત્હેણે કમળાને જોઇ કે તરત જ ત્હેની પાસે દોડી આવી અને મહાલક્ષ્મી વગેરેની સાથે એનું ઓળખાણ કરાવ્યું.

'કેમ અહિં ત્હને ફાવે એવું છે ને?' કમળાએ ફિક્કે ચ્હેરે પૂછ્યું

"જગો ઘણી જ મઝેની છે અને—માણસો બધા એટલાં બધાં સારા અને માયાળુ છે!—મ્હારી દિલગીરી એટલી જ છે કે ત્હમે બન્ને મ્હારી સાથે આવી શક્યા નથી" બીજા બધાને આગળ જવા દઇને તેઓ બન્ને વાતો કરતાં ધીમે ધીમે ઘર તરફ ગયા વાતમાંને વાતમાં કમળાએ એટલું તો જરૂર મેળવી લીધું કે લલિતાને એમ જ કાગળ મળ્યો હતો!—અને છતાં એની નીમણુક થઈ તે શી રીતે સંભવે?—મઝેનો પત્ર લલિતાના ગજવામાં હતો તે પણ એણે ફુરસદીને જોયો તો ત તો પેલો—પોતે લખેલો જ કાગળ!

ઘેર ગયા પછી કમળાના દિલમાં ધાસ્તિ જ દઈ થવા લાગ્યું આ તો દાયનાં મ્હોં દૈયે થાના—એના જેવું થયું! જો પોતે લલિતાને મૂર્ખ બનાવવા પત્ર ન લખ્યો હોત તો આવી સારી જગો એને મળવા કાંઇ સંભવ જ ન્હોતો પણ મૂર્ખ તો પોતે જ થઈ—આમને આમ આખી રાત દુઃખ પૂર્ણ વિચારમાં ગાળ્યા પછી, અન્તે એને એક નવો વિચાર આવ્યો "પેલો કાગળ જેમ મ્હેં લખ્યો, તેમ ફરીથી લખતાં પણ મ્હને નથી આવડતું?—જો કોઇની ભૂલનો લાભ એને મળ્યો હોય તો તરત જ એ વાત જાહેરમાં આવશે. આમ ધારીને ત્હેણે એક બીજો પત્ર લખી ફેંકાવ્યો

'જે શીક્ષિકાની નવી નીમણુક થઇ છે ત્હેનું નામ લલિતા ભટ છે તે પ્રથમ શિક્ષિકા પાઠશાળામાં હતી, જ્યાંની છેલ્લી પરીક્ષા એણે બે વર્ષ ઉપર થર્ડ ક્લાસમાં પસાર કરી હતી. આ શિક્ષિકાની જ આપે નીમણુક કરી હતી?—આટલું બીજા કોઇને અન્યાય ન થાય તે માટે, આપે જાતે જ તપાસી જોવાની જરૂર છે'

"હા હા! લલિતા બ્હેનને હવે ખબર પડશે!" કાગળ બીડીને ત્હેના ઉપર મન્દિરના મંત્રીજીનું સરનામું કરી, બાજુપર "ખાનગી" એટલું લખતા તે બોલી લલિતા ઉપરનો દ્વેષ એના અન્તઃકરણમાં અત્યારે કહેવાય નહિં એટલો ઉભરાતો હતો.

કાગળ બીજે દિવસે મંગળપ્રભાતે ઉઘાડીને વાંચ્યો મંત્રીજીના ખાનગી પત્રો ઓફિસે મને સરનામે આવવાનો સંભવ ન્હોતો. કાગળ વાંચીને પોતાની ખાનગી નોંધ ત્હેણે તપાસી જોઈ "અરેબાત આશ્ચર્ય જેવું શું!" એટલું જ એ મનમાં ને મનમાં મનકાયા અને હાથ

જનક, સુશીલ, મધુર દેખાતા લલિતાના મ્હો તરફ તે જોઈ જ રહ્યો.

કેટલોક વિચાર કર્યા પછી એણે પૂછ્યું. "લલિતાબાઈ, મ્હારા મેજના ખાનામાંનો એક કાગળ જડતો નથી; તે મ્હેં તમને આપ્યો છે?—તમારી નીમણૂકનો આ ઑફિસ તરફથી લખાયલો ઓર્ડર.[૧૨]

"હા જી," લલિતા બોલી ઉઠી. "તે તો મ્હારી પાસેજ છે. હું તે આપને આપવો ભૂલી ગઈ હતી. આ રહ્યો-મ્હાફ કરજ્યો." કાગળ કહાડીને ત્હેણે મંગલપ્રસાદના હાથમાં મૂક્યો.

"થેંક્યુ,[૧૩]" ઉપમંત્રીએ જવાબ દીધો. અને કાગળ ઉપરના દસ્કત બનાવટી હતા, તે તો એ તરત જ જોઈ શક્યો. પરન્તુ એણે એવી સાવચેતી પોતાના મ્હો ઉપર રાખી કે લલિતાના મનમાં કાંઈ શક ન પડે.

બે દિવસ પછી કમળા પાઠશાળામાં પેસતાંની સાથે જ અમ્બાને ભેટી પડી અને અત્યંત હર્ષમાં હોય એમ કૂદવા લાગી.

"જો બ્હેન, વાંચ આ કાગળ," ત્હેણે અમ્બાને કહ્યું.

તે પત્ર સ્ત્રી-શિક્ષણ-મન્દિર તરફથી કમળાને સરનામે આવેલો હતો અને ત્હેમાં ખાલી પડેલી (પ્રથમ જણાવેલી) જગ્યાને માટે બીજે દિવસે હાજર થવાનું જણાવ્યું હતું.

"આ શું?" અમ્બાએ પૂછ્યું "જગા ફરીથી ખાલી પડી કે લલિતાનું જૂઠાણું બ્હાર પડી ગયું?"

"એ તો મ્હેં ફરીથી-એક બીજો-કાગળ લખ્યો હતો, ત્હેનું પરિણામ!" કમળાએ જવાબ દીધો. "એથી લલિતાનું ધતીંગ તો ફુસ થઈ ગયું, એમ લાગે છે. ને હવે ખાલી પડેલી જગો મ્હને મળશે, એમ પણ બહુ સંભવ છે"

બીજે દિવસ સ્હવારે કમળા મંત્રીજી પાસે મન્દિરની ઑફિસમાં હાજર થઈ. પ્હેલાની પેઠે જ ત્હેને ત્હેમણે માનપૂર્વક ખુરશી ઉપર બેસવા કહ્યું:

"સ્ત્રીશિક્ષક તરીકે મન્દિરના ખાતામાં આવવા ત્હમારી ખુશી છે?" ત્હેમણે પૂછ્યું.

"મ્હારી જિન્દગીની મ્હોટામાં મ્હોટી ઇચ્છા મન્દિરના સેવાલયમાં દાખલ થવું એજ છે," ત્હેણે-ઉલ્લાસમાં આવી ગઈ હોય એવો-દેખાવ કરતાં ઉત્તર આપ્યો.

મંત્રીજીએ ઘંટડી વગાડી; એટલે પટાવાળો હાજર થયો; ત્હેને મંગલપ્રસાદ તથા લલિતાબાઈને બોલાવવા ત્હેમણે આજ્ઞા કરી.

લલિતાએ આવતાંની સાથેજ કમળાને જોઈ, તેથી એને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. કમળાના મ્હેરા ઉપર ચોરબાઈની-ત્હેની આંખોમાં દ્વેષની ઝળક ઉપડી દેખાઈ આવતી હતી.

"લલિતાબાઈ," મંત્રીજીએ કહ્યું: "હું દિલગીર છું કે કાંઈ ગેરસમજ થઈ છે અને ત્હેનું માઠું પરિણામ ત્હમારે વેઠવું પડે એમ છે. ત્હમારી નીમણૂકનો પત્ર આ ઑફિસમાંથી લખાયો ન્હોતો અને ત્હેના ઉપર મંગલપ્રસાદની સહી છે, તે પણ બનાવટી છે. ત્હમારી કોઈ દુષ્ટ જને ક્રૂર મશ્કરી કરી લાગે છે।

"એવું બન્યું કે જે ઉમેદવારની પસંદગી કરવામાં આવી હતી, ત્હેનું નામ પણ

---

૧૨ સુક્ષ્મ. ૧૩ ત્હમારો આભારી છું.

લલિતાબાઇ છે, અને ત્હેને હાજર થવાને ઓફીસ તરફથી જણાવવામાં આવ્યું હતું. પરન્તુ તે માંદા પડવાથી હાજર થઈ શક્યા નથી, એવું મંગલપ્રસાદે ગઇ કાલે ફરેલી તપાસથી જણાયું છે. તેઓ આવતી કાલથી હાજર થશે."

"અરે, સાહેબ!" એટલાજ ઉદ્ગાર લલિતાના ભેદાતા હૃદયમાંથી નીકળી શક્યા. તે અર્દ્ધ મૂર્છિત જેવી સ્થિતિમાં આવી ગઈ પૃથ્વી જાણે બધી ભમી જતી હોય એમ ત્હેને ભાસવા લાગ્યું, છતાં અત્યન્ત બળ વાપરી કાંઇક સ્થિરતા રાખીને તે બેસી રહી. પણ અત્યારે કાંઇપણ બોલવું તે તો અશક્ય જ થઈ પડ્યું હતું.

"લલિતાબાઈ, હું ઘણો દિલગીર છું કે ભુલનો ભોગ ત્હમારે થવું પડે છે. ત્હમારી પસંદગી જે જગ્યા માટે થઈ નહોતી, તે ત્હમને આપવાનો અન્યાય તો મ્હારાથી થઈ શકે તેમ છે જ નહિ તે માટેના હક્કદાર બીજાં લલિતાબાઈ છે."

લલિતાને પોતાની માતા તથા ભાન્ડુ યાદ આવ્યા અને હવે આંખમાં આવતા આંસુને તે રોકી શકી નહિ. પરન્તુ બીજાની દૃષ્ટિ ન પડે એટલા માટે મ્હોં ફેરવીને રૂમાલથી તે ત્હેણે લોહી નાખ્યાં.

"એવો બનાવટી કાગળ ત્હમને કેણે મોકલ્યો હશે, ત્હેનો ત્હમને કાંઈ વ્હેમ છે?" મંત્રીજીએ પૂછ્યું,

"ના, સાહેબ," જવાબ દેતે દેતે લલિતાથી રોવાઈ જવાયું.

હવે મંત્રીજીએ એક કાગળ હાથમાં લઈને કહ્યું "કમળાવતીની અરજી અને ત્હમારી ઉપરનો કાગળ તેમજ પાછળથી મળેલો પત્ર એ ત્રણેના દસ્કત એક સરખા જ છે—કહો કમળાવતી, આ કાગળો પોલીસને કેમ સોંપી ન દેવા,—એ બાબતમાં ત્હમારે કાંઈ કહેવું છે?"

કમળાની મ્હોટી મ્હોટી આંખો તો ક્યાંની ક્યાં ઉડી ગઈ અને લલિતા ઉપર ગુસ્સો બતાવવાની ઉમેદને બદલે અત્યારે તો ફજેતી થવાનો અને વખતે સજા પામવાનો વખત પણ પાસે આવ્યો જણાયો!"

"અં—અ—આ—સાહેબ," એટલું બોલતે બોલતે તે પણ ગભરાઈ ગઇ અને પોતાને ઘણી હિમ્મતવાન સમજતી હતી છતાં ત્હેણે રડી દીધું.

"હું દિલગીર છું કે આ સ્ત્રી-ઉન્નતિની સંસ્થા છે, અને ત્હમે હજી ઉગતી વયની અબળા છો, નહિ તો અવશ્ય મ્હારે ન્યાયના શાસનોનો સંપૂર્ણ રીતે અમલ કરવો જ પડત." મંત્રીજીએ ગુસ્સામાં આવી જઇ કહ્યું "મંગલપ્રસાદ, એમને અહિંથી ચાલી જવાનું કહો. આપણા પવિત્ર ધામને એ વધારે વખત દૂષિત કરે, એમ જોવા હું ચ્હાતો નથી."

કમળાને વીલે મ્હોંયે ઉઠીને નીકળવું પડ્યું અને તે કડવામાં કડવી વૃત્તિઓ સાથે સીધી સીધી પોતાને ઘેર જઈ પ્હોંચી.

આ પછી મંત્રીજીએ લલિતાને કહ્યું "જે ભૂલ નીમણુંક થઇ છે, તે તો મ્હારે કાયમ રાખવીજ પડશે. એ બાઇ કાલે હાજર થનાના છે. ત્હમારી તરફ મ્હારી પૂરેપૂરી દિલસોજી છે; પણ બીજો ઉપાય નથી."

# અજવાળીનું આત્મવૃત્તાન્ત.

સંપાદકઃ શ્રીયુત ચ્યવનરાય શુકલ.

મારૂં નામ અજવાળી ! નથી સમજી શકાતું કે મારૂં નામ પાડનારાએ મારૂં નામ 'અજવાળી' કેમ પાડેલું ? મને ઘણીવાર એમ વિચાર થઈ આવે છે કે મારૂં નામ પાડતા પ્હેલા એમણે મને ખોળામા લઈને નીરખેલી કે નહિ ?

મને કહેવા દો કે હું બ્હેરી, બોબડી, મુંગી કે તોતડી નથી. હું લુલી, લંગડી નથી. હું આંધળી, કાણી, બાડી કે ચુચળી પણ નથી. મારૂં એકપણ અંગ ખોડખાંપણવાળું નથી અલબત્ત, હું કાળી તો છું જ છતાં એ પણ સાથે સાચું કરી નાખવા દો કે શાહી, કોલસા કે ભ્રમર જેવી કાળી તો હું નથી જ !

જન્મ લેવો તે મૃત્યુને માટે જ છે. હિન્દુ માબાપને ત્યાં દીકરી થઈ અવતરવું, એ પરણવા અને છોકરાંથી યથાશક્તિ ઘર ભરવા માટે જ છે. હું પણ પરણેલી છું. મારા પતિજી મેટ્રિકની પરીક્ષામાં પાસ થયા છે મારી નાતમાં રત્ન ગણાતા હતા. બી. એ. થવા એમને હોંશ હતી પણ મારા સસરાના અકાળ અવસાને એમને એ વિચાર છોડી દેવો પડ્યો. "આદર્યાં અધુરાં રહે, હરિ કરે સો હોય !" હાલમા અહિંઆ એ હિસાબી ખાતામાં કારકુની કરે છે. પણ દેશી રાજની નોકરી અને વગવસીલો નહિ એટલે પગાર ભારે તો શાનો હોય ? તેથી પેટનું પૂરૂં કરવા એ સરકારની નોકરી ઉપરાંત અહિંથી નીકળતા એક બે ચોપાનીયા તથા "અઠવાડીયા" માં લેખો લખી બીજા થોડાક રૂપીઆ મહિને પાડે છે.

જો કે પ્હેલા શરૂઆતમા તો અમારે બીયાબારૂં હતું પણ ગયા એક બે વર્ષથી મારે મારા પતિ સાથે ઠીક બનતું. પણ ૭ મહિના પર હું સુવાવડ સુના મારે પિયર ગઈ, એ વખતમાં કોણ જાણે શુયે થઈ ગયુ, જે આજ થોડા દિવસ ઉપર હું ન્હાઈ ધોઈ પાછી આવી ત્યારે એમના મા મને અસમાન જમીનનો ફેરફાર માલમ પડ્યો ! મને જણાયુ કે મારૂં બોલવું હવે એમને ગમતું નથી, તેમ હું એમની પાસે ઉભી રહું તે પણ એમને રૂચતું નથી. એમને કંઈ જોઈએ કરીએ તે પ્હેલાં તો મારી કને જ મગાવતા અને હવે પોતે પોતાની મેળે લઈ લે છે. હું આપવા દોડું તો ડોળા કાઢે છે. દહાડો ચ્હડી ગયો હોય અને હું એમને ઉઠાડવા જઉં, તો કાં તો મ્હોંડિયાં કરે છે કે કાં તો જાગતા છતાં ઉંઘતા હોય એવો ડોળ કરી પડી રહે છે અને હલાવ્યા હાલતા પણ નથી પાણી પીવું હોય તો જાતે માટલે પ્હોંચે છે; ન્હાવું હોય તો જાતે ચુલા પરથી પાણી ઉતારી લે છે ! જમવા બેઠા હોય ને કોઈ ચીજ ખાઈ રહ્યા હોય અને જોઈતી હોય છતા માગવાના તો નહિ જ. કાં તો પોતાની મેળે લઈ લે અગર તો એના વગર નભાવી લે ! પ્હેલા તો વળી એ દર મહિને મને એક રૂપીઓ હાથખર્ચનો આપતા અને હવે એ પણ બંધ કરી દીધો છે, એટલું જ નહિ પણ મારૂં લુગડું તો ઠીક છે પણ એમના પોતાનાં ધોતીઆમાં નાખવા સાબુ જોઈતો હોય તો તેના પૈસા પણ એ એ આપે છે, તોયે બહુ જ લેવ ચોળાવ્યા પછી,—બહુ રગડાવ્યા પછી જ આપે છે અને નથી આપતા તો સમુળગા નથી જ આપતા ! આનું કારણ હું પ્રથમ તો ન સમજી શકી—એને મારૂં મારાથી એ આટલા બધા અતડા રહે છે તે હું એકદમ કળી ન શકી. પણ ધીરે ધીરે

ગોપડો ઉકલ્યો. હું પિયર હતી તે દરમિયાન એ એકલા, સ્વતંત્ર હતા. એ વખતે કંઈ અવનવો બનાવ બન્યો હોવો જોઈએ, એમ મને જણાયું.

અમારી જોડે એક વિધવા વાણીયણ રહે છે. એની ચાલચલગત સારી કહેવાતી નથી. લોકો એના વિષે ગમે તેમ બોલે છે ને એની નાતમાં તો એની જાત પર વાત પણ રાખતાં નથી. કાનુ ગુન્હેગાર છે કે એ રાંડને એનો વર ગમ્યો નહિ તેથી ઝેર પાઈ મારી નાંખ્યો હતો.

હવે હું માનું છું કે મારા પતિ એની પાછળ-ઘેલા થયા છે. એ રાંડે એમને કંઈ કર્યું છે. મારા આ માનવાને સબળ અને પૂરતાં કારણો છે. અમારા ઘરની બારીઓ અને એના ઘરની બારીઓ પાસે પાસે છે, અમારા છજામાંથી અને એના છજામાંથી આપણે વાત કરી શકીએ એમ છે. ઘેર હોય ત્યાંસુધી અમારા છજામાં ખુરશી નાંખી મારા પતિજી એ પર બેસી રહે છે: દાતણ કરવાનું પણ ખુરશીપર, લુગડાં પહેરવાનાં પણ ખુરશીપર, લખવાનું પણ ખુરશીપર, વાંચવાનું પણ ખુરશી પર, ખાઈને પાણીનો કોગળો કરવાનો પણ ખુરશીપરથી અને કોઈ કોઈવાર સાંજનું ખાવાનું પણ ખુરશીપર જ ખાવાનું! પેલી—પણ મારા પતિની નજરે પડાય એમ પોતાના છજામાં બેસી માથું હોળે છે, પોતાની બારીમાં બેસી શાક સમારે છે, દાળચોખા વીણે છે. પ્હેલાં મારા પતિ આંકડીયાળા વાળ ન્હોતા રાખતા. પેલી કુભારજા પણ એનો ધણી જીવતો ત્યારે તો વાઘરેણ જેવી ફરતી. અને આજ તો જાણે નવી વહુ સાસરે ન આવી હોય એવો લટકો મટકો કરે છે—એટલો તોર અને મરડાટ રાખે છે! અને જગતની આગળ કાંઈ ઢાંકણું છે? લોકોથી આવી કોઈ વાત છુપી રહી શકતી નથી. આડોશીપાડોશી જેટલીવાર અમારા ઘર આગળ થઈને જાય એટલીવાર અમારા અને એના છજા તરફ આંખો ખોસી ખોસીને જોતાં જોતાંજ જાય છે! કેટલાક તો ખુસપુસ વાતો કરી ઉંચરે "અરે બા! આ તે શું!"—એવા ઉદ્‌ગાર કાઢે છે! પેલીને મારા પતિને પાનબીડી આપતાં તો મેં ઘણીવાર જોયલી, ચ્હા આપતા પણ ત્રણ ચાર વખત દીઠેલી. એક વખત એણે એના રસોડાની જાળીમાંથી કાગળની ઝીણીઝીણી કાપલીઓ નાખેલી, તે થોડી વીણી લાવી મેં જોઈ તો એમાં મારા પતિજીના પોતાના જ અક્ષર હતા!

હું તો સ્ત્રી છું. પંડિત કહેવાતા પુરુષો પણ કૂતરાં કરતાંય વધારે અદેખા હોય છે, તો મને અદેખાઈ ન આવે? પેલી—ન્હાયા પછી મારા પતિની બરોબર સામે આવી બીજું દદડતું લુગડું બદલી કોરું પ્હેરે છે! ઘણી વખત તો એકલી કાંઈપણ કામકાજ વગર અમારા છજા તરફ નજર કરીને બેસી રહે છે! અને આ ઉપરાંત કંઈ કંઈ કુચેષ્ટા કરે છે—ત્યારે મને એથી ખુન્નસ ન આવે? વળી જ્યારે ને ત્યારે એ કુભારજા મને "કેમ અધારી બ્હેન!" કહી બોલાવે છે ત્યારે એથી તો હું ઉભીને ઉભી બળીજ જાઉં છું!

હું પુછું છું કે મારા કરતાં એનામાં વધારે શું છે? પણ ના. એ તો દુનિયાનો રિવાજ છે કે જે પોતાનું ન હોય તે જ પોતાને વધારે સારૂ લાગે છે!

હું કંઈ વરવી નથી. હા, એટલું ખરું કે પેલી છપ્પનપેલી લગાર એ બાબતમાં ચઢેલી છે, ધોળા ચામડાની છે, એને "સું—સા" બોલતાં આવડે છે, ચટીપટી આવડે છે. અને હું અભણ છું, મારા પતિ કરતાં બે મુઠ ઉંચી છું. જરા પણ બેવડી છું. અને મારૂં ચામડું પણ કાળું તો છે.

પણ એમા મારો શો વાંક ? ઉંચાં નીચાં થવુ, કાળાં ગોરાં થવું, જાડાં પાતળાં થવું, એ તે કંઈ આપણા હાથની વાત છે ? અને હું અભણ છું, એમા તે વાંક મારો, મારા માબાપનો કે મારાં સાસરીઆંનો ? મારાં માબાપે વિચાર કેમ ન કર્યો કે ભણેલા ગણેલા જમાઈને અભણ છોકરી સાથે શી રીતે બનશે ? મારા સાસરીઆંએ વિચાર કેમ ન કર્યો કે ભણેલા ગણેલા દીકરાનો અજ્ઞાન બાયડી સાથે શી રીતે મેળ મળશે ? ગામડામાં ઉછરેલીને શહેરનો વાસ શી રીતે ગમશે ? ગામડાનો પહેરવેશ, ગામડાની રહેણીકરણી એકદમ શી રીતે બદલાશે ? તેનાથી શહેરી એકદમ કેમ બનાશે ? અભણ બાયડીઓને એમના ભણેલા ધણી કેવો ને કેટલો ત્રાસ આપે છે, એ કોઈને જાણવુ છે, સમજવુ છે ?

સવારમાં ઉઠે ત્યારથી તે રાતના દસ વાગતાં સુધી તો એ મારી સાથે બોલવાના જ નહિ. જાણે મને ઓળખતા જ નથી. અને કદાચ બોલવું પડે તો "એ ટોર !" "એ ઢોર !" એમ પેલી સાંભળે એવી રીતે કહી બોલાવવાના. પછી પાછા એ ભલા અને એમની ખુરશી ભલી. મને સુતી વખતે પણ જો હું એમનુ માથું કે પગ દાબવા બેસુ તો એ જાણે દુ:ખાતાં હોય એમ કરવાના. મારી સાથે વાતો તો કરે જ શાના ? મને નવાજુના બનાવ સંભળાવે તો શાના જ ? હું પચ્ચીસ વચન પુછુ, તો એ એક જ વચન દેશે ને તે પણ જવાબ આપે અને તેય ન છુટકે ત્યારે—શું અમને માન અપમાન ન લાગે ? તિરસ્કાર ન ગણે ? મેં એમનુ શું બગાડ્યુ છે ? એટલી મદુ છુ ત્યારે મને જાતજાતના વિચાર આવે છે અને છેવટે રડી પડુ છુ મને લાગે છે કે જો આવું ને આવું ચાલશે તો હું ગાંડી થઈ જઈશ.

મારા પતિના ચન્દુ નામે એક બાળમિત્ર છે. હમણાં જ એ શરીક. અમારે ત્યાં એ ઘણીવાર આવજા કરે છે મારા પતિની નજરે હું નિરૂપયોગી છું, પણ આ ચન્દુની નજરે હું કિંમતીમા કિંમતી લાગુ છુ ! મે ઉભય કુળને કલંક હજુસુધી તો લગાડ્યુ નથી અને ભવિષ્યમાં પણ એ માર્ગે નથી જ જનાર. ફક્ત હું તો એટલુ જ બતાવવા માગુ છુ કે મારી કિંમત કરનાર કોઈ નથી, એમ તો નહિ.

આપણે ત્યા મરદ ગમે એવા નાગોલુચ્ચો હોય તોપે એનો તાંબાનો લોટો ગણી નભાવી લેવામા આવે છે. એથી ઉલટુ સ્ત્રીને ધુળ જેવી બાબતમાંયે હડધુત કરી રખડતી કરી મુકવામાં આવે છે ! આ ક્યાંનો ન્યાય ? જે પુરૂષો દુરાચારી હોય છે, તેની સ્ત્રીઓ પાપથી ડરીને ચાલનારી હોય છે, તોયે છેવટે અનાચારમાં ફસી પડે છે એનુ કારણ ?—તેનું કારણ એટલું જ કે અમને અકળાઈ ન આવે ? અમને કોઈ દિવસ પણ પતિ વ્હાલથી ન બોલાવે એ શું ન લાગે ? હું હોંશે હોંશે વળગતી જાઉં ને એ આઘા આઘા નાસે, એથી મને કેવુ થાય ? હું કંઈ કહેવા કરવા જાઉં ને એ આંખો ભાળે, કાને ધાર્ય દે, તે કેવુ લાગે ?

એમના આવા વર્તનથી હવે તો હું સાવ કંટાળી ગઈ છુ—અને કોણ ન કંટાળે ? જે અમારો આશ્રય અને અવલંબન છે એ અમને આવુ કરે, ત્યા પછી અમારી શી દશા ? કહેવત પણ છે કે "ધણી મારે ઠેબાંએ તો લોક મારે ઇંટાળે" ! હું તો છેક મુંઝાઈ ગઈ છું. મને એમ જ થાય છે કે હવે મારે કરવુ શુ ?

# રૂપ

## અથવા તનદુરસ્તીનું પ્રતિબિમ્બ.

લેખક: શ્રીયુત સ્વામીજી શિવાનન્દજી તથા પરમાનન્દજી.

( ૧૯૨૦ ના સપ્ટેમ્બર—ઑક્ટોબરના અંકથી ચાલુ— )

### ૨.

દૂમન તારૂં ધ્યાન સજતાં, હાથ જખમી થાય છે,
મુજથી લખાતું એ નથી, નથી મુજથી એ છોડાય છે.
તું છે અકલ વળી મુજમાં, નહીં વર્ણું તાકાત છે,
મનથી નહિ ગાયાય કે મુખથી નહીં બોલાય છે.
સાવધ થવાદે—દેખવા દે શું અરે મુશ્કેલ છે,
કે કુસનના વિચાર મુજથી, દૂર ખસતા જાય છે.
છે ધ્યાન ઉત્તમ કુસનનું, સ્વામીથી શું લેખાય છે,
થોડું લખ્યું ઘણું માની લેજો, એજ માત્ર ઉપાય છે.

### સુન્દરતા વધારવાના સામાન્ય નિયમો:

(૧) પુરૂષે ઓછામાં ઓછાં પચ્ચીસ વર્ષ અને સ્ત્રીએ સોળ વર્ષ સુધી પૂર્ણ બ્રહ્મચર્ય પાળવું * (૨) તે ઉપરાન્તની ઉમ્મરનાં પતિ પત્નીએ પણ વિષય ભોગમાં અને તેટલો મિતાચાર અને સંયમ રાખવો.‡ (૪) દંપતીએ હમ્મેશાં જૂદી જૂદી પથારીમાં જ સુવાનો રિવાજ રાખવો.× (૩) ગર્ભ ધારણ થયા પછી બાળકનો જન્મ થઇ તે

* કારણકે તેથી ઓછી ઉમ્મરનાં સ્ત્રી પુરૂષ પ્રજોત્પત્તિ તત્વો [ રજ તથા વીર્ય ] પક્વ થતાં નથી. કોઇપણ કાચું કાચું ફળ તોડી લઇને તેનો ઉપયોગ કરી જોતાં ખાત્રી થશે કે તેમાં રસ, સ્વાદ તથા ગુણ આપનારાં તત્વો બિલકુલ હોતાં નથી ( અથવા હોય છે તો બહુજ અલ્પ પ્રમાણમાં હોય છે ) આ પ્રમાણે જ અપક્વ વયનાં દંપતી વિષે સમજવું. તેઓ પોતે ( અપક્વ વયમાં માતા પિતા થવાથી ) નિર્બળ, અલ્પાયુષી તથા રોગી થાય છે એટલું જ નહિ પણ તેમની જે પ્રજા થાય છે તે પણ તેવી જ નિર્બળ, અલ્પાયુષી અને રોગી રહે છે ! ‡ ઋતુ સિવાયનો વિષય ભોગ, તેમજ અતિભોગ, હમ્મેશાં બહુ હાનિકારક છે ( આ વિષયને સમતા વૈદ્યક અને શાસ્ત્રીય નિયમો દર્શાવતો એક લેખ તૈયાર

છે, તે ટૂંક સમયમાં ખાસ અંક રૂપે આ માસિકને અંગે પ્રકટ કરવામાં આવશે.) ધાવતું હોય ત્યાં સુધી તેનાં માતા પિતાએ સર્વથા બ્રહ્મચર્ય પાળવું. (૪) સાબૂ ચોળીને નહાવાના બદલામાં ચાર પાંચ અરીઠા રાત્રે અડધા શેર પાણીમાં ગલાળી મૂકવા અને સ્હવારે ખૂબ ફીણીને શરીરે ચોળી નહાવાથી શરીર સારૂં સાફ થાય છે અને સાબૂથી શરીર ફાટી જઇ ખરાબ થાય છે, તેમ થતું નથી. (શરીર ઉપરની ચામડીના નીચેના ભાગમાં ચીકાશ ઉત્પન્ન કરવાની ઝીણી ઝીણી ગાંઠો છે. સાબૂ લગાડવાથી તે ગાંઠોની ચીકાશ પેદા કરવાની શક્તિ નાશ પામે છે શરીર ધોવાની ખાતર પહેલાં કોઇ દેશમાં સાબૂ વપરાતો હોય એવો દાખલો મળી આવતો નથી. ઇ સ. ૮૦૦ ની લગભગ સ્પેન, ઈટાલી માં તથા ૧૩૦૦ ની લગભગ ઇંગ્લેંડમાં સાબૂથી નહાવાનો પ્રચાર શરૂ થયો જણાય છે. આ રિવાજ ધીરે ધીરે હિન્દુસ્થાનમાં પણ દાખલ થયો ! તે પહેલાં આપણા દેશમાં અરીઠાના પાણીથી નહાવાનો રિવાજ હતો.) સ્નાન કરતી વખતે લીંબુનો રસ પાણીમાં નાખીને નહાવામાં આવે તો શરીર ઘણુંજ સાફ અને નરમ રહે છે (૬) સ્હવારમાં ખુલ્લી હવામાં ફરવાથી ચહેરા ઉપર કુદરતી લાલાશ આવે છે અને ઘાસ ઉપર પડેલું રાતનું ઝાકળ સ્હવારે ચહેરા અથવા હાથ ઉપર ઘસવાથી અજબ પ્રકારની નરમાશ ઉત્પન્ન થાય છે (૭) મહેનત અથવા વ્યાયામ (કસરત) કરવાથી શરીરના અવયવો સુડોળ (ઘાટીલા) બને છે અને પરસેવો આવી શરીરની રગત ખીલે છે, જેથી સુન્દરતામાં વધારો થાય છે (૮) કુટુમ્બી જન સાથે સંપથી વર્તી ક્લેશને દૂર રાખી, માનસિક વ્યાધિઓથી બચતાં રહેવું કુટુંબ ક્લેશથી માનસિક રોગમાં વૃદ્ધિ થઇ હિસ્ટીરીયા આદિ ભયંકર દરદો થઇ, રૂપ નષ્ટ થાય છે. (૯) ઘણાખરા લોકોના હાથ, પગ તથા મ્હોં ઉપર શિયાળામાં ઠંડીને લીધે મેલ બાઝી જાય છે અને જ્યારે ઘસીને તે ઉતારવા જાય છે ત્યારે હાથ પગ ફાટી જઈ તેમાંથી લોહી વગેરે નીકળીને બળતરા થાય છે માટે એમ થાય ત્યારે લોકોએ દરરોજ સ્હવારે હાથ, મ્હોં તથા પગ ધોતી વખતે ચણાનો લોટ, હળદર, તેલ અને લીંબૂનો રસ મીલાવીને ચોપડવું. જેથી તે લોટ મેલને સાથે લઇને ઉતરશે આ પ્રમાણે થોડા દિવસ કરવાથી મેલ દૂર થઇ સુન્દરતા આવે છે (૧૦) દારૂ, ચ્હા, અફીણ આદિ વ્યસનોથી દૂર રહેવાથી રૂપ વધારે વખત સુધી ટકી રહે છે, કારણ કે આવાં વ્યસનો ચાલુ રહવાથી હોજરી યકૃત્, મગજ અને આંતરડાં ખરાબ થઈ જઇ, શરીરને ફિક્કુ કરી નાખે છે (૧૧) નિયમસર હલકો પાચન થઇ શકે એવો ખોરાક ખૂબ ચાવીને ખાવાથી શરીરની કાન્તિમાં વધારો થાય છે એક કોળિયો આશરે બીસેક વખત ચાવ્યા પછી જ ઉતારવા યોગ્ય થાય છે ચાવવાનો અર્થ એ છે કે ખોરાકની અંદર મ્હોંનું થૂંક (સેલીવા) મળીને એકરૂપ થઇ જાય. આમ થવાથી તે તરત જ પાચન થઇ રસ થયા પછી લોહી થઇ શરીરને લાલ બનાવે છે

¤ આ અત્યંત જરૂરનો રિવાજ સામાન્ય રીતે લોકોમાં જોવામાં આવતો નથી તે નહિ પાળવાને લીધે સ્ત્રી પુરૂષોમાં શરીરને ધોઇ નાખતાં તથા મનને નબળાં કરતાં અનેક દુષ્ટ દરદો લાગુ થઇ જાય છે ! શયન વ્યવસ્થા જુદી જુદી રાખવાથી પતિપત્નીમાં પરસ્પર પ્રેમનો પણ વધારો થયાં કરે છે.

ઉપર જણાવેલા નિયમો પ્રમાણે વર્તવાથી રૂપમાં વૃદ્ધિ થાય છે એટલુંજ નહિ પણ આયુષ્યમાં પણ તે સારો વધારો કરે છે, અને કાલાંતરે પુરેપુરૂં જોબન પ્રાપ્ત થઇ શકે છે.

રૂપમાં વિઘ્ન કરતા સાધારણ વ્યાધિઓના સરલ ઉપાયો.

હવે સુન્દરતાનો ઘટાડો કરતાં દરદો પૈકી સાધારણ વ્યાધિઓના કેટલાક ઉપાયો અહિ આપવા યોગ્ય લાગે છે.

૧. શિયાળામાં ટાઢથી શરીર ફાટી જાય છે તેનો ઉપાય:

બળેલી છીપની રાખ—સોનાગેરૂ—ગોળ—ઘી—તથા સ્ત્રીનું અથવા ગાય અથવા બકરીનું દૂધ: આ સઘળું સમ ભાગે લઇ, વાટીને મીલાવી દેવું અને પછી ચોપડવું. આથી પડેલા સઘળા ફાપા રૂઝાઇ જાઇ શરીર દુરસ્ત થઇ જાય છે.

૨. તાપમાં રહેવાથી શ્યામતા આવી જાય છે તેનો ઉપાય:

ચણાનો લોટ—દૂધની મલાઇ અને સાજીનાં ફુલ: આ સઘળાને લગાર ઉના પાણીમાં નાંખી મીલાવી ચોપડી દેવું. સુકાયા પછી ધોઈ નાંખવાથી શરીરનો રંગ દીપી નીકળે છે.

૩. કોઇ કોઇના ચહેરા ઉપર છાંય પડી જાય છે, તેથી રૂપ છતાં બદસૂરત દેખાય છે. તેનો ઉપાય:

(૧) હળદરને આકડાનું દૂધ મીલાવી તેનો લેપ કરવાથી તે દૂર થાય છે. અથવા (૨) મૂળાનું પાણી ને લીંબૂનો રસ ચોપડીને રોજ ધોવામાં આવે તો પણ સારૂ થાય છે.

૪. ઘણાનો ચહેરો ખીલ નીકળવાથી કદરૂપો બની જાય છે. તેનો ઉપાય:

(૧) સાજીનાં ફુલ—હળદર—મજીઠ—લોદર—બદામના ગોળા—જવનો લોટ—કેસર અને દૂધની મલાઇ: આ સઘળાંને વાટીને મીલાવી તેનો લેપ કરવાથી ખીલ મટે છે અગર (૨) મૂળાનાં બીજ તથા ખડબૂચનાં બીજ (દરેક એક તોલો),— જવનો લોટ (બે તોલા), કડવી બદામના ગોળા—ઉપલેટ અને બોરી ગુંદર, (દરેક અડધો તોલો): આ સઘળી ચીજોને ખુબ કુટીને સરકામાં (સરકામાં) મીલાવી રાતે ચોપડીને આખી રાત રાખવું. પછી સવારમાં ઉના પાણીથી ધોઇ નાખવું.

૫. વધારે પવન, ધુળ, ટાઢ અથવા ધુપ (ગરમી) લાગવાથી રંગ બદલાઇ જાય છે તેનો ઉપાય:

ટમાટાનો રસ ચોપડીને સુકાયા પછી ધોવાથી રંગ સારો નીકળી આવે છે. મોટર વાપરનારને માટે આ ઘણી ઉત્તમ ચીજ છે.

૬. એકલું દૂધ ચોપડીને ધોવાથી પણ રંગ ઘણો સરસ ખીલે છે. યૂરોપમાં કેટલાક વખત ઉપર એક મોટી શોધ કરવામાં આવી કહેવાય છે કે—દૂધમાંથી માખણ કાઢ્યા પછી જે કુચા રહે અથવા મલાઇમાંથી માખણ કાઢ્યા પછી જે કુચા રહે, તે શરીર ઉપર ચોપડીને મસળવાથી રંગ સારો થાય છે. પણ તે યૂરોપીયન શોધકોને ખબર નહિ હશે કે પંજાબમાં આ રિવાજ સાધારણ એકૃત વર્ગમાં પણ છે. મલાઇના પડી રહેલા કુચા અથવા માખણ તાવ્યા પછી રહેલી બખરી ત્યાંની સ્ત્રીઓ પોતાના શરીરે મસળે છે તેથી

રૂપમાં ઘણો જ વધારો થાય છે. આથી સાબીત થાય છે કે અમારા જુના લોકો પણ રૂપાળા થવાના સાયન્સ (શાસ્ત્ર) ના જ્ઞાનથી અજાણીતગાર નહોતા.

૭. આંખોના કેટલાક વ્યાધિથી બદસુરતી લાગે છે. જેમકે—

(૧) આંખોમાંથી પાણી નીકળે છે તેનો ઉપાય,

હરડેની મીંજ—તોલો એક, બહેડાની મીંજ—તોલા બે, તથા આંબળાંની મીંજ—તોલા ત્રણ,—પાણીમાં વાટી નાની નાની લવંગોળ આકારની ગોળીઓ કરવી અને તેને પાણીમાં ઘસીને આંજવી. તેથી આંખમાંથી પાણી જતું બંધ થશે.

(૨) આંખોની પાંપણો ખરી જતી હોય તેનો ઉપાય

ચીમડ સાથે બસરી સૂરમો બારીક વાટી કાંસાનાં વાસણમાં ગાયના ઘી સાથે ખરલ કરીને લગાડવાથી ફાયદો થાય છે.

(૩) આંખે આંજણી થાય છે તેનો ઉપાય

૧—ભીંતની માટી, જુનો કોયલો, તથા કાળાં મરી પાણીમાં વાટીને લગાડવાથી આરામ થાય છે. અથવા ૨—સિંદૂર લગાડવાથી પણ ફાયદો થાય છે.

૮. મ્હોંના કેટલાક વ્યાધિના ઉપાય

(૧) દાંત જો મેલા અને સફાઈબંધ ન હોય તોપણ તે ખુબસુરતીને બગાડે છે. [ યૂરોપમાં ભાગ્યે જ કોઇના દાંત સારા હશે ઘણાના દાંતનાં મૂળમાં તો કીડા પડેલા હોય છે! હિન્દુસ્થાનમાં દાંતના રોગ યૂરોપના પ્રમાણમાં ઘણા જ ઓછા છે તથાપિ, હવે બેદરકારીને લીધે દિન પરદિન વધતા જતા જણાય છે હોજરી અને દાંતને ઘણો સબન્ધ છે. હલકો અને ખુબ ચાવેલો ખોરાક લેવામાં આવે તો દાંત બગડતા નથી જો દાંતને દરરોજ સાફ કરવામાં ન આવે અગર દરરોજ દાતણ ન કરીએ તો દાંત ઉપર પીળા રંગનો મેલ બાઝી જાય છે તેથી તે ઘણા જ ખરાબ દેખાય છે એટલું જ નહિ પણ દાંતમાં અનેક રોગ પેદા થાય છે. બ્રશથી દાંત સાફ કરવા કરતાં દાતણથી સાફ કરવા તે સારૂં છે. કારણ કે બ્રશની શાળાઓ સખ્ત હોવાથી પેઢુની ચામડી ચોસી થઈ દાંતિયો છૂટી પડી જાય છે. અને તેમાં પછી ખોરાકની કણીઓ રહી જવાથી સડો ઉત્પન્ન થાય છે આ હાલત ચાલુ રહે તો અંદર જીવડા પડે છે અને અનેક રોગ પેદા થાય છે ]

જો દાંત ઉપર મેલ બાઝેલો હોય અગર દાંત કમજોર હોય તો નીચે લખેલો પાઉડર (ભૂકો) લગાડવાથી દાંત સાફ અને મજબૂત થાય છે

| | |
|---|---|
| અરીઠાના ઠળીયાની રાખ—તોલા ૧૦<br>ફુલાવેલી ફટકડી—તોલા ૧૦<br>કપૂર—તોલો ૧<br>ખાવાનું મીઠું—તોલા ૫ | આ સઘળું બાઢીને મીલાવ્યેથી દરરોજ ઘસવા માટેનું ઉત્તમ દંતમંજન* તૈયાર થાય છે. |

* આ મંજનમાં ઈંટ ઘસીને તેનો ભૂકો, બદામનાં છોડાં બાળીને તેની રાખ તથા ચાક, એટલું ઉમેરીને પણ વાપરી શકાય છે

આ દંતમંજન ઘણા વાપરે છે અને તે ઘણું સારૂં છે. તંત્રી સુ. સુ.

[ગુજરાત-કાઠિયાવાડ દેશમાં છીંકણી ઘસવાનો ઘણો જ ગંદો રિવાજ પડી ગયો છે. તે બહુ હાનિ ઉત્પન્ન કરે છે. સ્ત્રીઓ નવરી થાય ત્યારે છીંકણી ઘસવા બેસે છે અને થુંકનો રેલો હાથની કોણી નીચે ચાલ્યો જાય છે, તેની પણ તેને પરવા હોતી નથી। છીંકણી ઘસતાં કોઇને જોયું હોય તો તેના હાથનું પાણી પણ પીવું ગમે નહિં, એવી ગંદકી નજરે પડે છે. રૂપને આ એક મોટું લાંછન લગાડનારો રિવાજ છે. આ ઉપરાન્ત-છીંકણી ઘસનારને ખબર નહિ હશે કે છીંકણી ઘસવાથી જે તેના મ્હોંમાંથી લાળ જાય છે, તે પાચનક્રિયામાં ખાસ મદદ આપનાર હોવાથી ઘણી કીમતી અને ઉપયોગી વસ્તુ છે. તે લાળ જો હોજરીમાં ન જાય તો ખોરાક પાચન થઇ શકે નહિં.]

(૨) મ્હોંમાંથી આવતી દુર્ગન્ધ અટકાવવાના ઉપાય

રૂપાળામાં રૂપાળા મ્હોંમાંથી પણ દુર્ગન્ધ આવતી હશે, તો તેની પાસે જનાર આદમ તેનાથી દૂર થઇ જશે અને તેની સાથે વાત કરવા પણ ચહાશે નહિ. મ્હોંમાંથી ખરાબ વાસ આવવાનાં બે કારણ છે એક તો—દાંતનો વ્યાધિ હોય, તે ઉપર જણાવેલા ઇલાજથી દૂર થઇ શકે. અને બીજું હોજરીનું દરદ. તેનો ઇલાજ હળવો, પાચન થઇ શકે એવો જ ખોરાક લઇને તેને ખુબ ચાવવો

[એક બાદશાહ હતો તે અનેક પ્રકારનાં મિષ્ટાન્ન ભોજન કરવા છતાં રોગીષ્ટ રહેતો અને કણબી હતો તે રોટલો ખાઇને તનદુરસ્ત રહેતો. તે જોઇને બાદશાહે પોતાના વૈદ્યને તે બાબત ખુલાસો પૂછયો બીજે દિવસે વૈદે રાજાજીની આગળ થાળમાં પીરસાયલું બધું ભોજન એકઠું કરીને એક વાસણમાં ભરી દીધું અને તેને બંધ કર્યું બીજા વાસણમાં તેણે પેલા કણબીનો રોટલો મૂકી તે બંધ કરી દીધું અને ત્રણ દિવસ પછી તે સભાની સમક્ષ ઉઘાડયું તો બાદશાહના ભોજનવાળા વાસણમાંથી એવી સખ્ત દુર્ગન્ધ આવતી હતી, જે માથું પણ ફરવી નાખે અને તેમાં અગણ્ય જંતુ ખદખદ કરતાં દેખાતાં હતાં। હવે બીજા વાસણમાંનો રોટલો સુકાઇને પ્રણો સખ્ત થઇ ગયો હતો પણ, તેમાં દુર્ગન્ધ કે જીવડાં કાંઇ પેદા થયેલાં જણાતાં નહોતાં. માટે ખોરાક અને અનેક પ્રકારનાં ભારે ભોજનમાં આટલોજ ફેર। મિષ્ટાન્ન આદિ અનેક પ્રકારના ભારે પદાર્થો જેનું નખાવે તો હોજરીમાં સડો ઉત્પન્ન કરે છે અને અનેક રોગ પેદા કરીને મોમાંથી દુર્ગન્ધ મારેછે।

ખોરાક નિયમસર લઇને જો આ નીચે લખેલી બનાવટની ગોળીઓ મ્હોંમાં રાખવામાં આવે તો દુર્ગન્ધ અવશ્ય દૂર થાય છે અને તે પાચન શક્તિને પણ મદદ આપે છે

જાયફળ, લવિંગ, ઇલાયચી, તજ, કસ્તુરી, રૂમી મસ્તકી અને ખુલંજાન, એ સરખાં ભાગે લઇ તેને ગુલાબજળ અથવા કેવડા જળમાં વાટીને મ્હોટા ચણા બરોબર ગોળીઓ વાળવી. તે મ્હોંમાં રાખી ચૂશીને તેનો રસ ઉતારવામાં આવે તો તે દુર્ગન્ધ મટાડવા ઉપરાન્ત પણ બહુ ફાયદા કરે છે.

પરદેશી ગોળીઓ જે મ્હોં સ્વાદ કરવાને લોકો ખાય છે તેના કરતાં આ ઘણી વધારે ગુણકારી છે અને કેટલીક પરદેશી ગોળીઓની બનાવટમાં તો કોકેન જેવાં હાનિકારક પદાર્થો પણ વપરાય છે।

૯ અવાજ પણ સુન્દરતાનું એક ખાસ અંગ ગણાય છે. જેનો અવાજ જાડો,

ભારે અને તદન બેઠેલો હોય, તે રૂપાળી છતાં પણ ગ્લાનિ ઉપજાવે છે, અને મધુર, સાફ તથા મીઠાશ ભરેલો અવાજ હોય તો ચ્હેરો જોયા શિવાય જ હૃદય ઉપર સારી અસર કરે છે. ખરાબ અવાજ સુધારવાને માટે આ નીચે લખેલો પ્રયોગ ઉત્તમ છે અને ગાનારાને તો તે ખાસ બક્ષીસ સમાનજ છે:

ખડી-તોલા ૧૨, બદામના ગોળા-૧૦, ચાર મગજ (કાકડીનાં, તુરીનાં, ખડબુચાનાં અને તડબુચનાં બીજ)-તોલા ૧૦, ખસખસ-તોલા ૫, કાળાં મરી-તોલો ૧, મેદીમધ-તોલા ૨,-એ બધાંને ઘુંટીને મીલાવી, એમાંથી ચાર આની ભાર દરરોજ સવાર સાંજ મધમાં ચાટવાથી (-અથવા તેમાં મધ નાંખીને ગોળીઓ કરી મ્હોમાં રાખી મૂકવાથી) અવાજ કોયલ જેવો સુન્દર થાય છે.*

૧૦. માથાના વાળ ખૂબસુરતીમાં (ખાસ કરીને સ્ત્રીના રૂપમાં) મોટો વધારો કરનાર છે. યૂરોપ આદિ દેશોમાં વાળને રૂપાળા, જથ્થાબંધ, લાંબા કરવાને માટે તો ત્યાંના લોકો ઘેલા થઇ ગયેલા છે, અને તેને લીધે તો ત્યાં અસંખ્ય દુકાનો ખોલવામાં આવી છે તથા અનેક જાત જાતની દવાઓ તેમાં વેચાય છે. આપણા હિન્દુસ્થાનમાં પણ આ અનિષ્ટ આવી પહોંચ્યું છે અને થોડાં સારાં તેલોની સાથે સંખ્યાબંધ વાસ વગરના ઘાસ તેલમાંથી તૈયાર કરેલાં સુગંધી તેલો-નામનાંજ "કેશવર્ધક" હોઇ, વાળનો નાશ કરવામાં મહત્વનો ભાગ લેછે! યૂરોપમાં અનેક જાતના વાળ વેચાતા પણ મળે છે, જેનો ઉપયોગ સ્ત્રીઓ જલસા અથવા નાચ વગેરેમાં જતી વખત કરે છે પરન્તુ કુદરતી લાંબા સીધા અને (ચમકીલા) ઝગઝગાટ વાળ જ રૂપને વધારે છે. આપણા ભરતખંડમાં કાશ્મીર તથા બંગાળના વાળ બહુ વખણાય છે. કેટલીક સુન્દર સ્ત્રીઓને ૭ ફુટથી પણ રહેજ લાંબા વાળ મ્હેં જાતે જોયેલ છે. અને એક હિન્દુ સરદારના દસ ફુટ સાત ઇંચ લાંબા વાળનો દાખલો એક ઈંગ્રેજના હાથે લખાયલો મોજુદ છે.

પરન્તુ વાળ લાંબા હોય, છતાં ઘણે ઠેકાણે તે બાંધવાનો અથવા ગૂંથવાનો ઢંગ ખરાબ હોય છે. જેમકે પંજાબમાં માથું ઓળ્યા પછી માથાની પાછળી બાજુ છોટલી જેવું ગૂંથી લેછે, જેથી વાળની અંદર પવન સરખો પણ પેશી શકે નહિ! અને આ વાળ શોભા આપતા નથી એટલુંજ નહિ તે દરરોજ સાફ પણ કરી શકાતા નથી. વાળ રાખવાનો રિવાજ, ગુજરાતમાં ઘણો સારો છે. વાળ દરરોજ સાફ થઇ શકે છે પણ તેમ છતાં તે વાળ જોઇએ તેટલા લાંબા અને બહુ સાધારણ રીતે જોવામાં આવતા નથી. વાળ નષ્ટ થવાનાં મુખ્ય કારણ-બાળલગ્ન, અતિ વિષયભોગ, પ્રદર આદિ રોગો વગેરે છે. દૂર કરી શકાય તેવાં કારણોનો ઇલાજ કર્યા પછી જો વાળ વધારવાને વૈદકીય ઉપાય લેવામાં આવે તો જરૂર, તે બહુ સારી રીતે સુધરી તથા વધી શકે

વાળ લાંબા કરવાની ઇચ્છાવાળાએ નીચેનો પ્રયોગ કરવો

(૧) બોરડીનાં પાંદડાં તથા સીતાફળનાં પાંદડાં સરખે ભાગે લઇને તેમાં થોડું પાણી નાંખી તેને ભાંગની પેઠે વાટવાં અને પછી વાળના મૂળમાં ખૂબ ઘસવાં તથા ભરી રા-

* વિષયભોગની અતિશયતા પણ ઘણીવાર અવાજનું નખોદ વાળી નાંખે છે તેથી સારો કંઠ ચ્હાતાં સ્ત્રી પુરૂષે તે બાબતમાં પણ મિતાચાર પાળવાની ખાસ જરૂર છે.

ખવી. ત્રણેક કલાક રાખીને તે ધોઇ નાખવો. આમ વારંવાર કરવાથી વાળ લાંબા અને ઘટ્ટ થાય છે. અગર તો-(૨) ત્રિફલાનો ક્વાથ અષ્ટ વિશેષ અરડુસા જળભાંગરાનો રસ, બોરડીનો રસ તથા સીતાફળનો રસ, એ દરેક વીસ તોલા લઇને ત્રણ શેર તેલમાં નાખી ઉકાળવું જ્યારે રસ બળી જાય, ત્યારે તેલ ઉતારી લઇ ગળી લઇને તે તેલ દરરોજ વાળમાં ઘસવાથી વાળ લાંબા ચમકીલા અને સુન્દર થાય છે.

૧૧ આ ઉપરાન્ત સ્ત્રીઓને એક બે છોકરાં થયાં કે પછી તેમના સ્તને ઢીલાં પડી જાય છે. તે સખ્ત થાય તે માટે યુરોપમાં બહુ કૃત્રિમ ઉપાયો જેવા કે લાકડાના સળિયા ગુંથેલા કોરસેટ (કબજા) વગેરે લેવામાં આવે છે. અને આ અનિષ્ટ આપણા દેશની ઉચ્ચ કોમો પારસી વગેરેમાં દાખલ થવા માંડયાનું સાંભળ્યું છે ! પરન્તુ તેથી શરીરને નુકશાન જ છે, તે આગળ જણાવ્યું છે. સ્તનને સખ્ત કરવાને માટે નીચેનો ઉપાય સારો છે: કાચું દાડમ, કાચાં દાડમની છોતરાં, દાડમનાં ફુલ તથા દાડમનાં પાંદડાં,—એ દરેક એક શેર લઇ સરકો ચાર શેર તથા ગુલાબ જળ આઠ શેરમાં પલાળી રાખવું અને ત્રીજે દિવસે ઉકાળવું. જ્યારે ચારશેર બાકી રહે ત્યારે ઉતારી લઇ મસળીને લુગડામાં ગાળી, તેમાં સરસીયું બશેર મેળવી ગરમ કરવું. ઉકળતાં ઉકળતાં જ્યારે ફક્ત સરસીયુંજ રહી જાય ત્યારે ગાળી લેવું. તેમાંથી દરરોજ સ્તન ઉપર ઘસી, તેને ઉંચા કરીને લુગડાથી બાંધી તે ઉપર કબજો પહેરી લેવો. બે ત્રણ મહિનામાં સારો ફાયદો થશે.

હું ધારૂં છું કે સુંદરતા ટકાવી રાખવા માટે આટલું વિવેચન ઘણું થઇ પડશે.

હવે મારી એક શંકા છે. હું ધારૂં છું કે કોઇને કોઇ વાચક વર્ગમાંથી તેનો ખુલાસો કરી સમાધાન કરશે.

કુદરતી રીતે સુંદરતા નરજાતીમાં વિશેષ હોય છે કે નારી જાતીમાં ? યુક્તિ સહિત તેનો ખુલાસો મળવો જોઇએ.

કુદરત તરફ દ્રષ્ટી નાખતાં તો નરજાતિમાં જ રૂપ વિશેષ જોવામાં આવે છે. દાખલા તરીકે મોરનીઓના ટોળામાં મોર ઉભો હોય તો મોરજ રૂપાળો લાગશે. સીંહ અને સીંહણ બેમાંથી સીંહજ રૂપાળો જણાશે. હરણના ટોળામાં કાલીવર હોય તો તેનેજ રૂપાળો કહેવામાં આવશે. સાબરના ટોળામાં પણ નરજ, પોપટ નરનારીમાં પણ નરજ, કુકડીના ટોળામાં કુકડોજ, ચકલીઓમાં ચકલા, નાગણીયોમાં નાગ, ઇત્યાદી વિશેષ કરીને નરજાતીજ રૂપાળી જોવામાં આવે છે. આ હકીકત સ્ત્રીપુરૂષના સબન્ધમાં પણ સાચી છે કે કેમ ?

———

# पाकशास्त्र.

લેખક: બ્હેન સૌ. "સુ"—

## ફરશીપુરી.

પુરી જેટલી કરવી હોય તેના પ્રમાણમાં ચણાનો લોટ લઈ તેની અંદર અંદાજ મુજબ મીઠું, મરચું, હળદર અને સોડા તથા નાખી તેલમાં તળવી હોય તો અંદર તેલનું મોવણ નાખવું અને જો ઘીમાં તળવી હોયતો ઘીનું મોવણ નાખી પુરી જેવી કઠણ કણક બાંધવી ચણાના લોટનું પુરણ જે ઉપર મુજબ બાંધ્યું હોય તેનાથી અરધા ભાગે મેંદો લેવો, શેર ચણાના લોટનું પુરણ હોય તો અરધોશેર મેંદો લઈ તેને ઘીનું મોવણ દઈ કઠણ પુરી જેવી કણક બાંધી લુવો વાળી થોડું વણી તેની અંદર ઉપર જણાવ્યા પ્રમાણે જે ચણાના લોટનું પુરણ બનાવ્યું હોય તેમાંથી લુવો વાળી વણેલી પુરીમાં મુકી, પુરણપોળીની રીત પ્રમાણે ગોળ વાળી ઉપરની કણક કાપી લઈ, પુરી વણવી. પુરી વણી રહ્યા પછી તેને નખથી આંકા પાડવા. ઉપર પ્રમાણે આંકા પાડ્યાથી પૂરી ફૂલશે નહિ. આ પૂરી જો ફુલે તો તેના સ્વાદની મઝા પડતી નથી માટે આંકા પાડી પછીથી તેલ અગર ઘીમાં તળવી.

## ૨. મૂળાનાં ચોપડાં.

શેર એક મૂળા ઉપરના મોટાં ફળવાળા લઈ તેના નીચેનાં પાંદડાં કાપી નાખી મૂળા ખમણવા ખમણ્યા હોય તેને નીચોવ્યા વગર તેલનો વઘાર મુકી અંદર જીરૂ અને હીંગ અંદાજ મુજબ નાખી વઘારી દેવું. મીઠું, હળદર, લીલું કોપરૂં ઉપર ભભરાવી તેને ઢાંકી દેવું. મૂળા બરાબર સીજાઈ જાય એટલે તેમાં ચણાનો લોટ (મોવણ તેલનું) નાખી ઉપર ભભરાવી બરોબર હલાવવું નીચે ઉપર સરખો તાપ રાખી ચણાનો લોટ ચડી જાય એટલે તેમાં અરધોશેર દહીં નાખી ખુબ હલાવી એકમેક કરી સીજાવા દેવું.

ઉપર મુજબ તૈયાર થાય તેમાં લીલાં મરચાં આદુ અને કોથમીર ઝીણું ખાંડી વાટીને નાખવાં. ઘઉંનો લોટ શેર એક લઈ તેમાં તેલનું મોવણ નાખી પૂરી જેવો કઠણ લોટ બાંધવો. તેને પુરણપોળી મુજબ થોડું વણી ઉપર જણાવ્યું તેવું મૂળાનું જે પુરણ તૈયાર થયું હોય તેનો લુવો લઈ તેમાં મુકી ગોળ વાળી ઉપરની વધેલી કણક કહાડી લઈ વણવું, અને તવા ઉપર નાખી ચોપડાની રીત પ્રમાણે તેલમાં તળવાં તેમ કચોરી જો નાની કરવી હોય તો કડાઇમાં ખુબ તેલ મુકી તળવાથી આની લહેજત ઘણી આવે છે. [આ ચોપડાં સાથે જો ઝમરૂખીની છાશમાં રાંધેલી ઘેંસ હોય તો બહુ સારાં લાગે છે]

## ૩. ઘઉંનો ખીચડો.

આ ખીચડો ઘણે ભાગે નાગર કોમમાં કોઈ કોઈ જગ્યાએ નવરાત્રિના પારણાંને દિવસે પ્રાય થાય છે. કાઠીયાવાડમાં સંક્રાંતીને દિવસે કેટલીક જગ્યાએ પણ થાય છે. ખીચડો ઘણો સ્વાદીષ્ટ અને પુષ્ટીકારક છે. ઘણાં પાકશાસ્ત્ર મેં વાંચ્યાં પણ આ ચીજ તેમાં નહીં જોવાથી એની રીત અહિં લખી છે.

શેર એક ઘઉં લઈ તેને ખાંયણીમાં થોડું પાણી છાંટીને ખાંડવા. ઘઉંનાં ફોતરાં ઉખેડવા માટે થોડા થોડા ખાંડતાં જવું અને ઉપર ચમચું પાણી છાંટતાં જવું. થોડીવાર ખાંડી

પછી તે ઘઉં એક વાસણમાં ભરી ઉપર ઢાંકી એક રાત રાખવા. બીજે દીવસે બે હાથ વતી ખુબ મસળી નાખી તેને લોઢાના સુપડાથી અથવા મોટી થાળીથી ઝાટકી નાખવા. બધાં ફોતરાં કહાડી નાખીને ગેર ઘઉં હોય તો અન્દાજ તુવરની દાળ લેવી. ચૂલા પર ખીચડીના પ્રમાણ કરતાં થોડું વધારે પાણીનું આધરણ એક મોટા તપેલામાં મુકવું. આધરણ થાય એટલે તેમાં ચોકૂખા કરેલા ઘઉં અને તુવરની દાળ ઓરી દેવાં અને મીઠું વગેરે જોઇતો મસાલો નાખવો. પછી તેને થોડીવાર ઢાંકી રાખવું અંદર ખદખદવા માંડે એટલે જોવું; ઘઉં બરાબર બફાય અને દાળ અને ઘઉં એકરસ થઇ જાય એટલે નીચે ઉતારી, તેને ઉપર અંગારા નાખવા અને થોડીવાર શીજવા દેવું.

આની અંદર ઘી ખુબ નાંખી ખાવાથી સ્વાદીષ્ટ અને પુષ્ટીકારક લાગે છે.

## ૪. ચોખાના લોટની શેવ.

ચોખા અથવા કણકીને ઝીણાં દળાવવાં. કણકીનો લોટ બે વાડકા હોય તો ચાર વાડકા પાણી-લઇ લોટ અને પાણી બન્ને એક કરી એક તપેલામાં ચૂલે મુકવાં તેની અંદર ખપ મુજબ મીઠું કરૂ અને થોડો ખારો નાંખી, ખુબ-અંદર ગાંઠ ન પડે તેમ-હલાવ્યા કરવું. હલાવતે હલાવતે જ્યારે લોચા જેવું થાય એટલે ચૂલા ઉપરથી નીચે ઉતારી દેવું. પછી તડકો આવતો હોય તેવી જગ્યાએ એક ચોકૂખું લુગડું પાથરી, શેવ પાડવાનો સંચો અગર ઝારો હોય તો તેના ઉપર તે ખીરૂં મુઠી ભારથી ઘસવું આમ લુગડામાં શેવ પાડી, સુકાય પછી તેને લઇ લેવી તથા થોડી થોડી જોઇએ તે પ્રમાણે ઘીમાં અગર તેલમાં તળવી. માંદા માણસ માટે આ શેવ બહુ હલકી અને સારી છે.

આના જો પાપડ કરવા હોય તો ઉપર બતાવ્યું તે પ્રમાણે ખીરૂં તૈયાર થાય તેને શેવ ન પાડતાં એક થાળી ઉપર તેલ લગાડી ગોળ લુવો વાળી વણી અને સુકવવા અને પછી ઘી અગર તેલમાં તળવા. આ બન્ને ચીજો માંદા માણસને માટે બહુ રૂચીકારક છે.

૨

લેખક- બ્હેન સૌ. કીકીબ્હેન.

## ૫. તુવેરની દાળનાં ભજીયાં.

તુવરની દાળનું ઝીણું કકક હોય તેને ચાર ધોઇને કાંકરી કહાડી નાખીને પલાળવી ને પલળી તે પલળે એટલે ઝીણી વાટવી ને પછી તેમાં જો ખટાશ લાવવી હોય તો એક દીવસ પલાળી રાખવું. પછી તેમાં નવટાંક મરચાં [લીલાં] ઝીણાં વાટીને હળદર મીઠું વગેરે જે પ્રમાણે જોઇએ તે પ્રમાણમાં મસાલો નાખવો. કોથમીર મળે ત્યાં સુધી નાખવી. નહિ તો ખાવાકરૂં ખાંડેલું નાંખવું ને ઘઉંનો લોટ અન્દાજ લેવો તેને મોણ તેલનું દેવું [મુઠી વળે તેવું] પછીથી તે બધું પેલી વાટેલી દાળમાં મેળવીને તેના વાટા કરવા (અળવીનાં પાંદડાંની પેઠે) પછી તપેલામાં પાણી મુકીને ઉનું થાય એટલે-પાંદડાંની પેઠે તે વાટા કરેલાને તપેલીમાં ચાયણી ઉંધી મુકીને તે ઉપર મુકવા. એટલે બધું પાણી શોષી બેસે પછીથી બાહાર કાઢીને પાળા પતી ટકડા કરવા ને પછીથી તે જોઇતા લોઢાની કડાઇમાં જોઇતું મીઠું તેલ મુકીને તળવાં. રાતાં થાય એટલે કહાડી લેવાં એમાં આદુ તથા મરચાં લીલાં ઝીણાં વાટીને નખાય-તેમ મગી પણ નખાય એ રીતે આ ભજીયાં થાય છે.

### ૬ બટાટાની વડી.

બટાટા શેર એક લઈને બહુ બાફીને લચકો થાય એવા કરવા પછી તેને ફોલીને છુંદી નાખવા. પછીથી તેમાં બે ચમચી મીઠું અને એક ચમચી મરી અથવા મરચાં નાખીને મેળવીને વડી પાડવી. અને તેને સુકવી દેવી. બીજે દીવસે તેલ અથવા ઘીમાં તળવી; એટલે તૈયાર થઈ જશે. તે માંદા માણસને પણ ઉપયોગી છે.

—※—

## પાકશાસ્ત્રનું શિક્ષણ.

લેખક: "એક દીન ભગિની"

"સુંદરી સુબોધ" માં ઘણીવાર "પાકશાસ્ત્ર" ના લખાણ આવે છે. પણ તેમાંના ઘણાં ઉપયોગી થતાં હશે એમ મને લાગતું નથી કોઈ લેખ સાવ નમાલા હોય છે, તો કોઈ અધુરા હોય છે. જેને થોડું આવડતું હોય તેને એવાં લખાણ કંઈક કામનાં જણાય પણ જેને ન આવડતું હોય તેને સાવ નકામાં– ને આવડતું હોય તેને તો નકામાં જ। આમ મને લાગ્યું છે મારી ભુલ હશે તો કોઈ બહેન કૃપા કરીને તેમાં સુધારો કરશે.

પણ આ ટીકા બધાં "પાકશાસ્ત્ર" ના લખાણને લાગુ પડે છે, એમ કહેવાનો મારો હેતુ છે, એવું કોઈ માની લેશે નહીં એવી આશા હું રાખું છું. સ્વર્ગવાસી ઠાકર ભાઈ અંમૃતલાલ સુંદરજી પઢિઆર ઘણું ખરૂં "સુંદરી સુબોધ"માં લખતા તેમનાં લખાણમાંથી તથા હાલમાં વીસનગરના સ્વામી શ્રી શિવાનંદજી તથા પરમાનંદજીનાં લખાણોમાંથી ઘણું જાણવાનું મળતું અને મળે છે, એ કહેવા જેવું નથી. આ સ્વામીઓએ બતાવેલી "પાકશાસ્ત્ર" ની કેટલીક નવી વાનીઓ તથા બનાવટની કેટલીક નવી રીતો (દરેકના ગુણ દોષ સાથે) દરેક હિંદુ તો શું પણ બીજી કોમની સ્ત્રીઓએ પણ વાંચવા જેવી છે પઢિઆરજી પરલોક નહીં હોવા છતાં, એમને હો અમે સ્ત્રીઓનું હિત હતું અને સ્વામીજીઓએ સંસાર તજ્યો છતાં તેઓ અમારી લાગણી રાખે છે. બંનેના વૈદક અને પાકશાસ્ત્રનાં લખાણ સુંદરી સુબોધના ઉપયોગીપણામાં મોટો વધારો કરતાં—અને કરે છે, તેની વિદ્વાન તંત્રી સાહેબ પણ ના પાડશે નહીં.'

પણ મારે જે અહીં લખવાનું છે તે "પાકશાસ્ત્ર" ના (અને–કેટલેક ભાગે–કહું તો, વૈદકનાં) લખાણો જે વખતો વખત નમાલાં, અધુરાં અને ભૂલોવાળાં આવે છે, તેને માટે છે. સુંદરી સુબોધના અધિપતિ સાહેબે આ બાબતમાં ખાસ કાળજી રાખવાની જરૂર મને દેખાય છે. તેઓ સર્વજ્ઞ ન હોઈ શકે. એટલે આવા ખાસ જ્ઞાનના વિષયોમાં તેઓની પુરી માહિતી ન હોય. પણ એવી બાબતોનાં લખાણ આવા સ્વામીજી જેવા અથવા બીજા ખાસ અભ્યાસીઓની પાસે તપાસ કરાવીને તેઓ પ્રકટ કરે તો વધારે સારૂં.

આ સિવાય બીજી સુચના મારી વાંચનારી બહેનોને હું કરૂં છું આપણને રાંધવામાં, પર સ્વાવવામાં, વાળો ઉછેરવામાં, નગર સમાં વડાઓનો સંબંધ સાચવવામાં ઘણીવાર અગવડ નડે છે તથા ભુલો થઈ જાય છે તે પાછળથી આપણે સુધારીએ છીએ અને કોઈ કોઈ સાંભરતી પણ નથી, એવા આપણા 'ખરા અનુભવો" ની સાચી "અનુભ

વિદ્યા" આપણા માટેજ પ્રકટ થતા આ 'સુંદરી સુબોધ" માં આપણે છપાવીએ, તો તેથી બીજી બહેનોને બહુ ફાયદો થાય, એમ મને લાગે છે, ને તેથી હું સૌ બહેનોને આવી બાબતો ખાસ કરીને લખી મોકલવાની વિનંતિ કરું છું.

હું પણ બોધ આપીનેજ બેસી રહેવા માંગતી નથી. આ સાથે મારા "ખરા અનુભવ" માંથી થોડા (જેટલા યાદ આવ્યા તેટલા) ની એક યાદી મોકલી છે. તેમાંથી પુજ્ય તંત્રી સાહેબને યોગ્ય લાગશે તે "સુંદરી સુબોધ"માં દાખલ કરશે, એમ હું આશા રાખું છું. કવિતા, નિબંધો કે વાર્તાઓ, જે આપણે વખતો વખત લખી મોકલીએ છીએ અને "સ્ત્રી માસિક" ના વિભાગમાં છપાય છે, તે ખરી રીતે કાંઇ બહુ સારી હોતી નથી. એટલે એના કરતાં વધારે સારૂં કામ આપણે આ રસ્તે કરી શકીએ. કારણ કે આવી બાબતો વધારે ઉપયોગી અને બોધદાયક થઇ પડશે અને "સુંદરી સુબોધ" નો ખરો હેતુ પણ એજ છે.



## તુલસીનો ઉપયોગ.

[શીઆળામાં ખાવા માટે કેટલીક જાતના પાક બનાવવામાં આવે છે, તથા બીજે વખતે પણ કામ લાગે તેવી કેટલીક સાદી સાદી પણ પૌષ્ટિક દવાઓ જાણી રાખવાની જરૂર છે, કારણ કે એથી પણ શરીરને દોષક ટેકો મળી જાય છે. આ પૈકી તુળસીનો ઉપયોગ પણ બહુ ફાયદાથી જણાયો છે—સ્વ. અમૃતલાલ સુન્દરજી પઢિયાર.]

**૧. તુળસીના બીનું સેવનઃ**

તુળસીનાં બીનું સેવન કરવાથી પણ ઘણી શક્તિ વધે છે. તેની રીત એ છે કે, તુળસીની માંજરોને ચોળી તેમાંથી બી કાઢવાં. એ બી બે આની ભાર દૂધમાં ઉકાળી પીવાથી ફાયદો થાય છે એ સિવાય એ બીને વાટીને તેનો ભુકો કરી તેની જુના ગોળમાં બોર બોર જેવડી ગોળી બનાવી તે ગોળી ગાયના તાજા દુધ સાથે ખાવાથી ફાયદો થાય છે.

**૨. તુળસીનો પાકઃ**

તુળસીનાં બીનો ભુકો શેર ૦॥, અને ચણાનો લોટ શેર ૦|, લઇ તેને દુધ તથા ઘીનું મોણ દઇ મોહનથાળની પેઠે ગોળો તે અડધો શેકાઇ રહે, ત્યારે તેમાં પાશેર માવો નાંખવો. માવો જરા શેકાઇ રહે એટલે તેમાં કુહડોલી બદામની મીંજનો ભુકો પાશેર નાખવો. તે જરા શેકાય એટલે તેમાં તુળસીનાં બીનો ભુકો પાશેર નાંખવો. તુળસીના બીના ભુકા સાથે એક તોલો મગીનો ભુકો તથા પાર્વતીસાર બાબતો ભુકો મીલાવવો. એ પછી એ બધું નાંખ્યા બાદ પાંચ મીનીટ ચુલે રાખી ઉતારી લેવું તે પછી ચાસણી તૈયાર હોય તેમાં એ ચીજો નાખવી, રોઢ શેર સાકરની ચાસણી બનાવી તેમાં પાંવલીભાર કેમર નાખવું; અને એક શેર પાકમાં સવા શેર ઘી વાપરવુ એથી ઘણો સરસ પાક બને છે અને એ પાક દરરોજ બેથી પાંચ તોલા સુધી સવારમાં ખાવો, ને ઉપર દુધ પીવું એથી શરીરમાં ઘણી શક્તિ આવે છે. આવી રીતે પાશેર બીમાંથી ચોણાચાર શેર પાક બની શકે છે.

—( "જુવાની જાળવવાના ઉપાયો." )



# દીર્ઘાયુઃ શી રીતે થવાય ?

અથવા

## તંદુરસ્ત રહેવાના નિયમો–અને દિનચર્યા. *

લેખકઃ—શ્રીયુત ડાકટર રવિશંકર ગણેશજી અંજારીઆ,
( માંગરોળ સ્ટેટના માજી ચીફ મેડીકલ ઓફીસર. )

૧.

૧. પાશ્ચિમાત્ય કેળવણીને લઈને પોતાના આત્મબળનો વિચાર જેમ દરેક બાબતમાં ઉડી ગયો છે, તેમ આપણી પૂર્વની રહેણી કરણી તથા ખાનપાનમાં સાદાઈને બદલે દરેક જાતની ખરચાળ પૃથા દાખલ થઈ છે, તેને પરિણામે શરીરની અસ્વસ્થતા વધી છે.

૨. ઠેક ઠેકાણે સરકારી કે ખેરાત ખાતાના દવાખાના વધ્યા છે, જેને લઈને ખરા દરદીઓને જેમ મગવડ વધી છે, તેમ દવા ગફત મળતી હોવાથી તથા કુદરત ઉપર આધાર રાખવાની શક્તિ અને પરિણામે મરજી ન હોવાથી કે ખૂન સુધારવી એ પહેલી ફરજ ભૂલી જવાથી, તેમ ધર્મ ઉપરથી આસ્થા જવાથી, શરીરને જ વાહનને બદલે ગૂણ ઉપયોગી જ તત્વ લેખવાનું ઠરી જવાથી–સહેજ સાજ મંદવાડ કે જે દવા લીધા વગર જ અમુક જાતની કરી, પથ્ય કે સંયમથી દુર થઇ શકે, તેને માટે પણ અંગ્રેજી દવા એટલે "દારૂમાં તૈયાર થએલા અર્કો" લેવા વગર નજ ચાલે, એવું મનનું બંધારણ–નાગસાથી થએલી પ્રજામાં–આ જમાનાની કેળવણીથી–તૈયાર કરવામાં આવ્યું છે પણ તેજ વખતે

* આ નિયમો અમલમાં લાવવા સુચનારૂપે હરહંમેશ યાદ રહે–તેનું બચ્ચાંથી માંડી સર્વ મનન કરે–તે રીતે ધ્યાન ખેંચતા દિનચર્યા–એટલે એક સવારથી બીજા સવાર સુધી કેમ વર્તવું–તે બતાવનાર એક તખ્તામાં જડાય તેવી રીતે અથવા તેટલી પણ તસ્દી ન લેનારને માટે જાડાં પુઠાં ઉપર ચોંટાડી બહાર પાડવો નક્કી કર્યું છે તે કાગળનું કદ મોટાં છાપાં ઓગ્ગે ટાઈમ્સ કે સાંજ વર્તમાનના એક પાના જેવડું થશે.

જાડા કાગળ ઉપર ચોંટાડેલની કિંમત—આઠ આના. ટપાલ ખરચ જુદું.
એકલા કાગળ ઉપર છાપેલની— " ચાર આના. ટપાલ ખરચ જુદું.

ગ્રાહકોએ ખબર નીચેને સીરનામે દેવા કૃપા કરવી. જ્ઞાતિમાં, નિશાળોમાં, મિત્રોમાં, લ્હાણાં, ઇનામ, ભેટ તરીકે આપનાર પાસે રાખવાના પ્રમાણમાં ઓછી કિંમત લેવાશે.

મારા તરફથી નીચે મુજબ પુસ્તક બહાર પડયાં છે.

વહુને શિખામણ—કિંમત રૂ. ૧ એક }
સુખમય જીંદગી—કિંમત રૂ. ૧ એક } ટપાલ ખરચ જુદું

પત્રવ્યવહાર માટે સરનામું.

રવિશંકર ગણેશજી અંજારીઆ.
માંગરોળ–( કાઠીઆવાડ )

એટલું જ નહીં જણાય છે કે 'સુખ્ત ઓકને દવા' જે ફાયદો કરતા જણાવવામાં આવે છે અથવા કરે છે, તેજ જો માફક ન આવે તો-(અગર) વધારે માત્રા પ્રકૃતિ પ્રમાણે થઇ હોય તે-અથવા નિદાનમાં ફેર થયો હોય-જેમ થવા (અમે તેવા વિદ્વાન વૈદ દાકતરથી થતા) સંભવ તદન નથી એવું તો નથી-તો ઉલટું નુકસાન કરે છે! ૬૫ વર્ષની ઉપરની ઉમ્મરના દરેકોઇ ઓપુરુષને તેમની તંદુરસ્તિનું કારણ પુછશો તો તેઓ તેનું કારણ સાદી જીંદગી સાથે, કોઇપણ જાતની-ખાસ અંગ્રેજી,-દવા ન લીધાનું જણાવશે. તેથી ઉલટું જન્મથી જે દવા લેનાર ભાગ્યે જ તેટલી ઉમ્મરે પહોંચશે ને જે પહોચ્યાં હશે તેનાં શરીર ખવાઇ ગએલ ખોખાં જ હશે! આની પ્રત્યક્ષ ખાત્રી દરેકોઇ તપાસ કરી કરી શકે છે

૩. લાંબી જીંદગી ભોગવવાનાં મુખ્ય સાધન,-સાદી જીંદગી, આનંદી સ્વભાવ-ભૂખ લાગે ત્યારે અને હરગીજ ભૂખથી વધારે ન ખાવું,-પુરતી અંગ કસરત, પુષ્કળ પાણી પીવું બ્રહ્મચર્ય પાળવું (એટલે દરેક વિષયનો ત્યાગ જ એમ નહિં પણ દરેકનાં બહુજ નિયમીત રહેવું,) અને ફીકર અને દુઃખને વળગી ન રહેતાં ભૂલી જવું-અને તે બધાં કરતાં આત્મ-શાન્ત, સમભાવ, સર્વ જીવ પ્રત્યે એક સરખી દયા રાખવી એ છે.

૪. અભિમાની ગણાવા સિવાય કહેવાને દાવો રાખું છું કે આ નિયમો પ્રમાણે ચાલનાર-અનિવાર્ય અકસ્માત કે ચેપી રોગમાં નહી સપડાય તો (જો કે બીજાની પેઠે આ નિયમ પાળનારને ચેપી રોગ અડકી જ શકતા નથી,) જરૂર લાંબી જીંદગી તંદુરસ્તિ સાથે ભોગવશે

૨.

૧ સવારમાં વહેલા બ્રાહ્મમુહૂર્તે એટલે સૂર્યોદય અગાઉ બે સવાબે ઘડી પહેલાં, (આશરે પોણો કલાક પહેલા) ઉઠવું

૨ ઉઠી-શૌચ ક્રીયાએ જઇ આવી, શુદ્ધ માટીથી કે સાબુથી હાથ પગ ધોઇ-આચમન કરતાં માટીથી સાફ વધારે થાય છે,-બાવળનું તાજુ દાતણ દાંતથી ચાવી ઝીણો કુચો કરી તે વડે, બધા દાંત આગલી અને પાછલી બંને બાજુ ઘસી દાતણ કરવું ત્યાર બાદ તેની ચીર કરી ઓળ ઉતારવી, કોગળા કરવા, અને આખરે ચપટી ભાર મીઠું (નિમક) મોઢામાં નાખી પાણી સાથે ખુબ હલાવી ખખડાવી, ઠંડા પાણીથી પાંચ સાત કોગળા કરવા મોઢું, નાક, કાન કોટ, કપાળ ડોક, પાણીથી ઘસી સાફ કરી, જાડા ટુવાલ કે સાફ લુગડાં વડે લુછી સાફ કરવા દાતણ વખતે ખાસ બહુ ટાઢ હોય તે સિવાય ઠંડું જ પાણી વાપરવું.

નોટ[1]—બ્રશ અને ટુથ પાઉડર વાપરનારે સમજવું જોઇએ કે દાતણ ચાવવાથી દાંતની જડમાંથી ચીકાશ દબાઇ નીકળી શુદ્ધ થઇ દાંતનાં મુળીઆં મજબુત બને છે, તે લાભ બ્રશથી કદી મળતો નથી. ટુથ પાઉડર બીલકુલ તેટલા ગુણવાળા નથી, બધાને પરવડતા નથી અને ખરચાળ છે. બાવળનું દાતણ પસંદ કરવામાં કેટલાક

1. નોટ—એટલે વિશેષ (ખાસ) સૂચના.

ખાસ લાભ છે. તેનો કુચ્ચો ગીસો બહુ થાય છે. તે વળી માલ સાથે પૌષ્ટિક છે તેની પાતળી ડાળીઓ દાતણ માટે લાયક છે. તે ન મળે તો બીજે નંબરે લિમડાનું દાતણ સારૂં છે. મોટાં શહેરોમાં દાતણ ન મળે તો બ્રશથી ચલાવવું પડે છે, પણ તેથી દાંતને નુકશાન તો છે જ.

૩. દાતણ કર્યા પછી તુરત ઠંડું ચોખ્ખું પાણી ધીમે ધીમે રૂચતીમાં કમતી એક શેર ( ચાળીસ તોલા ) પી જવું

નોટ—હિંદુઓમાં નરણે કોઠે પાણી પીવાની મના છે, તેનું કારણ સમજાયું નથી ઉપરનું ઉપર મુજબ સવારમાં પાણી પીવાથી પેટ–જઠરની અંદર કંઇ પડતર–વાસી ખોરાક હોય તો તે આંતરડામાં જાય છે. અને નહી હોય તો પેટ ધોવાઇ સાફ થાય છે

૪. ત્યાર બાદ પરવડી શકે એટલે તબીયતને અનુકુળ આવે તો ઠંડા પાણીથી અને માફક ન હોય તો સાધારણ ગરમ પાણીથી શરીરનું દરેક અંગ ખુબ ચોળી, ( સાબુ લઇને અથવા સાબુ વગર) નહાવુ એ વધારે સારૂં છે, પણ કોઇ પણ કારણસર તેમ અનુકુળતા ન આવે તો દિવસના ગમે તે ભાગમાં એકવાર અવશ્ય નહાવુંજ જોઇએ. નાનાં બચ્ચાંને જન્મે ત્યારથી જ દિવસમાં એક વખત નહવડાવવાની ટેવ અવશ્ય રાખવી જ જોઇએ. નહાયા બાદ શરીરનો દરેક ભાગ ખુબ જોરથી સુકા કપડાથી લુછી નાખવાની પુરી સંભાળ લેવી જોઇએ. દરરોજ સાબુ ન વાપરનારે અઠવાડીઆમાં બેવાર સાબુથી નહાવુ જોઇએ. [2]

૫. ત્યારપછી સંધ્યા, પ્રાર્થના, પ્રતિક્રમણ, પૂજા આદિ જે નિત્ય કર્મ કરવાની ટેવ હોય તે એકાંત સ્વચ્છ જગ્યામાં શાંત સ્થિર એકાગ્ર મનથી કરવુ. આ પ્રમાણે અરધો કલાક કરવાથી મન સ્થિર શાંત થઇ આખા દિવસમાં વ્યવહારમાં પડવુ અનુકુળ આવે છે

૬. ત્યારબાદ જ્યારે અનુકુળ આવે ત્યારે, પરવડી શકે અને માફક આવે તેણે સાકર નંખેલુ ગરમ દુધ આશરે પંદર તોલા પીવુ, અથવા ચાહ ( ઉકાળેલો–નહીં ) [3] પીવો. બની શકે તેણે ચાહ દુધને બદલે (અથવા તેની સાથે) ઘઉં, બાજરાની રોટી કે તેવો ચાર પાંચ રૂપીઆ ભારથી વધારે નહી તેટલો નાસ્તો કરવો.

૭ આગલા રોજની રોજનીશી લખવી. તેમાં ગયા રોજમાં કરેલાં મુખ્ય કામની નોંધ ટુંકમાં આપ્યા બાદ, કોઇ ખોટુ કામ મનથી કે વચનથી થયુ હોય તો તે ખાસ યાદ કરી તે સંબંધી અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ જણાવી, ફરી તેમ ન કરવા મનને દૃઢ કરી, તે ભૂલ રોજનીશીમાં બતાવવી. આ પ્રમાણે હરહમેશ કરવાથી જીંદગીનું આખું

---

૨. સાબુ વાપરવો તો સારી જ જાતનો. નહિ તો આપણી " પૂર્ણ સ્વદેશી " શુદ્ધ માટી પણ ખોટી નથી. પરન્તુ વીસનગર વાળા વિદ્વાન્ સ્વામીજી આ અંકમાં જ પ્રકટ થયેલ " રૂપ " ના લેખમાં સૂચવે છે તેમ બની શકે ત્હેમણે અરીઠા વાપરવા યોગ્ય લાગે છે. તંત્રી સુ. સુ

૩. ચ્હા " ઉકાળેલો નહિ " એટલે ચ્હાનાં પાંદડાંને પાણીમાં નાખીને ઉકાળવા નહિં પણ ખદુ ઉન્હા (ખદ્‌બદતા) પાણીને ચૂલા ઉપરથી ઉતારી લઇ ત્હેમાં ચ્હાનાં પાદડાં નાખી થોડી વાર ઢાંકી રાખવું આમ તૈયાર કરેલો ચ્હા બહુ નુકશાન કરતો નથી.

વર્તન બદલાઇ જાય છે અને તેની તંદુરસ્તી ઉપર બહુ સારી અસર થતાં સદ્ગુણી થવાનું શિક્ષણ, વગર ખર્ચ પડ્યે, મળે છે.

૮. ત્યાર બાદ પોતપોતાના ધંધામાં નીચે મુજબ વળગવું. અથવા- વાંચન, અધ્યયનમાં સમય ગાળવો.

૯. સાડાદશથી અગીયાર અને છેવટ બાર વાગતા અગાઉ-ભોજન પચે તેવો, બહુ ચાવી ચાવીને, ધીમે ધીમે, નીચે મુજબ, શાંત મન રાખી, આનંદની વાતો કરતાં કરતાં, જે મળે તે ખોરાક ખાવો. જમતાં વાર લાગે તે સારૂં. ઉતાવળે કદી ન ખાવું. ચાવ્યા વગર કદી ન ખાવું; બહુ ગરમ ખોરાક કદી ન ખાવો; અને ભુખથી ઓછું ખાવું. ખૂબ ચાવીને ભૂખથી બાર આના ખોરાક ખાનાર, હંમેશાં તંદુરસ્ત રહે છે. જમતી વખતે, વચ્ચમાં, જમ્યા બાદ તુરત પાણી, ચાહ, કે બીજું પીણું ન પીવું. તેમ પીવાથી જઠરરસ નબળો પાતળો પડી જાય છે અને તેથી ખોરાક પચતો નથી.

૧૦. જમ્યા બાદ દોઢથી બે કલાક બાદ અને ભારે ખોરાક ખાધું હોય તો અઢી ત્રણ કલાક ગયા બાદ અને દુધપાક કે બાસુંદી ખાધાં હોય તો ચાર કલાક ગયા બાદજ પહેલીવાર પાણી પીવું. તે પહેલાં તૃષા-તરસ લાગે તો પણ બનતાં સુધી ન પીવું ત્યાર પછી ઉનાળામાં બબ્બે કલાકે અને શિયાળામાં અઢી અઢી કલાકે પાણી પીવું જોઇએ. દર વખત પાણી પોણો શેરથી શેર ( ચાળીસ તોલા ) જેટલું પીવું જોઇએ.

નોટ.—દરેક વખત પાણી પીધા અગાઉ એક કોગળો પાણીનો મોઢામાં ખુબ ખખડાવી કર્યા બાદજ પાણી પીવાની ટેવ રાખવી. તેમ કરવાથી મોઢામાં એકઠા થએલા જંતુ નીકળી જાય છે. આ સાધારણ સાવચેતી રાખવાથી શ્લેષ્મ-સલેખમ-બળખા-શીળ-કુલ થતાં નથી અને બીજા ઘણા રોગો થતા પણ અટકે છે.

૧૧. સાકરવાળી ચીજો ખાવાની ટેવ બહુજ ઓછી રાખવી. બહુ મસાલેદાર, તેલવાળી, તળેલી, ચિકાશવાળી, ચરબીવાળી ચીજો ખાધા વગર નજ ચાલે તેમ હોય, તો તે વખતે ભૂખથી અરધું જમવું, ટૂંકામાં-ભુખ્યાં ઉઠવું પણ હરગીજ એક કોળીઓ પણ વધારે ન જ ખાવો.

૧૨. જમ્યાબાદ દરેક વખતે કોગળા કરી, દાંત, મોઢું બરાબર સાફ કરવાં. મુખ-વાસ માટે પાન-સોપારી, એળચી વાપરવી-વધારે સારૂં તો નિમકવાળું આચાર,-મીઠાવાળું અથાણું, ચાખી ખાઇ જઇ પાણીના કોગળા કરવાથી સ્વચ્છતા વધારે જળવાતાં સડો મોઢામાં તેમજ દાંતમાં પણ થતો અટકે છે.

૧૩. જમ્યાબાદ વચ્ચે બે ત્રણ કલાક બાદ પણ નાસ્તો-ચવેણું ન ખાવું; એટલુંજ નહીં પણ ગાર્ડન પાર્ટી કે મેળાવડામાં જવું પડે ને ત્યાં કંઇક પણ ખાધા વગર ન જ ચાલી શકે તેમ હોય તો, તે પછીનું એક ટંક ખાધા વગર કહાડી નાખવું.

૧૪. સાંજે ચા પીવાની ટેવ હોય તો જમ્યાબાદ કમતીમાં કમતી પાંચ કલાક બાદ પીવી. ટેવ ન હોય તેણે ન પીવી એટલુંજ નહીં પણ બહુ લાંબા દિવસ શિવાય તો નજ પીવી.

૧૫ સાંજે સૂર્યાસ્ત અગાઉ પેટ પાકું પહોંચી જવાય તેમ કસરતીમાં કમની એ માઇલ શહેર બહાર ખુલ્લી હવામાં પગે રસ્તે ચાલી ફરવા જવું. ક્રીકેટ, હૉકી, અથવા એવી બીજી રમતો ખુલ્લા મેદાનમાં રમતા હોય તેણે ફરવા જવા જરૂર નથી.

૧૬. રાત્રે કે દિવસ અસ્ત થવા અગાઉ જ્યારે વાળુ ( રાતનો ખોરાક ) લેવા ટેવ હોય ત્યારે તે પ્રમાણે નિયમિત કલાકે જ લેવા ટેવ રાખવી જોઇએ દાનના વાળુમાં જેમ દાળભાત, ખીચડી કે બાજરાના રોટલા કે તેવું હલકું ખાણું બાર આના લેવું જોઇએ રાત્રે કદીને અગાઉ ભૂખ ન લાગી હોય તો હરગીજ વાળુ ન કરવું સહેજસાજ ભૂખ હોય તો ગરમ દુધ પીવુ 'ભુખ્યું તેને કંઇ ન દુઃખ્યું' એ સૂત્ર ગોખી રાખી તે પ્રમાણે વર્તનારને વૈદ ડાકતરની કદી જરૂર પડતીજ નથી.

૧૭ વાળુ બાદ કસરતીમાં કમતી એક માઇલ જેટલું ફરવુંજ જોઇએ—બહાર જઇ શકાય તેમ ન હોય તો ઘરમાંજ એક માઇલ થાય તેટલા આંટા મારવા. તે સિવાય રાત્રે જમનારને તો અનાજ પચતુંજ નથી સુખે નિદ્રા આવતી નથી અને સ્વપ્નાં બહુ આવે છે.

૧૮. રાત્રે ઉનાળામાં દશ વાગે અને શીયાળામાં માત્ર નવ વાગે સુવું જોઇએ. જેમ આઠ કલાકથી ઓછી નિદ્રા ન લેવી જોઇએ તેમ નવથી વધારે પણ ન લેવી જોઇએ. સુવાની ઓરડીમાં બહુ ફરનીચર ન જોઇએ બારીઓ પુષ્કળ હોવી જોઇએ અને પુરતી ખુલ્લી રાખી હવા આવે તેમ સુવુ જોઇએ.

૧૯. સુતી વખતે સુવાના ઓરડામાં બત્તી રાખવી જ ન જોઇએ મિણબત્તી, દીવાસળીની પેટી હાજર રાખવી,—જેથી રાતમાં અચાનક જરૂર પડયે બત્તી સળગાવી શકાય. નવ માણસ સાથે સુવાથી જેટલી હવા ખરાબ થાય છે, તેટલી એક બત્તીથી હવા ખરાબ થાય છે, અને તેથી વગર ખબર પડે તંદુરસ્તી હરહંમેશ બગડતી જાય છે! વળી બત્તી રાખીને સુવાથી મગજને પુરી શાંતિ મળતી નથી. માટે બત્તી ગુલ કરીને સુનાર સુખી છે. **સુતી વખતે સુવાના ઓરડામાં બત્તી એ સાપ કરતાં વધારે ભયંકર છે !**

૨૦. પિશાબ ઝાડાની ટેવ નિયમિત વખતે જ રાખવી જોઇએ. છતાં વચ્ચે હાજત થાય તો એકદમ પુરી પાડવી જોઇએ તેને રોકવી નજ જોઇએ. ( આ બાબત ઓઓએ ખાસ ધ્યાનમાં રાખવી:ખોટી શરમ ખાતર તંદુરસ્તિ ન બગાડવી જોઇએ. )

૨૧. દવા લેવા જરૂર નજ પડવી જોઇએ. પણ કદાચ જરૂર પડે તો કારણ પોતાથી શોધી ફરી તેવી ભૂલ ન થાય એમ પ્રતિજ્ઞા કરી,—નજ ચાલે તો વિદ્વાન, અનુભવી વયે વૃદ્ધ—કે સંભાવિત મિત્રજનના ડાકતર કે વૈદ-પાસેથી દવા લેવી

૨૨. કપડાં ઋતુને અનુકૂળ અને સાદા પહેરવા. ભીનાં કપડાં અંગ ઉપર રહેવા ન દેવાં. પરસેવો થયા બાદ કપડાં ઉતારી પરસેવો સુકાતાં સુધી શરીર ઉપર ઠંડો પવન ન ખાવો.

૨૩ જે ધંધો—કામગીરી-નોકરી કરવી પડે, તેમાં પ્રમાણિકપણું, એકનિષ્ઠા, નિમકહલાલી, વફાદારી, રાજ્ય કે ધણીની ભક્તિ, સત્યતા, વિવેક, નિડરતા, વગેરે બજાવી ફરજ બજાવનારને અમુક જાતનો સંતોષ ઉપજતાં તંદુરસ્તિ સારી જળવાય છે. મનની ચિન્તા અને ફિકર એ તંદુરસ્તિમાં ખબર ન પડે એ રીતે ખેલ કરનાર છે.

૨૪. તમાકુ પીવામાં, સુંઘવામાં, દાંતે દેવામાં, ચાવવામાં, વાપરવી ન જ જોઈએ. તમાકુ જેવું અંતઃકરણને નબળું પાડનારું બીજું ઝેર નથી। તમાકુની ટેવથી કોઈ રોગને ફાયદો થતો જ નથી

૨૫ તમાકુ સિવાય બીજું કોઈ પણ વ્યસન—ભાંગ, અફીણ, ગાંજો, દારૂ, તાડી, વગેરેથી દૂર જ રહેવું. વ્યસન માત્ર તંદુરસ્તિને ધીમે ધીમે ખાનારાં ઝેર છે.

૨૬. નાટક, ખેલ, રાતના ફુલેકા, વિષયજનક નવલ કથાઓ, બહુ ગાયન, નાચ, રંગરાગથી બનતાં સુધી અલગ જ રહેવું; તદ્દન અલગ રહેવાનું ન જ બને તેમ હોય તો તેનો શોખ થવા ન દેવો. ન જ ચાલે તો જ તેમાં બહુ થોડો ભાગ લેવો.

૨૭. બનતું બ્રહ્મચર્ય પાળવું. અઠવાડીઆમાં એકવારથી વધારે (૨૦ વીસ વર્ષથી ૪૫ પિસ્તાળીસ વર્ષની ઉમરમાં) સ્ત્રી સંગ, પુરૂષ સંગ, નજ કરવો. વીસ વર્ષ સુધી પુરૂષે અને કમતીમાં કમતી સોળ વર્ષ સુધી સ્ત્રીએ અખંડ બ્રહ્મચર્ય પાળવું. સ્ત્રી રૂતુમતિ હોય—અડકાયેલી હોય—ને દરમ્યાન શરૂઆતથી પાંચ રોજ સુધી અલગ રહેવું જોઈએ. સગર્ભાવસ્થામાં બચ્ચાંને ગર્ભમાં ત્રણ માસ થએ પછી—અને નવા જન્મેલા બચ્ચાંને કમતીમાં કમતી ત્રણ માસ થવા સુધી—વધારે સારૂં ચાર માસ થવા સુધી—સ્ત્રી પુરૂષે અલગ રહેવું. તેમ અલગ રહ્યા સિવાય સ્ત્રી પુરૂષ બન્નેની શારીરીક સ્થિતિ, ખાસ કરીને સ્ત્રીની શારીરીક સ્થિતિ, વધારે ખરાબ થાય છે. કારણ કે બીજા શારીરીક રોગ કરતાં, સ્ત્રીઓમાં નાની ઉમરમાં મરણનું પ્રમાણ વધારે ગર્ભના રોગથી જ થાય છે અને તે માત્ર બ્રહ્મચર્ય ન પાળવાથી અથવા સ્ત્રી-પુરૂષ સંગના અનિયમિતપણાને અને અતીપણાને આભારી છે।

૨૮ ઉત્તરાવસ્થામાં એટલે પચાસ વર્ષ બાદ શક્તિ હોય તોપણ સ્ત્રી પુરૂષે સંગ છોડી જ દેવો જોઈએ તેથી શારીરીક બંધારણ ટકી રહે છે. મોટી ઉમ્મર છતાં સ્ત્રી-પુરૂષ સંગને વળગી રહેનાર પશુથી પણ ઉતરે છે.

૨૯. નાનપણથી બ્રહ્મચર્ય પાળનારનું (અને જેમ બને તેમ, પુરૂષનું વીર્ય ને સ્ત્રીનું રજ—એનું રક્ષણ કરનારનું) શારીરીક બળ—મનોબળ—બુદ્ધિબળ—નૈતિકબળ, અડગપણું એ છાનાં જ રહેતાં નથી; અને તેનો પ્રભાવ બીજા ઉપર એવો પડે છે કે બીજા તેના તેજમાં અંજાઈ જાય છે. બ્રહ્મચર્યથી તંદુરસ્તિ અને આયુષ્યની વૃદ્ધિ આપોઆપ થાય છે. તાકાત—આટે બ્રહ્મચર્યથી બીજી ચઢતી જડીબુટ્ટી કે ઉપાય છેજ નહિ.

૩૦. દર હમેશ કમતીમાં કમતી એક કલાક નૈતિક કે ધાર્મિક પુસ્તક વાંચવાં અથવા સારા વિદ્વાન પાસે શાસ્ત્ર શ્રવણની ટેવ રાખવી.

૩૧. આત્મબળ ઉપર વિશ્વાસ રાખી કરકસરવાળી સારી-સાદી જીંદગી-ગાળવી.—કરજથી બચવું. ચિન્તા વગર જાતે કમાઈ સુકો રોટલો ને ચટણી સંતોષથી ખાનાર પલંગ પર આળોટતા લાખ મલિદા ઉડાવનાર ચિન્તાગ્રસ્ત પૈસાદાર કરતાં હજાર દરજ્જે સુખી અને તંદુરસ્ત છે.

૩૨. લોભથી દૂર રહેવું. જ્યારે કરકસરતા એ ગુણ છે, ત્યારે લોભ એ મોટો

દુર્ગુણ છે, અને તંદુરસ્તીના દુશ્મન છે. કેમકે સોની ખરાબ-વાસી, સડેલી ચીજ ફેંકી દેવાના કરતાં—તંદુરસ્તિને ભોગે પણ—પેટમાં નાખે છે।

૩૩. લાગણીઓને વશ રાખવી, બહુ અણધાર્યા લાભે વધારે પડતી ખુસાલી કે દુ:સહ આફતે દુ:ખો,-જુવાન એકના એક સદ્‌ગુણી કમાઉ દીકરાનું અચાનક મરણ, પૈસાની અચાનક મોટી પાયમાલી કરનારી ખોટ, વિગેરે કુદરતી આફતો વખતે વધારે પડતો શોક કરવાનું ન રાખતાં, ધીરજ રાખી સહન કરવાની ટેવ પાડવી. ગુસ્સો બનતાં સુધી કરવો જ નહીં, ગુસ્સો ગુસ્સે થનારનું જ લોહી બાળે છે। એટલે ગુસ્સે થનારને પોતાને જ વેધી નુકશાન છે. ધને પ્રેમથી જ જીતવો, અદેખાઇને પણ હંમેશને માટે તજવીજ જોઇએ. દ્વેષી માણસ પણ ગુસ્સાની માફક પોતાનું જ લોહી ચુસે છે.

૩૪. દરેક ભૂત પ્રાણી પ્રત્યે દયા રાખવી. આપણને તેનું જ બીજાને લાગે. એ સિદ્ધાંતને જીન્દગીના દરેક વ્યવહારમાં યાદ રાખનાર અને તે પ્રમાણે અનુકરણ કરનારાં હંમેશાં સંતોષી, સુખી અને તંદુરસ્ત રહે છે.

૩૫. જન્મ થતી વખતે આપણે દરેકને બે ગુરૂ મળેલા છે. એક જીભ અને બીજું મન. પહેલો ગુરૂ, જીભ-પેટમાં કંઇ પણ જવા ન દેવા સ્વાદરૂપી દરવાનથી તે ના પાડે ત્યારે હરગીજ ન જવા દેવાની સૂચના આપે છે. બીજો ગુરૂ, મન—કોઇ પણ ખરાબ કામ કરતાં અગાઉ, શોગ, છીનાળી, અનીતિ, વ્યસન, અગે તે દુર્ગુણ સેવવાની ઇચ્છા થતાં એકવાર રોકે છે-ચેતાવે છે. આ બંને ગુરૂને ન ગણકારનાર જ દુ:ખી થાય છે, આ બે ગુરૂઓને સત્ય નિષ્ઠાથી તાબે થનાર અને તેની સૂચના અનુસાર વર્તન રાખનાર કદી દુ:ખી થતો નથી.

૩૬ લોકોપયોગી કામ કરવાં, દીન, અશક્ત, અપંગ, અતિવૃદ્ધ, માંદાં, વિધવા, નાચારને મદદ કરવા તન, મન, ધનથી, ખરા જીગરથી મથવું, પરોપકાર દરેક રીતે થઇ શકે છે. અથવા તે કરવા તરફ વૃત્તિ કાયમ રહે છે, તો તેથી પણ તંદુરસ્ત રહેવા આડકતરી રીતે બહુ મદદ થાય છે. બીજું ન બને તો તેમના તરફ દયાની લાગણીથી જોવાથી, દીલાસાના બે શબ્દો અંતઃકરણ પૂર્વક લાગણી રાખી કહેવાથી જેમ તેને આશ્વાસન મળે એ, તેમ આપણા આત્માને પણ અમુક જાતનો સંતોષ મળે છે અને તે તંદુરસ્ત રહેવા મદદરૂપ થાય છે.

'નામ તેનો નાશ છે. કાળ સહુને ખાય છે.' કાળથી કાયમને માટે કોઇથી બચાતું નથી. પણ શરીર સંરક્ષણના નિયમો પાળવાથી શરીરની સ્થિતિ સચવાય છે. પરાણે અથવા અજાણ્યે પેદા કરેલી બ્યાધી, ઉપાધિથી બચાય છે અને કુદરતી ધોરણે જે કાળે જે રીતે પંચતત્ત્વને પમાય છે તે સુખકર છે, તેને અનુકૂળ થવા બને છે. શરીર પડે તેને માટે હર્ષ શોકનું કારણ નથી પણ અપણી ભુલથી, પોતાની મેળે મનુષ્યાવતારમાં દેહને હાથે કરીને શોક વખતે નાશ કરી અમરપણું મેળવવા એક જ તક ગુમાવી નંખાય છે, તે અટકાવવા આ નમ્ર ઉદ્દેશ છે.

## विविध विचार.

# ગૃહ સંસારની પાઠમાળા.

( अभ्यासपाठ अने बोधपाठः )

લેખક—શ્રીયુત " ભરત " ( બી. એ. )

૧.

### ગુન્હેગાર કોણ: આદમી કે ઓરત ?

લીવરપુલના ધર્માધ્યક્ષ બોલ્યા છે કે "કેટલીક સ્ત્રીઓના પોષાક તરફ બીક અથવા શરમની દ્રષ્ટી વગર તેઓ જોઇ શકતા નથી." જો આમ હોય તો, 'ડેઇલી ન્યુસ' (પત્ર) માં લખની એક મજુરણ, આદમ અને ધર્માધ્યક્ષોના પુત્રોને જવાબ આપે છે કે "શરમ છે, શરમ જો, ભાગ જાવા નાના આદમો! અમારો પોષાક ચીરી નાખો નહીં, પણ તમારાં હૃદય ચીરી નાખો. અને ન્યાયની ખાતર કહો તો ખરા કે અધો દોષ ઇવાની પુત્રીઓને કેમ ઓઢાડો છો! શું આદમ સરજનને કદી પસંદગી નથી આપતો!"*

કોઇ પણ શહેરની પ્રકાશીન આમએલી ગલીઓમાં વિચરનાર વિચારવંત આનુને તે ગલીઓમાં એવાં દરપો માલુમ પડશે કે જે જોઇને તેના હૃદયમાં બીક આવશે. આ ગલીઓના ઝનઝપાટમાં, રઇદો ચોપડેલી બાળાઓ, અને વીપથી પુરૂષો, પોતાના અંધકારમય જીવનમાં ચાર ઘરીના કૃત્રીમ ચાંદરણામાં ઝંપલાપ પડતાં માલુમ પડશે! વિદ્વાન લેખક બરનાર્ડ શૉ કહે છે કે 'યુવતીને ગૃહ કારાગાર દેખાય છે અને સ્ત્રીને તે સખ્ત મજુરીનું સ્થાન લાગે છે'! જો આ શબ્દોમાં સત્યતાનો છાંટો પણ ન હોય તો, આવી ગલીઓમાં ભમતી યુવતીઓ દુઃખમાં અને શરધીખાનારૂપ લાગતાં પોતાનાં ઘરોમાંથી નાશી છુટવાને ઇંતેજાર હોય ખરી? અને ઘરધામાં કમેથી મોં મચકોડણી બાનુઓ આવી ગલીઓમાં ફરીને લગ્ન ગ્રંથીની હાંસી કરે ખરી—અથવા તેની મહત્તાને ઉતારી પાડે ખરી? ધર્માધ્યક્ષોનાં પુત્ર પુત્રીઓ પોતાની ઉચ્ચ તાલીમને લીધે ઉપલા કથનના ગુણદોષને જોઇ શકતાં હશે. આપણને, તો, એ, બુરાઇનું, જોવાને, કારે, જ્ઞાન, સમજતી, જરૂર, છે.

જો બાનુ તેમના શહેરની ગલીઓમાં એકવી ફરી હશે, તો તો ધર્માધ્યક્ષે ફક્ત સ્ત્રીઓની

---

* ખ્રિસ્તીઓના ધર્મ પુસ્તક "બાઇબલ" માં કથા છે કે:—ઇશ્વરે પહેલવહેલાં એક પુરૂષ (આદમ) અને એક સ્ત્રી (ઇવા અથવા હવા) ને પેદા કર્યા; અને તેમને એક સ્વર્ગ જેવો બગીચો રહેવાને આપ્યો. આ બાગમાં દરેક જાતનાં પ્રાણીઓ અને દરેક જાતની વનસ્પતી હતાં. ફક્ત એક જ ઝાડનાં ફળ ખાવાની તેમને સખ્ત મનાઇ હતી. પરન્તુ ઇવાને તે જ ખાવાની વૃત્તિ થઇ તેથી તેણે એક ફળ તોડ્યું; તેમાંથી પોતે ખાધું તથા આદમને આગ્રહ કરીને ખવડાવ્યું. (કોઇ વિદ્વાનો એમ કહે છે કે એ ફળ સહરજન હતું.) આ પછી ઇશ્વરે તેમને સ્વર્ગના બાગ જેવા તે સ્થાનમાંથી કહાડી મુક્યાં અને ત્યારથી માનવજાતિનાં દુઃખોની શરૂઆત થઇ। તંત્રી, ગૃ. લ.

કોઈથી ચારુકથીને માન્ય કરશે નહીં ગીત સંભળાવતી અને નજર ન ખેંચે તેવાં કપડાંમાં સજ્જ થયેલી એક યુવતીને નાટકશાળા અથવા નૃત્યશાળામાં સાંજે આગળ પાછી ફરતાં, નહીં ફીનારા અથવા આગગાડીના મથક તરફ લટાર મારવા દો. અને નક્કી સમજો કે, કોઈ લશ્કરી લેબાસનો શીપાહસલાર આદમ, પોતાની નિરછી ભ્રકુટીનું બાણ તેણીના તરફ છોડ્યા વગર રહેશે નહીં, અથવા કોઈ લાલા લોક–આદમ પ્રોત્સાહક અને લપસાવનાર વચનોથી તેનું સન્માન કર્યા વગર રહેશે નહીં ! ઈંગ્રેજોની વહુઓ, માતાઓ અને બહેનોને પુછો કે આદમોના તેમની તરફના વર્તનમાં ૧૯૧૪ થી કાંઈ ફેરફાર થયો છે કે નહીં ?— ઈશ્વરનો આભાર એટલોજ માનવાનો છે કે બધામાં એવો અનીષ્ટ ફેરફાર થયો નથી.

અલબત્ત આદમોના આ ફેરફાર માટે ઓરતો જવાબદાર છેજ, માઠાં મુકેલી સ્ત્રીઓએ, અને લાવણ્યતા ગુમાવેલી છોકરીઓએ આદમોની નજરમાં સ્ત્રીત્વને હલકું પાડ્યું છે. પણ ઓરતો માત્ર ઓરતોથીજ હલકી પડી નથી જો એમ હોય, તો આ સામાજીક સડો ટકી ન રહે

૨.

મુંબઇ "ક્રોનીકલ" પત્રની રવિવારની આવૃત્તિમાં 'રેન્ડમ જોટીંગ્ઝ' એટલે કે છુટી નોંધમાં "જાહેર લેવાતી બોકી" એ મથાળા નીચે જાણવા જેવી નોંધ આ પ્રમાણે જણાય છે —

"છેલ્લા સાત માસમાં પારસી જોડાઓને એક બીજાને
જાહેરમાં બોકી લેતાં મેં ત્રણ વેળા જોયાં છે"

"ગુજરાતી" ના સિંહાવલોકનકાર લખે છે કે

નવાં તાજાં જોડાં હોય તો ચુંબન મીમાંસાનો પ્રયોગ અજમાવે તેમાં નવાઇ નથી અને બુઢ્ઢાં હોય તો છેલ્લી વહેલી જે મોજ લીધી તે ખરી. પણ એલ્ફીન્સ્ટન કોલેજના વિદ્યાર્થી નિવાસની પાસેના મકાનમાં વસ્ત્ર વિના નાચનારા (ગોરા) ગુર્દરોના કરતાં તો આમાં વધારે ખરાબ નહોતું ને ?

ક્રોનીકલના લેખકે પણ જે જગ્યાએ ચુંબન મિમાંસાનો પ્રયોગ થતો જોયો છે, તે પણ કંઇ જેવી તેવી નથી તેની પાસે બી. બી. સી. આઇ. ઓફીસ, તાર ઓફીસ, જાહેર બાંધકામ ખાતું, હાઇકોર્ટ, યુનીવરસીટી ઉર્ફે વિશ્વ વિદ્યાલય, સેક્રેટરીઅટ, રૉયલ ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સ અને ઓવલનું મેદાન, શિલ્પકળાના નમુનાઓ અને તેમાં પણ વિજ્ઞાનનું શીક્ષણ આપનારી સંસ્થા, તથા યુનીવર્સીટી એટલે વિદ્યાપીઠ આવેલાં છે !

આ લેખક કહે છે કે આસપાસ જતા આવતાઓ આંખ ઉઘાડી રાખીને જાય તેની પરવા રાખ્યા વિના આ જુવાનીઆઓ આ પ્રમાણે વર્તે તેથી મારા દિલપર ઘણીજ દુઃખકારક અસર નીપજી છે.

વળી ઉપલા પત્રના સિંહાવલોકનકાર લખે છે કે—

હું પુછું કે આપણા હિંદના લોકોને નીતિ મર્યાદાનો પાઠ શીખવવાનો દાવો કરનારા પશ્ચિમના ગોરા સાહેબો અજવાળામાં બે ભડભો વચ્ચે એક સાહેબ કે બે સાહેબ કુસ્કે કોઇ મડમ એ રીતીએ હાથમાંહાથ પાકને બેસી મોટર ગાડીઓ દોડાવે છે તે વિષે શું ?

થયું ! એમ તો નજ કહેવાશે કે ગજબુક જાહેરમાં થયેલો પ્રેગ્રામ સાહેબ લોકોની નકલ કરવાનો દાખલો છે.

સાર —જો આ બીના ખરી હોય તો " મસ્ત " કહે છે કે મારા મત પ્રમાણે તો—

પાશ્ચિમાત્ય અનુકરણ કોઈ ને કટ ! કારણ કે ઈંગ્લંડનો આફ્રમો હેવી જાડો અ-પોલ હતો માટે એમના અનુયાયીઓ પાતળા હોવા છતાં એના જેવા ભંપોલ દેખાડવાને કમલ કપડાં પણ પહેરીને પ્રયત્ન કરતા હતા. અને આપણે તો આપણી વધતી જતી નરશિયા આદતો માટે હવે મશહૂર થવા લાગ્યા છીએ ! ખાવામાં અનુકરણ, પીવામાં અનુકરણ; પહેરવામાં અનુકરણ, ઓઢવામાં અનુકરણ; બોલવામાં અનુકરણ, ચાલવામાં અનુકરણ; બેસવામાં અનુકરણ, સુવામાં અનુકરણ; રમવામાં અનુકરણ, નાચવામાં અનુકરણ ! ગાવામાં અનુકરણ, વગાડવામાં અનુકરણ, પ્રેમ કરવામાં અનુકરણ, અને પરણવામાં અનુકરણ !—તો પછી એમના પાઠોને ફૂલમાં મુકવામાં અનુકરણ કેમ ન હોય લાલા !

આપણામાં કહેતી છે કે માણસ ગમે તેવું વધાર્યું હોય પણ કોઈ હાડગામ કોરે બાંધીને ફરાય છે ? પણ ખરેખર આ તો હાડચામ કોરેજ બંધાયા જેવું થયું !—પુરૂષની પાઘડીએ તો ભૈગમોનું ભોતાનું સદાને માટે વળગેલું હોય છે ! પરંતુ અમદાને પુરૂષથી પરખાવનારૂં શરમાળપણું, શું આટલે દરજ્જે આમાં પણ નષ્ટ થતું હશે ? ના. એ તો હું નજ માનું. મને તો પુરૂષનોજ વાંક લાગે છે એને શરમાળપણું છોડવાનું શીખવનાર આરમી આગળ એ અબળા અનાથનું શું જોર !—એમ હશે !

કહે છે કે જરમન સ્ત્રીઓએ પોતાના દેશને ખાતર પોતાના સતીત્વનો પણ ભોગ આપતે વીચાર કર્યો નથી. અને તેમ કરતાં એમાં પાપ પણ માન્યુ નથી. અહીં તો એવો કોઈ સવાલ મુદ્દલે ઉપસ્થિત થતોજ નથી, કારણ કે અહિંનો લોક જીવનના સંપુર્ણ હકદાર છે. પણ,—

" પશ્ચાત્ય અનુકરણ કરવાથી ગુલામગીરીની બેડી તુટતી હોય, કાળા ગોરાની સુગ ટળતી હોય, સમાનતાના શીખરે ચડાતું હોય, દેશનાં દુખો ટળતાં હોય, અથવા જંગલી હિંદની સભ્યતામાં સુધારો થતો હોય—તો ભલેને બે ઘડી દર્શન ખાતર જાહેરમાં બોકીઓ લેવાઓ અને સ્લોમ નાચોના જેવા અસભ્ય તમાસા થાઓ ! પણ હું તો રોકુ નજ હવાથી શકુ. જે માર્ગે મોટામાં મોટો સ્વાર્થ સાધતા જતાં પણ પ્રજાનું પતન થતું હોય અને ઉજવળ હિંદને ઝાંખ લાગતી હોય તે સ્વદે સ્વાર્થ પણ ન સાધવો એ બહેતર છે.

૩.

જરમન સરકારે ઠરાવ્યો પડ્યો છે કે બાનુઓએ " શોર્ટ સ્કર્ટ "—અર્થ ટુંકા ઘાઘરા પહેરવા નહીં. એ પહેરણ ઓછામાં ઓછું કેટલું લાંબું હોવું જોઈએ તે કાયદામાં ઠરાવ્યું છે, અને તેથી ટુંકા ઘાઘરા પહેરનારી સ્ત્રીઓનો દંડ કરવામાં આવે છે. રસ્તે પોલીસમેન સ્ત્રીઓના પહેરવાસ ઉપર બારીક નજર ગમે છે. " સ્કર્ટ " જોઈએ તે કરતાં વધારે ટુંકો જણાતો તેનું માપ લેવાય છે. અને કાયદાનો ભંગ થતો જણાય તો તેણીને દંડ કરે છે.

સાર—જો આ સત્ય હોય તો-ધન્ય છે એ છુટાપણું અને સમાનતા ભક્તી જડ-વાદી પાશ્ચાત્ય પ્રજાને, જે સ્ત્રીત્વને અને એ માનવ સુષ્ટીનો દેવનો કે—જેને આપણે

કમોરે ઢાંકવાં પડે છે! જગન ઓઓમાં અંદાનુ મીઠું શું આટને ફરજજે વળી મધુ હમે? બહેનો! સારૂં કર્યું? પુર્વ કે પશ્ચીમ?

૪.

પશ્ચીમના થોડાના સંસાર વીષે મીસીસ કેન્ડાલ નામની એક પ્રસિદ્ધ નટીએ "Women's Institute" નામની એક સ્ત્રીસંસ્થામાં મીજ્લસીને પ્રસંગે કંઈક જાણવા જેવી વાતો કહેતી, જેની નોંધ છાપાઓમાં લેવાય છે. મીસીસ કેન્ડાલ કહે છે કે

જેઈન ઓસ્ટીન (નામની સ્ત્રી-નવલકથાકાર) ના જમાનામાં—સ્ત્રીઓ જે કદિ કરતી નહીં તેવી ભયાનક વસ્તુઓ આજે આપણે કરીએ છીએ. ત્યારે, જો લગ્નની કોઈ માગણી આપણને કરતું, તો આપણે તરતજ બેભાન (જેવી) જ થઈ જતી. મોરિયરના જમાનામાં સુંદર લલનાઓ જવાબ દેતી કે "અમ્માને પુછી જુઓ." આજે તો આ બાપડીઓ કહી નાખે છે કે (all right, old Bean!" બહુ સારૂં, જૂના દોસ્ત!

મીમીસ કેન્ડાલ કહે છે કે મને તો "અમ્માને પુછી જુઓ"—વાળી વાત ગમે છે

'ગુજરાતી" ના સિંહાવલોકનકાર કહે છે કે—

સ્ત્રીઓના હક્કો, સ્ત્રીઓનું ડુગાપણું, સ્ત્રીઓની સ્વતંત્રતા બીલકુલ ન સમજનારની આ વાત છે વળી અમ્માને યાને પુછવા મોકલવાનું? શું અમ્માને પરણવાનું છે!

આજકાલના પોષાકના સંબંધમાં મીસીસ કેન્ડાલ કહે છે કે—

"મારાથી આજકાલની ફેશીન જોઈ શકાતી નથી આજકાલની ફેશીન તો જે ઢાંકવું જોઈએ તે ઉઘાડું કરે છે અને જે ઉઘાડું રાખવું જોઈએ તે ઢાંકે છે.

હું જ્યારે નાની હતી ત્યારે છોકરીઓ સંધ્યા સમયના પોષાકમાં પોતાનું શ્વેત ગળું, ગર્દન અને ડોક ઉઘાડી કરવા માટે અભીમાન લેતી પણ આજની છોકરીઓ જ્યારે આખો દીવસ પોતાનું ગળું સુર્યના પ્રકાશમાં ઉઘાડું રાખે અને પવન લાગવા દે તેમ, નીચા ગળાના પોષાકો પહેરો ઓછી કે વધુ કિંમતની મોતીની માળાઓ સિવાય જરાપણ રક્ષણ વિના પોતાનાં ગળાં બતાવે છે, ત્યારે તેઓ પાસે વિશેષ બતાવવા જેવું શું હોઈ શકે?"

મીસીસ કેન્ડાલના બીજા વિચારો પણ જાણવા જેવા છે

"આજની સ્ત્રીઓ કહે છે કે રાણી વિકટોરીઆએ પોતાના ધણી માટે અતી ઘણો શોક પાળ્યો હતો. આજની સ્ત્રીપર તેવો આરોપ મુકી શકાય નહીં! બાઈઓ, એક ધણીના શબપર માટી પડી કે ન પડી કે તેવીજ, બીજાની શોધ કરવા માંડે છે! ગોલ્ફ અને ક્લબ અને ક્રેકપર તેઓ બાહાર રખડી વખત ગુમાવે છે, પણ તેઓને રસોડામાં જવાનો, રસોઈઆને નવી વાની કેમ બનાવવી તે બતાવવાનો, કે ચાકરડીના કામપર નજર રાખવાનો વખત નથી."

સુંદરી સુબોધ' વાંચની મહારી બહેનો!

પ્રસિદ્ધ નટીનું જીવન ગાળની મીસીસ કેન્ડાલ કયા યુગની, કઈ સાલની અને કયા દેશની હશે, વા? અને કયો કોઈ ખુણામાં પડી રહેલો જુનો પુરાણો નારી એનો શી હક થયો હશે વારૂ?

મીસીસ કે પણ નવા જમાનાના સ્ત્રીઓના સ્વેચ્છાપણાની, ફેશીનની અને

રમકડાંપણાંની દુશ્મન કેમ થઈ હશે વારૂ? એ, સ્ત્રી થઈને, સ્ત્રીઓની સ્વતંત્રતા અને સમાનતા ઉપર ત્રાપ કેમ મારતી હશે વારૂ? એ પાશ્ચિમાત્ય રમણી સ્ત્રીઓને આજ્ઞાંકિતપણું, મર્યાદા, અને ઘરકામ તરફ રૂચી કેમ શીખવે છે વારૂ? મહારાણી વિક્ટોરીઆનું દૃષ્ટાંત ટાંકી એ બ્હેન પતી પત્ની વચ્ચે કૃત્રીમ હાડચામના વહાલને સાટે મારી નૈસર્ગિક વહાલનો પ્રવાહ સતત ચાલુ રાખી જીવન વ્યતીત કરવા કેમ બોધતી હશે વારૂ! વીસમી સદીની પાશ્ચિમાત્ય બ્હેન મીસીસ કેન્ડાલની સંતાન તો ગળે ઉતરશે ને ? કે એ બ્હેનનો લખ "સસ્તની"ની માફક ફાંકો કાઢી નાખશે વારૂ!*

---

## અધમ લગ્નગીતો.

લેખક—શ્રીયુત ડાહ્યાભાઈ જયશંકર ત્રિપાઠી ("દાસાર".)

મારા સગાને ત્યાં લગ્ન હતું. અમો જાન લઈ અમદાવાદ, આગાખાન માંડવાવાળાઓ તરફથી જમવાની તથા બીજી સગવડો ઘણીજ સારી રીતે હતી અને ઘણી મઝા હતી. પણ લગ્ન પ્રસંગે ગાનારી બાઈઓના આવા મંગળમય પ્રસંગે ગવાતાં હલકાં ગીતો સાંભળીને મને ઘણોજ ખેદ ઉત્પન્ન થયો ને મેં તે જ વખતે સંકલ્પ કર્યો કે, આવા મંગળમય પ્રસંગે અયોગ્ય ભાષામાં અમર્યાદિત રીતે ગવાતાં ગીતો આપણી કોમને લાંછનરૂપ છે,—તો આપના લોકપ્રિય માસિકમાં લખી તે રીવાજને અટકાવવા મારી બ્હેનોને પ્રાર્થના કરીશ.

બ્હેનો,

લગ્ન પ્રસંગે આપણાં અંગત તથા દૂરનાં સગાંઓને આપણે આગ્રહપૂર્વક નોતરવાં પડે છે, ને તે પ્રસંગે પણ બ્હેનો, દીકરીઓ, ભાણેજીઓ, ભત્રીજીઓ, માતાઓ, પુત્રી સમાન પુત્રવધુઓ તથા અન્ય વડીલ સ્ત્રી વર્ગ પણ હાજર હોય છે. તથા પુરૂષ વર્ગમાં પણ વડીલો, મીત્રો, ભાઈઓ, મામાઓ, સાળાઓ, કુટુંબીઓ, ને જમાનો તથા અન્ય સ્નેહિઓ હાજર રહી આવા મંગળમય પ્રસંગને શોભાવે છે. તો આવા આનંદમંગળ મેળાવડામાં સ્વદેશ પ્રીતિનાં, પરણનાર દંપતિને આશીર્વાદ વચનોનાં, તથા પ્રભુ પ્રાર્થનાનાં ગીતો ગવાવાં જોઈએ. કદાપિ હાસ્યવિનોદનાં તથા નિર્મળ શૃંગારનાં મર્યાદિત ગીતો પણ ગવાય. પરન્તુ તેમાં કાંઇ આપણી સ્ત્રીઓને નહિ આવડવાના કારણે—

"વેવાણ મારી ગોખ્યરે, તડાક દ્યો!"

આવાં આવાં નિંદિત કર્ણભ્રષ્ટ કરે તેવાં ને વળી તેથીએ ખરાબ-જંગલી લોકો પણ પ્રાયઃ વિભત્સ બોલનાં ઘરમાંય તેવા ગીતો નિર્લજ્જ બની લાંબા લાંબા હાથ કરીને સ્ત્રી પુરૂષોની મોટી મેદની આગળ-માનાં આપણી બ્હેન દીકરીઓ શરમાતાં નથી!

જે સ્ત્રીઓ પોતાના શ્વસુર પક્ષમાં વડીલો સમક્ષ લાંબો મોટો ઘુંઘટો તાણી મુખ ન બતાવવાની શરમ ધરાવતાં છતાં પણ તેજ ઘુંઘટામાં મુખ છુપાવી—અનુચિત હાસ્ય અને બિભત્સ વચનો બોલતાં ન શરમાય, તે શું ઓછી શરમની વાત છે? ખરેખર આવી નિર્લજ્જ ને નોંધપાત્ર જણાતી રીતિ તો સર્વથા તિરસ્કારનેજ પાત્ર છે.

---

* આ લેખમાળામાં કેટલોક અનુવાદ પણ છે. વાંચનારને તે સહજ સમજાય તેમ છે.—"મસ્ત."

બહેનો તમો ઉચ્ચ કોમની, ઉચ્ચજ્ઞાતિની ને વળી ઉચ્ચ ભાવનાવાળા પિતાઓની પુત્રીઓ છો. તમો કુળાભિમાન તો હદ વિનાનું તમારા મનમાં રાખો છો! અને તેમ છતાં આવાં નીચ કોમમાં પણ ન શોભે તેવાં ખરાબ અપવિત્ર ને બિભત્સ ગીતો તમારા મુખમાંથી કેમ નીકળે છે! શું તમો નીચ કોમનાં છો?—હલકાં કુટુંબમાં જન્મ્યાં છો! ના, ના. ત્યારે આવાં વચનો તમારા મુખમાં શોભે છે?

આપણો ધર્મ આપણને સમજાવે છે કે—

यदा यदा मुंचति वाक्यबाणम् तदा तदा जाति कुलप्रमाणम् ।

કર્મ ને વચન ઉપરથી જાતિ નક્કી થઈ શકે છે." તો હવે તમારી કઈ જાતિ નક્કી થઈ શકે?

બહેનો, પ્રથમ શરૂ થતા મંગળમય સ્નેહ સંબંધના પ્રારંભમાં જ આવું ખરાબ શુભને લજવાવવું પડે તેવું, આવી એક બીજાને ગાળો દેવી અને પોતે ભાનાર્ગ બહુ હોશિયાર ને ચાલાક છે એમ માની ખુશી થવું એના જેવું હલકું બીજું શું હોઈ શકે!— તેમજ ખોટું ગુમાન રાખી કોઈપણ સુજ્ઞ માણસનું વાંકું માનવું નહિ ને "અમો તો ગા-ઈશું—" કહી પોતાના નીચ કાર્યમાં મગ્ન રહેવું તે તમને કઈ રીતે શોભે છે?

તમારાં ગીતો સાંભળનાર પણ તમારાં જેવાં બુદ્ધિહીન અને હલકાં હશે! બાકી સુજ્ઞ ને બુદ્ધિશાળી માણસ તરફથી તો જરૂર તમને તિરસ્કાર અને ફીટકાર જ મળવાનો!

બહેનો, તમો એમાં મગરૂરી ને મોટાઈ ન સમજશો. માટે જો તમારામાં કાંઈપણ ખરી મોટાઈ રહી હોય, અને આ મારું તમને સત્ય લાગતું હોય, તમને તમારી ઉચ્ચ કોમનું અભિમાન હોય, તથા તમોને તમારી ભૂલ સમજાતી હોય તો આજથીજ પ્રતિજ્ઞા કરો કે એવાં જંગલી હલકાં મૂર્ખાઈ ભરેલાં બિભત્સ ગીતો ગાવાં કે ગવરાવવાં નહિ ને વળી જેઓ તમારૂં ન માનતાં તેવાં ગીતો ગાતાં હોય તેમની સાથે તમારે તે ગાવામાં સામેલ થવું નહિ. કારણ કે એક મહાન કવિ કહી ગયા છે કે—

કદાપી કાળીઆ કનેજ, ધોળી ધોળીઓ વસે
વધે ન વાન તોય, સાન સંગ જેવી શીખશે;
ઉડે ન તોય ઠેકવા, શીખે વળી વિહંગમાં,
કુમતિનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં.

બહેનો, તે માટે સારી જાતિના દાખલાઓ લ્યો જુઓ, ઉંચી કોમની નાગર જ્ઞાતિમાં તેઓના આવા લગ્નના મેળાવડામાં કેળવાએલી બહેનો સારાં સારાં પુસ્તકો લઈ સારી નીતિ રીતી અને વિનોદનાં ગીત કેવાં સુન્દર ગાઈ ગવરાવે છે? આવાં આનન્દમય સંગીતો ગાતાં ગવરાવતાં તેમને અને સાંભળનાર સર્વ મનુષ્યોને કેટલો બધો આનન્દ આપે છે, તે તો જેણે અનુભવ્યું હોય તેજ જાણે. આવો દાખલા લેના, સારી સારી ઉચ્ચ શ્રેણીની ગીતમાળાઓમાંથી સારાં સારાં ગીતો શીખી, મધુર ને મીઠા સુરથી ગાઈ, મધુરને મીઠો આનંદ રેલાવો ને તમારા હૈયામાં પણ સાચા આનંદને અનુભવો.

સુંદરી સુબોધના તંત્રીએ "ગીતમાળા" બહાર પાડી છે, તેમજ અન્ય બંધુઓ તરફથી પણ એવી 'ગીતમાળાઓ' પ્રગટ થઈ ચૂકી. તો તેવાં સારાં પુસ્તકોમાંથી શીખી લઈને તમારો સનાતન ધર્મ શોભાવો, એજ મારી તમારા પ્રત્યે દીન ભાવે પ્રાર્થના છે.

# નિર્ભાગી જીવન.

લેખક: એક જીવનશૂન્ય બાળા

( હરિગીત અથવા ગઝલ. )

નિર્ભાગી આ જીવન મારૂં, હાય ક્યારે ખૂટશે ?
ટૂંકું જીવન અરે હાય મારૂં, કેમ કરીને રે જશે ?
આપ્ત બન્યા દુશ્મન, અરેરે જગ વેર વળગાડી ગયે,
કુમળી મ્હારી જિન્દગાની, સહન કેવી રીતે કરે ?
હૈયું મ્હારૂં હોમ રહતું, કાર્ય બધી કંપી રહે,
ને જીવન નિત્યે એ સમરે, આશ ના ક્યાંય લહે;
મીઠો દિલાસો આપનારૂં, કોઈને જોતી નથી;
રે હાય, માર્ગે દુઃખી દિસે, માર્ગ કો જડતો નથી.
ગુણ બધી મહુ ગ્રહીને, દિવ્ય દ્રષ્ટી મહિં,
પણ નિર્ભાગ્ય આ ટૂંકું જીવન, ખિલવનાર કો નથી.
સંસાર બહુએ દુષ્ટ ઘેરી, હાય, હૃદય દુઃખી કરે,
નથી કાંઈ,—સુઝતું કાંઈ ના, જીવન કાઢું કેમ રે ?
નેતા દીસે નહિં કોઈ મુજ, સન્માર્ગને દેખાડનાર,
નાવિક નથી જડતો સુશીલ, મુજ નાવને હંકારનાર;
ઉચ્ચી મ્હારી જિન્દગીને દીસે બહુએ પાડનાર,
પણ, હાય ! ના કોઈ જણાયે સુજન,—સાચો તારનાર
એળે જ જાશે જિન્દગાની, હાય એ, ધૂળ થઈ ગઈ !
રે, વિષમ સંજોગો નડે છે, આશ નાશ બધી થઈ !
ના ધૂળમાંથી સોનું શોધી, કાઢનાર કો દીસે,
મેસાગના કાદવ વિષે, રત્નો કુલીન ડુબી જશે !
પ્રિય ભાઈઓ ! બહેનો મ્હારી ! પડો નહિં અગ્નિ વિષે,
દીન પુત્રીઓ ના નાખશો, એ ચિતા સઘળું બાળશે
નહિં ત્યાંથી કોઈ ઉગારશે, ના ત્યાંથી કો ઉદ્ધારશે,
દાઝું સદા એ આગમાં, ના રક્ષનાર કો દીસે.
મુજ જીવન સઘળું ઝેર બનિયું, જાણુંને ઓ બ્હેનીઓ !
વીસ વર્ષમાં દુઃખ મે દીઠા અગણિત. માટે ચેતજો.
ઓ પ્રભુ ! મુજ સમ બાળને ના જન્મ ફરી તું આપજે
કરી કઠિન દેતાં પહેલાં, ગણી પ્રીતે કાપજે.
ઝૂરે કલેશે કષ્ટથી, દેખું બધે દુનિયા મહિં.
તે સમય નિર્ભાગી મ્હારી, યાદ જિન્દગી આવતી.

વય વર્ષ આઠની માંહિ, તાતે લગ્નમાં જોડી હતી,
ના ભાન હતું કાંઈ મને, બાળક બધિ રમતી હતી.
મોટી થતાં સમજી જ ત્યારે જાણ્યું જીવન ઝેર રે,
ઉપાય શોધતાં દીઠું,– દુર્ભાગ્યનો એ કેર છે!
ના ગાર્ભ પછી રહેતો બીજો, જાણ્યું અનુભવથી હવે,
દુઃખી બહુ દીન બાલિકા પીડાય અવળી ઘાણીયે!

માટે વહાલી બહેનીઓ! વિવાહ ટગ વિચારીને,
ઊંડે કુવે ના નાંખશો હાથે કરી નિજ બાળાને;
કુળ, લક્ષ્મી, ઘર ને સગાં વહાલાં, કાંઇ ના જોશો, અરે,
પણ સુશીલ ને ગુણવાન વરને આપજો કન્યા તમે.

વયનું અને ગુણનું કજોડું જીવનનો અંગાર છે,
ગાયો ગરિબડી, અબળ બાળકીનો જ એ સંહાર છે!
પ્રારબ્ધના સંજોગથી હોમાઈ હું પણ છું પરે,
ભારતની કુમળી બાલિકા, બળતી સદા એમજ, અરે!

જોડી કજોડાં માતપિતા હોય કાંટે કર્મનો,
પણ હાય બાળ્યા ના વિચારે,–ત્યાગ વળી નિજ ધર્મનો.
બળેના વિષે હોમાય થી!–દુર્જન દીસે વસના બધે,
આમાં નસીબ શું બાળકીનું?–નડીલનો મહારોગ જે!
શો વાંક એમાં પુત્રી કેરો?–કહે કઠિન શબ્દો, અને
મારે મહેણાં, રોષ લાવે, દિલ દયા જરી ના ધરે;
હાથે કર્યાં વાગ્યાં હઇયે! દીકરી બાપડી ભોગ થઇ,
કર્યું કોઇએ,–સહેવુંજ બીજું; અજબ એ નીતિ દીઠી!

રડતી મુઝાઈ બાળ કોમળ, મદન મુગે મુખ કરે
ભર જિન્દગી રડવાનું એના નશીબમાં લખિયું, અરે!
સુઝી કદિ અવળી મતિ,–બહુ દોષ એનો? સજ્જનો!
નિભાગી એ દીન બાલિકાનો કરો ન્યાય, દયાળુ ઓ!

પ્રિય કુસુમ મુજ! અવ શાન્ત થા, બહુ તે સહ્યું દિલ જોસથી,
રહો નયન મુજ! રડતાં હવે, બન્યું તે ન બનિયું–થશે નહિ,
મુજ હૃદય શસ્ત્ર વિદીર્ણ છે, સહું ભારી હું સકુ જન્મ તણી,
હિત હિન્દબાળા કાજ લખિયું નાની છું તમ બાળકી.

બહેનો! સુમાર્ગ સદાય પળજો, સારી ચોખ્ખન રાખજો,
હૃદયે પવિત્ર વિચાર, ધર્માચાર નીતિ પાળજો
પ્રભુમાં પરમ કલ્યાણ છે, એ સત્ય સહુ શાસ્ત્રો કહે,
ઓ ઈશ! તુજ ભક્તિ અહોનિશ ને સુબુદ્ધિ આપજે.

## पत्रमंजूषा.

### ૧. સુન્દરી સુબોધ મન્દિર:

સુન્દરી સુબોધના પ્રકાશન તથા વ્યવસ્થાને લગતા ઘણા પત્રો મળ્યા હતા, જેમાના દરેકનો જવાબ ટપાલે દાગ આપ્યો છે. છતા કોઈ પણ સજ્જનને ઉત્તર ન મળ્યો હોય તો ત્હેમણે ફરીથી કાગળ લખવા તસ્દી લેવી, એટલે ત્હેમને ફરીથી જવાબ આપવામાં આવશે

સુન્દરી સુબોધને અંગે શરૂ કરવામાં આવેલી "સહાયક વર્ગ" ની યોજના બન્ધ થઈ નથી. પરન્તુ આ પત્રના અંકો ૧૯૨૧ ના માર્ચ માસથી પ્રકટ થયેલા નહિં હોવાથી તે મુલતવી રાખવામા આવી હતી એટલે હવે તે પણ ચાલુ જ છે. અને તે વિગેની માહિતી આ અંકની શરૂઆતમા આપી છે. સહાયક વર્ગના પ્રથમ વિભાગના સભાસદોને (રૂ. ૫૦ ભરવાથી) આ માસિક પાંચ વર્ષ સુધી વિના મૂલ્યે મળશે અને પાંચ વર્ષ પછી ત્હેમણે ભરેલા રૂ. ૫૦ ત્હમને પાછા પહોંચાડવામા આવશે. બીજા વિભાગના સભાસદોએ રૂ. ૧૫ ભરવાના છે, એટલે આ માસિક ત્હેમને પાંચ વર્ષ સુધી દર વર્ષે ફક્ત ત્રણ રૂપિયામા મળશે.

સુન્દરી સુબોધના પ્રકાશનના સંબન્ધમા આ અંકની શરૂઆતમા એક સૂચીપત્ર મૂકેલું છે, તે વાંચવા વિનતિ છે.—ત્હેમાં જણાવેલું છે કે,

(૧) ૧૯૨૦ ની સાલનો નવેમ્બર-ડિસેમ્બરનો જે અંક બાકી છે, તે બે ત્રણ માસમાં—ધારા અંક રૂપે-પ્રકટ થશે ત્હેમાં "છોકરાં ન થવાના કારણ તેમ જ સુવારોગનાં કારણ અને તે બન્નેના ઉપાયો,"—એ મહત્વના વિષય ઉપર એક સંપૂર્ણ લેખ આવશે.

(૨) ૧૯૨૧ ના જાન્યુઆરી-ફેબ્રુઆરીનો અંક પ્રકટ થયો હતો. ત્યાર પછી ૧૯૨૧ ની સાલમાં એક પણ અંક બ્હાર પડ્યો નથી. તેથી એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે ૧૯૨૧ ની સાલમા સુન્દરી સુબોધ પ્રકટ થયું ગણવું જ નહિં. અને ૧૯૨૧ નો નો જાન્યુઆરી-ફેબ્રુઆરીનો અંક ચાલુ સાલ (૧૯૨૨) ના ૧-૨ (પ્હેલા-બીજા) અંક તરીકે માની લેવો.

(૩) જેમનું લવાજમ ૧૯૨૧ મા વસુલ થયુ છે, ત્હેમની તરફથી ચાલુ સાલ ખાતે જ તે આવ્યું એમ ગણી લીધું છે અને ચાલુ સાલની ભેટ પણ ત્હેમને મોકલી આપી છે; તથા સહાયક વર્ગના સભાસદોના હક્કની બાબતમાં પણ ૧૯૨૧ ની સાલને બદલે ૧૯૨૨ થી ત્હેમનાં પાંચ વર્ષ શરૂ થયા છે, એમ માની લેવામાં આવશે.

### ૨. લેખકોને ઉત્તર:

બ્હેનો સૌ. પા. (નડિઆદ)—વ. (લીંબડી)—હી. (અમદાવાદ)—જ. (કડી)—સુ. (ઉમરેઠ) કં. (મુંબાઈ)—શિ.—(ઉત્તરસંડા), તથા બ્હેનો શ્રી: મુ. (અમદાવાદ)—લ. (ઘાટકોપર)—ર. (પાલણપુર)—ચા. (શિનોર)—ઈ. (રતલામ)—ર. (નવસારી); અને રા શા સ. (કરાંચી)—ર. (ઓરિયા)—ચ. (અમદાવાદ)—મ. (અમદાવાદ)—ગિ. (મુંબાઈ)—ના. (ભાવનગર)—ત્રિ (મુલમેન) શા. (મુદ્રા)—શુ (રહિમ)—પ્રા. (બોટાદ)—સુ. (કોચ)—પ્રૂ. (મુંબઈ).

તમારા પત્રોનો ખાનગી કાગળથી જવાબ આપ્યો છે તે પ્હોંચ્યો હશે. તમારા મમતા માટે આભારી છીએ. સુન્દરીસુબોધ હવે નિયમિત રીતે પ્રકટ થયા કરશે, એમ આશા છે. છતા સઘળી આશાની સફળતા પ્રભુના હાથમા તો છે. જ.

સૌ. ચા. (નવાપુરા)—ગ. રૂ. (અમદાવાદ)—રા. વિ. (કરમસદ)—રા. મ. (ખલાલ) શ્રી ગં. (ખાકરોલ)

તમારા લખાણનો વિષય ઉપયોગી છે પણ ત્હેમા યોગ્ય સુધારાની જરૂર છે; તેથી તેમ કર્યા પછી અનુકૂળતાએ તે પ્રકટ કરવામા આવશે. હવેથી લખો ત્યારે ટૂંકાણમા અને મુદ્દાસર લખશો.

શ. ચં. (સુરત)—રા. મા. (ગાદરા)—ગ. ઉ. (અમલનેર)

ત્હમારી સૂચનાઓ માટે આભાર. તે તરફ બનતી અનુકૂળતાએ ધ્યાન આપવામા આવશે. ભાઈ ઉ. ને પ્હેલો ઉત્તર વાચવા સૂચના છે.

સૌ. ગિ. (મહુધા) તથા શ્રી અં. (વડોદરા):

આછી પેન્સિલથી લખેલો કાગળ વાચનાં બહુ મુશ્કેલી પડે છે માટે હવેથી કાગળની એકજ બાજુએ અને શાહીથી લખશો. શુભેચ્છા માટે આભારી છીએ.

શ્રી ધ. (અમદાવાદ)

"મારા કરમની કહાણી—આત્મકથા" એ નામનો લેખ મળ્યો છે પણ તે અપૂર્ણ છે. માટે બાકી રહેલો ભાગ લખી મોકલશો. લખવામાં બ્હેન સૌ. જિ. વગેરેને આપેલો જવાબ ધ્યાનમાં રાખશો. અને હવેના કાગળમા—આ ઑફિસના નિયમ પ્રમાણે—તંત્રીની જાણની માહિતી માટે ત્હમારૂં પૂરૂં સરનામુ લખશો. (તે પ્રકટ કરવામાં આવશે નહિ)

રા. નં. (ધરમપુર)

દિલગીર છું કે ત્હમારા લેખ[illegible] આ પત્રમા પ્રકટ કરી શકાય તેમ નથી. આ લેખ ભગિનીએ મોકલ્યા હોત તો કદાચ સુધારો કરીને તેમાંનો કેટલોક ભાગ "સ્ત્રી આત્મરાજ્ય" વિભાગમા સ્વીકારી શકાત, પરન્તુ પુરુષોના એવા લખાણો માટેનુ સ્થાન આ પત્ર નથી. તેથી આપના આગ્રહને માન આપી શકાય તેમ નથી.

રા. શિ. (ચેતુર)—ગ. ડા. (વેરાવળ)—રા. મો. (ખેરાળુ):

ત્હમારા લેખ પાછા મોકલ્યા છે, ત્હેની સાથે લખેલા કાગળમા કરેલી સૂચના ધ્યાનમા રાખીને ફરીથી લખી મોકલજો.—એક વાત લેખકોએ ખાસ લક્ષમા રાખવી કે કોઈના ઉપર અંગત હુમલા કરવાનુ સ્થાન આ પત્રને કરી શકાયજ નહિ. સામાન્ય વિષયો અથવા ખાસ પ્રસંગોને લગતી ચર્ચાઓને સર્વ રીતે સત્કાર મળે છે, પરન્તુ અમુક વ્યક્તિ વિષે લખતા ખસૂસ સાવચેતી રાખવાની જરૂર છે. બ્હેન શ્રી ડા. ના લખાણમા—એ જો પ્રયાસ ચાલુ રાખે તો—આગળ જતા સારો સુધારો થશે, એમ લાગે છે.

સ. મા. (પેટા)—શ્રી ચ. (મહેસાણા)—શ્રી ગુ. (કલકત્તા)—રા. હ. (આઝીબાર)—રા. ના. (વેરાળુ)—રા. પ્ર. (વિરમગામ)—ગ. મ. (મુંબાઈ)—રા. પ્ર. (અમરેલી)—સૌ. શિ. (પીળા)—રા. છ. (ગઢડા):

ઉપજે છે કે એક સ્ત્રીલેખક તરફનો વિવેક ભુલી જઈ પોતાના સ્વતન્ત્ર લેખ તરીકે એ કાવ્ય પ્રકટ કરે છે.

૨. આપની ખાત્રી થાય તે માટે અસલ કાવ્ય જે મ્હારે ધન્ય ઈસને એટલે કે તા. ૧૦ મે ૧૯૧૯ ને દિવસે સ્નેહીજન આગળ વંચાયું હતું તે આપની / તરફ મોકલી આપું છું*

૩. લેખકની ઓળખ આપવી પડે એમ નથી. આપનાં 'સુન્દરી સુબોધ' માં " બ્હેન લહરી " ને નામે પ્રસંગોપાત લખનાર........ એ મ્હને આશિર્વાદ રૂપે એ કાવ્ય લખ્યું હતું

૪. " હર્ષોદ્‌ગાર " ની ૧ લી કડીની ચોથી લીટીના " મત્કારજે રૂનેહથી " એ શબ્દો, આપ જોઈ શકશો કે–" મંગળાષ્ટક " ની બીજી કડીની ત્રીજી લીટીમાંથી ઉતારી લેવામાં આવ્યા છે. એ સિવાય " હર્ષોદ્‌ગાર " ની બીજી કડીની છેલ્લી ત્રણ લીટીઓ તો રહેજ જ ફેરફાર સાથે એવી ને એવી ઉતારી લેવામાં આવી છે. વળી ત્રીજી કડીની પ્હેલી લીટીનો વિચાર પણ અસલ કાવ્યની ત્રીજી કડીનો છે અને છેવટે ચોથી કડીની છેલ્લી બે લીટીઓ પણ અસલ કાવ્યની પાંચમી કડીની છેલ્લી બે લીટીઓ પરથી ઉતારી લેવામાં આવી છે.

૫ જો આપ એ રા. "નવલ-નવનીત"ની ઓળખ આપશો તો આપનો ઉપકાર માનીશ

૬. પણ જો કદાચ નામ પ્રકટ નહિ કરવાનો આપના માસિકનો નિયમ હોય તો આપના માસિકના આવતા અંકમાં મ્હારાં બ્હેનના લેખને ન્યાય થાય તે માટે ઘટતી ટીકા કરશો અને જો આવશ્યક લાગે તો એમનો લેખ પ્રસિદ્ધ કરશો.

૭ છેવટે મ્હારે આપને એક વિનંતિ કરવાની છે આપણી માતૃભાષામાં જ્યારે સારા સ્ત્રીલેખકો આટલા થોડાં છે, ત્યારે આપના જ ઉત્તેજનથી લખતા મ્હારાં બ્હેનના સ્વતન્ત્ર લેખને " હર્ષોદ્‌ગાર " પ્રસિદ્ધ થયાથી લોકો રા. " નવલ-નવનીત ' ની નકલ માને, તે શું એક સ્ત્રીલેખકને અપમાન કરી નિરુત્સાહી બનાવવા જેવું નથી ? આપ સ્ત્રીલેખકને ખાસ ઉત્તેજન આપનારા છો એટલે આ બાબતમાં આપને વધારે લખવું જરૂરનું માનતો નથી અને અન્યાયી પુરુષ લેખકો તરફથી સ્વતન્ત્ર લેખ લખનારી સ્ત્રીઓને દાબી દેવાના યત્ન સ્હામું થઈ સ્ત્રીલેખકની પ્રતિષ્ઠા જાળવશો એવી આશા છે

લી આપનો કૃપાભિલાષી

મકરન્દ નંદસુખરામ મહેતા

તંત્રીની નોંધઃ હું આશા રાખું છું કે રા. 'નવલ-નવનીત" આ પત્રનો સન્તોષકારક ઉત્તર આપશે. અને હું એમ તો ધારું છું કે પવિત્ર બ્હેન શ્રી "લહરી" ને અન્યાય આપવાનો હેતુ તો એમનો ન જ હોય

---

* આ અંકના " માસિક વધારા " ના કાવ્યકુંજ વિભાગમાં તે પ્રકટ કરવામાં આવ્યું છે.

ઉપતંત્રી સુ. સુ.

૨૮. મકરન્દની ફરિયાદ વિષે એટલું જ લખવાનું કે અહીની સોસાઇટી ગમે તેમ માને પણ એટલું તો જાણીતું છે કે હાલ જે બ્હેનો કવિતા લખે છે, તેઓની પ્રથમ પંક્તિમાં બ્હેન "સાકી"નાં કાવ્યોને સ્થાન મળે છે. એમની કૃતિઓ આ માસિકના વાચકોને સુજ્ઞાત છે. અને ગ. આર્ય વિક્રમનલાલ અંજારિયા જેવા વિચારશીલ વિદ્વાને પણ એમના "પદ્યસંગ્રહ" માં બ્હેન "જ્હાંદરી" ની કવિતાને સ્થાન આપ્યું છે. આમ પોતે સારાં લેખક હોવાથી, એ સંસ્કારી બ્હેન કોઇ અન્યની કૃતિની નકલ ઉતારીને તે પોતાની તરીકે રજુ કરે, એ સંભવિત જ નથી. શા. જ.

## શ્રીનિવાસ અથવા પ્રીતિ યજ્ઞ

સં. ગાંગડના ઠાકોર સાહેબ શ્રી બ્હુવાનસિંહજી તરફથી પૂછવામાં આવ્યું હતું કે– "સુન્દરી સુબોધ" ના નવેમ્બર–ડીસેમ્બર, સને ૧૯૧૮ ના અંકોમાં ૩૧૭ મે પાને સ્વર્ગસ્થ બહેન ગં. સ્વ. મધુમતી દોલતરાય–એ લેખક "શ્રીનિવાસ અથવા પ્રીતિ યજ્ઞ" એ નામનો લેખ લખ્યો છે. તો સદરહુ લેખ મન કલ્પિત છે–કે બનેલો છે, અને બનેલ હોય તો–ક્યાંનો–તે બાબતનો ખુલાસો આપવા મે. કરશો........"

**તંત્રીની નોંધ:**—દુર્ભાગ્યે એ વાર્તાના સંસ્કારી લેખક ભગિની અકાળ મૃત્યુને વશ થયા છે, તેથી ખરી હકીકત શી છે તે જાણવાનું કાંઈ જ સાધન અમારી પાસે નથી, અને એ પ્રમાણે મ્હે ઠાકોર સાહેબને તો લખી દીધું છે. પરંતુ કદાપિ સુન્દરી સુબોધના અનેક વાચનારમાંથી કોઈને તે વિષે કાંઈ માહિતી હોય, અને તેઓ લખી મોકલવા કૃપા કરશે, તો તે ખુલાસો આ પત્રમાં પ્રકટ કરવામાં આવશે.

શા. જ.

૪. ચાલુ ચર્ચા:

બ્હેન સૌ. "ચારુ" કૃત—

### એક આત્મકથા.

નીચે પ્રમાણે ખુલાસો સુરતના "સાંજ વર્તમાન" તથા "ક્ષોધ મિત્ર" પત્રોમાં પ્રકટ થયો હતો. ઉપતંત્રી, સુ. સુ.

સાહેબ,

સુન્દરી સુબોધ માસિક પત્રના ૧૯૨૦ ના સપ્ટેમ્બર–ઓક્ટોબરના અંકમાં "સૌ. ચારૂ" એ તખલ્લુસથી એક લેખક ભગિનીએ "એક આત્મકથા" નામની વાર્તા લખેલી.

**ઉષા: અંક બીજો.** જાન્યુઆરી—ફેબ્રુઆરી ( ૧૯૨૧ )* ના સુન્દરીસુબોધના અંકથી ચાલુ:

# "અડાલજની ઉજાણી."

"શું ઉજાણી ! આવા મોંઘવારીના સમયમાં, હાડમારીના વખતમાં ને ઉધરાણાના કાળમાં, તમે શું ઉજાણીએ ગયાં હતાં?" "હા, ઉજાણીએ, અમ્હારી આખીએ વાત ધ્યાન દઇને એક વખત સાંભળો, પછી જે ઠપકો દેવો હોય તે દેજો."

અમ્હારા વિદ્યાલયના ચાલકોએ, શિક્ષણ વિશેષ ફળદાયી નીવડે તે સારૂ, ગુરૂ શિષ્યાનો સંબંધ માત્ર નિશાળ પૂરતો ન રહેતાં ઘર જેવો થાય અને સૌ પોતાને એક કુટુમ્બવત્ લેખે, એ જરૂરનું માન્યું છે; તેથી શાળાના સમય બાદ પણ વખતો વખત સૌ એકઠાં મળે તે માટે જુદી જુદી યોજનાઓ ઘડી છે. તેમાંની એક વિદ્યાર્થીનીઓને રજાના વખતમાં કોઇ સારા સ્થળમાં લઇ જવાં; આથી ભૂગોળ અને ઇતિહાસનું કંઇક વ્યવહારિક જ્ઞાન પણ મળે અને સદા પોતાના પિંજરામાં પૂરાઈ રહેલાં અમે પક્ષિઓ ઘડી આનંદ વિહરી શકીએ.

આ ઉદ્દેશથી અમે આસો વદની રજાઓમાં "અડાલજ" જવાનો વિચાર રાખ્યો ન્હાનાં મ્હોટાં થઇને ૫૦ જણ હતાં ચાર પાંચ દિવસ અગાઉથી બધાના મનમાં "અડાલજ" "અડાલજ" થઇ રહ્યું હતું. ત્યાં જઇ રમવાનું, ફરવાનું, ગાવાનું ને ખાવાનું–એ જ ધુને બધાનાં મગજ તર થઇ રહ્યાં હતાં.

ત્યાં આખો દિવસ રોકાવાનું હતું એટલે જમવાની સગવડ કરવાનો વિચાર થયો. રસોઈ બનાવવાનો, ખટરાગ ત્યાં રાખવાનું બધાને યોગ્ય ના લાગ્યું પરંતુ એવી દરખાસ્ત મૂકાઇ કે દરેક જણ પોતપોતાની ઈચ્છાનુસાર પોતાના જેટલું ખાવાનું પોતાને ઘેરથી કરી લાવે. આ વાત વધુમતે ઉડી ગઇ અને એવું ઠર્યું કે વિદ્યાલયમાં બધી બ્હેનોએ ભેગાં થઇ ખાણું બનાવવું. કશી પણ બનાવેલી ચીજ બજારમાંથી લાવવી નહિ. આથી જવાને આગલે દિવસે ખાણું બનાવવા અમે એકઠાં થયાં. આ તૈયારીમાં પૂજ્ય સૌ. શારદા બ્હેન પણ હતાં. એ વખતે છોકરીઓ અને એમના વચ્ચેનો દેખાવ, જાણે કે કોઇ મા પોતાની છોકરીઓની સાથે, તેમની સલાહ અને મદદથી, રસોડામાં કોઇ ભારે રસોઇની તૈયારી કરી રહી

---

* એ અંકને સુન્દરીસુબોધના નવેમ્બર–ડિસેમ્બર ( ૧૯૨૦ ) ના અંક તરીકે ગણવામાં આવ્યો છે. (તે વિષે આ અંકની શરૂઆતમાં સૂચીપત્ર આપ્યું છે, તે જોવું).

"ઉષા" અમદાવાદના "મહિલા વિદ્યાલય" નું હસ્તલિખિત ત્રિમાસિક પત્ર છે. તેનો પ્હેલો અંક તથા બીજા અંકનાં ૧૬ પૃષ્ઠો ૧૯૨૦ની સાલના સુન્દરી સુબોધમાં પ્રકટ થઇ ચૂક્યાં છે.

તંત્રી: સુન્દરી સુબોધ.

શોધ્યો જેવો, દેખાતો હતો. કોઇ પણ જાતની શરમ કે વિરોધ વિના, ભાણાની-ખાય તે મતિ સુધીની-બધી તૈયારીઓ, પૂર્ણ આનંદ અને ઉત્સાહથી અમ્હે જાતે જ કરી. એમાંથી પરવારી રાતે સૂધી મ્હેનો પેર ગઇ અને બીજા દિવસના ઉજાણીના રંજનનાં સ્વપ્ન ઉંઘમાં અનુભવવા લાગી.

આસો વદ આઠમે, સ્વારે સાતની ગાડીમાં અમે અડાલજ જવા નીકળ્યાં ત્યારથી જ બધાંના અંત કરણમાં આનંદ માતો નહોતો. "અમ્હે ત્યાં રમીશું," "અમ્હને રમવા દેજો," "અમ્હે ફરવા અને રમવા જ આવ્યાં છીએ," ઇત્યાદિ શબ્દો શરુ થવા લાગી અને ખોડીઆર સ્ટેશને ઉતર્યાં ને ત્યાંથી અડાલજ જવાને કરેલાં ગાડાંની સાથે રકઝક કરતાં સહેજ વાર લાગી, એટલામાં તો છોકરીઓએ ખો રમવાનું શરુ પણ કર્યું જે મ્હેનો પેર જરી ઉતાવળી ચાલતાં પણ શરમાય તેપે અહિંઆં તો ખુલ્લા મનથી દોડવા લાગી. ગાડાં ત્રણ કર્યાં હતાં પણ કોણ બેસે ? છેક ન્હાની બાળાઓને પરાણે બેસાડી. બાકી બધાં ચાલતાં, કુદતાં અને દોડવાની શરતો કરતાં અડાલજ પહોંચ્યાં ત્યાં શ્રીમાન ગાડાભાઇ શેઠને ત્યાં થોડીવાર મુકામ કર્યો. અહિં બે ત્રણ ભાઇઓ અમને આનંદ આપવા તૈયાર જ હતા; તેમાં એક મુખી કાકા હતા. કાકા કેમ ? એમ કે એક તો એ વૃદ્ધ હતા અને બહુ ગમતી સ્વભાવના હતા. એમણે અમ્હને બહુ હસાવ્યાં. પણ અમ્હે શું મોટાં મોટાં હસ્યાં જ કર્યું ! ના, ના. ઘરની દિવાલોમાં ભરાઇ બેસી અમ્હને હસવું પણ ગમ્યું નહિ. તમે જ કહોને ! શી રીતે ગમે ! અમે તો ગયાં વાવે

- ત્યાં ઉપર નીચે હરી ફરી બધું જોયું. વાવને બધા થઇને પાંચ માળ ને ગર્ત કોઠા છે. સાત માળ બાંધવાનો વિચાર હશે અને અધુરું રહ્યું હશે એમ જણાય છે. પાણાની ભમરીઓને બાદ કરીએ તો નીચે ઉતરવાને ત્રણ તરફ પગથીઆં છે અમે એક તરફથી ઉતર્યાં. ત્યાં ભીંત ઉપર વાવનો ટુંક ઇતિહાસ લખેલો છે, તે જેવો ઉકલ્યો તેવો સાધારણ વાંચ્યો. વાવનો ઘાટ લગભગ અહિંની-અમદાવાદની-દાદાહરિની વાવ જેવો જ છે. પણ એનાથી ચોખ્ખી વધારે રહે છે. ગામના લોકો આ જ વાવનું પાણી પીએ છે. વાવના બે માળ પાણીમાં ડુબેલા છે. ત્યાં એક બે છોકરા વાવમાં ભુસકા મારતા હતા. તે જોઇ અમારામાંથી એક બાઇ જેમને તરતાં સારૂં આવડતું હતું તેમણે ભુસકા મારી તરી બતાવવાની ઇચ્છા બતાવી અમ્હે પ્રથમ તો બીકને લીધે બહુ આનાકાની બતાવી, છતાં જ્યારે એ પ્રકાર એકસાર, બેસાર, ત્રણસાર, જુદી જુદી જાતનાંથી અને જુદી જુદી રીતથી,-તેમ તર્યાં પણ જુદી જુદી રીતથી, ત્યારે તો અમ્હને ઘણો જ આનંદ થયો અને કેટલાકને તો તરવાને મન લલચાયું પણ બિચારું-પણ શું કરે ? આવડવું જોઇએને !

ઠીક, ચાલો, વાવ જોઇ આવ્યાં. હવે ? જઇ કડીઆ ભાઇ (ખાવાનાના) અને તાપડા ભાઇ (દુધના) ની મુલાકાત થાય ત્યારેતો ! હવે તો નવાનિ એમતે જ મળવાનું મન હતું. થોડી જ વારમાં મન, શરીર અને આત્મા બધાંને તૃપ્ત કરવાની તૈયારી થઇ ગઇ.

વાવની સામે અને તળાવને કિનારે, એક વિશાળ વડના ઝાડની નીચે, ટેકરી પર અમ્હારી ઉજાણી ગોઠવાઇ. ટેકરી પર એટલે એની ધૂળમાં નહિ હો ! કેળનાં અને ખાખરાનાં પાદડાં હતાં. અમ્હે બધાંએ ગોળ કુંડાળે ગોઠવાઇ ગયાં અને પીરસણ શરૂ થયું. પીરસવાની મઝાક તો વળી ઓર જ હતી. મ્હેનો અને ભાઇઓ હાથોહાથ કેટલીક બીજે

દરેકને પહોંચાડવા લાગ્યા, તે ઢગાની રમત જેવું લાગતું હતું. જાણે જમવામાં પે કિન્ડર-ગાર્ટનને દાખલ કરી દીધું ન હોય! કેટલીક બીજી બ્હેનો ઉઠીને પણ પીરસતી હતી. અને અમે તો કુંડીઆનું મથક જ પસંદ કર્યું હતું! વારૂ, બધું પીરસાઈ ગયું. અનેક પ્રકારની ગપ્પાં મારતાં અને હસતાં અમે સપાટાબંધ "ઉજાણી" ની સાર્થકતા કરવા લાગ્યાં. આહા! કેવો આનંદ! ટેકરીના ઢોળાવે, બરાબર સામે તળાવ આવેલું છે. પાછળ એક કુવો અને બાજુપર વાવ છે. કુવે પાનીઆરીઓ પાણી ભરે છે. છોકરાં વડવાઈએ હિંચકા ખાય છે. ભેંસો તળાવમાં પાણી પીવા ઉતરે છે. કેટલાંક જવાનીઆઓ વાવમાં ભૂસકા મારે છે. અને ગોળ કુંડાળે ગોઠવાઈ ગએલું અમ્હારૂં ટોળું ગોવાળીઆની ઉજાણીનો ખ્યાલ આપી રહ્યું છે. જો કે અમ્હારી ઉજાણીમાં કાળીઆની સામગ્રી ન હતી, એ મધુવન ન હતું, એ લીલી લીલી ઘાસ ન હતી, એ ગોપીનું ધણ ન હતું, એ દધિ માખણ ને રોટલાના કટકા હોંશના આંગણામાં ગોઠવેલા ગોવાળીઆનું વૃન્દ ન હતું: પણ મગજ પૂરી ને પાતરાં ફ-ળની સુંદર પત્રાવલીમાં ગોઠવી કળિયુગની બાળાઓ હારબંધ બેસી ગઈ હતી. છતાં અમ્હારૂં ટોળું કંઈક ગોવાળીઆઓનો આનંદ લેતું હતું. મન એવાં કોઈ અગમ્ય આનંદથી ભરપૂર હતાં અને જાણે આ શાંત ગ્રામ્ય સ્થળે, તળાવને કિનારે દૂરની ઝાડીમાંથી ચાલી આવતી કોઈ કોઈ ગાય સાથે ઢોરનાના ભણકારા વાગતા હતા. અસ્તુ. અમ્હે તો મગજ પૂરીને સારો ઇન્સાફ આપ્યો. કઢીઆ, ચણદાળ ખાલી કર્યો. અંતે જમ્યાં અને ત્યાં મળવા આ-વેલા બાઈઓ અને માજીઓને પણ જમાડયા. આ પ્રમાણે અનુકૂળ પરિસ્થિતિને યોગે અમ્હે સર્વ પ્રકારે તૃપ્ત થઈ અડાલજના એક બાઈ પાસે વાવનો નીચે પ્રમાણે ઇતિહાસ સાંભળવા બેઠાં.

દંડોસમાં વાઘેલા વંશનો વીરસંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રૂડબાઈ નામે એક બ્હેન હતી. આ વખતે અમદાવાદમાં મહમદ બેગડો બાદશાહ હતો. તેને રૂડબાઈ સાથે લગ્ન કરવાની ઇચ્છા થઈ. આ વખતે મુસલમાનોનું જોર ગુજરાતમાં ઘણું હતું. અનેક પ્ર-કારના જુલમ અને લુંટફાટથી રજપૂત પ્રજા દબાઈ જવા આવી હતી. છતાં તેમનું શૌર્ય અને આત્માભિમાન તદ્દન નાશ ન્હોતાં પામ્યાં. વીરસીંહે પાદશાહની ઇચ્છા રૂડબાઈને જ-ણાવી; રૂડબાઈ બહુ ચાલાક અને પ્રપંચી હતી. તેણે પોતે પાદશાહ સાથે પરણવા ખુશી છે એમ કહેવરાવ્યું, તે પહેલાં આ રાજ્યમાં પોતાનું કંઈ નામ કરવાની ઇચ્છા દર્શાવી. બાદશાહ ખુશી હતો. રૂડબાઈની ઇચ્છા પૂર્ણ કરવાને રૂપીઆ આપ્યા. (કહે છે કે વાવ બંધાવતાં ૧૨૫૦૨૭૯ રૂપીઆ ખર્ચ થયું છે) કંબોઈની પાસે જ એક વાવ બંધા-વવી હતી એટલે અડાલજ આગળની જગ્યા પસંદ કરી. વાવ પૂરી થયે પરણવાની શરત હતી; પણ તેને તો કેટલાંક વર્ષ વીતી ગયાં. બાદશાહ અધીરો થયો. તે રસાલા સાથે રૂડ-બાઈને લેવા આવ્યો. રૂડબાઈનો દૃઢ નિશ્ચય હતો કે પોતાનું શરીર એક યવનને હાથે ભ્રષ્ટ નથી થવા દેવું; આથી બાદશાહને આવતો જોઈ તેણે વાવમાં પડતું નાખ્યું અને માગ્યું કે મ્હારા એકલીની ખાતર અનેક માણસના નિરર્થક મૃત્યુ થશે,—છતાં બળાત્કારે વશ થવું પડશે તો! ધન્ય છે આર્ય બાળા, ત્હારા જાતીય ગૌરવને અને સ્વધર્મનિષ્ઠાને!! ત્હને આ લોકમાંથી સીધાવ્યે લગભગ ચારસો વર્ષ થયાં છે પણ ત્હારાં ઉજ્જવલ કીર્તિકર્મ અને સ્મરણચિન્હ આજ પણ સજીવ સ્વરૂપેજ ત્હારાં દર્શન આપી રહ્યાં છે.

ખજાર, પૂજાના ગોટથી પ્રાણાયામ કરવાની પડતી ફરજ, બ્હેનોના સંગીતનો પ્રચંડ ફેરનો અને સાયંકાળના અસ્તાચળમાં પધારતા સવિતા નારાયણનાં વૃક્ષોનાં પાંદડાંમાંથી ઝીલાતાં અસંખ્ય કિરણો, હૃદયને એટલી ઉચ્ચ ભૂમિકા પર લઈ આવતાં રહ્યાં હતાં કે ખરેખર એ પ્રસંગનું વર્ણન કરવું, મ્હારા જેવી અલ્પ બુદ્ધિવાળીથી અશક્ય છે. અમ્હારા આખાયે દિવસના આનંદનું વર્ણન તો કવિવર કાળીદાસ કે ભવભૂતિ જેવા, અથવા અર્વાચીન કવિઓ નરસિંહરાવ કે ન્હાનાલાલ જ કરી શકે. હું તો માત્ર થોડું લખ્યું ઘણું સમજવાનું જ વાંચકોને સોંપી શકું!

ગમે તેમ હો, અમ્હારો આનંદ ઓર હતો. પુષ્કળ ગમ્મત કરતાં અમ્હે ૭ વાગે સ્ટેશન પર આવી પહોંચ્યાં. ગાડી આવવાને બે કલાકની વાર હતી. રાત પડી હતી; એટલે દોડવું, કુદવું ફાવે તેમ નહતું, તેમ તદ્દન નવરાં બેસી રહેવું, આટલો ઉધમાત કર્યા પછી, ગમે ખરૂં કે? અમ્હે માંડ્યા વાર્તાઓ કહેવા. અને, મ્હેં તો સાંભળવા!—મ્હને શું આવડે તે કહું-? ઘરમાં બાળકો આગળ વાર્તાઓ કહેવાના વડીલોની પદ્ધતિ મ્હને બહુ કિંમતી સમજાય અને એથીયે કિંમતી, મ્હને બાળકોની સ્મરણ શક્તિ અને સરસ રૂપમાં કહી સંભળાવવાની શક્તિ જણાઈ. અહિં પણ વિના આનાકાનીએ ગાયું, વખત ક્યાં ગયો, એ કલાકનો, તે ખબરે ના પડી. ગાડીનું—છુટું કહેવાતું, દોડતું પિંજર પાછું અમ્હને અમ્હારા મૂળ પિંજરમાં નાખી આવવા ભૂં ભૂં કરતા તેના નાયક સાથે આવીને ઉભું. બરાબર સાડાઆઠ વાગ્યા હતા. કેવું છટકું હતું? બેસો છેવટે ગાડીમાં, "જુનાનો છેડો ઘર."

ગાડી એક બે મિનિટ ઉભી રહેતી હતી. તેથી અમ્હે બધાં છુટાં છુટાં ડબ્બામાં બેસી ગયાં હતાં. છોકરીઓનો ડબ્બો અમ્હારાથી પાંચ છ ડબ્બા પછીનો હતો. ગાડી ઉપડી ને એમણે "વંદે માતરમ્", "ભારત અમ્હારો દેશ છ ", વગેરે દેશ ગીત એટલા જોશથી ગાવા માંડ્યાં કે દોડતી ગાડીના ઘુઘવાટમાં પણ તેમનો પ્રત્યેક શબ્દ ગાનારનો પરિચય પાડતો અમ્હારા કાનમાં પેસતો. સાબરમતીના સ્ટેશન પર તો સ્ટેશન માસ્તર, ગાર્ડ વગેરે ઘણા માણસો સાંભળવા ઉભા થઈ રહ્યા અને સાંભળવામાં એટલાં બધાં લીન થઈ ગયા હતા કે જેથી ગાડી ત્રણેક મિનિટ મોડી ઉપડી, એમ બહેને લાગ્યું. આથી છોકરીઓએ છેવટે વંદે માતરમની મોટી ગર્જના કરી ગાવાનું બંધ કર્યું.

અમ્હે અમદાવાદ આવ્યાં અને સમયસરે પોતપોતાની ઉપાધીમાં પડ્યાં; પરંતુ હજીએ ત્યાંનો આનંદ ભૂલાતો નથી. બીજી રજામાં અમ્હને ક્યાં લઈ જશો? આવા પ્રશ્નો તે દિવસે પુછાયા હતા અને હજીએ પૂછાય છે. તેથી સમજાય છે કે આવી યોજના, ઐક્ય વધારવા, કંઈક જ્ઞાન મેળવવા અને સાત્વિક આનંદ લુટવા, સર્વોત્તમ છે. અન્ય શાળામાં અભ્યાસ કરતી, અમ્હારી સાથે આવેલી એક બ્હેને કહ્યું હતું કે આ સંસ્થામાં હું આ એક ખાસ વિશેષતા જોઉં છું તે એ છે કે આપણને શિક્ષકો ભાઈ જેવા લાગે છે અને એમનો બીલકુલ ભય લાગતો નથી.

ત્યારે હવે આટલી બધી પ્રવૃત્તિ અને દોડમારીના સમયમાં અમ્હે, 'થોડા ખર્ચે' અને સમયે, આવું સાનંદ ઐક્ય સાધીએ એમાં શું ખોટું!

—પદ્માવતી.

# નિદ્રા ભંગ.

એક બાલ્ય સુન્દરી નિદ્રાધીન હતી.

નિદ્રા ઘણી લંબાઇ આટલી લાંબી રાત્રિ કેઈ પણ વખત નહોતી. તે સુન્દરીનાં બાળકો ગૃહમાં અંધકાર જોતા છતાં ગાનતા કે રાત્રી વીતી ઉષા ઉગી હશે બારી ઉઘાડી પૂર્વમાં જોયું તો ત્યાં પ્રકાશ હતો બારી ઉઘાડી પશ્ચિમમાં જોયું તો ત્યાં પણ પ્રકાશ હતો છતાં ગૃહમાં તો કૃત્રિમ દીપકનો જ પ્રકાશ હતો તમામ જગત્ ઉત્સાહથી-કલ્લોલ કરતું. સર્વત્ર પ્રવૃત્તિ જણાતી. સર્વે પોતપોતાના ગૃહમાં અને બ્હાર સ્વતંત્રતામાં ફરતા હતા.

બાળકો માતા પાસે ગયા ને એક માતાને હલાવી માતા મચ્છરદાનીવાળા પલંગમાં આરામ લેતી હતી. માતાને આરામમાં પરતંત્રતા ભાસતી નહિ પોતે સત્વર સુખમાં જ છે એવા ભાસથી તે નિદ્રા લેતી હતી. પુત્રે હઠીલા હાક મારી માતાએ નજરની તળાઈમાં પાસું બદલ્યું બીજી હાક મારી, ત્રીજી હાક મારી, એમ અનેક હાક મારી, છતાં માતા ન ઉઠી જરા જરા જાગૃતિમાં આવી પણ ઉઠી નહિ

છેવટે બીજો બાળક આવ્યો તેણે ધાર્યું કે માતાની નિદ્રાનું કારણ અફીણનો કેફ છે તેને લાગ્યું કે માતાને પોતાની સુખશાન્તિનાં સાધન જાતે ઉત્પન્ન કરવાનાં હોત તો પોતે આવી નિદ્રામાં પડી બેપરવા ન રહેત. સૂર્યોદય સમયે જેમ બીજી સ્ત્રીઓ ઉઠી ગૃહકાર્ય—ગૃહ સુખ માટે કરવામાં આવતાં કાર્યો—માટે જે ઉત્સાહથી અને જે ઉદ્યમથી યત્નો કરે છે તે કરત, બીજાના આપેલા છત્રપલંગમાં સુવા કરતાં પોતે જાતે યથાશક્તિ જે સ્થાપના આમ કરત તેના પર તે શયન કરત. પછી તે છત્રપલંગ ન હોય કે શરીરમાં ખુંચે તેવી કાથીની ખાટ જ હોય. તેનામાં સ્વાશ્રયની ભાવના હોય તો તે આમ બેદરકાર જણાત નહિ. અને સ્વાશ્રયથી તે જે સુખ પ્રાપ્ત કરી શકત તે હમેશ અખંડ અને નૈસર્ગિક જ હોત માટે તેને જગાડી જગત્માં મોકલવી ગૃહનો આશ્રય મૂકાવવો અને સ્વાશ્રયી બનાવવી.

આમ વિચાર કરી તેણે માતાને ખૂબ હલાવી, માતાના પલંગનું છત્ર દૂર કર્યું ઓરડાના દીવા ઓલવી નાખ્યા બારી ઉઘાડી બાહેર જગતનું તેજ તેના મુખપર પડવા દીધું ને પલંગને ખૂબ જોરમાં હલાવ્યો. પલંગના પાયા ખૂંચ્યા માતા ઝબકી ઉઠી સ્વર્જન્ય પ્રકાશ જોયું, માતા હાફળી ફાફળી ઉઠી, જગત્ સાથે પ્રવૃત્તિમાં જોડાવા ગૃહનો આશ્રય મૂકવા તત્પર થઇ*

અરવિન્દ ઠાકોર.

---

* ઉપરના રૂપકમાં—માતા તે હિન્દી પ્રજા, નિદ્રા તે મોહ, પૂર્વ તે જાપાન, પશ્ચિમ તે યુરોપ અને અમેરિકા પ્રદેશ પુત્ર તે મિતવાદી કે નરમપક્ષ (મોડરેટ), બીજો પુત્ર તે ઉદ્દામ કે ગરમપક્ષ (એક્સ્ટ્રીમીસ્ટ), ગૃહ તે બ્રીટીશ રાજ્ય, પલંગ છત્ર વગેરે તે બ્રીટીશ રાજ્યની સલાહશાન્તિ અને કાથીની ખાટલી તે અશાન્તિ અથવા અવ્યવસ્થા એવા એવા અર્થ યોજાએલા છે

# જીવન ક્રિયા અને ખાનપાન.

( એક સંવાદ )

જમના—ગંગા, મ્હોંને અડકાડી આરશી કેમ રાખી છે ! એમ તે વળી મોઢું બરાબર લખાતું હશે ?

ગંગા—મ્હેં આરશી નસકોરાં સામે ધરી રાખી છે. મારા નાકમાંથી કોઈ વાયુ નિકળતો લાગે છે, તેથી આરશીની સપાટીપર ઝીણાં મોતિયાં જેવું ઝાંખું વળે છે.

જમના—ઓહો ! એમાં નવાઈ જેવું શું લાગ્યું ? દરેક પ્રાણીમાં જીવ હોય ત્યાંસુધી આ ક્રિયા ચાલે છે. ઉષ્ણતા વડે શરીરને નકામા પડેલા બાષ્પ અને વાયુ ફેફસામાંથી બહાર નીકળે છે. આ સિવાય પણ બીજા પદાર્થો—મળ, મૂત્ર, પરસેવો, વિગેરે—નકામા હોવાથી શરીરમાંથી છૂટા પડે છે. કોઈ મનુષ્ય ખાધા કે પીધા વિના મ્હોટા પણ નાજુક કાંટાપર આખો દિવસ બેસી રહી ઉત્સર્ગ પામેલા પદાર્થને દૂર રાખે તો તેના વજનમાં લગભગ સાત શેર જેટલો ઘટાડો થએલો જણાય છે. આ ઉપરાંત બે મણ બરફ જેવું ઠંડું જળ તેમાં પેસી પડે એવી ઉકળતી સ્થિતિમાં લાવવા જેટલી ગરમીની જરૂર પડે તેટલી ગરમી દરરોજ શરીરમાંથી જતી રહે છે. આ બધાં જીવન ક્રિયાનાં પરિણામ છે. આપણું શરીર વરાળ યંત્રને મળતું આવે છે, બન્નેમાં અંદરથી ઉત્પન્ન થએલી શક્તિ વડે હલન ચલન થાય છે, એકને કોલસો બળવાથી શક્તિ મળે છે, બીજાને ખાદ્ય પદાર્થનું શરીરમાં દહન થવાથી શક્તિ મળે છે, કોલસો ઓછો હોય પૂરતી શક્તિ મળે નહિ, વધારે હોય તો અગ્નિ ધુમાયા કરે અને યંત્ર બગડી જાય, ખોરાક ઓછો લઈએ તો શરીર ટકે નહિ, વધારે લઈએ તો માંદા પડાય. યંત્ર જડ પદાર્થનું બનેલું છે, કારણ કે તે જે કણોનું બનેલું છે તે જડ છે. શરીરમાં ચેતન હોય છે, કારણ કે તે જે કણો—કોષ—નું બન્યું છે કે તે દરેક જીવમય છે.

ગંગા—યંત્રને જેમ ઘસાયલા ભાગ બદલી નવા જડ ભાગ પુરા પાડી ચલાવવામાં આવે છે તેમ શરીરને પણ નવા ચેતન ભાગ પુરા કેમ ન પાડી શકાય ?

જમના—જડ અને ચેતન વચ્ચે મુખ્ય ભેદ એ છે કે ચેતન કાયા સ્વતંત્ર રાજ્ય જેવી છે. તેને જરૂરનું બધું તે જાતે જ બનાવે છે. બીજાની બનાવટ સામે સુસ્ત અસહકાર બતાવે છે. ખરેખર, શરીરમાં બ્રહ્માની સર્જના જેવી 'મંડન' કે 'ઉપાદ' ક્રિયા અને શંકરની સંહાર જેવી 'ખંડન' કે 'વ્યય' ક્રિયા સતત ચાલ્યા કરે છે. આ બન્ને ક્રિયાઓ ભેગી મળી પરિણામે વિષ્ણુની પાલન જેવી 'જીવન સમતોલ' ક્રિયા નિપજે છે. મંડન અને ખંડન સરખા પ્રમાણમાં હોય તો શરીરનું સમતોલ ટકે છે. બાલ્યાવસ્થામાં મંડનનું પ્રમાણ વધારે હોવાથી શરીર વૃદ્ધિ પામે છે અને ખંડનને પરિણામે થતા ઘસારા કે ક્ષયની મરામત કે સમારકામ ત્વરાથી ચાલે છે. વૃદ્ધાવસ્થામાં આથી ઉલટી સ્થિતિ હોય છે. યુવાવસ્થામાં મંડન ખંડનનું સરખું પ્રમાણ હોય છે. આમ હોવાથી ખોરાક બાબત ધ્યાન આપવાની જરૂર રહે છે, માટે ખોરાક એટલે શું તે બરાબર જાણવું જોઈએ.

ગંગા—ખોરાક એટલે જે ખવાય કે પીવાય તે. ચા, ડારી, મમરા, વિગેરે ખોરાક કહેવાય.

જમના—આપણે જે જે કરીએ છીએ તે બધું ખરું કામ હોતું નથી; તેમ આપણે જે બધું ખાઈએ કે પીએ તે તે હાંઈ ખોરાક લેખાય નહિ ખાધા કે પીધા પછી પાગીને હોજરીમાં એકરસ થઈ જાય, શરીરને પોષણ આપે, ખંડન થએલી પેશી,—કોષ સમૂહ—ની મરામત કરે, કોઈ પણ અવયવ કે તેની નિર્માણ થએલી ક્રિયાને નુકશાન કરે નહિ, અને દરેક ભાગને શક્તિ તથા આખા શરીરને ગરમી પૂરી પાડે, તેવો પદાર્થ ખોરાક કહેવાય.

ગંગા—તમારા બોલવામાં કાંઈ સમજણ પડતી નથી.

જમના—ઠીક. ખોરાકની વ્યાખ્યા કરતાં તેના વર્ણનથી રસ પડશે. તેની પસંદગી કરવામાં સ્વાદ કરતાં તેના પોષક ગુણ વધારે અગત્યના છે તે શરીરનો પોષણ કે પુષ્ટિ અને આરોગ્ય માટે છે. અને તે પ્રમાણે તેના ત્રણ ધર્મ છે —

૧. શરીરને સશક્ત રાખી તેને જોઈતી ગરમી પૂરી પાડવી. આ હેતુ સાધવા માટે (અ) ઘણી ગરમી પૂરી પાડે તેવા ઘી, તેલ, ચરબી વિગેરે. મેદક કે તૈલી પદાર્થોનું સેવન થાય છે; (આ) સામાન્ય ગરમી આપે તેવા ઘઉં, બાજરી, જુવાર, ચોખા વિગેરે ખેળવાળા ધાન્યનો ઉપયોગ થાય છે, અને (ઇ) ગરમી ઉપરાંત સ્વાદ આપે તેવા સાકર, ખાંડ, ગોળ વિગેરે મિષ્ટ પદાર્થ વપરાય છે.

૨. શરીરનું બંધારણ કરવું. વૃદ્ધિ પામતા શરીરને માટે નવા કોષનું મંડન કરે અને તેથી ઘસાયલા કોષની મરામત થાય તેવા દુધ, શિંગ, કઠોળ, દહીં, ઇંડાં, વિગેરે જેવા નાઇટ્રોજનવાળા કોષદ કે પેશીદ પદાર્થ જરૂરના છે.

૩ જીવન ક્રિયા નિયમસર ચલાવવી. આ હેતુ માટે ક્ષાર અને જળથી ભરપૂર શાક, ભાજી અને લીલો તથા સુકો મેવો કામના છે.

મોતીલાલ, અમૈલાલ.

---

## સુખી કોણ ?

આ દુનીઆમાં સુખી કોણ છે ? શુ સત્તાવાળો સુખી છે ? શુ ધનવાળો સુખી છે ? ત્યારે શું સંતતિવાળો સુખી છે ?—ના. ધન તથા સંતતિ તો તેને સુખી કરવાને બદલે દુખી કરે છે. ત્યારે કહો કયો માણસ છે ?—તેજ માણસ સુખી છે કે જેનામાં દુષ્ટ બુદ્ધિએ વાસ કર્યો નથી, જગતના બંધનોએ જેને ઘેર્યો નથી, જે માણસ કોઈની ચઢતી જોઈને ઇર્ષ્યા કરતો નથી, જે લોકોની પ્રસંશાથી ફુલાતો નથી તેમ તિરસ્કારથી ડરતો નથી, અને સત્ય આચરતાં રાજ્યબંધનોની પણ પરવા કરતો નથી.

જે માણસને પોતાનું મન વશ છે, જે પોતાના બંધુઓ માટે, જ્ઞાતિ માટે, નગર માટે અને દેશને માટે, પોતાના આત્માની આહુતિ આપવા તત્પર રહે છે, પોતે સુધરી બીજાને સુધારવા પ્રયત્ન કરે છે, અને પરમેશ્વરની પાસે ચાકરી કરવા માટે સહાય માગે છે, તથા પોતાના આત્માની ઉન્નતિ માટે સત્શાસ્ત્ર શ્રવણ મનન કરે છે, અને સત્ય તથા પ્રમાણિકપણાની તલવારો લઈને પૃથ્વી ઉપર ઘુમ્યા કરે છે, તેજ માણસ સુખી છે.

આવી જાતનું સુખ મેળવવું તે કાંઈ રહેલું નથી આવી રીતે સુખી થવા જતાં ઘણી જાતનાં દુઃખો સહન કરવાં પડે છે. જે માણસે આવી જાતનું સુખ મેળવ્યું, તેણે જ જીંદગીનું સાર્થક કર્યું આ સુખ આગળ સ્વર્ગનું સુખ પણ શા લેખામાં !

મનસુખ દેસાઈ.

# રાજા રાણી.

( અંક ૧. )

રાજમહેલનો બગીચો. રાજા વિક્રમ અને રાણી સુમિત્રા.

વિક્રમ—પ્રિયે, મ્હારી પાસે આવતાં ત્હને આટલો વિલંબ કેમ!

સુમિત્રા—મ્હારા રાજન્, આપ ક્યાં નથી જાણતા કે હું જ્યાં હોઉં ત્યાં માત્ર આપની જ છું? આપનું ગૃહ અને તેની સેવા—એને લીધે જ હું આપની હાજરીમાંથી દૂર હતી, છતાં આપથી નહિ.

વિક્રમ—અરે, મૂક પડતું એ ગૃહ અને તેની સેવા. મ્હારા આખા જગતની સેવાને અર્થે પણ મ્હારૂં હૃદય તને જરાએ છોડી શકે તેમ નથી. મ્હારા હૃદય આગળ એ જગત તે વળી કોણ તારા પર હક કરનાર!

સુમિત્રા—નહિ, રાજન્, જેની હું આપના હૃદયની પ્રિયા—તેવી આપના જગતની રાણી.

વિક્રમ—અરેરે! એ! ક્યાં લોપ થયા પેલા પરમાનંદના દિવસો, જ્યારે આપણો પ્રથમ પ્રેમ સમાગમ થએલો; જ્યારે આપણે આ સંસાર તો જાણેલો યે નહિ—માત્ર આપણા બેની દયાનું કિરણ હૃદયમાં અપાર શાન્તિ પ્રસારી રહેતું! આહા! ત્યારે, તો પુષ્પની પાંખડીના અગ્ર ભાગ પર ઝાકળનું બિન્દુ હોય તેમ ત્હારાં પોપચાં પર મધુર લજ્જા વસતી અને પવનની લહરીમાં જેમ દીપ ફરકે, તેમ તારા હોઠ પર સ્મિત ફરકતું સત્વર પડે અને આપણે છૂટાં પડવું પડે, તે વખતનું ત્હારૂં પ્રેમાલિંગન, નાછુટકે મને છોડવો પડે અને તેથી ભારેખમ થતાં ત્હારાં પગલાં—આ બધું મને સાંભરે છે. તે દહાડે ક્યાં હતાં ગૃહ અને તેની સેવા, અને ત્હારા સંસાર વ્યવહારની બધી ચિંતાઓ?

સુમિત્રા—પણ તે વખતે તો આપણે માત્ર બાળક હતાં, અને આજે આપણે રાજા રાણી છીએ.

વિક્રમ—રાજા અને રાણી! એ તો માત્ર નામનાં ખાલી ખોખાં! આપણે તો તેથી વિશેષ છીએ. આપણે પ્રેમી છીએ.

સુમિત્રા—આપ મ્હારા રાજા—મ્હારા પતિ—છો અને હું આપને પગલે સંતોષ માનું છું. ત્હને આપ રાજ્યની આગળ કરી શરમાવો નહિ.

વિક્રમ—ત્હારે મ્હારો પ્રેમ નથી જોઇતો?

સુમિત્રા—તમારા પ્રેમને હદ બ્હાર ન જવા દો, તો જ તમારો ત્યાગ અને ખરો પ્રેમ જણાશે; સત્યને આડંબરની જરૂર નથી.

વિક્રમ—ત્હારૂં સ્ત્રીહૃદય નથી સમજતું.

સુમિત્રા—રાજન્, આપનું સર્વસ્વ ત્હારા પર વારી નાખશો તો મ્હારૂં આવી બન્યું જાણજો.

વિક્રમ—રાણી, બસ હવે રહેવા દે એ મિથ્યા શબ્દો. પક્ષીઓના માળામાં પણ પ્રેમની શાન્તિ હોય છે. હોઠપર દાબ રાખ જેથી શબ્દોનો કકળાટ ન થાય

(હજુરી પ્રવેશ કરે છે.)

હજુરી—રાજ્ય સંબંધી કંઇ ગંભીર વાત કરવા પ્રધાનજી આપને મળવા માગે છે.

વિક્રમ—નહિ, હમણાં નહિ (હજુરી જાય છે)

સુમિત્રા—મહારાજ, ત્હેને આવવા દો.

વિક્રમ—રાજ્ય અને તેનાં કામ થોભી શકે પણ અવકાશની મીઠી ઘડી આગેજ આવે છે. તે પુષ્પ જેવી ક્ષણભંગુર હોય છે કર્તવ્યમાંથી નિવૃત્તિ તે પણ કર્તવ્યનો એક ભાગ છે.

સુમિત્રા—મહારાજ, હું આપને વિનવું છું આપ આપને કામે લાગો

વિક્રમ—અરે કઠણ હૃદયની! ફરી એનું એજ ? તું એમ ધારે છે કે થોડું થોડું કરીને બલાત્કારે ત્હારી કૃપા મેળવવા.જ હું તને અનુસરું છું! હું તો મ્હારે આ ચાલ્યો તને મુકીને. (જાય છે)

(રાજાનો બોહાળો મિત્ર દેવદત્ત પ્રવેશ કરે છે.)

સુમિત્રા—પ્રભુ, કહો, દરવાજા બહાર આ શેની ગરબડ છે?

દેવદત્ત—ગરબડ! મ્હને આહા આપો, સૈનિકોની મહેરથી હસી દઉં છું તે ગરબડ કે ચીયરડાલ અને ભૂખ્યા અને બરબડતા લોકોની એ ધમાલ છે.

સુમિત્રા—એમ મશ્કરી ન કરો. શું થયું છે તે મ્હને કહો.

દેવદત્ત—કંઇ જ નહિ. એ તો માત્ર ભૂખમરો—વિદ્રોહનો પ(દુ ખનીયક) ભૂખમરો છે જંગલી દુકાળીઆઓનું ટોળું હૃદનપણે તોફાન કરી રહ્યું છે એથી આપના બાગની શોભા ખાતી બિચારી કોયલો કમકી ઉઠે છે.

સુમિત્રા—મ્હને કહો બાપુ, કોણ ભૂખ્યા છે?

દેવદત્ત—નસીબ તેમનાં. રાજાની દીન પ્રજા ઘણા વખતથી રોજ અડધા ભોજને પર જીવવાની ટેવ પાડી રહી છે. પણ તે સંપૂર્ણ ભૂખમરો વેઠવામાં હજી કુશળ નથી થઇ, એ તાજુબીની વાત છે

સુમિત્રા—પણ પિતા, દેશમાં અનાજ તો ઢગલે ઢગલા પાક્યું છે. રાજાની પ્રજાને શા માટે ભૂખે મરવું પડે!

દેવદત્ત—જેનો દેશ છે તેનું અનાજ. તે કંઇ ગરીબો માટે નથી તેઓ તો રાજાની જાકતમાં ઘુરણીઆ કુતરા જેવા, ખુશામાં ધપાઇ જાય અને રોટલાનો ટુકડો ખાય કે લાતો ખાય.

સુમિત્રા—એટલે એમ કે આ દેશમાં રાજા જ નથી!

દેવદત્ત—હૈ. શેઠ નહિ પણ જાનેક!

સુમિત્રા—રાજના અમલદારો ખબરદાર નથી?

દેવદત્ત—એમાં અમલદારોનો શો દોષ? પરદેશમાંથી તેઓ બિચારા રાની પાઈ પણ અહિં લાવ્યા નથી. ખાલી રાજાની સેવાને ખાલી હાથે આશિષ દેવાય?

સુમિત્રા—પરદેશથી! તે મારા મળખીઓ છે?

દેવદત્ત—હા, રાણીજી.

સુમિત્રા—જયસેન શું કરે છે?

દેવદત્ત—તે સિંહગઢ પ્રાન્તનું તંત્ર એવી ઝીણવટથી ચલાવે છે કે અન્ન અને વસ્ત્રની કચરો તમામ સાફ થઇ ગયો છે માત્ર હાડકાં અને ચામડાં બાકી રહ્યાં છે.

સુમિત્રા—અને શીલ?

દેવદત્ત—તે વેરારની તપાસ રાખે છે, અને બેહદ નફાનો ભાર તે પોતાના વિશાળ ખભા પર ઉપાડી-લઇ વેપારીઓને તેમાંથી મુક્ત કરે છે.

સુમિત્રા—અને અજીત?

દેવદત્ત—તે વિજયકોટમાં રહે છે. ને મીઠું મીઠું હસે છે, પોતાનો વ્હાલ ભર્યો હાથ દેશની પીઠપર ફેરવે છે અને જેનો જેનો તેને સ્પર્શ થાય તેને તે સાચવીને સેવું કરી લે છે

સુમિત્રા—આ કેવી શરમની વાત છે! મારે મ્હારા બાપના દેશનો આ કચરો દૂર કરી મ્હારા લોકોને બચાવવા જોઇએ તમે જાવ, મહારાજ પધારે છે. (રાજા પ્રવેશે છે) મ્હારાં લોકોની હું માતા છું. મ્હારાથી સહન નથી થતી તેમના આ બૂમો. રાજન, તેમને બચાવો.

વિક્રમ—તું મ્હારી પાસે શું કરાવવા માગે છે?

સુમિત્રા—દેશ પર જુલમ વર્તાવનારાને આપના રાજ્યમાંથી હાંકી કાઢો.

વિક્રમ—તું જાણે છે કે તેઓ કોણ છે?

સુમિત્રા—હા. હું જાણું છું.

વિક્રમ—તે બધા તારા પિયરીઆં છે

સુમિત્રા—તેઓ મ્હારી પ્રજા કરતાં મ્હને તલ માત્ર પણ વધારે નથી. તેઓ લુટારા છે અને આપના સિંહાસનના છત્રની છાયા નીચે રહી પોતાનાં ભક્ષ શોધતા ફરે છે.

વિક્રમ—એ તો જયસેન, શીલ અને અજીત છે.

સુમિત્રા—મ્હારો દેશ તેમનાથી મુક્ત થવો જોઇએ.

વિક્રમ—યુદ્ધ વિના તેઓ ખસે તેમ નથી.

સુમિત્રા—તો મહારાજ તેમની સાથે યુદ્ધ કરો

વિક્રમ—યુદ્ધ! પણ પહેલાં તને જ જીતું પછી મ્હારા શત્રુઓને જીતવાની વાતને!

સુમિત્રા—રાજન્, ત્યારે હું આપણી પ્રજાનું રક્ષણ કરીશ, ( જાય છે ),

વિક્રમ—આમજ તું મ્હારૂં હૃદય વ્યાકુલ કરી નાખે છે મ્હારાથી પહોંચાય નહિ એવા મહત્તાના શિખરે તું એકલી બિરાજે છે ત્હારે ત્હારા પ્રજારૂપી દેવની સેવામાં ફરવું અને મ્હારે ફોકટ ત્હારી પાછળ ફાં ફાં મારવાં ।

( દેવદત્ત પ્રવેશ કરે છે )

દેવદત્ત—મહારાજ, રાણીજી ક્યાં ? આપ એકલા કેમ ?

વિક્રમ—બ્રાહ્મણ આ ત્હારૂં જ કારસ્તાન છે તું જ નહિ રાણીને રાજ્યના સમાચાર કહેવા આવે છે ?

દેવદત્ત—આખું રાજ્ય એવો મોટો પોકાર કરી રહ્યું છે કે તે રાણીના કાને પહોંચ્યા વિના રહે નહિ તે એવી અવસ્થાએ પહોંચ્યુ છે કે આપની વિશ્રાન્તિમાં વિઘ્ન આવે, તેની ત્હેને દરકાર નથી. રાજન્, મ્હારાથી જવાશે નહિ, હું તો રાણીજી પાસે મ્હારા ઘેર પણુની ભીક્ષા માગવા આવ્યો છું કારણ મ્હારી સ્ત્રી અત્યારે અસ્વસ્થ છે, અમારો કોઠાર ખાલી થઈ ગયો છે, અને ઘરમાં ઘણાં માણસ ભૂખ્યાં છે

વિક્રમ—મ્હારી પ્રજાને સંપૂર્ણ સુખ થાય એમ હું ઇચ્છું છું શા માટે તેમને દુઃખ અને અન્યાય હોવા જોઇએ ? બળવાનોએ બિચારાં ગરીબડાંનાં ક્ષુલ્લક સુખ પર શા માટે ગીધ જેવી દૃષ્ટિ નાખવી જોઇએ ? (પ્રધાન પ્રવેશ કરે છે) મ્હારા રાજ્યમાંથી તમામ વિદેશી સુબાઓને હમણાંને હમણાં દેશનિકાલ કરો કે જેથી એક દિવસ પણ હવે મ્હારે કચડાયલી પ્રજાની બૂમ સાંભળવી પડે નહિ.

પ્રધાન—પણ રાજન્ જે અનર્થ ઘણા કાળથી ધીમે ધીમે વધતો ગયો છે, તેને આપ એક દિવસમાં શી રીતે નિર્મૂળ કરી શકવાના હતા ?

વિક્રમ—પૂર ખસવી પ્રહાર કરો એના મૂળમાંજ; એને વાઢી નાખો કુહાડીના એક ઘાથી,—જેને વધતાં, અમાત્ય ! એક સૈકા લાગ્યો છે

પ્રધાન—પણ અમારે હથિયાર અને સૈનિકો જોઇએ.

વિક્રમ—સેનાપતિ ક્યાં છે ?

પ્રધાન—તે જાતેજ વિદેશી છે

વિક્રમ—ત્યારે ભૂખ્યા લોકોને બોલાવો, મ્હારો ભંડાર ઉઘાડો, અન્ન આપી આ ભૂખ્યાંને શાન્ત કરો તેમને પૈસા આપીને કાઢો, અને જો તેમને મ્હારૂં રાજ્ય જોઇતું હોય તો ભલે તેઓ શાન્તિથી લઇને સુખી થાય. ( રાજા જાય છે ) *

( અપૂર્ણ ) અરવિન્દા ઠાકોર.

* શ્રીયુત રવીન્દ્રનાથ ટાગોરના ' The King and Queen " ઉપરથી

# જાણવા યોગ્ય બાબતો.

## હસવું શાથી આવે છે?

"હસવું શાથી આવે છે? એનો તમે કદી વિચાર કર્યો છે? તમો કહેશો કે "ઓહો" એમાં શું! અમારો બેરાનો એ તો સ્વભાવ જ છે," હું કહું છું કે સારે તમે તેનો કદી વિચાર કર્યો જ નથી. જુઓ સાંભળો, પરમેશ્વરે આપણા શરીરની-ને મગજની રચના એવી કરી છે, કે આપણને કોઇ ગલીપચી કરે એટલે આપણાથી હસી પડાય છે; ભલેને તેથી આપણે ખુશી-ન થયા હોઇએ, તોપણ આપણે હસીએ છીએ. આપણી આંખ પર એકદમ બહુ પ્રકાશ પડે તો આંખ આપોઆપ બંધ થઇ જાય છે. કેમકે આપણું મગજ ઘડાયું છે જ એ રીતે.

જ્યારે આપણને ગલીપચી કરવામાં આવે ત્યારે પ્રકાશની બાબતમાં, જેમ એક, આંખના અવયવમાં ફેરફાર થાય છે, તેમ હસવાની વખતે ઘણા ફેરફાર થાય છે. એક પોપચાનિ બદલે આખા મોંઢાની માંસપેસીઓ હસતી વખતે હાલે છે. શ્વાસ લેવામાં અને અવાજ કાઢવામાં કામ લાગતી માંસપેસીઓ પણ હસતી વખતે હાલે છે. આ બધી માંસપેસીઓની એકત્ર હિલચાલ—એનું નામ "હાસ્ય."

## રડવું શાથી આવે છે?

"રડવું શાથી આવે છે? એનું કારણ કહેશો?—અરે, વળી એનાં તે કારણ શાં! રૂદન એ તો અમને અમારી માતા પાસેથી ગળથુથીમાં જ મળેલું છે! અરે સાંભળો, 'તમને કશી ગતાગમ નથી.' જેવું 'હસવાનું' કારણ તેવુંજ રડવાનું આપણા મગજની એવા પ્રકારની બનાવટ છે આપણું મગજ કેમ આવું ઘડાયું હશે, તેની હજુ ખબર પડતી નથી. કેમકે જ્યારે આપણે રડતા ન હોઇએ ત્યારે આંસુનો ઘણોજ ઉપયોગ છે. પણ જ્યારે આપણને દુઃખ થાય ત્યારે રડીને આંસુ પાડવા એમાં તો કાંઇ સાર નથી. પણ આ વાત માણસ નાનપણમાં સમજતું નથી. નાનાં છોકરાને જરા ઇજા થાય કે મોટેથી ભેંકડો તાણે છે! પણ જ્યારે તે મોટું થાય ત્યારે તેના મનની ઉંચી વૃત્તિ નીચ હલકી વૃત્તિ પર સંયમ રાખતી થાય છે એટલે ઇજા થવા છતાં પણ રડવાને રોકી શકે છે—હવે આંસુ કેમ આવે છે! રડતી વખતે આંસુ આવવાનું ખરૂં કારણ તો જડતું નથી. પણ આપણી જાગ્રત અવસ્થામાં આપણી આંખમાં અણજાણપણામાં આંસુ બન્યાં જ કરે છે, તેનું તો બહુ સરસ કારણ છે. જુઓ. આપણે ક્ષણે ક્ષણે આંખ મટમટાવીએ છીએ. આપણે સાધો વખત તેમ કર્યાજ કરીએ છીએ ને આપણે જાણીજોઇને આંખ મટમટાવવાનું બંધ કરીએ—જેમ નાનાં છોકરાં ઘણી વખત એક બીજાની સામું તાકીને જોઇ રહેતાં કરે છે તેમ કરીએ તો આપણી આંખોને બહુ દુઃખ થાય છે. અને જરી તમે એ આંખો મટમટાવી નહી તો તેનાથી બરાબર જોવાનું કામ પણ બંધ થઇ જશે. હવે હું તમને કહું કે આંખનો મટમટાટ આંખને માટે કેટલા કામનો છેઃ જ્યારે આંખ ઉઘાડી હોય ત્યારે તેના આગલા ભાગમાં કસ્તર પડે અને વળી એ ભાગ સુકાઇ જાય, અને જો તે સુકાય તો આપણે બરાબર જોઇ શકીએ નહિ. જેટલી વખત આપણે આંખ મટમટાવીએ છીએ તેટલી વખત આપણે તેને ધોઇએ છીએ.

બન્ને આંખોમાં જરાક બહારની બાજુપર આંસુની એક નાની કોથળી જેવું આવી રહેલું છે અને આપણે જાગતા હોઇએ ત્યારે આખો વખત એમાં આંસુ બન્યાજ જાય છે હવે જ્યારે આંખનો આગલો ભાગ સુકાએલો લાગે અને જ્યારે કુદરતી પાણી કહેવાય કે તરત મગજને ખબર પહોંચે અને તેની સાથે પોપચું નીચે ઢળી પડે અને તેની સાથે અંદર આંસુ પણ આવી આંખને સાફ કરી જાય. દુનીઆમાં આ એક ધોવાની સર્વોત્તમ ક્રિયા છે.

## આંસુ જાય છે કયાં?

—તે હું તમને કહું. તમારાં નિચેના પોપચાંના અંદરના ખુણામાં જુઓ તો તમને એક નાનું કાણું માલમ પડશે આંસુ આમાં સરી પડે છે અને જતાં રહે છે ક્યાં તે કહી શકશો?—હું કહી દઉં તે પહેલાં હું તમને સુચના કરૂં કદાચ તેનાપરથી તમે કહી શકશો જુઓ, તમો બહુ રડો છો ત્યારે તમને નાક નસીકવાનું થાય છે ને? આનું કારણ સમજ્યા? જાઓ એ છેડેથી બધાં આંસુ નાકમાં જતાં રહે છે. આપણે જાગતા હોઇએ અને રડતા ના હોઇએ ત્યારે આખો વખત આ બધું થયાજ કરે છે—આપણી આંખ ભીની રહે, ચોક્ખી થઇ જાય અને આમાં આપણને જરાએ તકલીફ ના પડે. પણ જ્યારે આપણે રડીએ ત્યારે જરૂર કરતાંએ બહુ આંસુ બનાવીએ છીએ ખરેખર તે વખતે એટલાં બધાં આંસુ બને છે કે તે બધાં નાકમાં પણ જઇ શકતાં નથી, જો કે ઘણાં ખરાં તો જાય છે આથી તેમને જવાનું બીજું ઠેકાણું ન રહેવાથી અને આંખ બિચારી—આ બધાં પુરની પેઠે ઉભરાઇ—તેમને પોતાનામાં સમાવી ના શકે એટલે તેઓ નિચેના પોપચાની ધાર ઉપર થઇને આપણા ગાલને ધોવા માંડે છે.

નિર્મળા હરિપ્રસાદ.

( Children's Encyclopaedea માંથી. )



વકીલ—"(સાક્ષીને) આરોપી અને તેની સ્ત્રી વચ્ચે તકરાર થઇ તે વખતે તમે હાજર હતા કે?"

સાક્ષી—"હાજી."

વકીલ—"તે વખતે આરોપી શું કરતો હતો, તે કોર્ટને કહો."

સાક્ષી—"તેની સ્ત્રીના અપશબ્દો સાંભળ્યા કરતો હતો."

---

એક ધનવાન વિધવા આખી પૃથ્વીની આસપાસ સફર કરી આવી હતી તેની બે ત્રણ સખીઓ તેને જાણવાલાયક સ્થળો વિષે કંઇ પૂછવા તેને ઘેર આવી.

એકે પૂછ્યું—"તમે કાર્ડિનલ્સ (—did you see) * જોઇ આવ્યાં?"

બીજીએ પૂછ્યું—"તમે હિમાલય (—did you see) * જોઇ આવ્યાં?"

"હા, હા" તે વિધવાએ જવાબ દીધો "હું તે બન્નેની સામે પેરિસમાં જમી છું"

* see'નો અર્થ જોવું થાય છે, તેમ મળવું પણ થાય છે.

### કસરત ૨ જી.

ફેફસાંને જેમ બને તેમ હવાથી ભરો. પછી મસ્તકપર સીધા આવે તેવી રીતે હાથ ઉંચા કરો ને બન્નેને જોડી દો. પછી જરા પણ ઘુંટણ વાળ્યા વિના આંગળીનાં ટેરવાં પગના અંગુઠાપર રહે તેવી રીતે નીચા વળો. પછી જેમ બને તેમ જલદીથી ઉભા થાઓ અને હવાને જેમ બને તેમ જલ્દી બહાર કાઢી નાખો. આ રીતે ચાર વખત કરો.

### કસરત ૩ જી.

જમીન પર ઉંધા સુઈ રહો. શરીરનો આગળનો ભાગ અક્કડ રાખી જમીનપર હાથને ચપ્પટ મુકો. પછી ધીમે ધીમે ઉંચા થાઓ. જમીનથી એક ઇંચ ઉંચો રહે ત્યાં સુધી શરીરને નીચું નમાવો. શરીરને આ રીતે દસથી પંદર વખત ઉંચું નીચું કરો. શરૂઆતમાં બે ત્રણ વખતથી વધારે કરવું ઘણું અઘરું લાગે છે પણ ધીરે ધીરે ટેવથી તે સહેલું થઇ પડે છે. હાથ ખભા અને પીઠ કેળવવાને આ કસરત ઘણી જ સારી છે.

### કસરત ૪ થી

ચારેક ઇંચ પગ છુટા રાખી ઉભા રહેવું. પછી પગના પાછલા ભાગ એડીપર બેઠક થાય એવી રીતે એડીપર ધીમે ધીમે બેસવું. પછી ધીમે ધીમે ઉભા થવાનો પ્રયત્ન કરવો. આવી રીતે દસથી પંદર વખત કરવું આ કસરત પગને મજબુત કરે છે

### કસરત ૫ મી.

પગ અક્કડ રાખીને ઉભા રહો. પછી નીચે નમો અને અંગુઠાને અડો. પછી એકદમ ઉભા થઇ જાઓ. આ પ્રમાણે ચોવીસ વખત કરો. આ કસરતથી કમર મજબુત થાય છે અને મૂત્રાશય [ ગે"ા દર્દો થતાં અટકે છે.

### કસરત ૬ ઠ્ઠી.

સીધા ઉભા રહો. પછી પેટ એકદમ બહાર કાઢો અને પાછું જેટલું બની શકે તેટલું જલદીથી અંદર પાછું લો. વીસથી ત્રીસ વખત આ પ્રમાણે કરો આમ કરતી વખતે પેટ જેટલું સખત બની શકે તેટલું કરવાનું ધ્યાનમાં રાખવું અને પેટને અંદર પાછું લેતી વખતે આંચકા સાથે લેવું. આ કસરતથી પેટનાં દરદ, સ્ત્રીઓની નબળાઈ અને અજીર્ણ વિગેરે સુધરી જાય છે. વળી આ કસરતથી પેડાના સર્વે અવયવો અને સ્નાયુઓ મજબુત બને છે

### કસરત ૭ મી

પીઠ પર સુઇ રહો પછી બને પગ ઉંચા કરો. પછી પગને સીધા અક્કડ કરો અને માથા ઉપર સીધી લીટીમાં રહે તેવી રીતે ઉંચા રાખો દસથી પંદર વખત આ પ્રમાણે કરો. આથી પણ પેડાના સ્નાયુઓ મજબુત થાય છે. અજીર્ણ અને સ્ત્રીઓની સર્વે પ્રકારની નબળાઇ દૂર કરવામાં આ કસરત ઉપયોગી થઇ પડે છે.

સવિતા ત્રિવેદી

पार्थी तरफथी भेट.

# સુન્દરી સુબોધ ∴ માસિક વધારો.

પુસ્તક ૧૮ મું.] માર્ચ-એપ્રિલ, ૧૯૨૨. [ અંક ૩-૪.


-કાવ્યકુંજઃ

## સ્નેહભિક્ષુ.

[ અનુવાદ અને અનુકરણ ]

લેખકઃ એક બ્હેન.

૧

મ્હારા જીવના જીવન, ત્હારા ચરણારવિંદમાં મ્હારો આત્મન્-અર્ધ ભટકે છે તું એની પરવા કરેશ ? મ્હારા સ્નેહની સરિતા ત્હારા જીવનના સુકા રણમાં મ્હારે રેલાવવી છે. તું તેને સુકવી દેશે ? મ્હારા નાથ, તું શું એવો કઠોર છે ?

સખા, ત્હારો આ હૃદય ઢાકતો ઓછાડ તું સરકાવી દે. ફૂલના ગર્ભ જેવો ત્હારા હૃદયમાંયે કુમાશ છે ઉપરનાં કઠોર ઢાંકણું દુર કરવાનો અધિકાર તું મ્હને આપ. નહીં તો પક્વ ફળ અનુપયોગી રહેતાં, મીઠાશનું ભાન કરાવ્યા વિના, એમને એમજ કરમાઇ જશે.

૨

દિનરાત ત્હારા હૃદયદ્વારે આવી અહાલેક જગાવું છું. પણ ત્હારા દ્વાર કદિએ ખુલતાં નથી. હું વૃથા પુકારોજ કરૂંછું.

મહારાજ ! ત્હારે બારણે હું ભિક્ષુ યાચવા આવી છું માગુંપ વિશ્વમાં મ્હારો એકલો દાતા તું જ છે મ્હને નિરાશ કરશે તું !

રાજમાર્ગે માનવીઓથી ભરાએલો છે ત્હારાં આંગણે બેઠેલી મ્હને જનો-આવના અને જતા-જુએ છે. મ્હારી નિષ્ફળ પ્રાર્થનાઓ અને ત્હારાં વાસેલાં દ્વાર જોઇ-કો કુતુહલથી, કો કોપથી-મુજ પ્રતિ દૃષ્ટિપાત કરેછે કોઈ કહી રહ્યા છે કે ત્હારૂં સ્થાન અહીં આં નથી, ભિક્ષુ ! હું નિરૂત્તરજ રહુંછું, અને ક્યાંયે જોતી નથી. પણ રાજવી, તું શાના સમર્થ દાતા કને મ્હારી યાચના અફળ જશે ?

૩

" રાજવી, કંઈ દાન દેશો ? " માગ્યું હું યાચિકા ઉભી છું

" શું લેશો, ભિખારણ ! "

" મ્હારે તો પ્રાણ દેવાનાં દાન જ માગું."

" [illegible] "

" હું એના ઉપર નેહના વારિ રડીશ."

" પણ એનામા પર્વત સમી જડતા છે તે ?"

" પર્વતમાં ઉગતી વનસ્પતિ સમી મ્હારી ભાવનાઓ એમાં ઉછેરીશ."

" એવાં અપરાં દાન શું કામ માગો છો, ભિખારણ, જે આપવાને સુલભ નથી તે મેળવવાં યે દુષ્કર ?"

" આપવાં સુલભ નથી હોય પણ આપનારને દુષ્કર નથી લાગે તો યાચનારે એવાંજ દાન માગવાં, મેળવવાં, અને પોષવાં, એ એનું કર્તવ્ય છે. રાજવી, મુંઝાશો નહી. ત્હમારા હૈયાનાં દાનને અમે એળે જવા નહી દઈએ ભૂમિ સમા અમારા હૃદયમાં એક પ્રીત્યાવ શો તો ત્હમારૂં એ દાન અમને પચવાનુ નથી. યથા કાળે તેના અનેકગણાં ફળ, પોષી પોષી અને પીયુષ પાઈને, અમે તમને દઈશું ત્હમારા હૈયાના બીજ અણવાવર્યાંજ કરમાવા દેશો, તો નથી લાભ ત્હમને—કે નથી અમને. એ બીજ અમને દીધા વિના ત્હમને શાંતિ નથી. એને પોષ્યા વગર અમને યે સંતોષ નથી. એમાં ઉત્કર્ષ કોઈનો નથી.

" રાજવી ! સમય વીતી જાય છે.—દાન દેશો ?"

૪.

પ્રિયતમ, પ્રભાતમાં કીલકીલાટ કરી ઉડી જતા પંખીનો નાદ તો ત્હેં સાંભળ્યો છે ને ? ત્હારાએ અંતરમાં એવો આનંદ કાં નથી જાગતો ?

રહવારમાં પેલી ઉઘડતી પુષ્પ કલિકા અપણે કેવા ભાવથી નીહાળી રહી ત્હારા અંતરની પાંદડીઓ મ્હારા સમીપ શું નથી ખોલે ?

વાદળના પરે ઉગી આછુ આછું સ્મિત કરી જતી રહે તેમ ત્હારાં નયનોના ઉંડાણમાંયે કંઈ કંઈ ગહન વિરલ સુરંગ મત્યો આવતા ચાલે જતા હું નિહાળું છું મ્હને તેનુ પરમ રહસ્ય નથી સમજાવે ?

પ્રિયતમ, ત્હારાં અંતરદ્વાર ક્યારે ઉઘડશે ? હું અધીરી બારણા બ્હાર વાટ જોયાંજ કરીશ.

## રાધા.

લેખક: શ્રીયુત નાગરદાસ ઇ. પટેલ.

બિંદી બિંબ ધરી રાધિકા
કર દર્પણ લઈ સાર,
પ્રતિબિંબિત હસી મ્હાલતી,
મોહન નંદકુમાર*

---

* રાસરાણીજી રાધિકા કૃષ્ણજીવનનો અનેક, અનેરી રીતે, સખી મંડળમાંયે યમુનાતટે ન કરી આલ્હાદે છે.
ના. ઇ. પટેલ.

## મધુરી!

લેખક: શ્રીયુત "નલિનીકાન્ત"

( ત્રોટકવૃત્ત )

(૧)

સખી! સુહગતા દિલની મધુરી!
સખી! મોદલતા ઉરની મધુરી!
સખી! જીવન જ્યોતિ કળા મધુરી!
નિરખી હૃગિની ગ્રહી લો મધુરી!
જનમાં મધુરી!
વનમાં મધુરી!
અભિલાષ વસો મધુરી, મધુરી!

૨

મનુ જન્મ અમોલ મળ્યો, મધુરી!
પ્રભુ પુણ્ય પ્રસાદ ગ્રહો, મધુરી!
સંયોગ અનન્ત વસે મધુરી!
યુગ ને યુગ દર્શન દો મધુરી!
ગૃહમાં મધુરી!
ઉરમાં મધુરી!
જગ વ્યાપક આપ જ હો! મધુરી!

## "પતિ વિના—"

લેખક: રા. રા. જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર.

નવ ગોઠે કંઇ ઉર,
પતિ વિના—
નવ ગોઠે કંઇ ઉર! ટે૦

ડુંગરતણો હું પંથ નિહાળું
ચઢી અગાગી દૂર! ......પતિ વિના—

કોકિલ કુજન, ને અલિગુંજન
લાગે નહિ મધુર .....પતિ વિના—

પ્રતિમા નિરખું, મુખડું સ્મરતું,
નયન વહે જલપૂર .....પતિ વિના—

પાંખ હતે તો ઉડી જતે
મળને પતિને હું જરૂર!... પતિ વિના—

# "નથી તું સાથે તો,
# પ્રિયતમ! કશું એ ન ગમતું."

લેખકઃ બ્હેન શ્રી "ચારુ."

૧.

પડે જ્યોત્સ્ના ધોળા જગત રસની ઉજ્જવલ કરે,
અને તેના સ્પર્શે પ્રફુલિત કુમુદિની થઈ રહે
સુધાની ધારાથી શીતળ બનીને વિશ્વ હસતું,
નથી તું સાથે તો, પ્રિયતમ! કશુંએ ન ગમતું.

૨.

ખીલ્યા ઉદ્યાને આ લલિત સુમનો સુન્દર અતિ,
પ્રભાતે લોભાઈ ભ્રમર ફરતા ગુંજન કરી,
ચુંટીને તે પુષ્પો, હૃદય સુંઘવા ના મન કરે,
નથી તું સાથે તો, પ્રિયતમ! કશુંએ ન ગમતું.

૩.

ખાવી છે પૂર્ણિમા અમિત જગને શાન્ત કરતી,
મધુરા સુરેથી રસિક લલના ગાન કરતી
સુણું તે શબ્દો તોપણ નયન ઉઘાડી ન રહું,
નથી તું સાથે તો પ્રિયતમ! કશુંએ ન ગમતું

૪.

અહા વર્ષા યોગે મયુર થઈને મત્ત ફરતા,
નવું પાણી પીને વિટપ થઈને તૃપ્ત હસતાં;
નવી શોભા ધારી જગત સઘળું રમ્ય દીસતું,
નથી તું સાથે તો, પ્રિયતમ! કશુંએ ન ગમતું

૫.

તું જેવા ગંભીર મધુર સ્વરથી મેઘ ગરજે,
સ્વનેત્રે ઝબકાવી નયન અતિશે વીજ ચમકે
વહે વાયુ ટાઢો, શીતળ કરતો વિશ્વ સઘળું,
નથી તું સાથે તો, પ્રિયતમ! કશુંએ ન ગમતું

# નિવાપાંજલિ.

લેખક: શ્રીયુત "વાસુદેવ"

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ)

સાહિત્યોદ્યાનની ઓ અનુપમ વલ્લરી! *
ફોરી કે કૈં કાવ્ય કુસુમના ફાલ જો,
હજી તો ફોરમ પદ પદ તેની મ્હેકતી,
કરમાઇ તે પૂર્વે કેમ અકાલ જો!
સાહિત્યોદ્યાનની ઓ અનુપમ વલ્લરી!

લેખ નિબંધ ટીકાઓ કે કૈં બહુ લખ્યા,
કરમાતી કવિકળાને આપ્યાં માન જો!
પમરાવે પમરાટ ગીતાંજલિ ફૂલડું,
એનાં તે શાં કરીએ બે'ની! વખાણ જો!
સાહિત્યોદ્યાનની ઓ અનુપમ વલ્લરી!

સામાજીક સેવાઓ કૈં કૈં આદરી,
પૂર્ણપણે પૂર્યાં ગૃહિણીનાં કામ જો!
શ્રમિત થયાં શું બહુ જીવન જંજાળથી!
જેથી લીધાં સત્વર શાન્તિ વિરામ જો!
સાહિત્યોદ્યાનની ઓ અનુપમ વલ્લરી!

નભમાં કૈંક અનેરા ઝળકે તારલા,
પણ શશિ આગળ ઝાંખાં સૌનાં નૂર જો!
ઉદ્યાને ખિલતાં કૈં બહુ વિધ ફૂલડાં,
કોકજ પણ તમ સમ વાસ મધુર જો!
સાહિત્યોદ્યાનની ઓ અનુપમ વલ્લરી!

આ શાં ગુણ ગૌરવ સ્મરૂં ને આ શાં સ્મરૂં?
તપ ગૌરવનું હેતુ બે'ની, પૂર જો!
વધુ વધુ સ્મરૂં ને વધુ હા! નમણાં ભરૂં,
આવ્યું ખાળી શકું નવ અશ્રુ પૂર જો!
સાહિત્યોદ્યાનની ઓ અનુપમ વલ્લરી!

* ગુજરાતનાં પ્રસિદ્ધ કવયિત્રી અને લેખક અ. સૌ. કનુબ્હેન દવેના કોલ્હાપુર ખાતે થએલા પરમ શોકોત્પાદક અવસાન પ્રસંગે આ કાવ્ય નિવાપાંજલિ રૂપે યોજાયલું છે.

અવિરત અશ્રુથી આંખલડી ક્યાં ભરૂં !
પાંથ સમાં જ્યાં માનવ જીવન સમજો !
સૃષ્ટિમાળામાં ક્ષણ માં સાથે વસી,
ઉડી જતાં સૌએ જેમ વિહગ જો !
સાહિત્યોદ્યાનની એ અનુપમ વલ્લરી !

આર્પણથી ઓછું મનનું કંઈ ના વળે,
અદ્ભુત છે માનવ જીવનનો રંગ હો !
પ્રાર્થીશ નનમનથી હેતેથી પામજો,
બેની ! પ્રભુપદ કને શાંતિ અભંગ જો !
સાહિત્યોદ્યાનની એ અનુપમ વલ્લરી.



# " વીરાને અર્પણું. "

લેખકઃ બ્હેન શ્રી કંચન બ્હેન

વીર ! આવો રહાઓરે .....
મનહરમય સુદિન પ્રભાત, સ્નેહમય મંદિર થાય,
પ્રેમરંગ હૃદય છાય—
વિલિન થાઓ થાઓરે . . વીર૦

ધ્યય કરે શું સુધી આજ, મધુર સુરભિ પુષ્પ માળ,
દેવી દિવ્ય કંઠ ધાર—
જીવન લ્હાવો લ્હાવોરે... વીર૦

વાદ્ય અનુપ સૂર બજાવ, રસ પુરે તું જગ નચાવ,
"ब्रह्म अस्मि" ધૂન સાથ—
કહાન ગાઓ ગાઓરે .... વીર૦

પૂર્ણ પૂર્ણ જ્ઞાનરાજ, બ્રહ્મઓજ લક્ષિત સાજ
મનઘટા નિવારી દાસ્ય—
મૃદુલ રેલો રેલોરે . . વીર૦

આશિષોથી અમર થાવ, ભીષ્મ ભીમને જગાવ,
હજરતોની જ્યોતિ માંહ્ય—
હિંદને દીપાવોરે .....વીર૦



## समाज-वाङ्मय-विज्ञानः

# હિન્દુ ધર્મના સંપ્રદાયો

### અને હેના પ્રવર્તક આચાર્યો.

લેખકઃ શ્રીયુત સ્વામી જ્ઞાનાનન્દજી

[સુન્દરી સુબોધના ગયા અંકથી ચાલુ]

૨.

**રામાનુજાચાર્ય**

વર્તમાન વૈષ્ણવ સંપ્રદાયોના પહેલા મહાન આચાર્ય શ્રીમાન્ રામાનુજ સ્વામી ઇસ્વીસનના બારમા સૈકામાં થયા. તેઓ ભગવાન શેષનારાયણનો અવતાર હતા એમ મનાય છે. દક્ષિણમાં આવેલા પેરમ્બુર (ભૂતપુરી) ગામમાં એક પવિત્ર અને સાધુ બ્રાહ્મણ દંપતીને ઘેર આ મહાપુરુષનો જન્મ થયો હતો, પરન્તુ હેમનો બાલ્યકાળ અને અભ્યાસનો સમય પુરાણપ્રસિદ્ધ કાંચી નગર (કાન્જીવરમ્ શહેર) માં વ્યતીત થયો હતો. ન્હાનપણથીજ હેમની અલૌકિક સ્મરણ શક્તિ અને અદ્ભુત બુદ્ધિપ્રભા બહુ જણીતા થવા લાગ્યા હતા અને પાછળથી તો,—જ્યારે હેમણે સ્થળે સ્થળે શૈવમતાનુયાયીઓ સાથે શાસ્ત્રવાદ કરી, હેમના મતનું સર્વત્ર ખંડન કરીને, શૈવ કરતા વૈષ્ણવ મતના સિદ્ધાન્તોનું ગૌરવ અધિક છે, એમ સિદ્ધ કર્યું હતું,—ત્યારથી થોડાજ સમયમાં એમને હજારો શિષ્યો તથા અપૂર્વ લોકસન્માન પ્રાપ્ત થયું હતું. હેમણે આખા હિન્દુસ્તાનના તીર્થો તથા વિદ્યાપીઠોની યાત્રા કરીને સઘળી જગાએ દિગ્વિજય કર્યો હતો, અને ઉત્તરાવસ્થાનો સમય પવિત્ર કાવેરી નદીને તીરે શ્રીરંગમ્ નામના શહેર (શ્રીરંગપટ્ટણ)માં ગાળ્યો હતો.

રામાનુજ સ્વામી હિન્દુઓમા પ્રચલિત વિવિધ ધર્મો તથા સમ્પ્રદાયોના શાસ્ત્ર ગ્રન્થોમા અતિ પ્રવિણ હતા. તેથી પોતાની સાથે વિવાદ કરવાને આવનાર વિદ્વાનના પોતાના મતની ન્યૂનતાઓ જાણતા અને હેનો એવી ખૂબીથી ઉપયોગ કરી શકતા હતા કે હેમની સામે કોઈ વિજયી થતું નહિં એટલુંજ નહિ પરન્તુ તેઓએ પોતાના અનેક પ્રતિસ્પર્ધીઓને પણ શિષ્ય બનાવ્યા હતા. મહિસુર-દ્વારસમુદ્રના મહારાજાને હેમણે પોતાના સંપ્રદાયમાં લીધા પછી સામાન્ય લોકોમા વૈષ્ણવ ધર્મ ઘણો પ્રચાર પામ્યો હતો, તથા વિશેષ કરીને જૈન તથા શૈવ મત બહુ નિર્બળ થયા હતા. આ આચાર્યે સાતસો મઠ બંધાવ્યાનું કહેવાય છે, જેમાંથી ચાર તો હાલ પણ જોવામાં આવે છે. એમણે પચાસ વર્ષની ઉમ્મરે સંન્યાસ ધારણ કર્યો હતો. હેમના અનુયાયીઓ ભગવાન વિષ્ણુ અથવા હેમના મુખ્ય અવતાર શ્રી રામ અથવા શ્રીકૃષ્ણની ભક્તિ કરે છે.

શ્રી શંકરાચાર્યે "અદ્વૈત" મત સ્થાપિત કર્યો હતો. હેમનો સિદ્ધાન્ત એમ હતો કે "બ્રહ્મ એકજ સત્ય જ્ઞાનમય છે અન્ય સર્વ માયા ભ્રમણા છે". શ્રી રામાનુજાચાર્યે પ્રચલિત કરેલ સિદ્ધાન્તો "વિશિષ્ટાદ્વૈત" કહેવાય છે તેઓ એમ માને છે કે 'બ્રહ્મ અદ્વૈત

છે પણ કેવલ નથી, વિશિષ્ટ છે " અર્થાત્ બધુ બ્રહ્મમય છે, પણ ત્હેમાંજ જીવ અને જડ (ચિત્ અને અચિત્) એવા ભેદ છે, એટલે ઈશ્વર (બ્રહ્મ) ચિત્ અને અચિત્‌મા છે, છતાં તેથી વિશિષ્ટ (પર) પણ છે " ત્હેમણે બહુ સબળતાથી (સગુણ) ભક્તિ માર્ગને જ્ઞાન માર્ગના જેટલુજ–બલ્કે ઉંચુ સ્થાન આપ્યુ અને એ નવા સ્વરૂપમા વૈષ્ણવ ધર્મના મૂળ લોક હૃદયમાં એવા ઉંડા નાખ્યા, જે અત્યારે મહાન્ ઘટાઓથી ભરપૂર ફળફૂલ આખા ભારતને વ્યાપી રહેલ, વિશાળ અને સુદૃઢ વૃક્ષ ગમ્ય રૂપ બની રહ્યાં છે

રામાનુજ સ્વામીએ ઘણા ગ્રન્થો લખ્યા છે, જેમાથી–બ્રહ્મસૂત્ર ઉપર શ્રીભાષ્ય, ગીતા ભાષ્ય, વેદાર્થ સંગ્રહ, વેદાન્ત પ્રદીપ, વેદાન્ત તત્વસાર, તથા ધર્મ સંહિતા,–એ મુખ્ય છે એમનાં લખાણ વિદ્વતાપૂર્ણ હોવા છતાં લોકોને ધર્મનું રહસ્ય સરલતાથી સમજાવી શકે એવા છે. એમણે પ્રચલિત કરેલા ધર્મને લોકો રામાનુજી અથવા શ્રી–સંપ્રદાય કહે છે ઉપાસનાથી મુક્તિ મળે, એ ત્હેમના બોધનુ તાત્પર્ય છે દક્ષિણમા એ સંપ્રદાયનો પ્રચાર બહુ મ્હોટો છે અને સાધુ (બ્રહ્મચારી) તથા ગૃહસ્થ બન્ને તેમા દાખલ થઈ શકે છે જેમ શૈવ ધર્મીઓ પોતાના કપાલ ઉપર આડુ ટીલુ કરે છે, તેમ આ પ્રકાર વાળા ઉંચુ ત્રિપુંડ્ર (ઉભુ ટીલુ) કરે છે. શ્રી રામાનુજાચાર્યનુ જીવન ચરિત્ર તેમના અનુયાયીઓ તરફથી લખાયલુ છે

ત્હેમના પરધામ ગમન પછી, વ્યંકટાવામ નામનો એક વિદ્વાન સાધુ થયો હતો, ત્હેણે એમના સિદ્ધાન્તોને અનુસરતા વિખ્યાત ગ્રન્થો લખીને તેનુ સારૂં સમર્થન કર્યું હતુ સ્તોત્રભાષ્ય, શતદૂષણી, ત્રિશદ્ધ્યાન, નાન્દપસ્રસનિ, વગેરે ત્હેમના પુસ્તકો બહુ જાણીતા છે. અઢાર પુરાણોમાંથી ૭ વૈષ્ણવ પુરાણોનેજ આ પંથના લોકો સાત્વિક, બાકીના બાન્ને તેઓ તામસી ગણે છે. એ માર્ગના સાધુઓ એકાન્ત ભોજન જમે છે

રામાનુજાચાર્ય પછી વૈષ્ણવ ધર્મમાં શ્રી માધવાચાર્ય અથવા મધ્વાચાર્ય નામના એક સમર્થ બુદ્ધિશાળી મહા પંડીત થયા હતા ત્હેમણે માધ્વ નામનો

**મધ્વાચાર્ય:** એક જૂદોજ દ્વૈત સિદ્ધાન્ત પ્રદર્શિત કરતો સંપ્રદાય પ્રચલિત કર્યો હતો તેઓ પ્રથમ શૈવ હોઇને પાછળથી વૈષ્ણવ થયા, હશે એમ લાગે છે, અને એટલુ તો ખરૂં જ છે કે એ બન્ને ધર્મોને એક કરવાને એમણે પુષ્કળ પ્રયત્નો કર્યા હતા. જૈન મતનુ ત્હેમણે સ્થળે સ્થળે ખંડન કર્યું અને ત્હેને કેવળ નિસ્તેજ કરી મૂક્યો હતો.

મધ્વાચારીઓ વિષ્ણુની ભક્તિ કરવા ઉપરાન્ત, શિવ, દુર્ગા તથા ગણપતિને પણ ભજે છે અને શાંકરમતના શૈવો તથા માધ્વ સંપ્રદાયના વૈષ્ણવો એક બીજાની સાથે બહુ સન્માનથી વર્તે છે દક્ષિણ કાનડામાં આવેલ ઉડીપી નામના ગામમા આ પંથની મુખ્ય ગાદી છે, એના અનુયાયીઓ ઉભા ટીલામા કાળી રેખા (લીટી) કરે છે

**રામાનન્દ** શ્રીમાન્ રામાનુજાચાર્ય તથા મધ્વાચાર્યના કરતા ઘણા વધારે લોકપ્રિય તથા અનેક ધર્મપ્રચારકોના ગુરૂ શ્રી રામાનન્દ સ્વામી ઇસ્વીસનના ચૌદમા સૈકાની આખેર અને પંદરમા સૈકાની શરૂઆતમા થયા હતા તેઓ રામાનુજના શિષ્ય અને અત્યન્ત પ્રભાવશાળી સ્વારોહતા શ્રી શુદ્ધ ભગવાનમાં પેઠ ત્હેમણે

પણ સમાજ સુધારણા કરવાને મહા પ્રયત્નો કર્યા હતા તથા વિદ્વાન અને અજ્ઞાન તેમજ શ્રીમાન્ અને ધનહીન, સહુની તરફ સંપૂર્ણ સદ્‌ભાવ તથા સમદૃષ્ટિ રાખીને બોધ દીધો હતો શ્રી શંકરાચાર્ય, રામાનુજાચાર્ય તથા મધ્વાચાર્ય વગેરે આચાર્યોએ અદ્‌ભુત અને પ્રખર વિદ્વત્તાથી ઉપનિષદોના મહાભાષ્યો તથા ટીકાગ્રન્થો લખ્યા હતાં, પરન્તુ તે સર્વ સંસ્કૃત ભાષામા હોઈ જન સમાજને સુસાધ્ય ન્હોતાં. વળી તેઓ દેશમા પ્રચલિત જાતિ નિયોગોને પણ સ્વીકારતા હતા, સત્કારતા હતા

શ્રી રામાનન્દજીએ આ વસ્તુસ્થિતિમા ફેરફાર કરી નાખ્યો. લોકોને સહેલાઈથી સમજાય એવો બોધ તેઓએ હિન્દી ભાષામાં આપવો શરૂ કર્યો, અને બ્રાહ્મણથી માંડીને શૂદ્ર તથા અતિશૂદ્રને પણ હરિભક્ત સરખા ગણીને પોતાના શિષ્ય (ભક્ત) મંડળમા દાખલ થવાની છૂટ આપી આથી વૈષ્ણવ ધર્મને ખરેખરો લોકમાન્ય અને લોકપ્રિય ધર્મ બનાવનાર એ આચાર્યજ હતા હેમના એક ભક્તના શબ્દોમા કહીએ તો એમણે જાતિભેદ તથા અનાચાર, બન્નેના ઉપર પ્રખર કુઠારના પ્રહાર કર્યા હતા તેઓ સંસારનો પાશ તોડવા, અયોગ્ય રૂઢીઓ નષ્ટ કરવા તથા ઉચ્ચ નીચ વચ્ચેનો ભેદ દૂર કરવા હમ્મેશા પ્રયાસ કર્યાજ કરતા, અને તે સહુના ચિહ્ન હજી પણ એમના શિષ્ય મંડળમા, થોડા વધારે, જોવામા આવે છે.

રામાનન્દના મુખ્ય શિષ્યો બાર હતા—૧ આશાનન્દ, ૨ કબીરદાસ (વણકર), ૩, રોહીદાસ, રઈદાસ અથવા રવિદાસ (ચમાર), ૪ રાજા પીપો (રાજપૂત), ૫ સુરસુરાનન્દ, ૬ સુખાનન્દ ૭ ભવાનન્દ, ૮ ધનો (જાટ), ૯ સેનો (હજામ), ૧૦. મહાનન્દ, ૧૧. પરમાનન્દ અને ૧૨ શ્યામાનન્દ. આ ઉપરાન્ત હેમના અનુયાયીઓમાં સન્ત કવિઓ તુલસીદાસ, નાભાજી અને સુરદાસ-તથા ભીલ, મલૂકદાસ અને દાદુ જેવા ધર્મ પ્રચારકો પણ હતા

રામાનન્દ પોતાના શિષ્યોને જાતિ બન્ધનો ત્યાગ કરાવતા અને જેઓ તેમ કરતા તેઓને "અવધૂત"ની સંજ્ઞા આપતા, (અવધૂત એટલે ત્યાગી અથવા મુક્ત મોક્ષ પામેલા.) એમણે પોતે તો કાંઇ ગ્રન્થ લખેલો હોય એમ જણાતુ નથી; પણ એમના શિષ્યોએ હિન્દી ભાષામા ઘણુ લખાણ કરેલુ છે આ આચાર્યે આખા ભારતની યાત્રા કરી હતી અને કાશીમાં પંચગંગાના ઘાટ ઉપર વિશાળ મઠ બાંધ્યો હતો.(જે પાછળથી ઔરંગઝેબના વખતમા મુસલમાનોએ તોડી નાખ્યો હતો) હજુ પણ હેમના પંથનુ મુખ્ય ધામ કાશી ગણાય છે, ત્યાં એમના ઘણા અનુયાયીઓ છે તેઓ રામાનન્દી અથવા રામાવત કહેવાય છે, અને હેમની પંચાયત સભા છે, હેનો આખા ઉત્તર હિન્દુસ્થાનના રામાનન્દી સાધુઓ ઉપર અધિકાર છે રામાનન્દ પછી ધર્માચાર્યની ગાદીએ હેમનો મુખ્ય શિષ્ય આશાનન્દ બેઠો હતો અને હેની પછી રાજા પીપો ગુરૂપદે આવ્યો હતો આ પંથના અનુયાયીઓ રામ સીતા અને હનુમાનની ભક્તિ કરે છે; અને ગંગા યમુનાના પ્રદેશમા હેમની સંખ્યા અધિક છે

૧. પીપો પ્રથમ દેવીભક્ત હતો અને ગાંગૌનગઢનો રાજા હતો. રામાનન્દજીના બોધથી હેમનો પ્રસિદ્ધ હેણે સંસારનો ત્યાગ કરીને આચાર્યશ્રીની સાથેજ ફરવાનુ શરૂ કર્યું શિષ્ય થતો હતું હેની સ્ત્રી સીતા પણ સંન્યાસ ધારણ કરીને હેની સાથેજ રહેતી.

૨ નાભાજી જન્મથીજ અન્ધ અને જાતે ચમાર હતો હેનું લખેલું "ભક્ત માળ" નામનું ભક્તો તથા મહાત્માઓના જીવન ચરિત્રોનું પુસ્તક ઘણુંજ પ્રસિદ્ધ છે

૩. સુરદાસ પણ અન્ધ હતો હેના લખેલા કૃષ્ણ ભક્તિના પદો આખા હિન્દુસ્તાનમાં બહુ પ્રેમથી ગવાય છે, અને એમ કહેવાય છે કે એના પદસમૂહ ("સુરસાગર") મા એવા સવાલાખ પદ છે હેની કવિતા પણ બહુ ઉંચા પ્રકારની છે બનારસની ઉત્તરે શિવપુરમા એની સમાધી છે આંધળા ભિખારીઓ પોતાને "સુરદાસ" કહે છે, તે એના નામ ઉપરથી

૪. તુલસીદાસ ચિત્રકૂટ પાસે હાજીપુરનો સરવરિયો બ્રાહ્મણ હતો, અને હેણે બનારસના રાજાના દિવાન તરીકે પણ થોડો વખત કામ કર્યું હતુ, એમ કહેવાય છે હિન્દી ભાષામા એણે લખેલું રામાયણ ભક્તિનો સર્વમાન્ય અને પ્રચંડ ગ્રન્થ છે, તથા રામ સીતાની ભક્તિના પ્રચારમા હેણે ઘણો મોટો ભાગ લીધો હતો, એ નક્કિ છે બનારસમા સીતારામનું મન્દિર તથા મઠ એણે બંધાવ્યાં હતા. એની કૃતિઓ ઘણી પ્રચલિત છે, તે સઘળી ભક્તિપ્રધાન છે

૫. ખાખી,-૬. મલુકદાસી-૭ દાદુ પથી. એ રામાનન્દી વૈષ્ણવોમાંથી નીકળેલા પેટા વિભાગ છે ખાખીપંથ કીલ સ્થાપ્યો હતો આ માર્ગના વૈષ્ણવો શરીરે તથા વસ્ત્રોને ખાખી રંગ લગાડે છે મલુકદાસ પણ કીલના જેવોજ મ્હોટો સાધુ હતો એની સમાધિ જગનાથપુરીમા છે દાદુ* અમદાવાદના પીંજારા હતા, હેના શિષ્યો અજમેર-મારવાડ તરફ બહુ છે. ૮. રાયદાસ દક્ષિણમા પ્રસિદ્ધ છે, અને મેવાડની ઝાલી રાણી એની શિષ્યા હતી, એમ જણાય છે ૯ સેના હજામે પણ એક પંથ કહાડયો હતો બાંધવગઢનો રાજા હેનો શિષ્ય થયો હતો. [ આ સઘળા માર્ગોમા રામભક્તિ તથા ત્યાગ અને સંન્યાસની ભાવનાઓ મુખ્યત્વે કરીને જોવામા આવે છે ] ૧૦ પરન્તુ આ આચાર્યના સઘળા ધર્મ સ્થાપક શિષ્યોમાં સહુથી વધાર પ્રભાવશાળી અને મહાન્ તો કબીરદાસજ છે

[નરસિંહ મહેતા અને મીરાંબાઇએ સુરદાસજીની પેઠેજ કૃષ્ણભક્તિનો મહિમા ગાયો અને વધાર્યો હતો તે બંને લગભગ સમકાલીનજ હતા ]

---

**કર્મનું ફળ**

હે સંજય ! ગમે તેમ પણ-એ ભાવિજ છે વિધાતાનું ધાર્યુંજ થયાં કરે છે, બીજુ કાંઈજ નહિ .... હે રાજન ! સત્ય હકિકત સાંભળ ને મનમા ઉતાર પાંડવો મંત્રથી કે છળથી જીવતાંઓને હણતા નથી, ન્યાયની રીતે લડે છે ને યુદ્ધમા શક્તિવાળા છે એ રાજા ! તું ત્હારાજ દોષથી આ દુઃખ પામ્યો છે. . ..પોતે કરેલું પોતેજ જીવાને કે મરીને ( આ લોકમાં અને પરલોકમાં ) ભોગવવું પડે છે તથી ત્હને જે પ્રાપ્ત થયું છે, તે યોગ્ય છે

મહાભારત.

* એમ કહેવાય છે કે દાદુ ઉપર કબીરની ભારે અસર હતી અને હજી પણ દાદુના અનુયાયીઓ કબીરપન્થીઓની સાથે બહુ સદ્ભાવ રાખે છે દાદુએ પણ કબીરની પેઠેજ મૂર્તિપૂજા બંધ કરી અને એકેશ્વર (શ્રી રામચન્દ્રજી) ની ભક્તિ કરવાનો બોધ કર્યો હતો.

# કીડીઓનાં કટક!

[ એક અજ્ઞાત મહાયુદ્ધની કરૂણ કથા * ]

લેખક: એક વાંચનાર

હુમ્બગ સ્ક્રબની આસપાસનો વનપ્રદેશ કીડીઓની અનેક વિવિધ જાતીઓથી ભરપૂર છે. આ કીડીઓ અહીં એટલી બધી છે કે સામાન્ય મનુષ્યની દૃષ્ટિએ તો તે અજાયબ જેવું લાગે. ત્હેમાંની કેટલીક એવી ન્હાની હોય છે કે ઝીણી નજરે જોયા સિવાય તે ભાગ્યેજ દેખી શકાય બીજી મ્હોટી હોય છે, અને કોઈ કોઈ તો એકેક ઇંચ જેટલી લાંબી પણ હોય છે! હાલમાં આ પ્રદેશમાંથી કીડીઓ ખાનારાં ઘણાંખરા પ્રાણીઓ શિકારથી ઓછાં થઈ ગયેલાં હોવાથી, કીડીઓની વસ્તિ હદબ્હાર વધી ન જાય તે માટે કોઈ ખાસ અટકાવ તો રહ્યો જણાતો નથી. પરન્તુ કુદરત એક નહિ તો બીજે માર્ગે પણ, પોતાનું કામ કર્યેજ જાય છે. અને એ સત્ય અહિં આપેલી હકિકત ઉપરથી સમજાયા વિના રહેશે નહિ.

ગામ બાંધીને રહેનારી કીડીઓ, જે માંસાહારી હોય છે અને લગભગ ત્રણ–અષ્ટમાંશ ઇંચ (પા અને અર્ધા ઇંચની વચ્ચેની) લંબાઈવાળી હોય છે તેઓ જમીનની નીચે,–ઝીણી કાંકરી અથવા રેતીવાળા ભાગમાં મજબુત, ચોખ્ખાં, સગવડતાવાળાં દુર્ગ બાંધીને ત્હેમાં રહે છે એ જાત બહુ લડાઈખોર હોય છે, તેથી કોઈ પણ જનાવર, ભૂલ્યે ચૂક્યે, જો એમની હદમાં પેઠું તો તો એના ભોગજ મળ્યા જાણવા! કીડીઓએ બાંધેલાં કોઈ કોઈ શહેર ૭ ફૂટ જેટલાં લાંબાં પ્હોળાં હોય છે અને કીડીઓના બીજા ગામો તથા ગામડાંઓમાં જવાને માટે ચોક્કસ રસ્તાઓ પણ તે શહેર બાંધવાની સાથેજ કરવામાં આવે છે, કારણ કે આ કીડીઓ, પોતાના પડોશમાં રહેનાર સઘળી જાતિની કીડીઓ સાથે મિલનસાર હોય છે અને અરસપરસ ખબર અંતર લેવા આપવા તથા મળવા હળવામાં તેઓ પોતાનો કેટલોક વખત ગાળે છે સુંદરના ગગનસ્પર્શી ઝાડોની ઉંચામાં ઉંચી ડાળીઓ સુધી પણ તેઓ શિકાર (ભક્ષ્ય)ની શોધમાં ચ્હડે છે, અને ત્હેમના શિકારીઓ, જમીન ઉપરની ગમે તેવી ભારે મુસ્કેલીઓને પણ નહિ ગણકારતા, ધારેલી દીશામાં મુસાફરી કરે છે

હવે, હુમ્બગ સ્ક્રબની પાસે આવેલી કાંકરીવાળી ટેકરીઓમાં કીડીઓનાં ચાર ગામ છે, જેની વસ્તીને આપણે "ભૂખરાં માથાં" એ નામથી ઓળખીશું, અને નીચે આવેલા ઉંડાણવાળા પ્રદેશમાં બીજાં ચાર ગામ છે, ત્હેમાં વસતી કીડીઓને આપણે "ભૂરાં માથાં" એ નામ આપીશું.

ગયા ફેબ્રુઆરી માસમાં કીડીઓનો એ મહાવિગ્રહ શરૂ થયો. લડાઈ કરનાર દુશ્મન "ટ્રેડ" નામનાં કીડીઓથી બહુ નાનાં પ્રાણીઓ હતાં, પણ સંખ્યામાં તે ઘણાં વધારે

---

* ઑસ્ટ્રેલિયાના એક વિજ્ઞાનશાસ્ત્રીએ, જંગલમાં આવેલા પોતાના મકાનની આસપાસના ("હુમ્બગ સ્ક્રબ નામના") પ્રદેશમાં, થોડા વખત ઉપર, કીડીઓની જૂદી જૂદી જાતીઓની વચ્ચે ચાલેલા, ત્રાસજનક એક મહાવિગ્રહની જાણવા યોગ્ય હકીકત બહાર પાડી છે. ત્હેનો સાર સુન્દરી સુબોધના વાંચનાર માટે અહિં રજુ કર્યો છે 'એક વાંચનાર.

હતા. શરૂઆતની લડાઇઓ મેદાનમાં થઈ, પણ ટ્રોડનો મગજ એટલો મ્હોટો હતો કે આ ખૂંખે કીડીઓને પાછા હઠીને પોતાના શહેરના રક્ષણમાં ભરાઇ જવું પડ્યું. પરન્તુ ત્હેમનો આ બચાવ પણ લાગી અને સખ્ત લડાઈ પછી નાબૂદ કરવામાં આવ્યા.

ભૂખરા માથાની પલટણો-એક એકની સાથે તમામ પાળ્યા,-"મારવું કે મરવું" એવા દૃઢ નિશ્ચય કરીને, પોતાના કિલ્લામાં પેસવાના રસ્તા (દ્વાર) આગળ અદ્ભુત હિમ્મત અને ધૈર્ય ધારણ કરીને ઉભી રહી હતી. સઘળા લડવૈયા પોતાના માથાં આગળ ધરી, ભયંકર જડબાં પ્હોળાં કરીને, દુશ્મનની ગતિ જોતા હતા. ત્હેમનામાંથી કોઈ, કોઇ કારણસર, અંદર પાછો જતો તો ત્હેની જગોએ ત્હેની પાછળથી બીજો સૈનિક નીકળી આવીને ત્હેનું સ્થાન લેતો તથા તે પણ મ્હો પ્હોળું કરી, જડબું વિકાસી, બીજાઓની જેમ તદ્દન શાન્ત અને સ્થિર બનીને ઉભો રહેતો. પરન્તુ જો દુશ્મન પાસે આવ્યા તો ? તરતજ તેઓ જરા આગળ ધપીને એ જડબાં રૂપી કરવતો વડે અત્યંત ત્વરાથી કામ કરવા લાગતાં અને ક્ષણમાં દુશ્મનોની આગલી હારનો નામશેષ રીતે નાશ થઈ જતો !-આમને આમ યુદ્ધ ચાલ્યાજ કરતું હતું. કિલ્લેબંધીની આસપાસ એવો સખ્ત ઘેરો હતો કે અંદરના કોઇથી બહાર જવાતું ન હતું અને લડવૈયા પણ લડાઇમાં મરી ગયેલા દુશ્મનના શબ અંદર ઉપાડી લઇ જઇ, ત્હેના ઉપર પોતાનું ગુજરાન નિભાવતા. પણ ધીમે ધીમે આ વિગ્રહ કેટલાક અઠવાડીયા સુધી લાગ્યા પછી, ટ્રોડની મ્હોટી સંખ્યા હોવાને લીધે તથા કીડીઓના ખોરાક નિ:પર્યાપ્ત હોવાને તેઓ હવાયા,-અને એ પછી એક દરવાજો દુશ્મનોએ કબજે કર્યો, અને છેવટે ભૂખરા માથાના ચર ગામના આખી વસ્તીનો નાશ થઇ ગયો,

હવે, પેલા બહાદુરી અને નિડરતાથી અટકાયા વગર વખત સુધી ગેરહાજરના રસ્તાઓ અને દરવાજામાંથી ફતેહમંદ થએલા દુશ્મનોના લશ્કરની આવીન લાગી હાર નીકળી. દરેક સિપાહીની પાસે જીતેલા શહેરાની લૂટનો માલ હતો. લૂટનો મ્હોટો ભાગ મારી ગયેલા શત્રુઓના કાપીને ઉપાડી શકાય એવા ભાગ કરેલા શરીરો તથા કીડીઓનાં બચ્ચાં વગેરે મુખ્યત્વે કરીને હતાં. કોઈ કોઈ લશ્કરીએ તો મરણ કીડીઓનો પાસો કાપી લઈને આગળથી તેમ ચાલતા હતા, જાણે કે વિજય કરીને પાછું ફરેલું કોઈ માનવ વ્યક્તિનું-વારંગ અને ઝડાવાળું-લશ્કર હોય નહિ !

હવે ભૂખરા માથાનું અસ્થાન તો બિલકુલ નાશ પામ્યું હતું અને ત્હેના નામ નિશાન પણ જણાય એમ કાંઇ જ રહ્યું નહોતું. ન્હાનકડા ટ્રોડના અસંખ્ય ટોળાએ ગાંડમી ભૂખરા માથાને જડ મૂળથી ઉખેડી નાખ્યા ! અને ત્હેમના લશ્કરનો ફેલાવ પણ બગીચાર ઉપરાન્તના વિસ્તારમાં હતો.-હવે તેઓએ ભૂરા માથાઓના પ્રદેશ તરફ પોતાનું ધ્યાન ફેરવ્યું. પણ અહિં ટ્રોડના કરતાં બચાવ કરનારા વધારે મ્હોટી સંખ્યામાં હતા. તેથી ફક્ત બે શહેરો ઉપર જ આ વખતે ધસારો થયો, પણ થોડા વખતમાં એમ જણાયા વિના રહ્યું નહિ કે તે બન્નેમાં સૈનિકોની સંખ્યા ઓછી થવા લાગી હતી. અન્તે એક દિવસ ભૂરા માથાના લશ્કરે એક શહેરના આગળના ભાગ છોડી દીધા અને અન્દરના કિલ્લામાં તે જઈ ભરાયું, જ્યાં ત્હેની સંખ્યા જગોના પ્રમાણમાં ઘણી મ્હોટી દેખાતી હતી. અને દરેક માર્ગના દ્વાર આગળ, ટુકડીઓની ટુકડીઓ-એક બાજુની પાછળ અત્યંત આગ્રહથી લડવાને ઉભી હતી. અહિંથી દુશ્મનોના અનેક ભારે હુમલા

એક દીવસ માર્ચ મહિનામાં મ્હારા મેજ આગળ બેસીને હું લખતો હતો, પાસે દીવો બળતો હતો અને ત્યાં ઉડતા ઝીણા જીવડા પકડવાને ખાઉની કીડીઓ પણ આમ તેમ દોડા દોડ કરી રહી હતી. એવામાં પાસે પડેલા ન્હાના પ્યાલામાં મ્હેં એક કીડી જોઈ તે મરણ પામેલી હતી, પરન્તુ જીવતી કીડીઓ હેનું શું કરે છે, તે જોવાને માટે મ્હેં અદરથી કહાડીને હેને ટેબલ ઉપર મૂકી.

બે કીડીઓ થોડીજ વારમાં એની પાસે આવી અને હેના શરીરની તપાસ કરી પછી તે મૃત્યુ પામેલી જણાયાથી, હેમણે હેને ઉપાડીને જ્યાં તેઓ મડદાનું દફન કરતી હશે ત્યાં લઇ જવા માંડી કીડીઓ પોતાના મરી ગયેલ જાતી ભાઇને ખાડામાં અથવા જમીનની તડોમાં ગબડાવી પાડે છે થોડે દૂર ગયા પછી એકને કાંઇ વ્હેમ આવ્યો અને એમ વિચાર થવા લાગ્યો કે વખતે પેલી કીડી મૃત્યુ પામી નહી હોય તો! આ ઉપરથી તે બને કીડીઓ હેના શરીરને હલાવવા તથા સાફ કરવા લાગી. અને થોડી વારમાં પેલી કીડીનો પગ જરા જરા હાલવા પણ લાગ્યો

હવે બનેએ મળીને કાંઇક વિચાર કર્યો એક ચાલી ગઈ અને બીજીએ પોતાનું કામ શરૂ રાખ્યું પેલી પડી રહેલી કીડીની આસપાસ ફરતી તે વારંવાર હેના અવયવો, પગ વગેરે ખેંચવા લાગી અને છેવટે તે કીડીનો પગ મ્હોંમાં લઇને જોર કરીને હેણે એવો તો આંચકો માર્યો કે તે કીડી ઉછળતી ને મૂંઝાતી ને પડુપડુ કરતી પણ બેઠી થઇ ગઈ હવે પેલીએ થોડી વાર હેને આરામ લેવા દીધો તે દરમિયાન એ સારવાર કરનારી કીડીએ હેના અંગોને અનેક રીતે જાગ્રત કર્યાં આખરે તે ધીમે ધીમે દોડવા પણ શક્તિવાન થઇ અને પેલી બીજી કીડીને એ વાતની ખાત્રી થવાથી થોડી વાર પછી તે પોતાને માર્ગે ચાલતી થઇ

આ ન્હાનકડું નાટક જોઇને મ્હને ખાત્રી થઇ ગઇ કે દયા અને પરહિત કરવાનો હક પરે એકલા માણસને જ મળેલો નથી અને તે ઉપરાન્ત એમ પણ નથી સમજાતું કે કીડીનું મગજ પણ હેના જીવનક્રમના તત્ત્વોનો નિકાલ કરવા જેટલી શક્તિ અવશ્ય કરીને ધારણ કરે છે?



## પ્રાચીન હિંદનું સોનું:

ઇરાનના શાહેનશાહ મહાન્ ડરાયસે સિન્ધુ નદીનો ખીણનો પ્રદેશ જીતી (પંજાબ અને સિન્ધ, એ દેશોવાળો ભાગ-) જીતી લઇને પોતાના સામ્રાજ્યનો ૨૦ મો પ્રાન્ત બનાવ્યો હતો. અને આ નવા પ્રાન્તમાંથી શાહેનશાહને ખંડણી તરીકે દરવર્ષે સુવર્ણ રજ (સોનાની ભૂકી) ના ૩૬૦ "ટેલેન્ટ" ભરવાનું ઠરાવ્યું હતું

૩૬૦ "ટેલેન્ટ" એટલે લગભગ ૯૧૮ મણ સોનું થાય, જેની કિંમત (—હાલ તો ઘણી વધારે મનાય, પરન્તુ —) કનિંગહામે "હિન્દના સિક્કા"નું પુસ્તક લખતી વખતે દોઢ કરોડ ઉપરાન્ત રૂપિયા ગણી હતી ..... [એક પ્રાન્તમાંથી જ આટલું સોનું દરવર્ષે ખેંચાઈ જાય, અને એવું આખા દેશમાં વર્ષોનાં વર્ષો સુધી ચાલે,—પછી હિંદુસ્થાન અત્યંત ગરીબ થઈ જાય, એમાં કાંઈ નવાઈ જેવું છે?]

## ग्रन्थवोहनः

# અમદાવાદનો જીવન વિકાસ.*

લેખક: શ્રીયુત નવલરામ જગન્નાથ ત્રિવેદી, ( બી એ )

અમદાવાદ ખાતે-ભરાયેલ રાષ્ટ્રીય મહાસભાની ૩૬'મી બેઠકના પ્રસંગપર ઉપયોગી થવાના હેતુથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામા આવેલ છે. અમદાવાદ, સુરત, મુંબઇ વગેરે શહેરોનું વર્ણન કરતાં ચોપાનીઆંઓ ગદ્ય અને પદ્યમાં ( પણ ) કેટલાયે લખાયેલાં છે, પણ એક શહેરની રચના અને પ્રવૃત્તિઓનું વિસ્તૃત વર્ણન કરતું પુસ્તક તો ગુજરાતી ભાષામાં આ પ્રથમ જ ગણી શકાય.

પુસ્તક બે ખંડમા વહેંચવામા આવ્યુ છે,—શરીર અને ચેતન —શરીર વિભાગમા ભૂગોળ અને ઇતિહાસ એ બે ભાગ છે. ભૂગોળમાં સ્થળ અને રચના, સ્થાપત્ય, જોવાલાયક સ્થળો, આબોહવા અને વિનોદનાં સ્થળો, એ વિષયો જુદા જુદા લેખકોએ લખ્યા છે. ચેતન-ખંડમા જાહેર જીવન, જાહેર સંસ્થાઓ, ભણતાં સ્ત્રી પુરુષો, કેળવણી, વર્તમાન પત્રો, માસિક સાહિત્ય, પ્રસિદ્ધ લેખકો, અને કામદાર વર્ગ, એ વિષયોનો સમાવેશ કરેલ છે પુસ્તકમાં અમદાવાદના જોવા લાયક સ્થળોનાં બાર સુંદર ચિત્રો આપેલ છે.

ભૂગોળ વિષયમા એક ખાસ ઉણપ દેખાઇ આવે છે તેમા વસ્તિ વિષે કાંઇ લખ્યુ જ નથી પોળો, રસ્તાઓ અને મકાનોના વર્ણનો જ બસ નથી. તે મકાનોમાં વસનારાઓ વિષે જાણવાની ઇચ્છા સ્વાભાવિક રીતે રહી જાય છે. વિભાગવાર, ધંધાવાર, જાતિવાર વસ્તિના આંકડાઓ, લોકોની ખાસીયતો, રીત રિવાજો વગેરેનો આવા પુસ્તકોમાં ખાસ ઉલ્લેખ હોવો જોઇએ દક્ષિણીઓને ગુજરાતમાં આવતા નાત જમતી જોઇ આશ્ચર્ય થાય છે, કારણ તેમનામા આપણે ત્યા છે તે પ્રમાણે .જ્ઞાતિ-ભોજનનો રિવાજ નથી. તે વિષે, તેજ પ્રમાણે દલપતરામને અમદાવાદમા મન ઠરવાનું ઠામ લાગેલ શુક્રવારે ચડતે પ્હોરે ભરાતી ભલી બજાર, ચીના તથા યુરોપીયન પ્રવાસીઓને તાજુબ કરનાર ધાર્મિક વરઘોડાઓ, વગેરે તથા ઉપર કહેલ વિગતો વિષે એક અલાહીદું પ્રકરણ જ આપી શકાત—આપવુ જરૂરનું હતું. રા. વિનાયક નન્દશંકરે "નંદશંકર જીવનચિત્ર"માં સુરતી લાલાં રહેલાણીઓનું જેવું ચિત્ર આપ્યુ છે, તેવી રીતે વહેવાર કુશળ અમદાવાદીઓ અને અમદાવાદની ઘરરખુ ગૃહિણીઓનો ચિતાર કાંઇક આપી શકાત. મકાનોનાં ખોખા,—સંસ્થાઓ વગેરેની પછવાડે માણસો રહેલા છે, એ ખ્યાલ સતત રહેવાની જરૂર છે. સત્યાગ્રહાશ્રમ જે અત્યારે "આખા

* ( જોવાલાયક સ્થળોનાં ચિત્રો તથા શહેરના નકશા સાથે- ) મૂલ્ય રૂ' ૨-૮-૦

તંત્રી અને પ્રકાશક રા. રા. શંકરરાય અમૃતરાય

વાઘેશ્વરની પોળ. રાયપુર—અમદાવાદ.

ભારતનું માત્ર સ્થાન થઇ પડેલ છે, તેના મકાનો વિષે જ ફક્ત ઉલ્લેખ છે આશ્રમવાસીઓ, તેમનો કાર્યક્રમ વગેરે ઘણી બાબતો વિષે જાણવાનું બાકી રહી જાય છે.

અમદાવાદના સ્થાપત્ય વિષેનો રા. ગજાનન પાઠકનો લેખ ટુંકો પણ પદ્ધતિસર છે. "જો આપણે સ્વભાષાની શિક્ષણની આવશ્યકતા સમજીએ તો સ્વકલાની જરૂર પણ તુરત જ સમજી શકીએ" એ શબ્દો અત્યારે ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે કારણ ઘણા વિચારકો હાલની પ્રવૃત્તિ એકમાર્ગી થઇ જવાનો ભય દર્શાવે છે અને તે તદન અકારણ પણ ન કહી શકાય. અમદાવાદના જેવા લાયક સ્થળો વિષે લખતાં લેખકે એક જ પ્રશ્ન ઉઠાવ્યો છે—"અંગ્રેજી રાજ્યે સ્થાપત્ય માટે શું કર્યું?" તેનો તથા તેવા અનેક પ્રશ્નોનો ઉત્તર એક કહેવતમાં આવી જાય છે. અંગ્રેજ વેપારી પ્રજા છે તે અહિં વેપાર કરવા આવેલ એટલે તેમનો દરેક વ્યવહાર નફા નુકસાનની ગણત્રીથી થાય. કાંઇ ઉપયોગમાં ન આવે તેવી મસીદો, તાજમહાલ, મીનારાઓ બાંધવાથી શો લાભ? માટે નવી ઇમારતો બાંધવાની વાત બાજૂએ મૂકો, અને જૂનીની દશા તેનીજ શબ્દોમાં જુઓ. તેમનું બુદ્ધિ ગૌરવ આજમખાનના મહેલને જેલ બનાવવામાં અને સીદી સૈયદની મસજીદની અંદર જ જગત્-અનુપમ જાળીઓને ઢાંકી દેતી કચેરી ચલાવવામાં પરખાઇ આવે છે. ભલું થજો લૉર્ડ કરઝન સાહેબનું કે જેની રાજકીય બુદ્ધિ ઉંધી હોવા છતાં શિલ્પ-રસિકતાએ હિન્દુસ્તાનમાં અન્ય મર્કટવેડાથી પીડાતાં સ્થળોની પેઠે આ મસજીદને પણ ખાલી કરાવવા—જેટલું મનોબળ વપરાયું. જો કે તેનું મનોબળ શાહીબાગના મહેલમાંથી કમીશનરનું રહેઠાણ હજી હઠાવી શક્યું નથી. એટલે ટોલ્સ્ટોયના શબ્દોમાં કહીએ તો 'અમારે તમારી મહેરબાની નથી જોઇતી. અમારી કાંધપર ચઢી બેઠા છો ત્યાંથી ઉતરો એ જ મોટી મહેરબાની જ છે.'

'અમદાવાદનો ઇતિહાસ' સુન્દરી સુબોધના તંત્રી અને ઇતિહાસના ખાસ અભ્યાસી રા. રામમોહનરાય જસવંતરાય દેસાઇએ લખ્યો છે. સ્વતંત્ર બાદશાહો અને મોગલ બાદશાહો નીચે આ શહેર કેવી આબાદ સ્થિતિમાં હતું તેનો તેમણે સુંદર ચિતાર આપ્યો છે. તેઓ લખે છે કે 'તેના મુખ્ય રાજમાર્ગો એટલા પ્હોળા હતા કે ત્હેમાં બળદની દશ ગાડીઓ એક સાથે ચાલી જઇ શકતી. ત્હેમાં ૧૦૦૦ પત્થરની બનાવેલી મસજીદો હતી. ત્હેના કારીગરો, ચિતારા, શિલ્પીઓ, વ્યાપારીઓ તથા સોની, લુહાર વગેરે આખી દુનીયામાં પ્રખ્યાત હતા. અમદાવાદ આખા હિન્દુસ્તાનમાં, અને કદાચ આખી પૃથ્વીના શહેરોમાં સહુથી ખૂબસુરત હતું. ૧૬૧૭ માં સર ટોમસ રો અને તેની સાથના અંગ્રેજો અમદાવાદ જોઇ બહુ પ્રસન્ન થયા. તે લખી ગયા કે 'આ શહેર વિલાયતની રાજધાની (તે વખતના) લંડન શહેરનો જેટલું વિશાળ હતું. રસ્તાઓ ઉપર મ્હોટી ઘટાવાળાં ઝાડ બન્ને બાજુએ આવી રહ્યાં. એશીયાખંડનાં ઘણાખરા શહેરો કરતાં અહિંનાં મકાનો વધારે સુન્દર હતાં. ૧૬૧૮ માં 'ચાલતી મરજીથી અફીણીઓ જહાંગીર બાદશાહ અમદાવાદ આવ્યો અને નવ મહિના અહિં રહ્યો. તે દરમીયાન શહેરની હાકેમી તેણે ત્હેની સુપ્રસિદ્ધ રાણી નુરજહાનને આપી હતી. આ સમયમાં એક વખત તેણે નુરજહાનને બળદની ગાડીમાં બેસાડીને પોતે ચાલી હાંકી હતી.'

"૧૬૪૪–૪૬ માં ઔરંગઝેબ અમદાવાદનો સૂબો હતો, ત્યારે શહેરમાં કાંઈ ધર્મની તકરારને લીધે હુલ્લડ થયું. તેથી ઔરંગઝેબે શાન્તિદાસે નવ લાખ રૂપીઆ ખર્ચીને બંધાવેલ ચિન્તામણીના જૈન દેવાલયની મૂર્તિઓ ભાગી નાખી, અને ત્હેમાં ગૌવધ કરી તે અપવિત્ર કર્યું. આ ઉપરથી જૈન કોમે શહેનશાહ શાહજહાનને અરજી કરતાં, પોતાના પુત્ર ઉપર અત્યંત નાખુશ થઈને તે જૈન દેવાલયને ત્હેની પુર્વ સ્થિતિ ઉપર લાવવા ત્હેણે ત્હેને હુકમ કર્યો હતો, તથા થોડા સમયમાં જ ઔરંગઝેબની ગુજરાતમાંથી બદલી કરવામાં આવી હતી."

ઉપર મરાઠી અમલ દરમ્યાનનો એક ટુકડો ઉતારીશું તે સમયે ચાડીઆઓનું જોર બહુ વધ્યું હતું. "એમ કહેવાય છે કે શહેરમાં ચાડીઆઓનું ટોળું એટલું મ્હોટું હતું કે એક વખત તેઓ બાર મણ દુધનો દુધપાક ખાઈ ગયા હતા."

ચેતન વિભાગની કેટલાંક પ્રકરણો તો સૂચિપત્ર અથવા 'નામોના હારડાઓ' જેવાં જ છે. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલે લખેલ "અમદાવાદનાં 'વર્તમાનપત્રો'નો વિષય મજેનો છે. જૂના વખતનાં વર્તમાન પત્રોનું તેમણે કરેલું વર્ણન રસુજી છે. તેમાંથી કેટલુંક જોઈએ.

પ્રાણશંકર બાપા નામના એક બડા ઉસ્તાદ નામાંકિત નાગર ગૃહસ્થ ખાડીયામાં રહેતા હતા. તેમને વિષે "અમદાવાદ વર્તમાન પત્રે" કાંઈક છાપ્યું, તેના જવાબમાં "બાપાએ" "ખબર દર્પણ" માં છપાવ્યું. પ્રત્યુત્તરમાં "વર્તમાનપત્રે" લખ્યું "હમણાં અમે આયુધ ને એક લુગડાની પેઠે પલાળીએ છીએ પછી બે માણસ અમે સામસામાં પકડીને આમળાશું કાલો ફાટે છે, કે તો તૂટે છે પછી સીકંચામાં નાખીશું, એટલે અધુરો પુરો થશે. અમે એ પ્રાણશંકરને ખબર આપવા માટે તેમને જણાવીએ છીએ કે પ્રાણશંકરને ખોદાનો બદગી કરવી હોય તો કરી લે, કારણ નીચોવવું શરૂ કરીશું."

"અમદાવાદ વર્તમાનપત્ર" નું પ્રતિસ્પર્ધી "સમશેર બહાદુર" હતું. તેમણે પોતાની લડતમાં એક બીજાના લેખકના નામ પાડ્યાં હતાં. સમશેર બહાદુરે સામાનું નામે ટચૂકડું કારીગર પાડ્યું, તો વર્તમાન પત્રે તેના લેખકનું નામ ટેકચંદસા પાડ્યું. સમશેર બહાદુરની ટીકાથી એક માણસ ટાંકામાં પડી મરી ગયો એવી ખબર બહાર આવવાથી તે નરમ પડ્યું. આ અરસામાં એટલે ૧૮૫૫ માં વર્તમાન પત્ર મરવા પડ્યું હતું. મરતાં મરતાં તે બોલ્યું હતું "લલ્લુભાઈ રાયચંદ (સ. બ. નો તંત્રી) આજકાલનું છોકરું, તે અમારે સાથે હામ ભીડ્યો, અને તે અમારા સામું લખાણ કરે છે." "વર્તમાન પત્ર"ની આ સમયની પડતી દશામાં સમશેર બહાદુરે લખ્યું કે "ઓ ભાગ વર્તમાન કાકા રે."

વ્યાપાર ઉદ્યોગનું પ્રકરણ લખનાર ગ. કેશવ હ. શેઠ છે. તેમણે મુખ્ય મીલ ઉદ્યોગ વિષે જ લખ્યું છે. અમદાવાદની પૂર્વકાળની જાહોજલાલીના કારણ રૂપ તેના અનેક ઉદ્યોગો વિષે તો ઇશારો જ કરવામાં આવેલો છે. અમદાવાદના જૂના વખતના ઉદ્યોગો દર્શાવવા તેમણે એક ગીત આપ્યું છે કે કેતના લખાણો, આઈને અકબરી અને મેજીસ્ટ્રેટ રોનો મચોટ સમગ્ર અને આંકડા વાળા પ્રમાણો મળી શકતાં હોય ત્યાં લગ્ન-ગીત જેવાં પ્રમાણોના આધારે અનુમાનો કરવાથી વિષયને પૂરો ન્યાય મળી શકતો નથી.* વળી અ-

* લેખકના આ અભિપ્રાય સાથે એકમત થઈ શકાતું નથી. સપ્રમાણ અન્ય ઉપર

લેખની ભાષા પણ કોઈ કોઈ સ્થળે ક્લિષ્ટ અને ગ્રંથગ્રથણ ભરેલી થઈ જાય છે દાખલા તરીકે "કાચું સોનું પકવતા ફળદ્રુપ ને રસાળ ગુજરાતનું પુરાતન એ પાટનગર, નિરંતર મનુકુળનો મળ ધોઈ દેહે ને દિન પાવન કરતી સાબરમતીનું તટ સૌન્દર્ય અને કર્મવીર ગાંધીજીનું આધુનિક તપોવન, અને નવાતાર આ ઉદ્યોગ નગરી તેનાં જરી પુરાણાં વિધ્યણોનું વર્તમાન યુગે કેવળ સ્વપ્ન જ નથી" તથા "અમદાવાદને સ્ટેશને ઉતરતા જ અહિંના કઇ કઇને કેટલી મીલોના ભૂંગળા, ઉંચી ડોક રાખી પ્રવાસીઓને નોતરી રહ્યા છે,' જેવા દીર્ઘ સૂત્રી તથા અર્થ હીન વાક્યો, તથા "ફુકડા" અને "પાનકોરનું નાકું' ને બદલ "પ્રભાતનો તપસ્વી" તથા પાનકુંવર નાકું" જેવા શબ્દોનો ઉપયોગ પણ અસ્થાને દીસે છે

અમદાવાદનો મુખ્ય ઉદ્યોગ મીલોનો છે રા શેઠ માને છે કે "નળના પગની પાનીમાંથી જેમ કળી પેઠો તેમ આ ઉદ્યોગ હિંદમાં પેઠો છે રા. શેઠને મીલ ઉદ્યોગ તરફ સદ્ભાવ નથી તેથી વિષયને તે ન્યાય આપી શક્યા નથી. મીલ ઉદ્યોગની કાળી બાજુ છે, પણ તેથી અમદાવાદની હાલની આબાદી મીલ ઉદ્યોગને લીધે જ છે એ વાત ખોટી ઠરતી નથી, અથવા તેનું મહત્વ ઘટતું નથી આગળ ચાલતા રા શેઠ લખે છે "પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે 'લોટરી' અર્થાત્ ફુલાન કામનો ઉદ્યોગ હિંદીઓ વટાવવાળા ભર યુવાનોમા આપી શકાય. અહિં રા શેઠ પાશ્ચાત્ય સંસ્થાની પ્રશંસા વિષે પોતે આગળ "એ ભઙ્કા તો પશ્ચિમના, પૂર્વના નહિ' એવું ભઙ્કામાનું વાક્ય લખ્યું છે તે ભૂલી જાય છે

રા૰ પુરુષોત્તમદાસ પટેલ અમદાવાદની હાલની ઉન્નતિના ખરા કારણો રજૂ કર્યા છે અમદાવાદની આર્થિક સ્થિતિ ગદર મનીઆમાં તદ્દન કફોડી થઈ ગઈ હતી તેમાંથી તેનો ઉદ્ધાર મુંબઈ બેંક અને પ્રથમ મીલ ઉભી કરનારે કર્યો. મીલો વધવાથી કામદારોની જરૂર પડી. તેમની સંખ્યા હાલ લગભગ પોણો લાખ થાય છે તેમને ખોરાક પુરો પાડવાનું કામ અમદાવાદને હાથ લાગ્યું મીલોનો નફો ઘણું કરીને અમદાવાદમાં રહ્યો. મીલોના માલને લગતી ચીજોનો વેપાર વધતા ઠામ ઠામ સ્ટોરની દુકાનો થઈ, અને અનેક કુટુંબોનો પુનરૂદ્ધાર થયો સાઠીના અરસામાં ઘણા ગાડીવાળા તા ઘણી ગાડી જ હતી ખરાબ ગાડી હતી ખરી, અને માત્ર આઠ દશ વીક્ટોરીઆ ભાડાના સોમરામ ફરવતા હતા, પણ તે બળ કર્તા તને મોટર આજે ગલીએ ગલીએ અને શેરીએ શેરીએ વિક્ટોરીયા, ટાંગરાવ અને મોટરો દોડાદોડ કરી મૂકે છે એ મીલ ઉદ્યોગને લીધે જ

અંતે આવું ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે પ્રકાશક અને લેખકોને ધન્યવાદ આપી વિરમીશુ



આધાર રાખવાની બાબતમા તો મતભેદ હોય જ નહિ, પરન્તુ લોકગીત, લોકકથા, વગેરે સાધનોનો પણ જૂની તવારીખની માહિતી માટે વિવેકપૂર્વક ઉપયોગ જરૂરનો છે

૧ રા૰ ફિરાવગીનો લેખ પણ આ ઉત્તમ પુસ્તકનો એક ઉપયોગી વિભાગ છે અને તેમાં કેટલીક જાણવાયોગ્ય હકીકત આવેલી છે, એ વાતનું–શબ્દપ્રયોગની યોગ્યાયોગ્યતાની ચર્ચાના–વિસ્મરણ નહિ થાય, એમ આશા છે

તંત્રી, સું. સુ

## पुस्तकशाळानी प्रसादीः

# ગુજરાતી સ્ત્રી-સાહિત્ય.

[ "**સ્ત્રી-સાહિત્ય**"* અનેક અર્થમાં વપરાય છે સ્ત્રીઓએ રચેલું—સ્ત્રીઓ માટે અથવા સ્ત્રીઓ સંબન્ધી રચાયલું—સ્ત્રીઓને ઉપયોગી અથવા સ્ત્રીઓએ વાચવા લાયક—ગદ્ય તથા પદ્ય. અહિં ત્હેનો ઉપયોગ "સ્ત્રીઓએ રચેલું" એટલા જ અર્થમા કર્યો છે

આ લેખમાં સુન્દરી સુબોધના જાન્યુઆરી, ફેબ્રુઆરી ( ૧૯૨૧ )§ના અંકમાં પ્રકટ થયેલ "નવા ગુજરાતની સ્ત્રીકવિઓ" માંથી થોડા ઉતારા લીધા છે આ ઉપરાંત ચોથી ગુજરાત સાહિત્ય પરિષદમાં રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળે આપેલ "જુના કવિઓ વિષેની હકીકત" માંથી ઉપયોગી માહિતી,—તથા ત્રીજી અને ચોથી ગુ. સા. પરિષદમાં બ્હેન સૌ. વિદ્યાગૌરીએ તથા ભાઈ રા. રા. [illegible]એ આપેલ "સ્ત્રી કવિઓ" સંબન્ધી નિબન્ધોમાંથી પણ જાણવા યોગ્ય હકીકત મળી છે, એ સર્વ લેખક મહાશયોનો હું આભારી છું

ગુજરાતી પુસ્તકો તથા પત્રોના સંપૂર્ણ [illegible]ના અભાવે આ લેખમા આપેલી સ્ત્રીલેખકોની નામાવલિ ઘણી ન્યૂનતા વાળી હોય, એમ સંભવિત છે પરંતુ આ પાછી માત્ર સ્વલ્પ અવલોકન જ છે એટલું ધ્યાનમા રાખવાની હું વિનંતિ કરૂં છું

રા. જ. ]

આપણી ભાષાના પ્રાચીન સંગ્રહોમા સ્ત્રીઓએ રચેલી કેટલીક સુંદર કવિતા જોવામાં આવે છે. એ કાળમાં થઈ ગયેલ પૈકી પાંચ છ સ્ત્રીકવિઓ ( મીરાબાઈ, ગવરીબાઈ, કૃષ્ણાબાઇ, દીવાળીબાઇ, રાધાબાઈ, અને પુરીબાઈ) નાં પદ તો સુપ્રસિદ્ધ છે, અને બીજી સન્નારીઓની કૃતિઓ પણ ધીમે ધીમે જણાતી થવા લાગી છે. એ સમયના ઘણા ખરા પુરૂષ લેખકોની પેઠે સ્ત્રીઓએ પણ ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યના વિષયોને લગતી જ કવિતા લખી છે. હાલ સુધીમા નીચે જણાવેલ સ્ત્રી કવિઓનાં પદ હાથ લાગ્યા છે

કૃષ્ણભક્તિ અને રામભક્તિ સંબન્ધી.

| | |
|---|---|
| મીરાબાઇ ( ઇ. ૧૪૯૯—૧૫૨૧. ) | દીવાળીબાઈ ( સં. ૧૮૭૭ ના અરસામા. ) |
| રતનબાઇ | રાધાબાઇ ( સં. ૧૮૯૦ ના અરસામા. ) |
| કૃષ્ણાબાઇ | પુરીબાઈ |

* સૌ. વિદ્યાગૌરી તથા સૌ. શારદાગૌરીએ અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રકટ કરેલ મહિલા મિત્ર નામના ઉપયોગી અને વાંચવાલાયક "વાર્ષિક"માંથી આ લેખનો ઉતારો કર્યો છે

§ જાન્યુઆરી-ફેબ્રુઆરી, ૧૯૨૧—એ અંકને ચાલુ વર્ષ ( એટલે ૧૯૨૨ ના સં. ) રૂપાનનો અંક માનવાનો છે ,આ વિશે આ અંકના આરંભમા કરેલી સૂચના જોવી.

ઉપતન્ત્રી, સુ. સુ.

| | | |
|---|---|---|
| સંતરામની સ્તુતિનાં. | | વેદાન્ત અને ઉપદેશને લગતાં |
| જમુબાઈ | તેજબાઇ | ગવરીબાઈ ( સં. ૧૮૧૫ ના અરસામાં ) |
| | | જેબાઈ ( સં. ૧૯૦૦ ના અરસામાં ) |
| જૈન ધર્મને લગતાં | | ઇન્દ્રાવતી. |
| રત્નબાઈ | યશોધરા | ઇચ્છાબાઈ |

ઇશ્વરભક્તિ સબંધી.

કુંવરબાઇ પાનબાઈ મગણીબાઇ સવરીબાઇ

આ ઉપરાત "કવિયણ" એ નામ ( તખલ્લુસ ? ) ધારણ કરીને કોઈ જૈન સ્ત્રી કવિએ સં. ૧૭૪૭-૭૫ ના અરસામા કેટલાક "રાસ" તથા "સઝાય" લખ્યા હોવાનું જણાય છે જનીબાઇની કવિતાઓ પણ છે

સ્ત્રીઓએ લખેલી જેટલી કવિતા મળી આવી છે, તેનો સંગ્રહ પણ બહુ મોટો થાય એમ તો લાગતું નથી, તથાપિ તે સાધારણ રીતે એ લેખિકાની ભાવના, સંસ્કાર, જ્ઞાન તથા ભક્તિની મર્યાદા અને એમની જીન્દગીના પ્રવાહોની ગતિ પણ, થોડે વધારે અંશે, દર્શાવે છે મીરાંબાઇના અલૌકિક રસ ઝરતાં કાવ્યો, ગવરીબાઈનાં જ્ઞાન સંસ્કારથી લચી પડતા મનોહર પદો, તથા કૃષ્ણાબાઈ અને દિવાળીબાઈની સ્ત્રીહૃદયનો પરિચય કરાવતી સરળ, મિઠી ગરબીઓ,—એ દરેકનુ સ્થાન આપણા સાહિત્યની ભૂમિ ગમે તેટલુ જૂદુ જૂદુ છે, તો પણ તે સઘળી સ્ત્રીકવિઓની જીવનઝરણીઓ, તેમના હૃદયતરંગો એક જ દિશામાં વહેતાં હતા, અને એકજ પ્રકારના વાતાવરણમા પોષાયાં હતા એમ તો સહજ પ્રતીતિ થાય છે

આપણા સ્ત્રીસાહિત્યમા ઉચ્ચ પ્રકારની કવિતા તો શ્રી મીરાંબાઈની જ છે, એમા શક નથી. આ સાધ્વીનું લગ્ન ચાર વર્ષની ઉમ્મરે મેવાડના મહારાણા સંગના એક કુમાર ભોજરાજની સાથે થયુ હતું પરતુ આ બાઇનું દિલ બાલ્યકાળથી જ ભગવાનની ભક્તિમાં લાગી રહ્યુ હતું આથી કેટલીક વિપત્તિઓ અનુભવ્યા પછી, એમણે સંસારનો ત્યાગ કર્યો અને પોતાનું સઘળું જીવન, આદર્શ વિશુદ્ધતાથી, શ્રીકૃષ્ણ સેવા તથા ભજન કીર્તનમાજ ગાળ્યું હતું એમનું પવિત્ર નામ આખા હિન્દુસ્તાનમાં ઘેરે ઘેર માન પામે છે કેટલાક શિષ્યો પણ એમની પાસે રહ્યા હશે એમ લાગે છે, કારણ કે "ભોજલપુરી" એ નામથી એક લેખક કવિતા લખી છે તે પોતાને શ્રી મીરાબાઇના શિષ્ય કહે છે

ગવરીબાઈ બાળવિધવા હતાં તે ડુંગરપુરના, અને કૃષ્ણાબાઈ વડનગરનાં નાગર સ્ત્રીઓ હતાં. એમની કવિતા મીરાંબાઈના કાવ્યોની પંક્તિમા તો ન મૂકાય પણ બીજી સઘળી, પ્રાચીન સમયની સ્ત્રીલેખિકાની કૃતિઓ કરતા ઉત્તમ છે, ગવરીબાઇને ગ્રંથોનો અભ્યાસ સારો હતો અને એમનાં પદોમા જ્ઞાન તથા પ્રસાદ સુંદર રીતે ઝળહળી રહે છે, વેદાન્ત જેવા કઠિન, શુષ્ક મનાતા વિષયને પણ તે મનોહર બનાવે છે કૃષ્ણાબાઇએ રચેલું "સીતાજીની કાંચળી" એ કાવ્ય સ્ત્રીઓમાં બહુ પ્રિય છે દીવાળીબાઇએ રામાયણના છૂટક પ્રસંગો લઇને કવિતા રચી છે, તે અને પુરીબાઇનું "સીતા મંગળ" તથા રાધા-

બાઈના ભક્તિના પદો પણ લોકોમાં જાણીતા છે. રત્નબાઈએ લખેલી "રેંટીયાની સઝાય" જે હજી અપ્રસિદ્ધ રહી છે, તે પ્રગટ કરવામા આવે તો કદાચ હાલના "રેંટીયા પ્રચાર" ના કાળમાં લોકો તરફથી સત્કાર પામે, એ સંભવિત છે

નવો જમાનો અર્થાત્ કેળવણીની નવી પદ્ધતિની શરૂઆત થયા પછી ઘણા વખત સુધી કોઈ સ્ત્રીલેખકની કૃતિ બ્હાર પડ્યાનું જણવામાં નથી. પણ ત્રીસેક વર્ષ ઉપર સ્વ. શ્રી હરગોવિંદદાસ ધ્રુવના "ચન્દ્ર" માસિકમા તથા તેજ અરસાની લગભગમા "સમાલોચક" પત્રમા સ્ત્રીલેખો પ્રકટ થવા શરૂ થયા હતા અન્યત્ર પણ હવે સ્ત્રીઓના લખાણો નજરે પડવા લાગ્યા હતા એક બ્હેને ડૉ. સ્માઈલ્સ કૃત "જાતમહેનત" (Self help) માંથી થોડા ભાગનું ભાષાન્તર કરીને તે "ઘર સત્તા" એ નામથી પ્રગટ કર્યું હતુ સ્ત્રીઓમાં જ્ઞાનનો ફેલાવો કરવાને માટે "સ્ત્રીબોધ" માસિક તો કેટલાક સમયથી બ્હાર પડતું જ હતુ, પરંતુ બીજું "સ્ત્રીમિત્ર" નામે માસિક પત્ર પણ એજ ઉદ્દેશથી આ અરસામાં પ્રકટ કરવામા આવ્યું અને કેટલોક સમય ચાલ્યું હતું સંસાર સુધારા મંડળ તરફથી આ પ્રવૃત્તિને સારૂં પ્રોત્સાહન મળ્યુ હતું અને વડોદરાનો કે.ન સાધક અધિકારી વર્ગ એ વગેરે સંસ્થાઓ પણ ભિન્ન ભિન્ન માર્ગે આવા જ ઉચ્ચ આશયથી કામ કરી રહી હતી.

તથાપિ સ્ત્રીલેખનની ખરી જાગ્રતિ તો ચાલુ સૈકાની શરૂઆતથી જ આરંભાઇ. કોઈ કોઈ સરકારી, વિદૂષી ભગિનીઓનાં, તે પ્હેલાં, લખાણો પ્રસંગોપાત જોવામા આવતાં ખરા, પણ એકંદર રીતે એ પ્રવૃત્તિમાં બહુ બળ દેખાતું ન્હોતું પરન્તુ હવે એને વધારે અનુકૂળ સમય પ્રાપ્ત થયો જણાયો આ જ અરસામા અમદાવાદની શ્રી બન્ધુસમાજે "સુન્દરી સુબોધ" માસિક પત્ર પ્રકટ કર્યું આ પત્રમા સ્ત્રી લેખના પ્રકાશને માટે વિશેષ અનુકૂળતા કરવામાં આવી હતી આ ઉપરાન્ત ત્હેને અંગે "સ્ત્રીલેખના ખાસઅંકો" પણ કેટલાક વખત સુધી પ્રકટ કરવામા આવ્યા હતા. અને એ સમયમા અન્ય સામાયિક પત્રોએ પણ એ રીતરિવાજને ઉદાર મહાપતા આપી સ્ત્રીઓના લખાણોને માટે સ્નેહ પૂર્વક સ્થાન કરવા માંડ્યું આથી સ્ત્રીલેખ સ્થળે સ્થળે દેખાવા લાગ્યા. આ શિવાય સ્ત્રીઓ તરફથી પણ (સુરત-વનિતા વિશ્રામનું) "વનિતા વિજ્ઞાન" તથા (ગ. સ્વ. શ્રી જમનાબાઈ સક્કૈનું) "સ્ત્રી હિતોપદેશ," એ પત્રો ઘણે અંશે સ્ત્રીસાહિત્યને પ્રોત્સાહન આપવાના હેતુથી જ પ્રકટ થવા લાગ્યા હતાં એટલે આ વખતથી સ્ત્રીલેખનની પ્રવૃત્તિએ સતતવાહી પ્રવાહનું આશાજનક રૂપ લીધું.

અત્યારે આપણી સાહિત્ય વાટિકામાં અનેક સાહિત્ય પ્રેમી, વિદ્યા વિલાસી, જ્ઞાન સંસ્કારવાળી બ્હેનો વિહરે છે ત્હેમની સર્વની કૃતિઓ કાંઈ એકસરખી સુન્દર, રસમય, આનન્દન હોય, એમ બનવે જ નહિં. તોપણ કેટલીક સન્નારીઓ સારૂં ગદ્ય તથા પદ્ય લખે છે, કેટલીક બાનુઓના લખાણુ લોકમા પ્રેમ અને મમતાથી વંચાય છે, કેટલીક બ્હેનોની કૃતિઓ પોતાનાં બાનુઓની ઉન્નતિ અર્થે માર્ગદર્શક બનવા લાગી છે, એમા શક નથી પરન્તુ આપણે અર્વાચીન સ્ત્રીલેખકોની કૃતિઓને સામાન્ય તુલનાની દૃષ્ટિથી નિહાળીએ, તે પ્હેલાં એક મહત્વની હકીકત ધ્યાનમા લેવાની જરૂર છે તે એ છે કે જૂના કાળના અને સાંપ્રત સમયનાં લખાણોના નિરીક્ષણની પદ્ધતિમા આસમાન જમીન જેટલો તફાવત સાધારણ રીતે જોતાં લાગશે પરન્તુ તે ભેદ વસ્તુસ્થિતિના ફેરફારને લીધે છે, અને તે

સર્વથા ઇષ્ટ જ છે કદાપિ ઇષ્ટ ન હોય તો પણ હવે બીજો માર્ગ જ નથી

આગલા વખતમાં એમ હતું કે "જે લખાયું તે સાહિત્ય" એ કાળની જનસમાજની કેળવણીની મર્યાદા ઘણી સંકુચિત હતી લેખકો થોડા થતા અને પ્રથમ જ લખતાં એ ખરું છે કે એ સમયે છાપવાનાં સાધનો નહિ,–પ્રકાશનની સગવડો નહિ, એટલે નાટક પ્રસિદ્ધિ માટે કાંઇ માગવાની વૃત્તિ ન થાય લેખકના હૃદયમાં કાંઇ લખવાની ઉર્મિ ઉદ્ભવ્યા વિના ત્હેને લખવાનું પણ કારણ ન્હોતું કારણ કે લેખક તરીકે જાણીતા થવાની અનુકૂળતા ઘણી જ ઓછી હતી એટલે લખેલ કાવ્યો અને તે ત્હેના સ્વજન અને પ્રેમીજનોને સારું લાગે તો તેઓ ઉતારી લે લખમાં કાંઇ સ્વરૂપ મીઠાશવાળું, મનોરંજક અગર ચિત્તવેધક લાગે, ત્યારેજ પ્રિય થાય, અને ત્હેની વધારે નકલો થઇ, લોકમાં પ્રચાર પામે. આથી સ્વાભાવિક રીતે દરેક લખાણની સારી ચાળવણી થાય, અને સંસ્કૃત કાળમાં આ અવસ્થાને લીધે ઘણાં ક્ષુદ્ર લખાણોને ફેલાવા અટકયો હશે. આમ આપણી ભાષામાં પણ નહિ બન્યું હોય એવું ન કહી શકાય, તથાપિ આપણા સામાન્ય લોકવર્ગમાં તે સમયે સંસ્કાર જ્ઞાનનો પ્રચાર પણ ઓછો હતો એમ તો ભાસ છે એટલે ગમે ત્હેવા પદ-ગમે તેવાં જોડકણાં પણ જો કર્ણપ્રિય હોય તો તે સત્કાર પામતાં હોવાં જોઇએ આથીજ—આપણા પ્રાચીન કાવ્યોમાં આપણે ઘણીવાર બહુ સાધારણ પંક્તિનું કવિત્વ જોઇએ છીએ. જો પુરુષોના સમ્બન્ધમાં આમ હોય, તો સ્ત્રીઓમાં કેળવણી ઘણી વધારે ઓછી જ હતી, તેથી એમની કૃતિઓને આ વાત વધારે લાગુ પડે, એમાં નવાઈ નથી

પણ હવે વસ્તુસ્થિતિ બદલાઇ છે, બદલાતી જાય છે આગળના સમયમાં ધર્મ, ભક્તિ અને વેદાન્ત (અથવા વૈરાગ્ય) ના વિષયોમાંજ જ્ઞાન અટક્યું એટલે કેળવણીનું કર્તવ્ય પૂર્ણ થયું મનાતું અને હાલમાં તે ઉપરાન્ત (અથવા ત્હેને બદલે) વિદ્યા વિજ્ઞાન તથા સાહિત્ય, ઇતિહાસ, આદિ વિષયોનું શિક્ષણ પણ સર્વને મળવા લાગ્યું છે, પહેલાં આપણા વાઙ્મયની પ્રવૃત્તિ બહુધા ભક્તિ જ્ઞાનના વિષયોમાં જ સમાપ્ત થઇ જતી, ત્હેને બદલે હવે અનેક વિષયો-વિવિધ દૃષ્ટિબિન્દુઓ લેખકની વિચારભૂમિમાં સરે છે આ સિવાય પ્રકાશનની સુગમતા પણ વધવા લાગી છે, તે એટલે સુધી કે વારવાર નિર્માલ્ય લખાણો પણ દૃષ્ટિગોચર થાય છે આથી "છપાયું એટલું સાહિત્ય" એવી માન્યતા–ગ્રાહકોને ગળે પણ–સ્વીકારી લેવાય તેમ નથી. ઘણું લખાય અને છપાય, ત્હેમાંથી શિષ્ટ, સંસ્કારી, આશાજનક લેખોની જ પસંદગી કરવી એ ફરજિયાત થવા લાગ્યું છે, અને આપણા સાહિત્યની પ્રગતિને ખાતર એ સ્થિતિ (તથા નિરીક્ષણ વૃત્તિ) ખરેખર આવશ્યકતાવાળું જ છે

નવીન ગુજરાતની મુખ્ય લેખક ભગિનીઓની નામાવલિ અહિં રજુ કરીછે, તે સંપૂર્ણ નથી અને સંપૂર્ણ હોઇ શકે પણ નહિ કારણ કે યોગ્ય સાધનોની ન્યૂનતા એટલી મ્હોટીછે કે સઘળી સાહિત્યમાં ભાગ લેનાર બ્હેનોના સત્પ્રયાસોનું સ્મરણ કરવું અત્યંત કઠિનછે તથાપિ હું આશા રાખું છું કે મહત્વના પુસ્તકોનો આપણી ભાષામાં ઉમેરો કરતાં સન્નારીઓમાંથી ભાગ્યેજ નામ આ યાદીમાં દાખલ કરવાં રહી ગયાં હશે.

(અપૂર્ણ.)

## ફુલવાડી.

# આરોગ્ય અને સામાજિક સેવા.

( વડોદરામાં ભરાયલા પ્રદર્શનને અંગે પ્રકટ કરવામાં આવેલી પત્રિકા માળા. )

( ગયા અંકથી ચાલુ )

---

## ૧. ઉપરાછાપરી બાળકોની વૃદ્ધિ

" ગૃહિણી ઘરનું નૂર છે, ગૃહિણી ઘરનું માન.
ગૃહિણી ઘરનું ઘરેણું છે, પેર ગૃહિણી વિનાનું સ્મશાન."

ઉપની કડીઓ વારંવાર બોલવામા આવે છે ખરી, પણ હજી તેની કીંમત બરોબર સમજાઈ જ નથી, કારણ કે જો સમજાઇ હોય તો આજે ૨૧-૨૨ વર્ષની તરૂણ, ઓને ૭ સાત છોકરામા લપેટાઇ ગયેલી અને કાયર કાયર થઈ ગએલી જોઇએ છીએ તેમ હોય નહીં।

**શારીરિક શક્તિનો નાશ.** ઉપરાછાપરી વર્ષે વરસોવર્ષ સુવાવડો આવ્યાથી શરીરની તમામ શક્તિનો નાશ થાય છે, અને ખરી તરૂણાવસ્થા વખતે સંસારમાં પોતાની ફરજો બજાવવાની પરિપક્વ બુદ્ધિ આવેલી હોય ત્યારે અને સંપૂર્ણ સુખનો અનુભવ લેવાની વખતે બિચારી છોકરાઓના વૃંદમાં વીંટાએલી ડોસી જેવી થઈ ગઇ હોય છે, એ શું ઓછું દયાજનક ચિત્ર છે?

**ટૂંકું આયુષ્ય.** ઉપરાછાપરી સુવાવડો આવવાને લીધે શક્તિઓ ઘણીજ ક્ષીણ થતી જાય છે શરીરને ટાઢપણ સહન કરવાની શક્તિ રહેતી નથી તેથી ચાલુ નબળાઈ અથવા ઉડતા રોગોના ઝપાટામા તે ઝટ આવી જાય છે

**ઉત્સાહ ભંગ.** આવી સ્ત્રીઓને કાંઇપણ ઉત્સાહ રહેતો નથી ગૃહિણી તરીકે 'પોતાની ફરજ' બરોબર બજાવી શકતી નથી. જો નોકર રાખવાની શક્તિ હોય તો તે સ્ત્રી કાંઇક સુખી હોય છે, પણ સામાન્ય સ્થિતિની સ્ત્રીઓને તો ઘણું જ સોસવું પડે છે પોતાની જંજાળ શિવાય દુનિઆમા આસપાસ શું શું પ્રવૃત્તિઓ ચાલે છે તે જાણવાને પણ ફુરસદ કે ઉત્સાહ રહેતો નથી

**સૌંદર્યનો નાશ.** નાનપણથી ઉપરા ઉપરી બાળકો થવાથી અને તેની ખટપટમા પડવાથી પોતાના શરીરની માવજત બિલકુલ લેવાતી નથી ગુજરા અશક્ત શરીર થઇ ગયુ હોય અને તેવા શરીરની યોગ્ય રીતે સંભાળ ન લેવાય તેથી જાણે લુંટી લીધી હોય તેવા તેનાં હાલ હવાલ થઇ જાય છે

**બુદ્ધિની મંદતા.**

ઉપરા ઉપરી બાળકોની કમનસીબ માતા જો કે બાળકો જના પહેલા ઘણી બુદ્ધિશાળી હોય છે તોપણ શરીર શક્તિ નાશ પામવાથી તથા ઉત્મા હનો ભગ થવાથી તેની બુદ્ધિ પણ ઝાઝુ કામ કરી શકતી નથી, જેથી પોતાના પતિને અથવા કુટુંબના માણસોને જરૂર વખતે સારી સલાહ આપી શકતી નથી આપણે તેઓને એમ બોલતી સાંભળીએ છીએ કે "મારૂ માથુ તો છોકરામાં ખવાઈ ગયુ છે !"

**નિર્માલ્ય બાળકો.**

શરીરની તથા મનની નબળી પડી જતી સ્થિતિમાં જેટલા બાળકો થાય તે તદ્દન નિર્માલ્ય બુદ્ધિના તથા શરીરે રોગીષ્ટ થશે કારણ કે માતા તરફથી તેને મગજનો કે શરીરનો કાંઇ પણ સારો વારસો મળ્યો હોતો નથી બાપના મગજ ઉપર પણ બેહદ બોજો રહે છે. સંખ્યાબંધ છોકરાને ઉછેરવા, કેળવવા, તેમને રસ્તે ચાડવા, એ શું ઓછો બોજો છે !

**ફરજોમાં પછાત.**

આવી સ્ત્રીઓ ફરજમા ઘણી પછાત પડી જાય છે કારણ કે તે પોતાના સંસારમાં એટલી ગુથ થઈ રહે છે કે કુટુંબ તરફની ફરજ અને પોતાના દેશ તરફની ફરજ, જેવી કે પરોપકાર વીગેરે કાંઇ પણ કામમાં તેનાથી આવી શકાતુ નથી જીંદગી માત્ર સંતાન ઉત્પન્ન માટે જ સરજી હોય તેમ નાના નાના છોકરા એકઠા કરી (ઉછેરે) તેને નમાયા કરી કાંઇપણ સુખ ભોગવ્યા વગર બિચારી રસ્તે પડી જાય છે.

**કમનસીબ બાળકો.**

આવા આવા અગમ્ય બનાવો બનવાથી માતા વગરના સેંકડો બાળકો રઝળતાં થાય છે તેઓ યોગ્ય અને ઉંચી કેળવણીના અભાવે ગમે તેમ ઉછરીને મોટા થાય છે અને કાંઇ પણ ગરજ સારના નથી તેથી તે બાળકોને તથા આપણા દેશને કેટલું સહન કરવુ પડે છે તે આજે કોઇથી અજાણ્યું નથી જ

**અટકાવવાના ઉપાય.**

દરેક બાબતમાં મિતાચાર એ મોટુ શસ્ત્ર છે બાળકના જન્મ પછી અમુક મહિના સુધી બ્રહ્મચર્ય સખત પાળવુ, એ ધર્મ ગણાવો જોઇએ મનનો નિગ્રહ શીખવો જોઇએ એકાન્તનો પ્રસંગ લાવવો ના જોઇએ. મનોબળ કેળવવા માટે સારૂં વાચન, સારી કસરત, શારીરિક મહેનતનું કામ, સારી ઉચ્ચ સોબત, એનું ગ્રહણ કરવું અને મનને ઉશ્કેરે એવા તામસી ખોરાક, શૃંગારી વાચન, નાટકો, સીનેમા, અશ્લીલ વાર્તા, ખરાબ સોબત–એ સર્વનો ત્યાગ કરવો જોઇએ. મગજમા સતત સારા સંસ્કાર રહે એવાં શ્રવણ, મનન, વાચન રાખવા

## ૭. એક વર્ષની અંદરનાં બાળકનું આરોગ્ય.

બાળકના આરોગ્યનો મુખ્ય આધાર તેના શરીરનો બાંધો તથા ઉછરવાની રીત પર રહેલો છે, માટે દરેક સ્ત્રીએ માતા થતા પહેલાં બાળકને ઉછેરવા સબંધી સારૂં જ્ઞાન મેળવવું જોઇએ

**માતાનું દુધ** — બાળકને વધવાનો મુખ્ય આધાર તેની માતાનું દુધ છે, તેની બરોબરી કોઈ પણ જાતનો બનાવટી ખોરાક અથવા દુધ કરી શકતું નથી માટે માતાની ફરજ છે કે પોતાની તબિયત ઘણીજ સંભાળીને તંદુરસ્ત દુધ બાળકને આપવું અને પોતાના જ દુધથી બાળકને પોષવું.

**તાજું દુધ** — કેટલીકવાર કમનસીબે માતાથી ક્ષય જેવા વ્યાધિને લીધે અથવા કોઈ બીજા કારણને લીધે પોતાનું દુધ આપી શકાતું નથી ત્યારે બનાવટી (બીજા ઈંગ્લીશ) ખોરાકો કરતાં જનાવરનું તાજું દુધજ આપવું તે એકલું આપતાં ભાર પડે છે તેથી તેમાં પાણી મેળવીને આપવું અને તે પાણી ઉમરના પ્રમાણમાં નાંખવું. કેટલું પાવું તે બાળકના શરીરના બાંધા પર આધાર રાખે છે તેથી માત્ર દુધ અને પાણીનું પ્રમાણ જાણવું પણ બહુ જરૂરનું છે.

પહેલા મહિનામાં—ત્રણ ચમચા પાણી, ૧ ચમચા ગાયનું તાજું દુધ મીઠાશને માટે સ્હેજ સાકર નાખવી.

બીજા મહિનામાં—બે ચમચા પાણી, ૧ ચમચો દુધ, જરૂર પ્રમાણે સાકર.

ત્રીજા મહિનાથી તે છઠ્ઠા મહિના સુધી—અડધું દુધ અને અડધું પાણી અને પછી પાણી ચમચે ચમચે ઓછું કરતા જવું અને છેવટે એકલું દુધ આપવું.

દુધ અને પાણી સાથે ન ઉકાળતાં બન્ને જુદાં જુદાં ઉકાળવાં (દુધ વણ ઉકાળવું નહી કારણ કે તે વધારે ઉકાળવાથી ભારે પડે) અને ખપ પ્રમાણે મેળવીને થોડું થોડું પાવું.

**નવરાવવું** — આપણા ગરમ દેશમાં ટાઢી ઋતુ સિવાય દરરોજ નવરાવવાની જરૂર છે, અને આપણી નવરાવવાની રીત પણ પશ્ચિમના દેશો કરતા જુદી છે આપણા દેશમાં બાળકને પગપર સુવાડીને કાંઈ ચીકાશવાળો પદાર્થ ચોળી નવરાવે છે તે ઘણું સારૂં છે કારણ કે શરીર પર તે મસળવાથી શરીરની ગરમી વધે છે અને ઓળામાં કે પાટલા પર એકજ સ્થિતિમાં બાળક સુઈ રહેવાથી અવયવો સુસ્ત થઈ ગયા હોય તેમાં સ્ફુર્તી આવે છે.

**બાળકને કપડાં** — બાળકને કપડાં ઋતુ પ્રમાણે ગરમ તથા ઝીણાં પહેરાવવાં. બાળકના શરીરના પ્રમાણમાં કપડાં મોટાં રાખવાં, કારણ બાળક હાથ હલાવે એજ તેની કસરત છે માટે અવયવો હલાવવામાં કાંઈ રોકાણ થવું જોઈએ નહીં અને શરીરને ખીલવામાં કાંઈ પણ હરકત આવે એવાં હોવા જોઈએ નહિ.

**બાળકને હવા.** — હવા ઘણી અગત્યની ચીજ છે માટે ખોરાક જેટલીજ હવાને માટે પણ કાળજી રાખવી. બાળકનું પારણું પહેલાથીજ શરીરપર સીધો પવન ન લાગે તેમ બારી પાસે રાખવું બાળકને જન્મથીજ ખુલ્લી હવાની ટેવ પાડી હશે તો તેને શરદી લાગી જવાની બીક ઘણીજ ઓછી થઈ જશે અને ફેફસાં મજબુત થઈ સસણી, દમ, એવા જાતીના વ્યાધિથી બાળક અળગું રહેશે, તેમજ ખુલ્લી હવાથી બાળક આનંદી અને સતેજ બુદ્ધિનું થશે.

**બાલકને દવા.** બાલકને નાની ઉમરથી દવાની બીલકુલ ટેવ પાડવી નહિ. તબીયત બેચેન જણાય તો હલકો જુલાબ આપવો તથા ખોરાકમા ફેરફાર કરી દેવો, પણ દવાની પ્રકૃતિ પડી જવા દેવી નહિ. વારંવાર દવાની ગદદથી તબીયત સારી કરવાથી કુદરતી શક્તિઓ શિથિલ થઇ જાય છે અને બાળકનો બાંધો નબળો પડી જાય છે

**બાલકને રમકડાં** બાળક બેસતા શીખે એટલે તેની પાસે નુકશાન ન કરે એવાં નરમ અને હલકાં રમકડા આપવાં રમકડા વગર એકલું સુનું બેસવા દેવું નહિ, કારણ કે રમકડાંની આકૃતિઓ તથા રંગ જોવાથી તે બાળકની કેળવણીની શરૂઆત થાય છે, અને બાલક કજીઆખોર થતું નથી.

## ૮. બાળકની જીંદગી બચાવો.

### બાળકનુ મરણપ્રમાણ

હિંદુસ્તાનમાં બાળકોનું મરણપ્રમાણ ઘણુ ભયંકર છે મુબાઇમા ૧૮ મહિનાની ઉમરનાં બાળકોનુ મરણપ્રમાણ સકડે ૫૦ ટકા હોય છે, અને તેથી જ બાળકો માટે મુબાઈ શહેર નહીં પણ સ્મશાનભૂમી છે, એમ કહેવાય છે

હિંદુસ્તાનના બીજા શહેરોની સ્થિતિ મુબાઈ કરતા કાઇ વિશેષ સારી નથી. વડોદરા શહેરમા પણ દર સો બાળકમાથી ૪૦ બાળકો એક વર્ષની ઉમરે પુગે તે પહેલાં મરણ પામે છે આ સ્થિતિ ઘણી જ ભયંકર ગણાય.

પણ પુરતી કાળજી રાખવામા આવે તો આમાંથી ઘણાની જીંદગી બચાવી શકાય તેમ છે. દાખલા તરીકે બસો વર્ષ ઉપર ઇગ્લંડમાં પણ આવી જ દશા હતી, અને ત્યાના બાળકનું મરણપ્રમાણ પણ એટલુ જ ભયંકર હતું પરંતુ હાલમા ત્યાં આગળ બાળકોનું મરણપ્રમાણ દર સેંકડે ફક્ત ૧૦ નુ આવે છે. શા માટે હિંદુસ્તાનમાં પણ બાળમરણના પ્રમાણમાં ઘટાડો ન કરી શકય?

### બાળમરણનુ મુખ્ય કારણ.

બાળકના મરણની આ ભયંકર સંખ્યાનું અને મુવેલાં જન્મેલાં બાળકનું એક મુખ્ય કારણ પ્રસવ કરાવવા આવતી અનઘડ દાઇની અજ્ઞાનતા છે

જો શિક્ષિત દાયણને પ્રસુતિ વખતે કામે લગાડવામા આવે અને જ્યાં જરૂર જણાય ત્યાં વેળાસર તબીબી મદદ લેવામા આવે તો મુવેલાં જન્મેલાં બાળકની સંખ્યા ઘણી જ ઓછી થાય એમાં કાંઇ શક નથી.

ધનુર્વા, જન્મ્યા પછી આવતો તાવ, કોગળિયુ, (કોલેરા), ઝાડાનો રોગ, મરડો, શરીરનું ગળાઈ જવુ, શિતળા અને ગોવરૂ,—એ ઉપરાંત ક્ષય, વરાધ અને રતવા તથા રીકેટ (હાડકાનું નરમ થઇ જવુ) અને અપચાથી પણ બાળક મરે છે, અથવા હમેશનુ દુખી થઇ પડે છે

જન્મ્યા પછી થોડા વખતમા ઘણા બાળકો ધનુર્વા અને સખત તાવથી મરી જાય છે તેનું કારણ એ કે અજ્ઞાન દાઇઓ ગંદી કાતર અથવા છરીથી નાળને જમીન ઉપર મુકીને કાપે છે તેથી તેની ડુંટી ઉપર સોજો આવેલો હોય છે, હવે તમેજ વિચાર કરો કે

આવી જમીન પર લોકો ગંદા પગે અને મેલા જોડા પહેરી ફરે છે અને તે પર કેટલી ધુળ હોય છે ? અને આવી રીતે જતુઓ બાળકનાં શરીરમા જાય તેમાં નવાઇ શી ? શિક્ષિત દાઇ હોય તો આ પ્રમાણે ન થાય

### કોલેરા.

કોગળીઆ ( કોલેરા ) નુ દરદ હાલમા દર વર્ષે દેખા દે છે તેમાં પણ જ્યારે કોઇ કુટુંબમાં આ દરદ લાગુ પડે તો નાના બાળક સપડાયા વગર રહેતા નથી, અને આ દરદથી બચી શકતા નથી.

### ઝાડાનો રોગ.

આ દરદ બાળકમા વારંવાર જોવામાં આવે છે

### દરદો અટકાવી શકાય તેમ છે.

હવે આપણે આગળ કહ્યુ છે કે પૂરતી કાળજી રાખવાથી ઘણાં બાળકની જીંદગી આપણે બચાવી શકીશુ.

### દરદોનુ પહેલુ કારણ–ખોટો ખોરાક.

આ દરદો ખોટો ખોરાક અથવા જતુઓ, એ બે કારણને લીધે થતાં હોય છે,

### બાળકનો ખરો ખોરાક—માનુ દુધ.

પહેલા થોડા મહિના સુધીનો બાળકનો ખરો ખોરાક તો માનુ દુધ છે જો માની હાલત સારી હોય તો તે બાળકને ધવારી શકશે એટલુ જ નહીં પણ એમ કરવાની તેની ફરજ છે આવા કુદરતી ખોરાકથી બાળક તંદુરસ્ત થતું જશે

બીજી જાતના દુધ ઉપર ઉછરતાં બાળકનુ મરણપ્રમાણ માના દુધ ઉપર ઉછરતાં બાળકોના મરણપ્રમાણ કરતા ઘણું વધારે હોય છે આ ઉપરથી જોશો કે માનુ દુધ એજ બાળકનો કુદરતી અને સૌથી સારો ખોરાક છે

પણ જો માને દુધ આવતુ ન હોય તો શુ કરવુ ? આ તો નિર્વિવાદ છે કે જો માનું દુધ બાળકને ન મળી શકે તો ગાયનુ અથવા બકરીનુ દુધ વાપરવુ.

### માના દુધ સિવાયનો ખોરાક.

ઘણુ મોટે ભાગે બકરીનું અથવા ગાયનુ દુધ વાપરે છે બાળકની હોજરી આવુ દુધ પૂરતા પ્રમાણમાં પાણી સાથે મેળવવાથી હજમ કરી શકશે, પણ બાળકની હોજરી (જઠર) દહિ પણ દાળ, ભાત, જેવી સખ્ત વસ્તુ હજમ કરી શકશે નહીં આવો તમામ ખોરાક અકુદરતી છે અને તેથી જ બાળકો માર્યા જાય છે.

### બાળકનો અકુદરતી ખોરાક.

ચોખા, લોટ, વિગેરેમા અમુક સ્ટાર્ચ ( ખેળ ) નામનો પદાર્થ હોય છે, તે પદાર્થ બાળક નવ મહિનાની ઉમરનું થાય નહિ ત્યા સુધી કદિ પણ પચાવી શકશે નહીં. તેથી કોઇ બાળકને દુધને બદલે એવો ખોરાક આપવો નહિ; અને જો આપવામા આવશે તો સખત દુખાવો થશે, બાળક ગભરાઇ જશે અને આખો વખત રડયા કરશે તે નવ મહિનાનું થયા પછી પણ જો ખોરાકમા સ્ટાર્ચ ( ખેળ ) આવે તો, આપવાનું સલાહ ભર્યું નથી, યાદ રાખવું કે બાળક બે વર્ષનુ થાય ત્યા સુધી તેનો મુખ્ય ખોરાક દુધ છે. ( અપૂર્ણ. )

## વાર્તા લહરી.

# મેના.

લેખક: શ્રીયુત મહાશંકર ઇન્દ્રજી દવે

તેનું નામ હતું મેના. મધુર અવાજથી જ્યારે તે પોતાનો કંઠ ખુલ્લો મૂકતી, ત્યારે એમ જ લાગતું કે તે આ લોકની નથી, પણ રૂપભ્રષ્ટ અપ્સરા જ છે. તે પોતાના પૂર્ણિમાની રૂપેરી ચાંદની જેવા રૂપથી ઘરને પ્રકાશિત કરી રહી હતી.

મારૂં ઘર તેના ઘરથી બહુ દૂર નહોતું. સવારે ઓફિસમાં જતી વખતે અને સાંજે આવતી વખતે તેના ઘર ભણી નજર કરતાં તે બારીમાં ઉભી ઉભી કંઇ વિચાર કરતી જણાતી હતી. તેનું પૂર્ણિમા સમાન મુખડું મારા હૃદયસાગરમાં ભરતી આણતું, મારો હૃદયનો ઉભરો તેના તરફ ઉછળતો. પણ કુદરતમાં બને છે તેમ ચંદ્ર અને ભરતીનો હૃદય મેળાપ થતો જ નહિ. તેમ કરવાનું ધ્યાન પણ રહ્યું નહોતું.

એક દિવસ સાંજરે હું ઓફિસેથી ઘેર આવતો હતો. શ્રાવણ માસ ચાલતો હતો. આકાશ ઘનઘોર થઈ ગયું હતું. વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો. વખતો વખત વીજળીના ઝબકારા થતા હતા, મેઘગર્જના નબળી છાતીવાળાને ડરાવતી હતી. હું આખો દિવસના હિસાબી કામથી કંટાળી નિરાનંદ ચિત્તે ઘર તરફ આવતો હતો. આ સમયે એક અવર્ણનીય શોકની છાયા મારા હૃદયપર ફેલાઇ રહી હતી. એ શોક શાનો હતો તે હું ધારી શકતો નહોતો. મારૂં મન કોણ જાણે શાથી બેબાકળું બની ગયું હતું, અને આજુબાજુની નિરાનંદ પ્રકૃતિની છબી અંતઃકરણમાં ઉતારી રહ્યું હતું. મેનાનું મકાન રાજમાર્ગપર જ હતું. ત્યાંથી મારૂં ઘર દશેક હાથના અંતર પર હતું. હું મેનાના ઘર પાસે આવ્યો, રોજના અભ્યાસ મુજબ મેં મેનાનું વદન જોવા માટે ઉંચી નજર કરી, પણ આ શું? ત્યાં તો કોઈ નહોતું. મારા હૃદયની ગ્લાનિ વધી અને આજ અસાધારણ સાહસિક વૃત્તિથી હું લથડતે પગલે મેનાના મકાનના પગથિયાં ચઢવા લાગ્યો. નિસરણીપર જઇ બારણું ઠોક્યું. થોડી જ વારમાં બારણું ઉઘડ્યું. મેનાના મુખપર ફિક્કાશ ફરી વળી હતી. મેં પૂછ્યું 'મેના શી ખબર છે?'

"એમનું શરીર જરા બગડ્યું છે" મેનાએ દીને અવાજે કહ્યું.

"શાંતિરાયનું? શું થયું છે?" મેં લગાર નવાઈ પામી પૂછ્યું.

મેના રડી જવા જેવા સ્વરે કહેવા લાગી, 'રમણીકભાઈ, આભ ફાટ્યું હોય ત્યાં થીગડું કેમ દેવાય?"

'મેના, એમ નિરાશ શામાટે થાય છે, માણસની જિંદગી કંઈ સાઠ-પાંસઠ વર્ષમાં પૂરી થવી જ જોઇએ, એવો કંઈ નિયમ નથી. ધીરજ રાખ." મેં આશ્વાસન આપ્યું.

મેનાનું ગળું ઝબાયું, તેણે લથડતા સ્વરે કહ્યું, "ભાઈ, હવે આશા નથી."

હું ગભરાયો. શાન્તિરાય જ્યારે સાઠ વર્ષની ઉંમરે ચૌદ વર્ષની મેના સાથે પરણવા તૈયાર થયા હતા, અને મેનાના માબાપ પણ દશ હજાર રૂપીઆ લઇ મુંબાઇના આ લક્ષ્મીપતિ શેઠીઆને પોતાની રૂપવાન દીકરી પરણાવવા તૈયાર થયા હતા, ત્યારે તેના માબા

પતે સમજવામાં મે કંઈ બાકી રાખ્યુ નહોતુ મેના મારી બાળ સહચરી હતી, અમે બન્ને સાથે જ રમ્યા હતા. હું તેના કરતા પાંચેક વર્ષે મોટો હતો. મારા પિતાની સ્થિતિ એકંદર રીતે ઠીક હતી તોપણ ભણી રહ્યા પછી મે મુંબાઇમાં એક યુરોપિઅન કંપનિમા નોકરી લીધી હતી. તકદીરના જોરે એમદ એ વર્ષમા મે મારા માર્ગમાં એવી તો ગમ્મતા મેળવી કે કંપનિના કેશિઅરની જગ્યા રૂપીઆની નોકરી મારા હાથમા આવી. મેના પણ પરણ્યા પછી મુંબાઇ જ રહી હતી દીકરી કરતા રૂપીઆ વધુ ગણનાર માબાપનુ મો જોવાની પણ તેની ઇચ્છા નહોતી તેને અહીં પણ કોઇ વાતની મુંઝવણ નહોતી તે અઢળક દ્રવ્યની અધિકારિણી હતી વૃદ્ધ વરની સ્ત્રી હોવાથી શાન્તિરાય પણ તેને બહુ ચાહતા, પરંતુ કેવળ સુખની વાતોથી નારી જાતિનું મન રંજન થાય ખરું કે? તેમાં પણ મેના જેવી બુદ્ધિશાળી રમણી તો રાગીણી કે ખોટાં માનની ભૂખી ન હોય. તેને તો જોઇએ હૃદયનો પ્રેમ!

મે કહ્યું, 'મેના, તારાં માબાપને સમજાવવાને બાકી રાખ્યુ નહોતુ પરંતુ તેઓ તો દસ હજાર રૂપીઆને જ વળગી રહ્યા—

મને બોલતો અટકાવી મેનાએ કહ્યું, "રમણિક, જવા દે એ વાત ગમે તેમ તોયે તે માબાપ છે, તેના પ્રત્યે હું કૃતઘ્ન થવા ઇચ્છતી નથી લલાટમા લખેલા લેખો એ બિચારા કેવી રીતે ભૂંસી પાડી શકે? એ તો નિમિત્ત રૂપ થયા એેનો શો દોષ?"

હું ઓરડામા ગયો શાન્તિરાય પલંગપર સૂતા હતા શ્વાસ ધીમો ધીમો ચાલતો હતો લાખી સફર કરી વિશ્રાંતિ લેતુ એન્જિન જેમ ધીમે ધીમે સુસવાટા કરે તેમ શાન્તિરાય ધીમે ધીમે શ્વાસ લેતા હતા મે પૂછ્યુ કાકા, કેમ છો? તેમણે ધીમેથી મારા સામુ મો ફેરવી કહ્યુ, "કોણ રમણિક? ઠીક છે ભાઇ, છાતીનુ દરદ બહુ છે ક્યારે જિંદગી જશે તે કહેવુ મુશ્કેલ છે ડોકટરો આશા તો આપે છે ખરા."

મે કહ્યું "બધા સારા વાના થઈ જશે. ચિંતા ન કરશો" થોડી વાર બેસી હું ઉઠયો જતાં જતા મેનાના અનિંદ્ય સુંદર નવધર કાન્તિ તરફ જોઇ મે ઉંડો નિસાસો મૂકયો

૨.

રાતના અગિયાર વાગ્યા હતા. હજુ વરસાદ વરસતો હતો. ગાઢના અંધકારે ભીષણ સ્વરૂપ ધારણ કર્યું હતું વીજળીના ચમકારા ભૂતના ભડકાની પેઠે ભયાનક જણાતા હતા, મુંબાઇના રસ્તાઓપરનો ઘોંઘાટ બંધ પડી ગયો હતો રસ્તાપર ફક્ત કોઇ એક્કલદોકલ માણસ આવતું જતું હતું બધુ સૂનકાર બની ગયુ હતુ વરસાદના અવિરામ ધ્વનિ સિવાય નહોતો થતો બીજો કાંઇ શબ્દ પણ!

એક ભયંકર ગડગડાટે મારી ઊંઘ ઉડાડી નાખી હું ચમકી પથારીપર બેઠો થઈ ગયો બારીમાથી માનવ-શૂન્ય રસ્તાપર જોઇ રહ્યો એવામાં અચાનક બારણું ઠોકાયુ બાર બાની ફાટમાથી ફાનસનુ અજવાળુ આવતું જણાયુ મે બારણા ઉઘાડ્યા બારણા ઉઘાડતાં જ મેનાના ચાકર રામદીને કહ્યુ "આપને શેઠ યાદ કરે છે આટલી રાત્રે!—હુ

વિચારમાં પડયો મારા મગજમા કઇને કઇ વિચારો આવી ગયા તરત જ લુગડા પહેરી, ગમદીન સાથે ચાલ્યો.

ધીમે ધીમે મેનાના મેડાની નિસરણીપર ચડયો ગમદીન બાગળે ઉભો રહ્યો. બારણાં બોગેડા વટાવી હું મેનાના ખાનગી ઓરડા પાસે આવી પહોંચ્યો. તેની પાસેના ઓરડામા શાન્તિરામનું શયનગૃહ હતુ એ શયનગૃહના બારણાં આગળ આવતા જ મારા કાનપર તીવ્રના શબ્દો અથડાયા •

"મેના ! મને તારૂં રૂપાળુ મુખડુ પેટ ભરી જોવા દે હવે હું થોડાકજ કલાકોનો મેમાન છુ, હા !–ડૉકટરો ભલેને બોલતા કે હું સાજો થઇશ, પણ મને તો ખાત્રી થઇ ચૂકી છે કે હવે મારી આ મુસાફરી ખતમ થઇ છે મરતી વખતે—મને લાગે છે કે આ મારી છેલ્લી ગત કે—મને એટલું જ લાગી આવે છે કે મે તારા યૌવનને ધૂળમા મેળવ્યું અને એજ વિચાર થાય છે કે હવ તારૂં શુ થશે ? જૂની સ્ત્રીઓના છોકરાં છતાં મે ફક્ત મારી વાસનાની તૃપ્તિ માટે જ તારૂં જીવતર બગાડયુ, અને એ વાસના પૂરી કરી ત્યારે હું સ્પષ્ટ જોઇ શકયો કે મૃગજળના ઝાંઝવાની માફક એ વાસના ક્ષણિક હતી હુ જોઇ શકયો છુ કે પ્રેપણની વાસના ક્ષણિક હોય છે એ ક્ષણિક વાસનાની ખાતર મે તારૂં બલિદાન લીધુ—'

"મારા નાથ, બલિદાન લેવાનો તમારો અધિકાર છે, તે ખાતર તમે લગારેય પસ્તાવો ન કરતા. વધુ ન બોલતા શાંત થઇ જાઓ ડૉકટરોના વચનોપર વિશ્વાસ રાખો. હમણાં જ રમણીક આવી પહોચશે, એટલે હું તમને ઉઠાડીશ."

હુ તરત જ ઓરડામા દાખલ થયો મેના જરા દૂર બેઠી શાન્તિરામ પાસે જઇ મે પૂછ્યુ, "કાકા, કેમ છે ? મને શામાટે બોલાવ્યો છે ?"

શાન્તિરામે ધીમેથી જવાબ આપ્યો ' આવ, ભાઇ, અંતકાળે તારા કરતા વધુ વિશ્વાસપાત્ર માણસ બીજુ કોણ છે ? બેસ ભાઈ, મારા દિવસો તો હવે ખૂટયા અતકાળ વખતે મારે તને થોડી વાતો કહેવાની છે મેનાની સંભાળ લેનાર હવે તારા સિવાય બીજુ કોઈ નથી તુ જાણે છે કે મે મારી બધી મિલ્કતનું વિલ કરેલ છે મેનાના નામથી પચાસ હજાર રૂપીઆ મેં મુબાઇ બેંકમા મુકયા છે હું જાણુ છું કે માના દીકરાઓ તે મિલ્કત હાથમા લેવાની મહેનત કરશે, પણ તુ તેની સંભાળ રાખજે

મે કહ્યું, "કાકા, આટલા બધા ગભરાઓ છો શા માટે ?'

"શા માટે ન ગભરાઉં ?–દુનિઆમા આવી મેં શું સારૂં કર્યું છે કે ન ગભરાઉં ? ચચ્ચાર બાઇડીઓ કરી છતા મારૂ મન મેનામા લાગ્યુ, અને છેવટે તેને રઝળતી મૂકી ચાલ્યો જાઉં છુ એ શું મારા ગુના વગર બન્યુ છે ? જિંદગીના રંગમા મે મરણનો કિનારો ન જોયો. જ્યારે મેનાને મે પ્રથમ જોઈ, ત્યારે મે શુ ધાર્યું હતું ? કેવળ વિલાસ, કેવળ સુખ સિવાય મને બીજુ કઇ જણાયુ નહોતું મે મારા સુખને માટે ગરીબ મેનાની જિંદગી બગાડી.'

આકાશમા મેઘ ગર્જના થઇ શાન્તિરામનું બીક અંતઃકરણ ધ્રુજી ઉઠયુ તેની આંખોમા આંસુ ઉભરાયા, તે સાથ તે અવાજે બોલ્યા "રમણિક, મૃત્યુની ઘોર ગર્જના હું દૂરથી સાંભળુ છુ વૈતરણીના પાણી મારાથી દેખાય છે ?' બબડતો આમ શાન્તિરામ રાડતે જોઇ

ગયા હોય, તેમ જોઇ રહ્યા તેની આંખોમા પાણીનાં પૂર વહેવા લાગ્યા તેની જીભ ટૂંકી થવા લાગી, છાતી ધડકવા લાગી, મહા મુશ્કેલીએ ધીમે અવાજ કાઢ્યો, "હવે થયું, મેં નહોતું જાણ્યું કે આટલી થોડીવારમા મરણ આવશે. ભાઇ, મેં તને બોલાવ્યો, ત્યારે પણ આમ ધાર્યું નહોતું.. હવે જવા સિવાય કંઇ છૂટકો છે?" એક જબરો આચકો આવ્યો. શાન્તિરામની જીભ લથડવા લાગી તે લથડતી જીભે બોલવા લાગ્યા, "મેના, મે.. ના.. !" મેનાએ પાસે આવી તેના કપાળપર હાથ મૂકી કહ્યું, "શું છે મારા નાથ!" દોઢેક વાગ્યામા શાન્તિરામનો જમણો હાથ ઉંચો થઇ નીચો પડ્યો, ડાબો પગ વળી ગયો, આંખો ફાટી રહી, ગળામા ઘરઘરાટી થવા લાગી હું સમજી ગયો કે મૃત્યુએ પોતાનું ઉપરિપણું લીધું છે મેના રડવા લાગી. મે તેને દૂર જવાનું કહ્યું શાન્તિરામના ગળામા પાસે પડેલી દવા રેડી રામદીનને ડાકટરને બોલાવવા મોકલ્યો. પા કલાકમા ડાકટર આવી પહોચ્યો. ડાકટરે ઘરમા પગ મૂક્યો કે તરત શાન્તિરામનો ઘરઘરાટ બંધ પડ્યો, આંખો મિચાઇ ગઇ, મો ફાટી ગયું તેનો અમર આત્મા કોઇ અજાણ્યા દેશમાં જઇ પહોચ્યો ડાકટરે શરીર તપાસી આશા નહિ હોવાનો મત આપ્યો. ગરીબ બિચારી મેના અઢાર વર્ષની ઉમરે વિધવા થઇ! હરિ! હરિ!!

૩.

એક વર્ષ વીતી ગયું છે. મેના લૌકિક સંસારમાંથી મુક્ત થઇ છે. આ એક વરસ દરમિયાન ઘણા બનાવો બન્યા છે. મેનાના પિતા યમરાજાના દરબારમાં પોતાના કર્મોનો જવાબ આપવા ચાલ્યા ગયા છે તેની માતા તેના પિતા મરણ પામ્યા, તેજ રાત્રે ગુમ થઇ ગઈ છે. કોઇ કહે છે કે તે પોતાના પતિ પાછળ ગાંડી થઈ ગઇ છે, કોઇ કહે છે કે કોઇને લઈ નાસી ગઇ છે, કોઇ કહે છે કે દીકરી પાસે ગઇ છે. પણ એટલું તો નકી કે તે ગઈ છે! ...પછી ગમે ત્યા ગઈ હોય શાન્તિરામના સગાંઓએ મેનાના રૂપીઆ લેવાને ઘણા પ્રયત્નો કર્યા હતા, તેનો બચાવ કરવામા દસ વીસ હજાર રૂપીઆ ખરચાઇ ગયા છે. મે મેનાની તરફથી કામ કરવામાં કશી કચાશ રાખી નથી. છેવટે તેઓ નિષ્ફળ થયા તેથી બાકી રહેલા રૂપીઆની સરકારી લોન મેનાના નામની લઈ લીધી છે લોનનું વ્યાજ મેનાને મળ્યે જાય છે પરંતુ એ સ્વર્ગ-બાલા મેના હવે તો તદન બદલાઇ ગઈ છે મ્હારા જીવનમા પણ ઘણા ફેરફારો થઇ ચૂક્યા છે. મારા માબાપ અક્ષય સ્વર્ગસુખ ભોગવી રહ્યાં છે, મારી માની ઇચ્છા હતી કે મને પરણાવી પોતાનુ જીવન સફળ કરી જાય, પણ મેનાના અકાલ વૈધવ્ય આગળ મે મારા બધાં સુખની જલાંજલિ આપી છે. મે પ્રતિજ્ઞા લીધી છે કે મારે ન પરણવું—શા માટે? તે હું કહી શકતો નથી.

મેના તેજ મકાનમાં દિવસો ગાળે છે. હવે તેનો બધો ઠાઠ જતો રહ્યો છે. વાળ હોળવાનો ભપકો, કપાળમાના ચાંલ્લાનો બહાર અને હાથે, પગે તથા નાક કાનમા જુદા જુદા હીરામોતીના ઘરેણાંનો ઠઠ હવે નથી. હવે મેનાનું જીવન અત્યંત સાદું થઈ ગયુ છે ધોળા સાળુમા તેનુ શુભ્ર કુસુમતુલ્ય શરીર દેવસેવા કરવા માટે ઉત્પન્ન થયેલાં પુષ્પ જેવું લાગે છે. સાચું કહું તો મને તો મેનાનો આ વેશ તેના પહેલાના વેશ કરતાં વધુ સુંદર લાગે છે પણ હાય! મેનાનાં પુષ્પ પરવાર્યાં, તેના જીવનની ઉષા હતા હતાં જ સન્ધ્યા થઇ ગઇ અને

તેને બધા ભોગો તજવા પડ્યા. તેનાં રૂપની મશાલ વિના પ્રયોજને આખી આઝમ રાત બળવા લાગી-એ મશાલનો પ્રકાશ વ્યર્થ જવા લાગ્યો આનું નામ તે નસીબનું વિષમ હાસ્ય!

એક દિવસ તહેવાર સબબ મારે રજા હતી કંઈ કામ નહોતું મારા મનમાં થયું કે લાવને મેના પાસે જઈ આવું તરત જ મેનાના મકાન તરફ ચાલ્યો મેનાના મકાનના બા રણા મારે માટે સદાય ખુલ્લાં હતાં. તેનો વિશ્વાસુ ચાકર રામદીન મારા સિવાય બીજા કોઈને મેના પાસે જવા દેતો નહિ. કદાચ મેનાને પોતાના સૌન્દર્ય માટે જ આટલી સાવચેતી ગ ખવી પડતી હોય તો કોણ જાણે ?-ગમે તેમ હોય પણ મારે માટે તો એ દેવીપાસે જવાનો પ્રતિબંધ નહોતો હું ઝપાટાબંધ મેડાપર ચઢ્યો. તેના દેવ-સેવાના ઓરડા પાસે જઈ પહો ચ્યો શાન્તિરાયના મરણ પછી તે આખો દિવસ દેવ સેવાના ઓરડામા જ રહેતી હતી રામદીન પાસે મે સાંભળ્યું હતું કે એ ઓરડામા જ તે એક ચટાઈપર સુઈ રહેતી હતી એક રૂપાનાં સિહાસનપર શાન્તિરાયનો ફોટો હમેશા પડ્યો રહેતો હતો. તે ઓરડામા જ વાની કોઈને પરવાનગી નહોતી મને પણ નહિ. મે દૂરથી બૂમ પાડી "મેના!" તરત જ દેવસેવાના ઓરડામાથી મેના બહાર આવી, પોતાના ખાનગી ઓરડા તરફ ચાલી હું પણ તેની પાછળ ચાલ્યો. ઓરડામા એક ખુરશીપર હું બેઠો મેના સામે પડેલી ચટાઈ પર બેઠી. તેણે કોટમા ફુલની માળા પહેરી હતી માળામાંના પુષ્પોથી ઓરડો બ્હેક બ્હેક થઈ રહ્યો હતો. માથાંના વાળ છુટા હતા. શરીરપર એક ધોળી રેશમી સાડી પહેરી હતી. પુષ્પ, સાડી અને મેનાના રંગો અરસપરસ મળી જઈ એક સુગન્ધિત દિવ્ય મૂર્તિ ધારણ કરી રહ્યાં હતા હું દિઙ્મૂઢ બની ગયો. આ મેના !-સારંગીના તારપર આંગળી મૂકી શાન્તિરાય પાસે શૃંગાર પૂર્ણ ગાયનો ગાનારી, વૃંદાવનની ગોપીઓનાં અતિ શૃંગારી ભજનો ગાનારી, એક કટાક્ષે શાન્તિરાયનું હૃદય ભેદનારી, રસિકા મેના તે શું આ? હું એક બે મિનિટ ચુપચુપ રહી બેસી રહ્યો. છેવટે વીણાના ઝણઝણાટ જેવા સ્વરે મેના બોલી, "રમણિક, આજે તો રજા હશે ?"

મારૂં ધ્યાન તેના બોલવા પર નહોતું હું તો તેના રૂપમા મુગ્ધ બની ગયો હતો મુંબાઈ શહેરની શોખીન નરનારીઓનાં રૂપ સાથે તેના રૂપની તુલના કરતો હતો. ફરીથી મેનાએ પૂછ્યું "કેમ, શા વિચાર કરો છો ?

મારૂં ધ્યાન ખેંચાયું, જરા શરમાઈ જઈ મે કહ્યું, "કંઈ નહિ, મેના, જરા વિચાર કરતો હતો કે મેનાની આ અવસ્થા."

મેના બોલી, "શી અવસ્થા?"

મે તેના પ્રશ્નનો જવાબ ન આપતા કહ્યું, "મેના, યાદ છે તે વાત! જ્યારે તું પંચિક વર્ષની હતી, હું દસેક વર્ષનો હતો, ત્યારે સાબરમતિની રેતીમાં આપણે રમતા હતા. દૂર આપણી મા લુગડાં ધોતી હતા રેતીમા ખૂબ રમ્યા પછી મે નદી ભણી દોટ મૂકી, સાબ રમતિના ઝાઝરાં પાણીમાં હું કેડ સુધી ડુબ્યો, તે પણ મારી પાછળ દોટ મૂકી, તને ખભા સુધી પાણી થયુ. મે તારા તરફ જોઈ કહ્યું, "મેના, હવે તુ ડુબી સમજજે,' તે કહ્યું, "રમણિક, તું છેને હું ડુબીશ?" તરત જ તારી માની નજર આપણાપર પડી, તરત જ તેણે બૂમ પાડી તને તથા મને બોલાવ્યાં મારી માએ કહ્યું "અને સરખાં છે, કોઈ એક

બીજાથી ઉતરે તેમ નથી ' તારી માએ હસતાં હસતાં કહ્યુ, "એનુ તો જોડુ જ થઇ ગયુ છે ભગવાન કરે ને બંને જિંદગી સુધી વિખુટાં ન પડે" ત્યાર પછી સાત વર્ષ વીતી ગયાં, કોણ જાણે મારા ક્યા પાપે તારા માબાપના હૃદયમા લોભ જાગ્યો શાન્તિરાયે ત્યાંઈ માગુ કર્યું ૢ તેની સાથે પરણી. પરણીને મુંબાઈ આવતી વખતે, તે મારા સામુ જોઇ જે નિશ્વાસ નાખ્યો હતો, તે હજુ મને સાભર છે

મેનાનું મુખ લેવાઇ ગયુ તેનુ પ્રફુલ્લ પદ્મસમાન મુખ વિષાદની ગાઢી છાયાથી છવાઇ ગયુ થોડીવારે તેણે જવાબ આપ્યો, "રમણિક, મને લાગે છે કે હવે આપણે વધુ વખત મળવાનુ રાખવુ ન જોઇએ માણસનુ મન ચચળ છે, કોણ જાણે શુ થાય ? એ બધી વાતો સંભારવાથી શો લાભ ! ભૂતકાળના સમય તરફ જોઈ ભવિષ્ય બગાડવાથી શો ફાયદો ?" મેનાની આખમાંથી આંસુ નીકળી પડયા

મે વિષાદપૂર્ણ અવાજે કહ્યુ "મેના, વિધવાઓને શુ હક નથી ? શાન્તિરાયે ચાર વખત લગ્ન કરી પાચમી સ્રીને આમ રઝળાવી, તેની પેઠે તો નહિ પણ એકાદ વખત પણ પુનર્લગ્ન કરવા—'

મેનાની આખમાના અશ્રુ સુકાઈ ગયા, તેની આખો ચળકવા લાગી, ઘોળા મુખપર ગ્લાની ફરી વળી તેણે મને વચમાં જ અટકાવી કહ્યું, 'રમણિક' એક ભવમાં બે પતિ કરવાનું આર્ય સ્રીઓને કદી આવડવાનુ નથી. પુનર્લગ્નને સદાચાર માનનારને હું આર્ય સ્રી માનતી જ નથી. આકાશમા સૂર્ય એક જ છે, પતિવ્રતાને પતિ પણ એક જ છે. અનત દુર્બળતાને લીધે મારાથી દોષ થયા હશે, પણ એ દોષના પશ્ચાત્તાપ રૂપે આ વૈધવ્યને આવેલુ માની હું બધુ વેઠી રહી છુ " જરા ધીરી પડી મેનાએ કહ્યુ "રમણિક ! નકામી વાતોથી શુ થાય ! વિધવા વિવાહની વાતો કરનારા પણ મરણ સમયે પોતાની સ્રી સામુ જોઇ નિસાસા નાખે છે, અને વિલાપ કરે છે કે હાય ! આ કુસુમ કોઇ ને હાથે ચડશે. પુરુષ જાતિ જેવી સ્વાર્થી જાત આ દુનિઆમાં બીજી કઇ છે ? ટુકામા એ બધી વાતો છે વર્ષો થયા ચાલતી આવતી રૂઢી ઉથામવાથી હિન્દની પ્રજા વધુ સુખી થશે, એમ માનવાનું શુ કારણ ? '

મે કહ્યુ "ત્યારે શુ પોતાનુ યૌવન આમ વેડફી નાખવુ ?"

"યૌવન ! પતિના મરણ પછી પત્નિનું યૌવન પતિ અદશ્ય રીતે ભોગવે છે પતિની અદશ્ય મૂર્તિ હૃદયમાં પૂજાતી હોય, તો કોણ કહેશે કે વિધવાનું યૌવન નકામુ જાય છે ?"

હું મેનાનો સ્વભાવ જાણતો હતો. તેના વિચારો અને તેની સબળ દલીલોથી પણ ફરી શકે તેમ નહોતુ મે ઉઠવા માડ્યુ, મેનાએ દઢ સ્વરે પૂછ્યુ, "રમણિક, આમ વિધવા વિવાહનો પ્રશ્ન અચાનક ઉપાડવાનું કઇ કારણ ?

હું ઝખ્ખો ગયો. મેનાની આગળ મારે જૂઠુ બોલવુ ? એ પ્રશ્ન ઉપાડવામા મારો સ્વાર્થ હતો, સ્વાભાવિક મોહને વશ થઇ મે એ પ્રશ્ન ઉપાડ્યો હતો. એ સ્વાર્થ મેના જાણી ગઇ હશે ? મને બહુ જ શરમ લાગી મે વાત ઉડાવી કહ્યુ "મેના, હવે હું જાઉં છુ "

મેનાએ દઢ અવાજે ફરી તેજ પ્રશ્ન પૂછ્યો

મારાથી એ દેવી સંમુખ જૂઠુ ન બોલાયુ મારો આશય જાણી મેનાએ ગંભીર સ્વરે કહ્યું, "રમણિક, માફ કરજે ભઇ, આજથી તરે મારે ઘેર ન આવવું. કદાચ આવવુ પડે તો રામદીનને સાથે રાખી લઇ આવવુ

મારૂં હૃદય કંપવા લાગ્યુ, મારી આંખો આગળ જમીન ફરવા લાગી, મહા મહેનતે મે મારી જાત સંભાળી ત્યાથી પ્રયાણ કર્યું

૪.

મારા જેવો કમનસીબ કોણ ? જે આશ્રયને હું વળગી રહી જીવનમા રસ લેતો હતો તે આશ્રયને પણ મે મારી મૂર્ખાઇથી ગુમાવ્યો મેના મારા હૃદયની અમૃતવેલ હતી, તેના વચનો મારાં એકાન્ત જીવનમા રસ પૂરતાં હતા. તે વચનોથી, તે અમૃતથી પણ હું વંચિત થયો શાન્તિરાયના મરણ પછી મે જે જે કામો કર્યાં હતાં, તે બધાં કાર્યોમા કોણ જાણે ક્યાથી એક પ્રકારના મેના પ્રત્યેનો મલિન મોહ ભેળાઇ ગયો હતો, તે હજુ પણ હું સમજી શક્યો નથી. મેના મારી સહધર્મિણી થાય, એ આશા કોણ જાણે ક્યાથી મારા અંતઃકરણની ગુફામા ભરાઇ ગઇ ? તેનો નિર્ણય હું કરી શકુ તેમ નથી. પણ મેનાની તીક્ષ્ણ બુદ્ધિએ એ મોહ જાણી લીધો તેણે તેનો ઉપાય પ્રથમથી જ યોજ્યો.

હવે એ સૌમ્ય મૂર્તિ મારી નજરે પડતી નથી. એ મૂર્તિને રામદીન સમક્ષ મળવુ પણ મારે માટે અશક્ય થઇ પડ્યુ એક દેવીને મે પાપી બનાવવાના જે વિચારો કર્યા, તે વિચારોએ મને એટલો તો શરમના ખાડામાં ધકેલ્યો કે મારે માટે મેનાને મળવું ને મૃત્યુને ભેટવુ એ બન્ને ક્રિયા સરખી થઇ પડી હવે હું એકલો આ સંસાર રૂપી સાગરમાં ભટકવા લાગ્યો હૃદયની શાંતિ પણ કોણ જાણે ક્યા રસાતળમા પેસી ગઇ

આજે બે વરસ વીતી ગયા છે શાન્તિરાયના મરણ વખતે જે દિવસ હતો, તેજ દિવસ આજે પણ છે મેઘમયી મુબાઇના મહાકા કાચકથી ભરપૂર થઇ ગયા છ વરસાદના પાણીની રેલમછેલ થઇ રહી છે મેઘ ગર્જનાના કડાકાપર કડાકા થાય છે. વીજળીના ચમકારાથી વારવાર મુબાઇનાં વિશાળ મકાનો પ્રકાશિત થઇ જતાં હતા રાતના બારેક વાગ્યા હશે, એક ભયકર કડાકાએ મારી ઉઘ ઉડાડી નાખી હું પથારીમા બેઠો થઇ ગયો. અકસ્માત મારાં બારણાની સાંકળ કોઇએ ખખડાવી. મે બારણું ઉઘાડ્યું. કેવી નવાઇ ? બે વર્ષ પહેલા જે સ્થિતિમા રામદીન મને બોલાવવા આવ્યો હતો, તેજ સ્થિતિમા આજે પણ મને તે બોલાવવા આવ્યો છે તેણે અતિશય ઢીલા મોએ કહ્યુ, "મેના બ્હેન આપને યાદ કરે છે હું ઝબક્યો. એક વર્ષ પછી, આટલી રાત્રે મને બોલાવવાનુ કારણુ ? મારો શો અપરાધ થયો હશે ! " મે રામદીનને પૂછ્યુ, " શુ કામ છે ?"

કોણ જાણે ભાઇ, બાઇ સાહેબ ચાર પાચ દિવસ થયાં સખત માંદા છે

" શુ કહ્યું, ચાર પાંચ દહાડા થયાં સખત માંદા ! મને કેમ ન જણાવ્યુ. "

" ભાઇ સાહેબ હું તો ચિઠ્ઠીનો ચાકર ! મે તેમને ઘણું કહ્યું, છતા તેમણે ન માન્યુ."

" ડાક્ટરની દવા લે છે ?"

"ના."

મે ઝડપથી લુગડાં પહેરી લીધાં. મારૂં હૃદય કોઈ અજ્ઞાત આશંકાથી ભરાઇ ગયુ હતુ, ગાર્ડ ગંભીર ચહેરાએ ચડ્યુ હું રામદીન સાથે ચાલ્યો.

મેનાનાં શયનગૃહમા જઈ મે શુ જોયુ ? મેના એક ચટાઇપર પડી હતી ટાઢથી થરથરે છે, પાસે એક ફાનસ બળે છે. ઓરડામા શ્મશાન તુલ્ય શાંતિ વ્યાપી રહી છે મેનાનુ શરીર એક વરસ પહેલા હતુ, તેના કરતા અર્ધુ થઇ ગયુ છે! મુખપર એક જાતની નિરાશા વ્યાપી ગઇ છે.

મેં ધ્રુજતે અવાજે પૂછ્યુ, "મેના બ્હેન !"

મેનાએ મારા સામું મો ફેરવ્યુ તેની આંખમાંનુ તેજ હજુ જેવું ને તેવુ જ હતુ તેણે કહ્યું, "ભાઇ, હવે મારા દહાડા ભરાઇ ચૂક્યા છે ઓગણીસ વર્ષની ઉમરમા જેન ઓફ આર્કે ફ્રાંસનાં રણાંગણમાં નામ કાઢ્યુ, મે તેટલી જ ઉમરે મારાં માબાપ અને પતિના, એટલા નકામા બગાડી સંસારનુ રણાંગણ ગુમાવ્યુ છે એક વર્ષ થયા મે મારૂં કર્તવ્ય નક્કી કરવા ખૂબ પ્રયત્ન કર્યો પણ એક રાંક અબળાનું શુ ગજુ ? હું સમારંભઆમમા હારી ગઇ છુ મને લાગે છે કે મરણ સમિપ છે"

મે કહ્યુ, "બ્હેન, શા માટે નિરાશ થાય છે ! ઘણીવાર નિરાશામાંથી આશા પ્રગટે છે, તો પછી શા માટે હિંમત હારવી ?"

"ના, ભાઇ, બીજાને આશાના રંગીન ચશ્મા હોય છે, મારા ચશ્મા બે વર્ષ અગાઉ ફૂટી ગયા છે દુનિઆને રંગીન દેખવાનું સાધન ગુમ થયુ છે અબળા એકલી શુ કરી શકે ? રમણિક, આજે મે તને એક અગત્યના કામ સબબ બોલાવ્યા છે. મે તને એક વરસ અગાઉ મને એકાંતમા મળવાની ના પાડી હતી. આજ મારી આજ્ઞા મેં જ તોડી છે તે એક હેતુથી." મેનાના ચિંતાક્લિષ્ટ મોપર વેદના જણાવા લાગી એક જબરી મુશ્કેલી સાથે તે બોલવા લાગી, "ના, હુ તે હમણા કહી શકીશ નહિ. કહીશ ફક્ત મારા મરણ વખતે."

રામદીને આવી કહ્યું, "બહાર એક બાઇ આવી ઉભી છે, ભિખારણ જેવી જણાય છે બાઇ સાહેબને મળવા માગે છે મને તો તે અરધી ગાંડી જેવી લાગે છે. તે કહે છે કે "હુ મેનાની મા છુ""

મેનાએ મહા કષ્ટે જવાબ આપ્યો. "આવવા દે."

હુ તો આ વાત સાંભળી દિગ્મૂઢ બની ગયો હતો. ઘણા દિવસથી પોતાના કુળ-માનને તિલાંજલિ આપી નાસી જનારી એ પાપિણી અત્યારે અહિં ક્યાંથી ! કોણે તેને ખબર આપી ! મેનાના મનની સ્થિતિ કળવી મુશ્કેલ હતી.

થોડી જ વારમા એક આધેડ ઉમરની સ્ત્રીએ ત્યા પ્રવેશ કર્યો તેના વાળ વીંખાઇ ગયા હતા અને તેમાંથી દુર્ગંધી છૂટતી હતી. તેનાં પહેરી રાખેલાં કપડાં પાણીથી નીતરતાં હતા, તેનાં હાથપર હાથીદાંતની ચુડીઓ હતી પણ તેનો રંગ સીસમ જેવો જણાતો હતો તે આવી ઓરડામાં દિગ્મૂઢ થઇ ઉભી.

ઘણી મહેનતે મેનાએ ઉચ્ચાર કર્યો. "મા !"

પેલી સ્ત્રી મેના પાસે આવી બોલી. "મેના, શાન્તિરાય ક્યાં !"

## ૫.

"રમણિકભાઇ, ઓ રમણિકભાઇ!"

"કોણ છે?"

"એ તો હું રામદીન"

"કેમ શું કામ છે?"

"બ્હેન બોલાવે છે"

ગતના આઠેક વાગ્યાને સુમારે રામદીને મને હાક મારી. જમ્યા પછી હું પાનસોપારી ખાતો હતો. મનોહારી પૂર્ણિમાની રાત્રિ પોતાનું સુખદ સામ્રાજ્ય ફેલાવી રહી હતી. પૂર્ણિમાનો પૂર્ણ ચંદ્ર ગગનમાં ધીમે ધીમે ઉંચે ચઢતો જતો હતો. મને ન્હોતી ખબર કે આજે મેના મને બોલાવશે.

મે લુગડાં પહેર્યાં, રસ્તામાં રામદીનને પૂછ્યું "નવા આઇ છે કે" "તે તો બીજેજ દિવસે સવારમાં ચાલ્યાં ગયા છે"

હું ચમક્યો. ત્યારે આવી શામાટે? ગઇ શામાટે? એવા કંઇક અનેક વિચારો કરતો કરતો હું મેના પાસે આવી પહોંચ્યો. મેના સાદડીપર સૂતી હતી. તેનું અંગ લેવાઇ ગયું હતું. તેની પાસે જતાંજ તેણે ક્ષીણ સ્વરે કહ્યું "ભાઇ, મા તો ચાલ્યાં ગયા."

"કેમ?"

"કોણ જાણે શા કારણથી આજ સવારમાં પોતાનાં જ લુગડાં લઇ હું ન્હાવા જાઉં છું. એમ કહી ગયાં તે ગયાં જ વારૂ, જેણે એક વખત કલંક લગાડ્યું, તે ભલે જતાં, હવે હું તને બધી વાત કહીશ. એ માટે જ મે તને બોલાવ્યો છે. રમણિક મરણ વખતે મારી મા જ મારૂં ખંજર બની છે. મરણ વખતે તેનું દર્શન મને મૃત્યુના મુખમાં હડસેલે છે. હવે મને જીવવાની ઇચ્છા પણ નથી. મને લાગે છે કે આ મારી છેલ્લી રાત છે. આ સાદડીપર મે ઘણા દહાડા કાઢ્યા, હવે વધુ દહાડા ગાળવાની ઇચ્છા નથી" મેનાનું મોં સુકાઇ ગયું, તેણે પોતાને હાથે પાસેના વાસણમાંથી પાણી પીધું.

"રમણિક, તે દિવસે તેં મને વિધવા વિવાહ વિષે કહ્યું હતું, તે વખતે મેં ઉપર ઉપરથી પવિત્રતા બતાવી, તને મારે ઘેર એકલા ન આવવાનું કહ્યું હતું પણ આ વખતે મરણ પથારીપર હું જુઠું બોલી શકતી નથી. આપણી નાનપણની પ્રીતિ આટલી પ્રબળ હશે એ મે નહોતું જાણ્યું. તેમના મુવા પછી મે મારૂં તારા તરફ ફેરેલું મન મહા મુશીબતે સંભાળી રાખ્યું છે. રાત-દહાડો હું મારા મન સાથે યુદ્ધ કર્યા કરતી હતી. એ યુદ્ધમાં છેવટે મે જય મેળવ્યો છે. હવે મને શાન્તિ વળી છે પરંતુ મારી માના ચારિત્ર્યે એ શાંતિને ખળભળાવી મૂકી છે. એ અશાન્તિ મારૂં હૃદય ચીરી નાખે છે. આહ, તરસ!" તેણે પાણી લેવા પોતાનો હાથ લંબાવ્યો. અશક્ત હાથમાંથી પ્યાલુ પડી ગયું, પાણી ઢળી ગયું, મેં તેના મ્હોંમાં પાણી રેડ્યું.

તેણે પણ ધીમા અવાજે પાછું બોલવું શરૂ કર્યું, "રમણિક, તું શા માટે પરણતો નથી

હું તારી બ્હેન છું મેં અત્યાર સુધી તારી પાસે કશું માગ્યું નથી, પણ આજે આ વખતે હું માગી લઉં છું કે તું પરણું સુખી થા, ગાંડાઇ ન કર માગ મરણ વખતનું વચન ઉથાપીશ કે ?'

'મેના, બ્હેન, તારે માટે મારો જીવ આપવા હું તૈયાર છું, પણ આવી કઠોર આજ્ઞા? મારાં હૃદયમાંથી સ્નેહનાં ઝરણાં સુકાઇ ગયાં છે, તારા મૃત્યુ સાથે બ્હેન પ્રત્યેના સ્નેહ રૂપે રહેલો મારા હૃદયનો ભાગ સ્નેહ ભસ્મીભૂત થશે એમ સ્નેહહીન મનુષ્ય સાથે કોઇને પરણાવી તું શું કજોડું કરવા માગે છે? માફ કર બ્હેન માફ કર મારાં હૃદયને વ્યથા ન આપ. તારૂં બધું પાળીશ. એક આ વચન સિવાય.'

મેના થોડી વાર ચુપ રહી બોલી, રમણિક, તારો હઠીલો સ્વભાવ ન ગયો મારા આખરનું વચન તારે પાળવું જ પડશે.' પોતાની સાડી નીચેથી એક બંડલ કાઢી તેણે મારા હાથમાં મૂકી ધીમે સ્વરે તેણે કહ્યું ભાઇ તું પરણે એટલે મારી ભાભીને આ ભેટ આપજે મારૂં આટલું સંભારણું રાખજે છેલ્લાં બે વરસ થયાં લગભગ દસ હજારને ખર્ચે તેમાંનો હાર મેં તૈયાર કરાવ્યો છે તેના દરેક નંગમાં મારી સ્મૃતિ છે મારી યાદગીરી મારા ભાભી કદી વેગળી ન કરે, તેની ખાસ સૂચના આપજે ભાઇ, હવે મારા દહાડા ભરાઇ ચૂક્યા છે મેનાની જીભ તુટી પડી ગઇ સાડી નીચેથી એક કાગળનું બંડલ કાઢી તેણે લથડતી જીભે કહ્યું ' આ પાંચ હજાર રૂપીઆની નોટો મારી મા કદાચ તેના કુલનો પુરો પસ્તાવો કરે તો તેના ગુજરાન પેટે તને આપી જાઉં છું તે રૂપીઆના વ્યાજમાંથી તેનું પોષણ કરવું તેના મરણ પછી તે રૂપીઆ તારાજ છે રામદીનને બોલાવ."

હું રડતો રડતો ઉઠ્યો રામદીનને બોલાવ્યો રામદીને આવી મેનાના પગમાં માથું મૂકી કહ્યું ' મા શી આજ્ઞા છે ! મેનાએ અતિ કષ્ટે કહ્યું, " ભાઇ રામદીન, તું મારી આટલી ભેટ સ્વીકાર. એમ કહી તરત એક નોટોનું બંડલ તેના હાથમાં મૂક્યું રામદીન રડી પડ્યો. ' મા, આને શું કરૂં ?' મેનાએ ધીમેથી કહ્યું "તારે બીજા કોઇની નોકરી ન કરવી પડે એવા ઇરાદાથી આ નજીવી ભેટ આપી છે પ્રભુ ! પ્રભુ !! રમણિક. રામદીન –જય પ્રભુ. પ્ર...ભુ.....

થોડી વારમાં મેનાનો જીવ કોઇ અજાણ્યા લોકમાં તેના પતિને મળવા ઉડી ગયો.

## ૬.

શરદ પૂર્ણિમાનો ચંદ્ર આકાશમાં હસતો હતો. દરિયામાં ભરતી પૂર જોરમાં આવતી હતી દરિયા કિનારે એક ચિતા ધૂ ધૂ કરી સળગી રહી હતી એ ચિતાના સિંદુરિયા રંગના ભડકા આકાશમાં ઉંચા ચડતા હતા. ચિતા પાસે એક યુવક સૂનમૂન થઇ બેઠો હતો. થોડે દૂર એક વૃદ્ધ ઉમરનો માણસ ચિતા સામે એકી નજરે જોઇ રહ્યો હતો, દરિયાના ઉન્મત્ત તરંગો ચિતાની પાસે આવતા જતા હતા. થોડે દૂર એકાદ બે હોડકાં કિનારે બાંધેલા હતા. આ ચિતામાં મેનાનું નાજુક શરીર બળતું હતું તેનું અતુલ સૌન્દર્ય ઝળહળ કરતું સળગતું હતું. તેનો મધુર અવાજ એ ચિતાના ભડભડાટમાં પ્રગટ થતો હતો. એ અવાજ સાથે સમુદ્રનું ઘોર ગર્જન મળી અપૂર્વ સંગીત મચાવતું હતું કે દૂર બેઠેલા પેલા વિ

વાગ્યો હતો "શું મનુષ્યની જીંદગીની આ દશા! શું જીંદગીની સ્થિતિ આવી જ!" અકસ્માત દરિઆનું એક મોજું ચિતાપર આવી ચડ્યું ચિતા ધમધમી, ચિતા ધમધમતાં જ એક ગાંડી સ્ત્રી દોડતી દોડતી ત્યાં આવી ચઢી, અને ચિતામાંના ધમધમતા મેનાના અર્ધ દગ્ધ શરીરને ભેટી પડી ! અને શબ્દહીન દિગ્મૂઢ બની ગયા થોડી વાર પછી મેનાના શબને છોડી તે ગાંડી બબડવા લાગી "ના બ્હેન, તને અપવિત્ર નહિં કરૂં ! એમ કહેતી તે ખડખડાટ હસી પડી મેં સૂક્ષ્મ નજરે તેના ભણી જોયું. તે મેનાની મા હતી એક બીજા મોજાંએ મેનાનું શબ ધસડ્યું. મેનાની મા બોલી ઉઠી, "ક્યાં લઈ જાય છે, અરે દુષ્ટ સમુદ્ર, તને પણ શું મેનાને લઈ જવાનું મન થયું?" એમ કહી તે ઉછળતા સમુદ્રમાં કુદી એક, બે ને ત્રણ મોજાં ઉછળ્યાં મેનાનું શબ ને તેની માનું શરીર ક્યાં જતું રહ્યું. હું ને શબ્દહીન દિગ્મૂઢ થઈ ઉભા.

* * * * *

ત્રણ વર્ષ વીતી ગયાં છે મેનાએ આપેલી યાદગીરી મારી સ્ત્રીનાં વક્ષસ્થળ પર ઝુલે છે રમણને મેં મારો નોકર કરી લીધો છે મેનાએ માને ખાતર આપેલ રૂપિયા એના નામથી મેં ધર્માદા કરી દીધા છે. પણ મેનાની યાદગીરી તો મારા હૃદયમાં જ રહી છે જ્યારે જ્યારે માણેકઠારી પૂર્ણિમા આવે છે, ત્યારે હું મેનાની ચિતાના સ્થળે જાઉં છું ત્યાં દિગન્ત વ્યાપી મહાસમુદ્ર કિનારે ઉભો રહી, તેનાં વિચિત્ર સંગીતમાં મેનાના આત્માનું મધુર સંગીત સાંભળું છું એ યાદગીરી આગળ પેલા હારની યાદગીરી ખરેખર તુચ્છ જ છે—અતિ ક્ષુદ્ર છે

—❈—

# મારી લગ્ન કથા.

લેખકઃ શ્રીયુત અંબેલાલ સવરામભાઇ દેસાઇ.

( સંપૂર્ણ અને અપરિમિત પ્રેમ, ઉત્કૃષ્ટ પૂજ્યભાવ બદલાય નહિ તેવી ભક્તિ, દરેક પ્રતિકૂળ સંજોગોમાં પણ પતિને વળગી રહેવાનું ધૈર્ય, ગમે તેવા વિકટ પ્રસંગમાં પણ નહિ બદલાય તેવો પ્રેમ, અને અત્યન્ત વિકટ અને કસોટીના સમયમાં પણ ડગે નહિ તેવી હિંમત, આ સર્વ અનુપમ પતિવ્રતા સ્ત્રીનાં મુખ્ય લક્ષણો છે પતિએ પણ સંપૂર્ણ માયાળુપણું બતાવવું જોઇએ, નિરંતર પત્નીનું રક્ષણ કરવું જોઇએ, અને તેને દોરવાની ઇચ્છા અને શક્તિ પતિમાં હોવી જોઇએ, તથા તેની સાથે ડગે નહિ તેવો પ્રેમ રાખવો જોઇએ આવા સદ્ગુણોવાળા પતિપત્નીનું લગ્ન થાય તો તે લગ્નની ઉચ્ચ ભાવના લેખી શકાય.)

—શ્રીમતી એની બીસેન્ટ.

મારી ત્રણ વર્ષની ઉમ્મર થતા જ મારી માતાએ આ સ્વાર્થી જગતનો ત્યાગ કર્યો અમારા આખા કુટુંબમાં હું અને મારા પિતા બેજ જણાં હતા. મારા પિતા પાસે ત્રણેક લાખ રૂપિઆનો જથ હતો અને વડિલોપાર્જિત મિલ્કત પણ સારી હોવાથી વાર્ષિક આવક પેણ હજારોની હતી. ધીરે ધીરે હું મોટી થવા લાગી મારા પિતા મારા શિક્ષણ માટે પુરતી

સંભાળ રાખતા હું આનંદથી ભણવા લાગી સમય જતાં મે યૌવનના આંગણામાં પ્રવેશ કર્યો મારા પિતાજી મારા લગ્ન માટે ચિંતાતુર રહેતા, પણ રે દૈવ ! થોડા વખતમાં તેમણે આ લોકનો ત્યાગ કર્યો. પાંચ પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થોને મારી મિલ્કતની વ્યવસ્થા કરવાનું કામ મારા પિતાએ સોંપેલુ હતું એટલે મને એ વાતની કશી ચિંતા નહોતી. મારા પિતા મરણ પામ્યા ત્યારે હું ચૌદ વર્ષની હતી !

મારા પિતાજીને ગુજરી ગયે ત્રણ વર્ષ પુરા થયા છે "બહેન ! લગ્ન કેમ કરતી નથી ?" એવો પ્રશ્ન મને ઘણા લોકો પુછતા પણ હું તેઓને કશો પણ પ્રત્યુત્તર આપતી નહીં. કારણ કે લગ્ન કરવા-લગ્નમાં સુખ છે-લગ્નના જેવો બીજો આનંદ નથી, એવા વિચારોને હું તરગરૂપ માનતી અર્થાત મને તો મારૂં કુમારાપણું જ મનોપ્રદ અને આનંદી લાગતુ હતું.

જ્યાં પૈસાની જ પુજા કરવામાં આવે છે, ધનાઢ્ય લોકો જ જ્યાં સમાજના આગેવાન ગણાય છે, તેવા શ્રીમંતને ઘેર પુત્ર જન્મોત્સવ કિંવા લગ્નોત્સવ નિમિત્તે માત્ર ખોટી આબરૂને ખાતર હજારો રૂપિઆ ઉડાવી દેવામાં આવે છે, પરન્તુ બિચારા ગરીબ અને નિરાધાર સ્થિતિના ભારત વર્ષના લાખ્ખો મનુષ્યો પોતાનું પેટ ભરવાને દશે દિશામાં ભટકે છે તેની કોણ દરકાર રાખે છે ? વળી નાચ તમાશા અને અન્ય ભોગ વિલાસમાં ધનિક લોકો પાણીની માફક પૈસા વાપરે છે, અને તેના દેશ બન્ધુઓ કે જેઓને બે પ્રહરની વિશ્રાંતિ માટે જગા મળતી નથી તેઓ દીર્ઘ નિશ્વાસ નાખતા આમ તેમ રખડે છે તેની બની શકતી સગવડ કરવા તરફ પણ કોઇનું લક્ષ જતું નથી. સાઠ વર્ષનો ધનવાન પુરૂષ પાચમી વખત બાર વર્ષની બાળકી સાથે લગ્ન કરી પત્ની આણી શકે છે, અને ગરીબ અને સદ્‌ગુણી તરૂણોને મરણ પર્યંત અવિવાહિત રહેવુ પડે છે પતિ સુખથી વંચિત એવી તરૂણ વિધવાઓને જીંદગી પર્યંત વૈધવ્યનુ દુઃખ સહન કરવુ પડે છે પણ તેમના ભરણ પોષણનો તથા તેની ઉન્નતિનો કોઇ સમાજ વિચાર પણ કરતો નથી એવા લોકોમા પ્રેમ લગ્ન કયા પ્રકારે થઈ શકે ?

સુધારકના પન્થમાં ભળું એવુ મને ઘણી વખત લાગ્યું, પરન્તુ ઘણી જ દિલગીરી સાથે મારે કહેવુ પડે છે કે 'અમે સમાન દૃષ્ટિ રાખનારા છીએ' એવુ કહેનારા અને માનનારા સુધારકોનો પ્રેમ અને સહાનુભૂતિ ગરીબની ઝુપડી સુધી પહોચેલાં હજુ સુધી દૃષ્ટિ ગોચર થતા નથી. એમાંના કેટલાક માત્ર અર્ધદગ્ધ શિક્ષણથી દીપિત જ બનેલા છે, અને કેટલાંક યુરોપ નિવાસીઓની માત્ર પ્રતિકૃતિ કરવામાં જ સુધારણા માને છે ! સારાંશ, આવા પ્રકારના વિચારોથી લગ્નની બાબતમા મારૂં મન નિરાશાવાદી બનેલું હતું. માનસિક કેળવણી થયા સિવાય સમાજમાંથી અન્યાયનું મૂળ જવાનું નથી. એવા અર્થનું એક વાક્ય અસ્પૃશ્ય વર્ગની ઉન્નતિ કરનારા એક દેશના આગેવાને ઉચ્ચારેલું હતું, તે પણ એવી નિરાશાનું જ ફળ મને તો લાગે છે સમાજ સુધારણાના અને દેશ સુધારણાના વિચારો મારા મનમાં હમેશ આવતા, પણ હું એકલી શુ કરી શકુ ? મારા દેશને માત્ર સમય જ સુધારી શકશે એવો યોગ હશે એમ મન વાળી, હું કોઇની સાથે કોઇ પણ જાતનો સંબંધ ન રાખતા, મહાન સતીઓના જીવન ચરિત્રો, ગીતા, ઉપનિષદ, વેદાન્ત-સૂત્ર વિગેરે ધર્મિક પુસ્તકોનું વાચન

હમ્મેશ ચાલુ રાખતી. લોકો મારી નિંદા કરતા અને કહેતા કે એ તો ધર્મઘેલી છે અને કોઈ કહેતું કે એનું તો મગજ ચસકી ગયું છે ! પરંતુ ધાર્મિક—એકાંત જીવનનાં સુખ આગળ વ્યવહારમાં 'શાણા' કહેવાતા લોકોની નિંદાની મને કાંઈ પણ ફિકર નહોતી

મારૂં નિવાસસ્થાન એક મોટા શહેરમાં હતું. હું હમ્મેશાં એકાંતમાં શાન્ત જીવન ગાળવાનો પ્રયત્ન કરતી પણ ગાડી, ઘોડા, ટ્રામ, મોટર અને લોકોનો કોલાહળ એ સર્વ ત્રાસથી શહેર મને એક નરકાગાર જેવું ભાસતું હતું તેથી મારી સર્વ જમીન, એક માણસને અમુક વર્ષને પટે ગણોતે સાથી કાચ્છ રોકડ રકમ સાથે રાખી બાકીના ધનની સર્વ વ્યવસ્થા કરી હું ગામડામાં રહેવા ગઈ કારણ કે કેટલાક વખત ઉપર મારી સંપત્તિ મેં ટ્રસ્ટીઓએ સોંપી દીધી હતી

એ ન્હાના ગામનું અને તેની આજુબાજુના રમણીય પ્રદેશનું સ્મરણ પણ મને હજી પ્રિય લાગે છે પ્રકૃતિની સંપત્તિ, પવન અને પાણી સર્વને ફોગટ મળે. ઘરની બહાર ખુલ્લું મેદાન, લતા વૃક્ષ, પશુ, પક્ષી વિગેરે સૃષ્ટિના પ્રિય સંતાનોનો વ્યવહાર મનુષ્ય વ્યવહારથી કેટલો વધારે પ્રેમાળ અને નિર્મળ છે એનો મને ત્યારે જ અનુભવ થયો ! અહીં પણ હું ધર્મ પુસ્તકોના વાચન અને મનનમાં જ મારો સમય વ્યતીત કરતી હતી લોકો મારે માટે કઈ કંઈ તર્ક વિતર્કો ઉઠાવતા કોઈ મને પતિએ છાંડેલી સ્ત્રી સમજતા, તો કોઈ મને વિધવા જ સમજતાં, તો વળી કોઈ તો મને તદ્દન નીચ જાતિની અને વ્યવહારવાળી સ્ત્રી સમજતા ! જેની જેમ બુદ્ધિ કામ કરતી તેમ મારે માટે અભિપ્રાય બાંધતા. પરંતુ જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ મારે માટેની સંશયબુદ્ધિ ધીરે ધીરે કમી થવા લાગી. અસત્ય ક્યાં સુધી ટકે ?

કુદરતે બક્ષેલા રમણીય ઉદ્યાનમાં હું આનંદ પૂર્વક રહેવા લાગી પ્રેમ અને દયા નગરના રાજમહાલયો કરતાં ગરીબોની પવિત્ર ઝુંપડી પ્રભુને વધુ વ્હાલી હોય છે, એ સત્યનો મને સાક્ષાત્કાર થયો મારી સાથે લગ્ન કરવાની ઇચ્છા ધરાવનાર ઘણા નવ યુવાનો મારી પાસે આવવા લાગ્યા. કોઈ પોતાના ઉત્તમ કુળના મારી આગળ વખાણ કરતા, તો કોઈ પોતાની અતુલ સંપત્તિની મારી આગળ ગણત્રી કરી બતાવતા. કોઈ પોતાની વિદ્યા વિષે મારી આગળ આત્મશ્લાઘા કરતા, તો કોઈ પોતાના રૂપની પ્રશંસામાં અતિશયોક્તિની હદ ઓળંગી જતા હતા ! એ સર્વને હું એકજ ઉત્તર આપતી "આ જન્મ મારે કુમારી રહેવું છે એવો મારો દૃઢ નિશ્ચય હોવાથી હું આપની માગણીની બાબતમાં લાચાર છું "

મારા ગામથી એક માઈલ દૂર પતિતપાવન ભાગીરથીનો પુનિત પ્રવાહ વ્હેતો હોવાથી તે પવિત્ર સરિતા તટે હમેશાં હું જતી અને અમુક વખત ત્યાં બેસી ભગવત સ્મરણ પણ કરતી. એક દિવસ એક શીલા ઉપર ભગવત સ્મરણ કરીને હું બેઠી હતી; જગત્સાક્ષી સવિતાનારાયણ પોતાનો પ્રવાસ સમ્પૂર્ણ કરવાની તૈયારીમાં હતા. હજારો વર્ષથી આપણા આર્યાવર્તના પાપની અને વિધર્મીઓના આવરણની મલીનતાને ધોવા માટે ભમતી જાન્હવીનો પવિત્ર પ્રવાહ માતા પ્રમાણે ગંભીરતા ધારણ કરી વહી રહ્યો હતો સંધ્યા સમયના સૂર્યનાં કિરણોથી સમસ્ત વન ચિત્તાકર્ષક બની રહ્યું હતું. શીતળ અને સુગન્ધપૂર્ણ

અનિલ સર્વાંગને સ્પર્શ કરી આનંદનું દાન કરતો હતો. પક્ષીઓનું મધુર સંગીત આત્માને શાન્ત અને ઉદ્યોગી થવાનો જાણે ઉપદેશ કરતું હોય એમ લાગતું હતું. ખરેખર આ સ્થળ જાણે ઉત્સાહ અને આરોગ્યથી ઓતપ્રોત થએલું હોય અને ભગવાન શ્રીકૃષ્ણ આ વનમાં જ વિહાર કરતા હોય એમ આપણને લાગ્યા વિના રહેતું નહીં! હું પ્રભુની સૃષ્ટિનું અલૌકિક સૌન્દર્ય નીરખવામાં તલ્લીન થઇ ગયલી હતી, એટલામાં કોઈ માણસ પાણીમાં ખેંચાતું હોય એવું મેં જોયું. મને સારી રીતે તરતા આવડતું હોવાથી મારાં વસ્ત્રનો કચ્છો મારી હું તુર્ત નદીમાં કૂદી પડી અને અલ્પસમયમાં એક નવયુવાનને લઇને હું બહાર આવી. હું તદ્દન થાકી ગઈ હતી, મારો શ્વાસ મ્હોમાં માતો નહોતો. યુવાનને ખેંચી લાવી કિનારા ઉપર સુવાડ્યો, પણ તે અચેતાવસ્થામાં હતો. હું તે યુવાનને નીરખવામાં નિમગ્ન થઇ ગઇ હતી. આજ સુધી મેં ઘણાએ તરુણોને જોયા હતા પણ આજના જેવી સ્થિતિ મારી કોઇ દિવસ થઈ નહોતી. એવું શાથી થયું તે હું જાણી શકી નહીં. તેની સુવર્ણ સરખી ઉજ્વળ કાંતિ, મનોહર શરીરકૃતિ, ભરાવદાર માંસલ અને ચિત્તાકર્ષક સુંદર મુખપ્રભા એ સર્વ તેના અનુપમ લાવણ્યની સાક્ષી પૂરતાં હતાં. મારી અનિમિષ દૃષ્ટિ મેં તે યુવાનના મુખ ઉપરથી ખસી લીધી પણ પુનરપિ તેના તરફ જ તે ખેંચાતી હતી! છેવટે માનસિક પવિત્રતાના સંરક્ષણ માટે મેં બીજી બાજુ મુખ ફેરવ્યું તો બે પુરુષો મારી પાછળ આવી ઉભેલા હતા. હું જવા પછી હતી એટલે મારી રજા લઇ, મારો આભાર માની, મારું નામ મુકામ તથા નિવાસસ્થાન વિગેરે સર્વ હકીકત પુછી લઇ તે યુવાનને તેઓ એક ગાડીમાં ઘણી જ સભાળપૂર્વક સુવાડી લઇ ગયા!

આ બનાવને એક અઠવાડીયું વીતી ગયું. પ્રભાતમાં હું સ્નાન સન્ધ્યાથી નિવૃત્ત થઈ ગીતા વાંચતી હતી એટલામાં એક અપરિચિત મનુષ્યે મને આવીને સન્માન સાથે કહ્યું કે—"મારા શેઠે આપને તેડવા માટે મને મોકલ્યો છે અને નીચે દ્વારમાં ગાડી ઉભી રહેલી છે. આપ કૃપા કરી ત્યાં પધારો તો સારૂં!" આ આમન્ત્રણનો હું અનાદર કરી શકી નહીં. કેટલોક વખત વિચાર કર્યો તથા યોગ્ય તપાસ કર્યા બાદ હું તે ગાડીમાં બેઠી અને અર્ધા કલાકમાં ગામની એક હવેલી આગળ ગાડી અટકી. નોકરે ખબર આપ્યા બાદ એક વૃદ્ધ સ્ત્રીએ બહાર આવી મધુર શબ્દથી મારો સત્કાર કર્યો અને મને ઘરમાં તેડી ગઇ. તે હવેલી તદ્દન સાદાઇથી શણગારેલી હતી તોપણ તેની યોગ્યતા છુપતી નહોતી. મને એક ઓરડામાં બેસાડવામાં આવી અને અલ્પ સમયમાં મેં જે તરુણને નદીમાંથી બહાર કાઢ્યો હતો તેની વૃદ્ધ માતુશ્રી મારી પાસે આવ્યાં. અને તેની પાછળ જ થોડુંક ખાવાનું તથા પાણીથી ભરેલું પાત્ર લઈ બે નોકરો આવ્યા. મ્હને તેમાંથી થોડુંક ખાવાનો તેમણે આગ્રહ કર્યો અને મ્હારી સાથે તે પણ બેઠાં. અમ બન્નેએ થોડુંક લીધું. પછી તે વૃદ્ધ સ્ત્રી બોલી—"પુત્રી! ઉદાર અંતઃકરણથી તેં તારો પ્રાણ જોખમમાં નાખી મારા એકના એક પુત્રને જીવતદાન આપી અમોને કાયમના ઋણી બનાવ્યાં છે. એ સત્કાર્ય બદલ તારો જેટલો ...." મારી પોતાની પ્રશંસા મને પ્રિય ન લાગવાથી હું વિષયાંતર કરવા સારૂ આજુ બાજુ જોતી હતી, એટલામાં સામેના દ્વારમાં મારી દૃષ્ટિ સ્થિર થઈ. ધીરેથી પડદો ખસેડી આઠ દિવસથી જે સૌન્દર્ય પ્રતિમાએ મારા શાન્ત હૃદયમાં ખળભળ મચાવી મૂકી હતી તે અવર્ણનીય લાવણ્યમૂર્તિ દૃષ્ટિસન્મુખ ખડી થઇ! અહા હા! કેવાં ભાવપૂર્ણ નેત્ર! કેવું નિર્દોષ અને સુન્દર મુખ!!

અપરિચિત ગૃહમાં અપરિચિત તરૂણ પુરૂષ તરફ તેની માતા સમક્ષ અનિમિષ દ્રષ્ટીએ જોવું એ નીતિ અને શિષ્ટાચારથી તદ્દન વિરૂદ્ધ છે, એવું મારા મનમાં આવતાં જ એકા-એકી મેં તે નિર્દોષ મુખકમળ ઉપરથી મેં દૃષ્ટિ ફેરવી લેવાનો પ્રયત્ન કર્યો. મારી મ્હારેની એક ખુરશી ઉપર તે તરૂણ બેઠો. જે દિવસે મેં એ તરૂણને નદીમાંથી બહાર કાઢ્યો તે દિવસના તેના અંગ સ્પર્શથી એક અકથ્ય ભાવના મારા હૃદયમાં ઉત્પન્ન થઈ. પુષ્કળ પ્રયત્નો કરવા છતાં કોઈ દૈવી શક્તિથી મારૂં અંતઃકરણ સ્વાધીન ન રહેતું, તે તરૂણ તરફ આક-ર્ષાતું હતું. કેટલોક સમય અમે વાતચીત કર્યા પછી તે શેઠાણીએ મ્હને પોતાને ઘેર જ ર-હેવાનો આગ્રહ કર્યો. પરન્તુ તેમ તો મ્હને યોગ્ય ના લાગ્યું. છતાં વખતો વખત એ મા-તૃરૂપ સન્નારીને મળવાનું તો મ્હેં હૃદયના પૂર્ણ આનન્દથી સ્વીકાર્યું કારણ કે મારો તે તરૂણ સાથે લગ્ન કરવા દ્રઢ નિશ્ચય થયો હતો. હું હવે તે દિવસ તો એમને ઘેર રહેવાનો તેમનો અત્યાગ્રહ હોવા છતાં રજા લઇ ઘેર આવી. મારૂં ગૃહ મને અપરિચિત અને તરૂણનું ગૃહ જાણે મારૂં જન્મનું જ નિવાસ સ્થાન હોય અને તરૂણ બાળપણનો સ્નેહી હોય એવું લાગવા માંડ્યું. કલાપીએ યોગ્ય જ કહ્યું છે કે —

" ન લાગે કે વેળા પ્રણયથી પ્રણયાથી મળી જતાં,
" રહે ના કૈં ભીતિ રતિરસ તણું ઐક્ય બનતાં,
" ભલે પ્રીતિ પહેલાં પરિચય કદી લેશ નવ હો,
" ભલે પ્હેલી દૃષ્ટિ પ્રણય કરવાનો સમય હો."

હું મારા ગૃહે આવી પણ હૃદય તો તે યુવાનના ગૃહે જ મૂકી આવી હતી. મેં તે યુ-વાનની છૂપી રીતે તપાસ કરી તો મને માલમ પડ્યું કે તેઓએ હમણાં જ એલ. એમ. એસ ની પરીક્ષા પસાર કરી છે અને તેમના જીવનનું અન્તિમ ધ્યેય પરહિત કરવું એ છે. હૃદયમાં મારો ભવિષ્યનો જીવન સાથી મારા જેવા વિચારનો અને ગુણવાન છે. મારો લગ્ન કરવાનો મનોભાવ મેં પત્રદ્વારા તે તરૂણને જણાવ્યો અને તેમણે કાંઇ પણ આનાકાની વગર મારી માગણી મંજુર કરી.

મારાં લગ્ન થયાંને આજ ત્રણ વર્ષ સમ્પૂર્ણ થયાં છે. એક વર્ષ તો મારા પતિએ મને વિદ્યાભ્યાસ કરાવવામાં અને મનુષ્ય જીવનના ઉચ્ચ ઉદ્દેશો સમજાવવામાં ગાળ્યું. હૃદયની સરળતા, પ્રભુની નિ:સ્વાર્થ ભક્તિ, ભૂતદયા, પ્રેમ, સમતા, સાદી રહેણી અને લોકોને જેમ બને તેમ વધુ ઉપયોગી થવું એનું જ નામ જીવન સાફલ્ય છે, એવા મારા પતિના ઉપદે-શથી, અને સદ્ગ્રન્થોના વાચનથી અને મનનથી મારા અંતઃકરણમાં એક જાતનો દિવ્ય પ્રકાશ પ્રકટ થયો. ભૂમિકા તૈયાર બનાવવામાં આવી. હવે ભવિષ્યનું કર્તવ્ય વધુ મુશ્કેલ નહોતું.

શાન્તિનાં ભણકારા ફૂંકનારા યૂરોપખંડનાં રાજ્યોમાં-તૃષ્ણા અને સ્વાર્થથી નેત્રો છતાં અન્ધ બનેલા રાજ્યચાલકોના અત્યાચારથી મહાયુદ્ધ શરૂ થયું. હતું-ત્યારથી સમગ્ર ભારત વર્ષ મોંઘવારીના મહા સંકટમાં સપડાયેલ. અને તેમાં વળી દુષ્કાળે પણ પોતાનો પ્રભાવ બ-તાવવાથી હિન્દની ગરીબ પ્રજાના દુઃખનું વર્ણન કરવું જ અશક્ય છે. ગુજરાત, કચ્છ, કાઠિઆવાડ, બિહાર, ઓરિસ્સા, સંયુક્ત પ્રાન્ત અને ખાનદેશ વિગેરે ભાગમાં દુષ્કાળનો ત્રાસ અસહ્ય હતો. લોકો ઝાડપાલો ઉપર પોતાનો નિર્વાહ કરવા લાગ્યા. માતાપિતા પો-તાનાં નિરાધાર બાળકોને માત્ર અન્નને ખાતર વેચવા લાગ્યા. હજારો નિરાશ્રિત મનુષ્યો અન્નના

અભાવે મરણ પામવા લાગ્યાં. આ સર્વ પ્રકાર જોઇ તથા સાંભળી મારૂં તેમજ મારા દયાળુ પતિનું હૃદય પીગળવા લાગ્યું. મેં તેમને પુછ્યું "પ્રભુ! આપણે હવે કયું કર્તવ્ય બજાવવાનું છે"

મારા પતિએ કહ્યું.—"તમને કયું યોગ્ય લાગે છે?"

"મારી અલ્પમતિનુસાર પ્રભુ કૃપાથી આપણી પાસે જે દ્રવ્ય છે, તે દુષ્કાળ પીડિત અને રોગીઓના પ્રાણ રક્ષણ માટે વાપરવું, એવો મારો મનોભાવ છે" મેં કહ્યું

"પણ તે સર્વ ખરચાઇ જશે તો આપણે આગળ શું કરીશું?", મારી કસોટી કરવાના ઉદ્દેશથી મારા પતિએ પ્રશ્ન કર્યો

"નાથ! આપના સહવાસથી અને સદ્‌ગ્રન્થોના વાચનથી મારી સ્વાર્થપરાયણતા નાશ પામી છે, પરંતુ મારા હૃદયમાં એક શંકા ઉદ્‌ભવી છે કે મનુષ્યના નિર્બળ હાથ ઇશ્વરનો કોપ શી રીતે શાન્ત કરી શકશે? આપણા થોડાક દ્રવ્યથી સમસ્ત ભારતવર્ષમાં સળગેલા દુ ખાગ્નિને શી રીતે બુઝાવીશું?" મેં નમ્રતાથી પુછ્યું

"પરોપકાર કરવામાં મનુષ્યે ફળની કિંવા અન્યની મદદની અપેક્ષા ન રાખતાં તાત્કાળ કર્તવ્ય કરવા મંડવું જોઇએ. જે બીજાની મદદની રાહ જુએ છે તેઓનાથી કોઇ પણ કાર્ય બની શકતું નથી બીજું, પરોપકાર વૃત્તિના કર્તવ્યદક્ષ મનુષ્ય માટે પરમેશ્વર નિર્મિત કાર્યક્ષેત્ર જ છે તમે તમારૂં કર્તવ્ય બજાવો, પણ ફળનો વિચાર માત્ર પણ કરવો નહીં." મારા પતિએ મારી શંકાનું સમાધાન કરતાં કહ્યું.

હું અને મારા પતિ એક જ વિચારના હોવાથી આજ સુધીની મારી દરેક ઇચ્છાઓ ફળીભુત થવાનો પ્રસંગ આવ્યો. ગૃહકૃત્યમાંથી મુક્ત થઇ હું ગામમાં નિયમિતપણે ગરીબ અને અશિક્ષિત સ્ત્રીઓ પાસે જઇ તેઓને ઉપદેશ કરતી, ધર્મનું શિક્ષણ આપતી અને વાંચન લેખન શિલ્પકળાદિ વિગેરે શીખવાડતી. કન્યાઓમાં શિક્ષણ માટે અમારા ઘર નજીકના વિસ્તીર્ણ વૃક્ષ નીચે મેં એક નિશાળ પણ ઉઘાડી. વિધવાઓના માનસિક દુઃખોની કલ્પના કરવી પણ અશક્ય છે રા૦ ગોવર્દ્ધનરામભાઇએ કહ્યું છે કે—

"પ્રતિપળ વિધવાને નેત્ર વ્હે ઉષ્ણ વારી,
"ભગવતી ધરતીનું ઉર સિંચાય, તેથી,
"ધરતીપણું તજીને તેથી આ આર્યભૂમિ,
"સુત પદ પરદેશી લોકને દેઇ દેશે."

એવી વિધવાઓને હું યોગ્ય આશ્વાસન આપતી કોઇને નીતિનો બોધ આપતી અને કોઇને પ્રો૦ કર્વેના આશ્રમમાં અગર કોઇ વનિતા વિશ્રામમાં મોકલી આપતી

મારા પતિ દિવસે છોકરાઓને શિક્ષણ આપતા અને રાત્રિએ પુરૂષોને—જેઓ દિવસે ધંધે જતા તેમને—શિક્ષણ આપતા. થોડા વખતમાં અમારા ગામમાં અને તેની આજુબાજુ કેટલાક રોગોની ઉત્પત્તિ થઇ મારા પતિએ વિલાયતી વૈદકની પરીક્ષા પસાર કરેલી હતી છતાં પણ તેમણે આર્ય વૈદકને લગતા કેટલાક સંસ્કૃત ગ્રંથો મંગાવ્યા, મને પાસે બેસાડીને તે તેઓ વાંચતા અને સમજાવતા. દેશી ઔષધોની ફાર્મસીમાંથી કેટલીક ઉત્તમ દવાઓ મંગાવી અમે ન્હાનું દવાખાનું ઉઘાડ્યું અને તે સર્વને માટે કોઇ પણ બદલો લીધા સિવાય.

હમેશ ખુલ્લું રાખવામાં આવતું મારા પતિ દર્દીઓના ઉપર પ્રેમ રાખતા, તેમની ચિકિત્સા ઉત્તમ હોવાથી અને ઘણા દર્દીઓ સાજા થવાથી અલ્પ સમયમાં અમારા ઔષધાલયમાં સેંકડો દર્દીઓ આવવા લાગ્યા પ્રત્યેક-પ્રસંગે અમે આ લોકોને તેઓની હાનિકારક સામાજિક રૂઢી સુધારવાનો અને વ્યવહારિક દુઃખો દૂર કરવાનો ઉપદેશ આપતા. અડચણના પ્રસંગે તો સરકારના કાયદા કાનૂનથી જાણ થવા માટે, કિંવા સરકાર આપણને કેવા પ્રકારની મદદ આપી શકે એ પુછવા માટે ઘણે દૂરથી લોકો અમારી પાસે આવવા લાગ્યા. એ પ્રમાણે અમારૂં કાર્યક્ષેત્ર પ્રભુ કૃપાથી દિવસાનુદિવસ વિસ્તૃત બનવા માંડ્યું

અમોએ અમારૂં કાર્ય શરૂ કર્યું ત્યારે પ્રારંભમાં લોકોના ગ્રામ્ય વર્તનનો—અસ્વચ્છતાનો અમોને કંટાળો આવતો. કોઈ કોઈ વખત સેવા કરવા જ્યારે અમે એ લોકને ઘેર જતા ત્યારે અમારી ત્યાં કદર ન થતા કેટલાક અમારે માટે શકા ઉઠાવતા, અને કેટલાક તો શિષ્ટાચારને એક બાજુપર મૂકી અમને જેમ તેમ સંભળાવી પણ દેતા, પરંતુ અમે તે સર્વે સહન કરતા હાલ તો સર્વ લોકો અમારી સાથે પ્રેમાળપણે વર્તે છે અસ્વચ્છતા, શિષ્ટાચાર, વ્યવહાર વિગેરે બાબતોનું તેઓને હવે સારૂં જ્ઞાન થયું છે આપણે સર્વ પ્રાણી એક જ ઈશ્વરના બાળકો છીએ અને જગત એ આપણું કુટુંબ છે એવું અમોને પ્રત્યક્ષ લાગવા માંડ્યું છે ઔષધ તૈયાર કરવામાં, ગરીબ રોગીઓને ખોરાક પુરો પાડવામા, અને સ્ત્રી, પુરૂષો, તથા બાળકોને શિક્ષણ આપવામા દ્રવ્યની જેટલી જરૂર પડતી, તેટલી મદદ અમોને સુશિક્ષિત ધનવાનો તરફથી મળતી. પ્રભુ કાર્ય કરવામાં અમો નિમિત્ત માત્ર હતા. શ્રીમંત લોકો પૈસા આપે અને ગરીબ લોકોનું કામ થતું અમે માત્ર નામના અધિકારી હતા. મારા પતિ પુરૂષોના અને હું સ્ત્રીઓના જખમ ઉપર પાટા બાંધતા. તેઓના મળ મૂત્રથી બગડેલા કપડા ધોતા ત્યારે પણ અમો ઉભયની કુદરતી રીતે જ પ્રફુલ્લ મુખ [illegible] રહેતી [illegible] અમોને અલૌકિક [illegible]માનુભવ થતો! મારી તેમજ મારા પતિની સાથે [illegible]પીઆની સિ[illegible] [illegible]વામાં વાપરી નાખી છે, અને તેના બદલામાં આત્મશાન્તિ રૂપી એવી મિલ્કત અમોએ મેળવી છે કે તે એક જગત્ સંચાલક પ્રભુ જ જાણે છે

—❦—

## હિંદુસ્તાનની સ્ત્રીઓ પોતાના દેશને માટે શું કરી શકે?

હિંદુસ્તાનની સ્ત્રીઓ જીંદગીના નૈતિક અને નૈસર્ગિક બળોથી પર છે, અને તેથી તેઓએ પોતાનાં ગૃહો સુધારવા જોઈએ તેઓએ નમુનેદાર પત્નીઓ અને નમુનેદાર માતાઓ બનવું જોઈએ અસલના વખતના શૂરવીરો અને શૂરવીરાંગનાઓ વીગેરેની વાતો સંભળાવીને પોતાની સંતતિને ખરેખરી પ્રજાકીય રીતિએ તેઓએ કેળવવી જોઈએ ગૃહ સ્વચ્છતા, આરોગ્ય રક્ષણ શાસ્ત્ર અને પદ્ધતિસર બચ્ચાંઓની ઉછેરના શાસ્ત્રના નવીન સિદ્ધાંતોનું તેઓએ અધ્યયન કરવું જોઈએ શહેરી સ્ત્રીઓ તરીકે પણ તેઓ કાંઈક કરી શકે—મ્યુનીસીપાલીટી, અથવા ધારાસભાના સભાસદ થઈને જ, નહીં પોતાની ગરીબ બહેનોની મધ્યમાં વૈદકીય કામ તેઓ સારી રીતે કરી શકે. મેળાવડાઓમાં ધ્યાન લઈને માનસિક બળવાળા અને કળાકૌશલ્યથી ભરેલા દેશના તારાઓને પ્રોત્સાહન આપી તેઓ નવી નવાઈઓ કરી શકે. યાદ રાખવું જરૂરનું છે કે રાજકીય, સામાજિક, નૈતિક અને માનસિક શક્તિઓનું સંમેલન આવા મેળાવડાઓ છે.

(અનુવાદક) "મસ્ત."

## आनन्दाश्रम.

# રૂપારાત અને એમનાં ઘરવાળાં.

લેખક: શ્રીયુત "આધ્યાત્મિક"

મારી બદલી થોડો વખત દફરાબાદમાં થઈ હતી ત્યાં ઘરનું ભારે દુઃખ, શાથી જે ભાગ્યેજ આખુ રહેવા લાયક એક ઘર હતુ જેમ તેમ કરીને હાલીફાક શેરીમાં એક મકાનમા મુકામ કર્યો અહિં ઘરની પાછળ પડોશમાં એક રૂપારાત કરીને રાત (વાળંદજી) રહેતા હતા. બિચારા રાંક માણસ હતા, મરતાને મેર કહે તેવા નહોતા. માથે પાટીદારીઆ પાઘડી ઘાલતા પાઘડી હતી તો રાતી કસુંબીયા પરંતુ રૂપજીના દાદાઓએ પણ તેજ પહેરેલી તેથી તેનો રંગ માત્ર ઘનશ્યામ થઇ ગયેલો! પોતે દર હમેશ બગલમાં પોતાનું દફતર અને ગમે તો બ્હાર ગયા હોય કે ઘરમાં હોય તોપણ એક અખંડ સૌભાગ્યવતું હાથકાપીયુ (બાંડીયુ) પહેરી રાખતા. તેમના મનને ઉનાળો કે શીયાળો બધુ સમાન હતુ કારણકે તે શીયાળામા કે ઉનાળામા પોતાના હૈયાના હાર પેઠા હાથકાપીયાનો કદિ ત્યાગ નહોતા કરતા વળી કેડ ઉપર એક કાગડાની પાંખ જેવુ ઉજળુ ધોતીયુ રાખતા પછી બગલમાં કોથળી (દફતર) લટકાવી બ્હાર નીકળતા રૂપારાત જ્યા બ્હાર નીકળે કે બધાને પુછે "ભાઇ, બોડાવવુ છે?" જો કોઇ હરિના લાલ પોતાને કમનશીબે મળી ગયા તો તો તેનો બેડો પાર જ સમજવો! કારણ કે તેમની હજામતની સામગ્રી શાહિત્યપ્રદર્શનમાં મુકવા જેવી હતી અસ્ત્રા પોતે ત્રણ પ્રકારના રાખે. એક અસ્ત્રાનું નામ પોતે "ઘર ઘસીયો" કહેતા, બીજાનું નામ "આંસુ ઢાળ" અને ત્રીજાનું નામ "છોડ ઉતાર" હતું તેમાં ઘરઘસીયાનો તો કોઇકજ વખત ઉપયોગ થતો જ્યાં ત્યાં તેના ઉપર "આંસુ ઢાળ" અને "છોડ ઉતાર" નો જ પ્રયોગ થતો! અને એમની પાસે જ્યા કોઇ માણસે ક્ષૌરકર્મ કરાવ્યુ કે તેને બે દીવસ સુધી તો છોલાયેલા ભાગ ઉપર ભીના પાણીનાં પોતા મુકીજ રાખવા પડતાં. નહી તો અસ્ત્રાના ગુણ તરતજ પ્રકટ થયા વગર રહેતા નહિ! એક વખત તેમની પાસે જેણે હજામત કરાવી, તે તો બીજી કોઈ પણ વખત તેમને જરાય તસ્દી આપતું નહીં. વળી રૂપજીની નરેણી પણ નવાણું દિવસ સુધી લોકોની યાદ દાસ્તીમા કાયમ જ રહેતી! કારણ કે આપણા રાતજી જેના નખ ઉતારતા તેને કાચા કે પાકા નખ ગણુ સંભાળવાનું કાંઈપણ કારણ રહેતું નહિ!

આ ઉપરાંત પોતે પોતાને મહા પ્રવિણ વાઢકાપના તબીબ તરીકે ગણતા! અને કાંટા કાઢવામાં તેમની નરેણી ઘણી જ તીવ્ર હતી. મ્હને યાદ છે જે એક વખત એક જણના પગમાંથી એમણે કાંટો કાઢ્યો ત્યારે તેનું અરધું તળીયું ઘણીજ હિમત–હોશિયારી અને ચોકસાઇથી કોરી કાઢ્યુ હતુ અને ત્હેના શરીરમાં વધારાનું ભરાયલું લોહી શેર બે શેર કાઢી આપી પોતાની શક્તિ લોકોને સિદ્ધ કરી બતાવી હતી! આટલું છતાં પોતે હતા સ્વભાવે તો રાંક, કારણ કે એમના ઘરવાળા એમને માથે પછાડે તેવા હતા! તે બાઇનું નામ ધીરજકોર હતું, નામ તો ધીરજ હતું પણ "નામ મહિમા તે ગણે કોય?" એ હતાં ખરા નામનો અજીરો

તેમના આવા સ્વભાવને લઇને બિચારા રૂપબા રાત ઘરમાં જ રહી શકતાં નહોતાં. આખો દહાડો એમની કોથળી માને દફતર કાંધે લગાવીને આખા ગામમાં આમ તેમ રખડતાં કોઈ વળુ કરાવનાર ન મળે તો આમલીના ઝાડ નીચે બેઠા બેઠા ઝોકાં ખાતા; તે ઠેઠ રાત પડે અને ગામના છોકરા ધુળ અને કાંકરાથી તેમના ઉપર મંત્રપુષ્પાંજલી કરે ત્યારે ઉંડા નિસાસો નાખીને ઉઠે. ઘેર જવાનો તેમનો જીવ તો નહોતો ચાલતો પણ કરે શું? ક્યાં જાય? ન જાય તોએ દુઃખ અને જાય તોએ દુઃખ! ઘેર આવે ત્યારે ધીરજકુમારી તેમના નામના છાજીયા લેતાં અને મ્હો વાળતાં કે "રડ્યા! પાઘડી બળ્યા! આખા ગામમાં ભટક્યો તોયે જઈ એક ના લાવ્યો?" પણ આપણા સતગુણી મહાત્મા રૂપાગતજી ખીંટીએ પાઘડી મુકી હમણે હાથ દઈને એમના અર્ધાંગના જે કહે તે શાન્તિથી સાંભળતા! તેમની ધીરજ ઘણી જ અડગ હતી, એ ભૂલવાનું નથી (અને ન હોય તો ચાલે કેમ?—કેમ જે એમણે તો ધીરજને જ ધણિયાણી કરી હતી!) તે સન્નારી દહાડામાં દશ વખત હાથનો ચૂડો કાઢી માથામાં મારતાં અને રૂપજી બિચારા ભાગ્ય ઉપર હાથ નાખી જેમ તેમ કરીને રાત્રિ પસાર કરતા. વળી પોતે રહ્યા જરા બેખી (અફીણી,) એટલે તેમનાથી મોડું તો ઉઠાય. ત્યારે તેમનાં પત્નીશ્રીએ તેમને ઉઠાડવાને એક પ્રભાતિયું ગોખી રાખ્યું હતું, તે તેમને સંભળાવતાં. તેની બે લીટીઓ જે મને યાદ છે તે નીચે પ્રમાણે છે.

( રાગ—પ્રભાત. )

ઉઠો ને મ્હારા અદક પાંસળીયા, ખૂણે તે પડીયાં ખાતર રે;
કોથળીમાંથી ખરાં રતન ખોવાયા, લપટીયું ને કાતર રે—ઉઠોને૦

તેમની સુસ્ત ટેવને લીધે તેમના હથીયાર જાણી જોઈને જ ધીરજ સંતાડતાં. પરંતુ તેથી રૂપાગત કાંઈ ડગે તેવા નહોતા! તેમને જો બહુ ગુસ્સો થાય તો જરાક બ્હાર જઈ આવે; અગર પોતાનું નાખસ્વીતરૂં માથું ડાબી અને જમણી તરફ હલાવે! આથી ધીરજકોર તો ઘણું જ ચીડાતા ને તડુકા કરતા જે—"તારો તે કાન છે કે કોડીયો ને આંખ છે કે બાકોરાં? તારી આંખો ફોડ-લગાર ભાળ્ય ઘરમાં કાંઈ ખાવાનું છે? ધંધો ધારી કરવો નહીં ને રોંઢવાની જેમ એમ જવું ને તેમ જવું! મુઓ મારો મેં બાપ! એનાથી તો પથરા હાથે પરણી હોત તોયે કોક દહાડો ઉઘડત" આટઆટલું કહેવાથી પણ રૂપજી તો કાંઈ થયું નથી તેમ મ્હો હસતું જ રાખતા. રાત ઘરમાંથી બ્હાર પ્રયાણ કરે ત્યારે ધીરજગવરીની રીસ પડોશી ઉપર ઉતરતી "મરો નહીં તો લડનાર આપો," એના જેવો પરગજુ તેમનો સ્વભાવ હોવાથી ભાગ્યે જ તેમની સામી કોઈ જીભ ચલાવતું. અને જીભ ચલાવે તો રહે ક્યાં? ભાગવું પણ ભારે પડે! બાઈજી કેડ બાંધીને લડતા અને જો કોઈ લડનાર ના મળે તો પોતે એકલા એકલાં જ લડતા અને છાતી અને માથું કુટી નાખતાં! વગરના વચલા દહાડામાં જ્યારે બહુ જ ખુશીમાં આવે ત્યારે કોઈ કોઈ વખત કાનના કીડા ખરી પડે તેવાં મધુરાં ગીત પણ લલકારતા! તેમાંનો એક નમુનો નીચે પ્રમાણે છે—

( રાગ—ધોળ. )

ઉઠો રાંડ, ઉંચાં પછાડો, વરની વરશીના ચોખા રે ખાઓ
—સાહેલી રે આંખો મેંચીયો.

ઉપર પ્રમાણે હતું તોપણ એટલું તો કહ્યા વિના નહીં ચાલે જે હેમની પોલમાં રહેનારાં મનુષ્યો ઘણી જ ખુશીથી અને કાંઇ પણ આનાકાની કર્યા વગર તે મહોલ્લાનો બનતી તાકીદે ત્યાગ કરતા તેથી બિચારા રૂપગતને રાતે તો ફક્ત રડ્યાં ખડ્યાં કુતરાંની જ વસ્તી હતી હાલમાં તે બિચારા પોતાના ધર્મપત્નીના ઉત્તમ ગુણોનું સ્મરણ કરતા પરદેશ (સ્વર્ગલોક?) નિવાસી થયા એમ સાંભળ્યું છે!

---

## ઘડી ગમ્મત.

એક નવા ધર્મોપદેશકને ત્હેના વ્યાખ્યાનની સમાપ્તિ બાદ મુબારકબાદી આપતાં આપતાં એક વૃદ્ધ બાઇએ જણાવ્યું—"ખરેખર, મહારાજ! તમે અત્રે ઉપદેશ આપવા સારૂ આવ્યા તે પહેલાં પાપ શું કહેવાય તે પણ અમે કોઇ સમજતા ન હતા!"

* * * * *

રાજકીય નેતાએ જણાવ્યું—"એ કેવું વિલક્ષણ વૈચિત્ર્ય છે કે એકની એક બાબતની જૂદા જૂદા મનુષ્યોના ઉપર જૂદી જૂદી અસર થાય છે!"

'તે શી રીતે?' મ્હેં નમ્રતાથી પ્રશ્ન કર્યો

"અરે, હું તો મ્હારા વ્યાખ્યાનને ઉદ્દેશીને કહેતો હતો એ વ્યાખ્યાન તૈયાર કરતાં મ્હારે ચાર ઉજાગરા કરવા પડ્યા પરન્તુ જેમણે તે સાંભળ્યું તે શ્રોતાજનો સાંભળતાં વારને નિદ્રાવશ થઈ ગયા!'

* * * * *

વગર પૈસે વૈદકીય સલાહ મેળવી નુસખો બનાવવાની ખાસીઅત ધરાવનાર, એક શખ્સે પુછ્યું—ડાક્ટર સાહેબ! સળેખમ થયો હોય તો શું કરવું?"

"દાક્તરની સલાહ લેવી, મ્હારા મિત્ર! રોકડો જવાબ મળ્યો.

* * * * *

ન્હાનો—'મહેનત શિવાય પૈસા કમાવાની એક યુક્તિ મ્હેં ખોળી કાઢી છે'

મ્હોટો—'ત્હારી બુદ્ધિને માટે પ્રથમથીજ મ્હને ઘણો સારો સારો અભિપ્રાય હતો! ને શું છે વળી?'

ન્હાનો—મ્હોટા વારસા વાળી લખપતિની એકની એક દીકરીને પરણવું! બીજું શું વળી? એથી કમાવાની બધી આપદા ટળી જશે!'

* * * * *

વકીલ—'હવે, સાહેબ, તોહમતદારના વિષે કાંઈ પણ તમે જાણતા હો તે કહો.

સાક્ષી—'હું એને વીશ વરસથી પીછાણું છું'

વકીલ—મ્હારે હવે તમને એટલુંજ પૂછવાનું છે કે જાહેરમાં એણે સુલેહનો ભંગ અથવા ધાંધલ કદી પણ કર્યાનું તમારી જાણમાં છે?'

સાક્ષી—'હા, સાહેબ—એ પ્રખ્યાત વગાડનારીઓના બેન્ડમાં જોડાએલો હોઇ, હમેશાં પડઘમ જોરથી વગાડતો હતો!'

## જરૂરનો પુરાવો

થોડાજ સમય પહેલાં એક કારખાનું કે જે છેલ્લામાં છેલ્લી રીત મુજબ સઘળું કામ તૈયાર કરવામાં આવ્યુ હતું, તેમાં વીજળીની બત્તીઓ અને પંખા પણ હતા. તેમાં એકાએક આગ લાગી. આગ હોલવનારાઓની અથાગ મહેનત છતાં તે કારખાનું બળી ગયુ બીજે દીવસે સવારમાં એક તદ્દન નવા સીપાઈ (જેની દુરના ગામડામાંથી તે ગામમાં બદલી થઇ હતી તે) ને આગ લાગેલી જગ્યાએ આગ લાગ્યાનું કારણ શોધી કાઢવા મોકલવામાં આવ્યો.

કારખાનાના મેનેજરને કેટલાક સવાલ પુછ્યા બાદ બત્તીઓ જે માણસ સળગાવતું હતું તેને મળવા પોતાની ઇચ્છા દર્શાવી

મેનેજરે કહ્યું કે વિજળીક બત્તીઓની સ્વીચ (કળ) તેના પોતાના તાબામાં હતી.
સીપાઇએ પુછ્યું ત્યારે તો હું ધારૂં છુ કે તમેજ વિજળીક બત્તીઓ સળગાવો છો ?
મેનેજરે જવાબ આપ્યો "હા જી"

સીપાઇ (ઉશ્કેરાતો) બોલ્યો 'હવે મારા સવાલનો જવાબ આપવાને સાવચેત રહેજો. કારણ કે જો તે જવાબ સંતોષજનક નહી નીવડે તો તમારી સામે તે જવાબ પુરાવામાં રજુ થશે કહો હવે—જ્યારે તમે ગઈ કાલે રાતે વિજળીક બત્તીઓ સળગાવી ત્યારે દીવાસળી કયાં નાખી હતી ?'

(મળેલુ.)

---

## જ્ઞાન ગગામા-સ્નાન અને પાન !

એક નગરમાં કાશીથી એક ઘણુંજ વિદ્વાન ઋષિરાજ આવી ચડયા આમને ઉપદેશ દેવામાંજ પોતાના અમૂલ્ય વખતનો ઉપયોગ તે કરતા હતા. પરંતુ ઉપદેશ પ્રમાણે તે આચરણ કરતા હોય તેમ એક વાણીઆને લાગ્યુ નહી એક દહાડો તે વાણીઆએ તેમની પરિક્ષા કરવા પોતાને ત્યા ભોજન લેવાનું આમંત્રણ કર્યું ઋષિ મહારાજે તો સ્વિકાર્યું તે વાણીઆએ પોતાની સ્ત્રીને આગળથી એવુ સુચવી રાખ્યુ હતું કે બીજી બધી રસોઇ ઠીક ઠીક કરજે પરંતુ ભાજીમાં તો એવાં સ્વાદીષ્ટ કરજે કે તેના ઉપરજ મહારાજ હાથ મારે ! જમવાના સમય વખતે વાણીઆએ મહારાજને કહ્યું ' ગુરૂ મહારાજ, આપ સ્નાન કર લો ભોજન તૈયાર હય

તુરતજ મહારાજ બોલ્યા 'બચ્ચા, હમકુ સ્નાન કરનેકી જરૂરત નહીં હે હમ તો જ્ઞાન ગગામેંહી સ્નાન કરતે હય વાણીઆએ જાણ્યુ કે મહારાજને ખુબ ભરાબર લાગી છે કાંઇ ફિકર નહી ! જમવા બેસાડી દીધા. ભાજીઆં એવા સરસ થયા હતાં કે મહારાજે તો દાટ વાળી નાખ્યો ! પછી તેણે પોતાના દીવાનખાનામાં આરામ લેવાનું મહારાજને કહ્યું મહારાજ સુઇ ગયા પાછળથી ખારી ભારણ્યું બધા બેમ થયા. હવે મહારાજને બહુજ તરસ લાગવા મંડી તે બોલ્યા કે 'બચ્ચા પ્યાસ બહોત લગી હે પાની લા દે વાણીઓ બોલ્યો મહારાજ આપકું પાનીકી ક્યા જરૂરત હય ? જયસા જ્ઞાન ગગામે સ્નાન કીયા હય વોહી પ્રમાણે જ્ઞાન ગગામે જી જળ પાન કર લો !

આથી મહારાજનું દંભીપણું સમુળ જતુ રહ્યું

કેશવલાલ ગુ. ફોગદાર

## ગૃહવિદ્યાલય.

# રાષ્ટ્રભાષા હિન્દીનો અભ્યાસ.

હિન્દી ભાષા હિંદના ઘણાખરા પ્રાંતોમાં પ્રચલિત છે, ત્રણ વર્ષથી પૂજ્ય મહાત્મા શ્રી ગાંધીજીના પ્રયાસથી તે રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારાઇ છે હવે આપણા ગુજરાતી ભાઈઓ તેની સાથે પરિચય કરે અને તેને માતૃભાષા જેટલીજ સારી રીતે પોતાની કરી લે, તે ખાસ આવશ્યક છે પ્રારંભિક અભ્યાસ માટે "હિંદી-ગુજરાતી શિક્ષક" બાળપોથી (પ્રીમર) સુંદરી સુબોધના ગ્રાહકો પ્રતિ રજુ કરવામાં આવી છે* કહેવાની જરૂર નથી કે તે સર્વ પાઠ નામદાર સિંધિયા સરકારની શાળાઓમાં તેમણે ખાસ તૈયાર કરાવેલી વાચનમાળામાંથી લેવામાં આવ્યા છે. તે વાંચનમાળા રોચક છે ટાઈપ મ્હોટા છે ફક્ત તેમાં ચિત્રો નથી મધ્ય પ્રાંતમાં હિંદીની ખાસ વાચનમાળા ચાલે છે તે સંસ્કૃતથી વધારે મિશ્રિત છે, અને મુંબાઈની "મરાઠી વાંચનમાળાની" ધાટી પર તૈયાર થએલી છે આ ઉપરાંત યુક્તપ્રાંતમાં "હિંદી શિક્ષાવલી" નામની વાચનમાળા ચાલે છે તે પણ સારી છે તેમાં ઉર્દુનું થોડું ઘણું મિશ્રણ છે આ જુદી જુદી વાંચનમાળાના પુસ્તકોની કિંમત સસ્તી એટલે બેથી પાંચ આના સુધીની છે સિંધિયા સરકારની વાચનમાળા ગ્વાલિયરમાં, મધ્યપ્રાંતની નાગપુરમાં, અને યુક્તપ્રાંતની-પ્રયાગમાં પુસ્તક વેચનારાઓને ત્યાંથી મળે છે હમણાં એક નવી વાચનમાળા મારા જોવામાં આવી છે, તે મને ઘણી સારી લાગે છે પ્રયાગના રાય નારાયણલાલ નામના પુસ્તક વચનારાએ તે પ્રગટ કરી યોગ્ય હિંદી સાહિત્ય પ્રેમીઓને હાથે તૈયાર કરાવી છે તેની બ્હાર કિંમત, ચિત્રો, વખાણવા લાયક છે તે વિગેની હકીકત નીચે પ્રમાણે છે —

| | | | | | |
|---|---|---|---|---|---|
| હિન્દી બાળબોધ | ભા. ૧ | ૦)- | કન્યાબોધિની | ભા. ૧ | ૦)ા |
| ,, | ભા. ૨ | ૦)ાા | ,, | ભા. ૨ | ૦)= |
| ,, | ભા. ૩ | ૦)= | ,, | ભા. ૩ | ૦)= |
| ,, | ભા. ૪ | ૦)ાા | ,, | ભા. ૪ | ૦| |
| ,, | ભા. ૫ | ૦| ૦ાા | ,, | ભા. ૫ | ૦|- |

આપણી બાલિકાઓને માટે કન્યાબોધિનીના સર્વ ભાગ ઘણાજ ઉપયોગી છે.

હવે માસિકો વિષે કહીએ સુવિખ્યાત "સરસ્વતી" માસિકથી ગુજરાતી ભાઈ બ્હેનો અવિદિત નથી તે પ્રયાગમાં "ઇન્ડીઅન પ્રેસ"માં છપાય છે તેજ પ્રેસ-વાળા-અનવાર ઘણાં હિંદી પુસ્તકો પ્રગટ કરે છે જન સમાજને માટે તેઓ મહત્વના છે તેમની સૂચી સરસ્વતીના કોઈ પણ અંકમાંથી મળી આવે એમ છે બાળકો માટે, યુવાનો માટે, તેમજ સ્ત્રીઓ માટે સારા પુસ્તકો તેમાં છે તેજ પ્રેસમાંથી છોકરાં માટે "બાળ સખા" નામનું સુંદર માસિક પ્રગટ થાય છે વાર્ષિક વર્ગણી ૨ ા ની છે તેમાં સુંદર વાર્તાઓ,

*સુન્દરી સુબોધ, ૧૯૧૯ના નવેમ્બર; ડીસેમ્બરના અંકમાં તે પ્રકટ થઇ છે.

રસિક તેમ મનોહર કવિતાઓ, આકર્ષક ચિત્રો વગેરે ઠીક પ્રગટ થાય છે. રાષ્ટ્રીય ભાવના વાળા "પ્રતાપ" પત્રના અધિપતી તરફથી "પ્રભા" નામનું અત્યુત્તમ માસિક હમણા નીકળવા માંડ્યું છે વાર્ષિક વર્ગણી રૂ. ૫) છે તે રાષ્ટ્રીય લેખોથી ભરપુર છે. "સરસ્વતી" કરતા પણ ઘણુંજ આગળ પડતુ છે તે કાનપુરમા પ્રગટ થાય છે વિજ્ઞાનની આલમ માટે પ્રયાગ "વિજ્ઞાન પરિષદ" નું "વિજ્ઞાન" પત્ર ખરેખર અમોલ્ય અને ઉપયોગી છે એવુ માસિક વિજ્ઞાનના વિષયો સંબંધી હિંદની ભાષામાં બીજુ ભાગ્યેજ હશે આપણી બ્હેનોને માટે પ્રયાગ, ક્વનસગંજ નિવાસી શ્રીમતી યશોદા દેવી "કન્યા સર્વસ્વ" તથા "સ્ત્રી ધર્મ શિક્ષક" નામના બે માસિકો કાઢે છે જાનો ભાગ છે ભાષા તદ્દન સાદી, ઘરગતું અને આનંદ દાયક છે વાર્ષિક લવાજમ દરેકનુ રૂ. ૨) થી ૨॥ સુધીનું હશે વળી તે બ્હેન અવારનવાર ઘણા સ્ત્રીઉપયોગી નાનકડા પુસ્તક પ્રગટ કરે છે તેઓ સ્ત્રી જાતિને બહુ કામના છે કિમત રૂ ०॥ થી ૧) સુધીની છે તેમનું સૂચિપત્ર જોવા જેવું છે બીજું માસિક "સ્ત્રી દર્પણ" પ્રયાગમા નીકળે છે, તે પણ સુંદર છે તે પણ એક વિદુષી બ્હેનના તંત્રીપણા નીચે છે.

બાળકો માટે "બાળસખા" ઇંડીઅન પ્રયાગ, હિન્દી પ્રેસ (ઇન્ડીઅન પ્રેસ નહિ) તરફથી શ્રીયુત રામજીલાલ શર્મા 'વિદ્યાર્થી' નામનું સચિત્ર ઉમદા પત્ર પ્રગટ કરે છે, તેમજ મીરત (મેરઠ) માં શ્રીયુત નાનકચંદ (એમ. એ) "બાલ હિતૈષી" નામનુ પત્ર કાઢે છે દરેકનું વાર્ષિક લવાજમ લગભગ રૂ. ૨) થી ૨॥ સુધીનુ હશે.

કાશી "નાગરી પ્રચારિણી સભા" તરફથી પ્રગટ થતા સાહિત્ય ગ્રંથિકા માટેનાં પુસ્તકો પણ આદર્શ હોય છે. ભાષા કઠણ તો હોય પણ સાહિત્ય ભાવના સારી. મારી પાસે તેમનું "ભાષાસાર સંગ્રહ" તથા "હિંદી પત્ર બોધ" છે પહેલામા ઉત્તમ લેખકોના ફકરા છે કિમત રૂ. ૧) છે બીજુ હિંદીમા પત્ર લખવાની રૂઢિ બતાવનારૂ પુસ્તક છે કિમત રૂ ०)॥ છે તે વાચવાથી હિંદીમા કાગળ પત્ર કેવી રીતે લખાય તે સારી રીતે સમજાય છે

છેવટે હાલના સમયમા ઘણીજ પ્રખ્યાતી પામેલુ શ્રીયુત જીવનલાલસિંહનું દેવદર્શન નામનું (કિમત રૂ. ૨ નું) ગદ્ય પુસ્તક તથા સિરગામ, ઝાંસીના કવિરાજ મૈથિલી શરણ ગુપ્ત કૃત "ભારત ભારતી" (કિમત રૂ ૧।) જયદ્રથ વધ (કિમત રૂ. ०॥=) તથા "રંગમે ભંગ" (કિમત રૂ ०।=) એ પદ્ય પુસ્તકો વાચવાની આપણી દરેક બાઈ બ્હેનોને ભલામણ કરી આ મારો લેખ સમાપ્ત કરૂં છું

પુનમચંદ કેશવલાલ શાહ (બી. એ.)

---

એકજ દેખાવના બે બન્ધુઓ.

બ્રીસ્ટલ ખાતે બે ભાઈઓ વસે છે જેઓ દેખાવમાં એક બીજાને એટલા બધા મળતા આવે છે કે એક બીજાને ઓળખવો તદ્દન મુશ્કેલ થઈ પડે છે બન્નેના શરીરની લંબાઈ અને પહોળાઈ એક સરખીજ છે બન્નો એકજ ધન્ધામા પડેલા છે. અને બન્નેને ત્રણ ત્રણ છોકરા તથા એકેકી દીકરી છે ઉપરાન્ત તેમને માબાપ પણ એકજ હતાં।

—અકિંચન.

**प्रवासमंजरीः**

# કામાક્ષાદેવીની યાત્રા

અથવા

## અમારી કામરૂપ દેશની મુસાફરી.

લેખક: શ્રીમાન્ સ્વામી શિવાનન્દજી તથા પરમાનન્દજી.

[ સુન્દરી સુબોધના ગયા અંકથી ચાલુ: ]

૨.

હાથરસ

અતે અમે હાથરસ આવી પ્હોચ્યા: સ્ટેશન ઉપર ઉતર્યા પછી, ક્યા મુકામ રાખવો, તે વિશે વિચાર કરતા હતા, એટલામાં એક બ્રાહ્મણ અમારી પાસે આવી નમસ્કાર કરીને પગે લાગ્યો. ઉતારાના વિચારમાં અમને જોઇને તેણે કહ્યુ કે અહિં પાસેજ અમારા શેઠની "છત્રી" છે, ત્યા આપને ઉતરવાનું ઠીક પડશે. [ કોઈ શેઠ શાહુકાર મરણ પામે, તેની યાદમાં એકાદ મકાન બાંધી, તેની સાથે કૂવા બગીચાની સગવડવાળુ મન્દિર બનાવવામા આવે છે, તેને ઉત્તર હિન્દુસ્થાનમા "છત્રી" કહે છે ]

અણધાર્યા આવા શુભ સમાચાર મળવાથી, વધારે ભાંજગડ કર્યા સિવાયજ, અમે તેની સાથે ચાલ્યા. રેલ્વે સ્ટેશનની તદન નજીક, રેલ્વેની લાઈન ( સડક ) ની પાછળ તે મકાન આવેલું પાચ મિનિટમાં અમે ત્યા આવી ગયા અને તેની મેડી ઉપર અમને ઉતારો મળ્યો. આ મકાન લાલા ગોપીનાથજી નામના અહિંના એક શેઠે પોતાનો પિતાજીના સ્મરણાર્થે બંધાવેલું હતું, અને ત્હેમા બગીચો, કૂવો, દેવાલય વગેરે પણ સારા હતા. આવી સરસ જગ્યા ઉતરવા માટે મળવાથી અમોને બહુ આનન્દ થયો. ગોપીનાથ શેઠ આ શહેરમાં એક ગર્ભશ્રીમન્ત હોઇ, ઘણાજ મીલન સાર, નિરભિમાની અને આસ્તિક હતા. અને અમોને આ સ્થળમાં ઉતારો આપનાર તેમનો મુનીમ ભોળાનાથ, તે પણ બહુ આનન્દી તથા પ્રેમી હતો. તેની આસ્તિકતા વિશે તો લખવુ નકામું જ છે; કારણ કે વગર ઓળખાણે અમારી તરફ આટલો ભાવ, એજ તેની ખાત્રી આપવાને માટે બસ છે. અમને આગમા ઉતારો આપીને તે પોતાના શેઠને ખબર આપવાને ગયો તે દરમિયાન અમે ન્હાઈ ધોઈ અમારા નિત્ય કર્મથી ફારગ થઈ ગયા. શેઠજીની સાથે મુલાકાત થતાં અમને ઘણો આનન્દ થયો. અમારે જે કાંઈ જોઇતું કરતુ હોય તે લાવવાને માટે એક સીધાવાળા તથા એક કન્દોઇની દુકાને બન્દોબસ્ત કરવામા આવ્યો અને શેઠે એક રસોઇયો પણ મોકલી આપ્યો આ પછી અમને હવે શાની ચિન્તા હોય? એક બે દિવસ તો નગર ચર્ચા કરતા અમે અહિં આરામમાં રહ્યા.

પરન્તુ એટલામા આમના લોકો અમારી હકીકતથી જાણીતા થવાથી રહવારના પ્હોરમાંથીજ દરદીઓનો જમાવ થવા લાગ્યો અને પાછળથી તો અમને છૂટથી હરવા ફરવાનું પણ બન્ધ થઇ ગયું ! અનેક જાતના દર્દો અને જૂદી જૂદી પ્રકૃતિના દરદીઓનું યથાચિત વર્ણન આવા મુસાફરીના અહેવાલમા આપવું મુશ્કેલ છે, પણ થોડા મુખ્ય દરદો ઉપર અમે જે દવાઓ આપી તે વાચનારના લાભાર્થે અહિં દર્શાવી છે *

**માથાનું દરદ:** એક દરદી, જે વકીલાતનો ધંધો કરતો હતો, તે માથાની નબળાઇને લીધે ઘણા મહિનાથી પીડાતો હતો, અને તેની હાલત દયાજનક હતી તેણે અમારી સલાહ ઉપરથી નીચે જણાવેલો પ્રયોગ કર્યો, જેથી તેને તદન આરામ થઇ ગયો તથા પોતાના ધંધામા પણ પાછો સામેલ થઇ શકયો હતો.

(૧) ચાંદીની ભસ્મ,–પ્રવાલ ભસ્મ, મોતી ભસ્મ, બાસકપૂર, તથા ઇલાયચી,–એ સઘળુ સરખે ભાગે લઇ, બારીક ભૂકો કરીને મીલાવી લેવું પછી દર સવારે,–ખસખસ ચાર આની ભાર, બદામના ગોળા દસ સાકર તોલો એક તથા માખણ તોલા બે,–બધાંને ખાંડી મિલાવીને, તેમાં ઉપર લખેલા મિશ્રણમાંથી એક વાલ જેટલું લઇ, અંદર બરોબર મિલાવીને ચાટી જવુ

(૨) સવારે ચાર વાગે,–સફરજનનો મુરબ્બો, બીટનો મુરબ્બો, આમળાનો મુરબ્બો, હરડેનો મુરબ્બો, પ્રવાલ ભસ્મ, હકીક ભસ્મ, તથા જહેરમોરા,–દરેક ચાર તોલા લઇ, બધાંને મીલાવી રાખવુ અને દરરોજ અડધો તોલો લેવુ.

(૩) અને રાતે ખાવાને માટે નીચે જણાવેલી દવા તૈયાર કરવી હરડા, હરડે, દીમજ, તથા બેહેડા,–દરેક તોલો દોઢ તથા આમળા તોલા સાડા ચાર, કીસ્તુ ખુદુસ તોલા પાચ, ઘી તોલા સાઠ, સાકર તોલા વીસ તથા મધ શેર એક,–એ વસ્તુઓને ખાંડી ઘીનું મો(વ)ણ આપી તથા સાકર મધ તેમાં મેળવી, તેને પથ્થર અગર કાચની બરણીમાં રાખવી, અને તે ધાનમા ૫૦ દિવસ દાટી રાખવી. તે પછી તેમાંથી દરરોજ રાતે સુતી વખત ગરમ દૂધ સાથે એક રૂપિયાભાર લેવુ

* આ પ્રયોગથી માથાના દરદ મટે છે, નબળાઇ દૂર થાય છે અને શરીરની કાન્તિ વધે છે.

* ખાસનોંધ'—આ લેખમાં દર્શાવેલી કોઇપણ દવાનો ઉપયોગ કરતાં પહેલા પોતાની હકીકત સ્વામીજીને વીસનગર (ઉત્તર ગુજરાત) એ સરનામે લખી ત્હેમની સલાહ લેવી એ ઉત્તમ છે. આ સૂચનાનું એક કારણ એ પણ છે કે કદાપિ કોઇ કારણને લીધે કોઇ દવા અથવા ત્હેનું પ્રમાણ છાપવામા કાંઇ ભૂલ થઇ ગઇ હોય, તોપણ તેથી તે દવા લેનારને નુકશાન ન થાય. વળી સ્વામીજીની સલાહ [ જે તેઓ નિસ્વાર્થે અને કેવળ લોકહિતાર્થે કાંઇ પણ ફી (પૈસા) લીધા શિવાયજ આપે છે તે] પ્રથમથી લખી પૂછાવવાથી દરેક રીતે લાભકારક છે, એ દેખીતું છે

તન્ત્રી, સુ. સુ.

**વીસફુટીકનું દરદ:** એક બિચારો વીસફુટીક (સીફીલીસ-Syphilis)ના દરદથી પીડાતા બિમારની હાલત જોઈને શરીરના રુવાડા ઉભા થઈ જતાં હતાં. આ દરદ વ્યભિચારી અને દુરાચારી માણસને થાય છે અને તે ચેપી રોગ છે તેથી થતી માણસની દુર્દશા દરેક માણસને ચેતવણી આપે છે કે મદ્યાસક્તના ગન્દાનું કેવું ભયંકર પરિણામ આવે છે?—આ આદમીને ઠેકાણે ઠેકાણે ચાંદીઓ અને નાસૂર પડી ગયા હતાં. તાળવામાં છિદ્ર થયા હતા નાક બેસી જવાની અતિ ઉપર આવેલું હતું, .. .. .. સાંધા અટકી ગયા હતા અને આંખોમાં ખાડા પડેલા તથા દાંત હાલી ગયેલા—ટૂંકામાં એ કે તે ઝેરવાથી લાચાર થઈ ગયેલો, સાવ કટાળી ગયેલો હતો જાણે પોતાની ત્રાસજનક હાલત બતાવીને જગતને બોધ આપવાનેજ જીવતો રહ્યો હોય, એવી એ દરદીની સ્થિતિ હતી. તેને નીચેની દવા લેવાની સલાહ આપી હતી (૧) પ્રથમ તેને ઇન્દ્રવરણાનો જુલાબ આપ્યો અને પછી દવા શરૂ કરી (૨) અજમો ખુરાસાની, અજમો તથા અજમોદ,—એ દરેક ચીજ તોલો ૦।, એલચી દાણા તોલો ૦॥, કાળા મરી તોલો ૦॥, લવિંગ તોલો ૦॥, રાઈ તોલો ૦॥, શુદ્ધ રસકપૂર તોલો ૦॥, પાન તોલો ૦।, અને આદુનો રસ તોલો ૦।, એ બધી દવાઓને વાટીને તેની ચણા ચણા જેવડી ગોળીઓ વાળી, અહીંથી ૫-૭ તોલા સુધી માખણની સાથે એક ગોળી સવારે અને તેજ પ્રમાણે સાંજે,—એ પ્રમાણે સેવન કર્યું (પરેજી)—એટલી કે મીઠું, મરચું, તેલ, ખટાશ, વગેરે બંધ કર્યું અને ખોરાકમાં—ઘઉં, ચોખા, ચણા સાકર, ઘી, તથા દૂધ વગેરેની રજા આપી. આ પ્રયોગથી, અમે જ્યારે મુસાફરીથી પાછા ફર્યા ત્યારે તે દરદીની તબિયત સારી થયેલી જોઈને અમે ઘણાજ ખુશી થયા હતા. આ દવા લોહીવિકારના દર્દો માટે અગત્ય ઉપયોગી છે

**રસકપૂર** આ દવાઓમાં રસકપૂર જે વપરાય છે તે પ્રથમ શુદ્ધ કરવું જોઈએ તેનો વિધિ આ પ્રમાણે છે—રસકપૂર તોલા ૨, ઘી શેર ૦॥ માં નાખીને ધીમે તાપે ૧૨ કલાક સુધી તપાવવું એટલે રસકપૂર શુદ્ધ થશે. તેનો ધૂમાડો **આંખમાં ન જાય તેથી સાવચેત રહેવું.** કારણ કે તેમ થવાથી આંધળા થવાનો ભય રહે છે અને તે ઘી ઉપયોગમાં ના લેતા ખાડો ખોદીને જમીનમાં દાટી દેવું

**સસણી (વરાધ)** એક શ્રીમન્તનું નવ મહિનાનું એકનું એક બાળક વરાધથી પીડાતું હતું અને ફેફસામાં કફ ભરાઇ ગયો હતો, પાંસળામાં ખાડા પડતા હતા, ધમણની પેઠે શ્વાસ ચાલતો હતો. આખા કુટુમ્બે તેના જીવ્યાની આશા છોડી દીધી હતી તેને જોવાને અમને લઈ જવામાં આવ્યા /"જ્યાં સુધી શ્વાસ, ત્યાં સુધી આશ:" એમ માનીને અમે તેને પ્રથમ નીચે પ્રમાણે એક જુલાબ આપ્યો.

(૧) શુદ્ધ નેપાળો તોલો ૦॥, કાથો તોલો ૦॥, તથા ગુલાબના ફુલ તોલો ૦॥,—એ બધાને લઈ ગુલાબ જળમાં વાટીને, તેમાંથી ત્રણ ચોખા ભાર લઈ ગરમ પાણીની સાથે આપી દીધું.

થોડીવારમાં દસ્ત તથા ઉલટી થઈ તેણે આંખ ઉઘાડી.

**નેપાળો.** નેપાળો શુદ્ધ કરવાનો વિધિ નીચે મુજબ છે નેપાળાના બીજ એક ઝીણા કપડામાં બાંધી, એક મોટી હાંડીમાં તેના ચોથા ભાગમાં છાણ નાખી, તેમાં એક ભાગ પાણી નાખવું એટલે હવે અડધું વાસણ ખાલી રહેશે. તેની અંદર

પેલી નેપાળાની પોટલી મૂકી દેઇ, ધીમે તાપે ત્રણ કલાક સુધી તપાવવી. પછી તે પોટલી તેમાથી કહાડી લેવી અને ધોઇને ત્રણ કલાક સુધી પાછી છાશમા તેજ પ્રમાણે પકાવવી તે પછી તેને બહાર કહાડીને નેપાળા ઉપરથી ફોતરાં કહાડી નાંખવા અને ચાકુ (છરી) વડે વચોવચથી બબે કટકા કરવા. તેની અંદરથી ઝીણી પાદડી નીકળશે તે પણ કહાડી નાંખવી એટલે એ નેપાળા શુદ્ધ થશે.

**વછનાગ:** વછનાગ પણ નેપાળાના જેટલોજ ઉપયોગી છે. તેથી તેને પણ શુદ્ધ કરવાનો વિધિ આપ્યો છે શીંગીયા વછનાગના ચણા જેવડા કકડા કરીને, તેને ત્રણ કલાક સુધી ગાયના મૂત્રમા ધીમા તાપે પકાવી, પછી તેમાંથી કહાડી લેઇ, પછી ત્રણ કલાક સુધી દૂધમાં પકાવીને તેમાથી કહાડી લેવો. તે પછી ત્રણ કલાક સુધી તેને ટાઢા પાણીમા પખાળી મૂકવો એટલે તે શુદ્ધ થશે. જુલાબ આપ્યા પછી—

(૨) શુદ્ધ વછનાગ, કાળાં મરી, ટંકણખાર, હીંગળોક તથા પીપર, એ બીજોને ત્રણ કલાક સુધી લીંબુના રસમાં વાટી, તેની કાળા મરીના જેવડી ગોળીઓ વાળવી તેમાંથી અર્ધી અર્ધી ગોળી સાકરના પાણીમા સ્હવાર સ્હાજ આપવી શરૂ કરી

આ પ્રયોગથી તે બાળક થોડા દિવસમાં તદન સાજો થયો. ધગધગનું દરદ ક્ષયકર હોવાથી અને તેથી હજારો બાળકોનો નાશ થતો હોવાથી, આ પ્રયોગની ભલામણ કરી છે

**પ્રમેહની દવા:** શ્રી ભોળાનાથજી જેઓ અમુક વખત સુધી સાધુ રહીને પછી કેટલાક સંજોગોને લેઇને પાછા ગૃહસ્થાશ્રમી થયા હતા તેમની બતાવેલી એક પ્રમેહની દવા ઠીક લાગવાથી અત્રે ઉતારી દીધી છે કોડીયો લોબાન (માસા ૪) તેને બારીક વાટીને તેમાં સુખડનું તેલ (માસા ૧) ઉમેરવુ તથા તે બન્ને ચીજો બરોબર મળી જાય એટલે સંગમરમરાહી (આરસના પથ્થરમાંથી એક જાતનો પથરો નીકળે છે તે) નું ખૂબ બારીક ચુરણ કરી, ઉપરની મિલાવટમા ત્રણ ગોળી વળે એટલું નાંખી, ત્રણ ગોળીઓ કરવી, અને તેમાંથી એકેકી દરરોજ દરદીને આપવી।

**કેળવણી ?** કાશ્મીરના મહારાજાની પાસે એક સીદી (હબસી) નો બાર વર્ષનો છોકરો ઘણો ઉંચો, કદાવર, હૃષ્ટ પુષ્ટ હતો, તે અમારી પાસે આવ્યો. પ્રથમ જ્યારે એને એના દેશ (આફ્રિકા) માથી લાવ્યા હતા, ત્યારે તે તદન નાગો, આહારમાં એક બકરાનું કાચુ માસ ખાઈ જતો, અને પશુઓની પેઠેજ વર્તન રાખતો હતો. હવે તે કેળવાયલા વર્ગના સહવાસમાં રહેવાથી સભ્યતાનું પૂતળુ બની ગયો હતો અને ઘણીજ નમ્રતાથી વાતચીત કરવા ટેવાઇ ગયો હતો. પણ એક વાત તો અમને સ્પષ્ટ સમજાઇ. પ્રથમ જે એનામા અત્યત નિડરતા, હિમ્મત, શૂરતા હતી, તેમાં ઘણો ફેરફાર થઈ ગયો લાગતો હતો. દાક્તરીવિદ્યા અને કેળવણી અને મનના સંસ્કાર માણસને પશુઓમાંથી છૂટા પાડેજ છે, પણ તેની સાથે તેની શૂરવીરતા, નિર્ભયતા અને સ્વતંત્રતા ઉપર તો તે છૂરી જ મૂકી દે છે!

વરસમા અમે એક દિવસ ગોકુલવાળા કન્હૈયાલાલજી મહારાજનો આગ્રહ હોવાથી લાલા ગોપીનાથજીની સાથે ગોકુલ જઇ આવ્યા. મહારાજ મીલન

**શૈવ અને વૈષ્ણવ:** સાર અને પ્રેમી હતા ( રહાંથી અમે પાછા આવ્યા હતા અને વૃન્દાવનવાળા મધુસુદનલાલજી મહારાજે તો હાથરસમા આવીને લાલાજીની મારફતે મુલાકાત લીધી હતી. ઘણા અનાડી વૈષ્ણવો શંકર અથવા શિવનું નામ લેતા પણ બ્હીએ છે ( અને શીવનુ કહેવુ હોય ત્હેને બદલે દોરા ભરવા એમ કહે છે ! ) પણ મહારાજ પોતે હમ્મેશા કાષાય ( ભગવાં ) વસ્ત્ર ધારણ કરતા અને શૈવ તથા વૈષ્ણવ વચ્ચે કાંઇ પણ ભેદ નથી, એમ તેઓ કહેતા જેઓ આવી ભેદ બુદ્ધિ ફેલાવે છે તેઓ કેવળ સ્વાર્થને લીધે, પોતાના શિષ્ય વર્ગમા પોતાનું મહત્વ અને પોતાની તરફ અન્ધ શ્રદ્ધા વધારવાની ખાતરજ એવો ખોટો ઉપદેશ કરતા હશે, એમ તેઓશ્રીની માન્યતા હતી.

ગુજરાતમાંથી કેટલાક કુટુમ્બો ધધાર્થે હાથરસમા આવીને વસેલા છે અમે ગુજરાતમાંથી આવીએ છીએ, એવુ સાંભળીને અમને તેઓ મળવા

**પરદેશમાં દેશીભાઇ.** આવતા તથા ઘણા પ્રેમથી જાણે પોતાના બન્ધુઓને મળીને આનન્દ માને, એમ અમને મળીને ખુશી થતા, તથા અમને પોતાને ઘેર તેડી જઇને ઘણા સ્નેહથી ભિક્ષા કરાવતા કોઇ પણ ઠેકાણે જમવાનો અમે રિવાજ નહિ રાખેલો, છતાં એ ગુજરાતી લોકોને ત્યા જવાની અમે ના પાડી શક્યા નહિ. કારણ કે અમે તરતજ ગુજરાતમાંથી ગયેલા, (જ્યા અમે ઘણાં વર્ષોથી રહેતા હોવાથી ગુજરાતના વતનીઓને જોઇને અમને પણ સ્વાભાવિક રીતે પ્રેમ થતો. ( પરદેશમા ગયા પછી કોઇ દેશી બન્ધુ મળી જાય તો ઘણોજ આનન્દ થાય છે ભલેને, પોતાના દેશમા ત્હેની સાથે આપણને કદિ બોલાવવાનો પ્રસંગ પણ ન આવ્યો હોય, તોપણ )

એક માણસ શેઠ ચુનીલાલ ખાકબારિયા પિત્ત પાંડુના રોગથી પીડાતો હોવાથી તેને જોવાનો પ્રસંગ અમને મળ્યો હતો તેની હકીકત પૂછતાં તે કહેવા

**જ્યોતિષ સાચુ કે શ્રદ્ધા?** લાગ્યો કે " હું દર વર્ષે મારૂં વર્ષફળ કાશીના એક જોશી પાસે કરાવુ છુ અને તે હમેશાં સાચુ પડે છે આ વર્ષે ત્યાંથી વર્ષફળ તૈયાર થઇને આવ્યુ છે, તેમા અગિયાર મહિનાનુજ ફળ લખેલુ છે તેથી હું ધારૂં છુ કે હવે હું આ વર્ષ પૂરૂં કરી શકીશ નહિ રહાડા દસ મહિના થઇ ગયા છે અને પદર દિવસ જ્મ્હારા અવસાનને બાકી છે જે રહાડા દસ મહિના ગયા તેમાં જોશીજીના લખવા પ્રમાણેજ થયુ છે ", અમે તેને ઘણો સમજાવ્યો, અનેક દૃષ્ટાન્તો આપ્યા કે આવા વ્હેમ મૂકી દઇને તમે રીતસર દવા નરૂં કરો એટલે સારા થઇ જશો પણ અંગાર કહેવાની તેના ઉપર કાંઇજ અસર થઇ નહિ અમે બહુજ આગ્રહ કર્યો ત્યારે તેણે જવાબ આપ્યો કે આજથી સોળમે દિવસેથી હું દવા લેવી શરૂ કરીશ અમે તેને એમ પણ કહ્યુ કે વખતે જોશી એક માસનું ફળ લખવુ ભુલી ગયા હશે અથવા મોકલતી વખતે ( નમ્બ કરીને બાંધવામાં ) એક મહિનાનો કાગળ ખોવાઇ પણ ગયો હોય ! પણ તે સઘ ફોગટ ગયુ અને અમારા સમજાવવાની તેના ઉપર કાંઈ પણ અસર થઇ જણાઇ નહિ

તેણે તો પોતાની તમામ મિલ્કતની વ્યવસ્થા કરી નાખી અને અન્તે તેનો આત્મા પોતાના અનિત્ય શરીરનો ત્યાગ કરી, પાછળ વાળાને રડતા મૂકીને ચાલ્યો ગયો. જોશી પાસેથી લખીને આ બાબતનો ખુલાસો મગાવવા વિચાર કર્યા ખબર મળી કે જોશીજી તે પ્હેલાંથીજ સ્વર્ગ માર્ગે પ્રયાણ કરી ગયા હતા !—[ અડબાગિયા એટલે—આઠ રૂપિયા આપીને બાર રૂપિયા લખાવી લેવાનો ધંધો કરનાર હોવાથી તે અડબાગિયો કહેવાતો હતો ],

( આગળ ચાલુ )

## ગૃહ-વિદ્યાલય (ચાલુ.)

# ઇસ્લામનાં ધર્મક્ષેત્રો.

લેખકઃ શ્રીયુત B—

ઇસ્લામી ( મુસલમાની ) ધર્મનું મુખ્ય તીર્થ શ્રી મક્કા છે, એ તો જાણીતું છે આ સ્થાનમાં એ ધર્મના પયગમ્બર ( સ્થાપક ) હજરત મહમ્મદ સાહેબનો જન્મ થયો હતો આ શહેર અરબસ્તાનમાં સમુદ્ર કિનારાથી કેટલેક અંતરે આવેલું છે, ત્યાં જેદ્દા નામના બંદરથી જવાય છે મક્કાથી પવિત્રતામાં ઉતરતું, પણ બીજાં સઘળાં ઇસ્લામી ધર્મસ્થળોમાં મુખ્ય બીજું શહેર મદીના છે એ શહેરમાં પયગમ્બર સાહેબને લાંબા વખત સુધી આશ્રય મળ્યો હતો, અને ત્યાં એમની કબ્ર ( કબર ) છે મક્કાથી મદીના તેઓ પ્હેલા ગયા, તે દિવસને ઇસ્લામી આલમ અતિ પવિત્ર માનીને ત્યારથી પોતાના સંવત્ ( હિજરી ) નો આરંભ કરે છે મક્કા અને મદીનાથી ત્રીજા મહત્વના મુસલમાની ધર્મનાં તીર્થો કરબલાનું ધામ તથા કૉન્સ્ટાન્ટિનોપલ ( ઇસ્તંબુલ અથવા રૂમશામ ) શહેર છે કરબલા આગળ પયગમ્બરના જમાઇ ખલીફ હજરત અલીના પુત્રો શ્રી હસન તથા શ્રી હુસેન સામા પક્ષના દગાથી માર્યા ગયા હતા આ અત્યંત કરુણાજનક બનાવની યાદગીરીમાં આપણા દેશમાં તાજિયા ( તાબૂત ) કરવાનો રિવાજ ચાલુ છે કૉન્સ્ટાન્ટિનોપલમાં આખી ઇસ્લામી ધર્મ પાળતી ( સુન્ની* ) દુનિયાના જગદ્‌ગુરૂ ( ખલીફ, ) તુર્કીના સુલતાનનો મુકામ છે આ શહેરમાં સોફિયાની મસ્જિદ એ મ્હોટામાં મ્હોટું તીર્થ ગણાય છે, તે પ્હેલાં ખ્રિસ્તી દેવળ હતું.

આ ઉપરાન્ત કેટલાં મ્હોટાં શહેરો, જેવા કે—જેરૂસેલમ (ખ્રિસ્તી ધર્મનું મુખ્ય તીર્થ,) એડ્રિયાનોપલ, બગદાદ, દમાસ્કસ, વગેરે,—જેમાં ઇસ્લામી ધર્મના સન્ત ( સાધુ ) મહાત્માઓની કબરો આવેલી છે,—ત્હેનો પણ એના પવિત્ર ધામો—ધર્મક્ષેત્રોમાં સમાવેશ કરવામાં આવે છે આ શહેરો તથા કૉન્સ્ટાન્ટિનોપલ ટર્કી ( તુર્કસ્તાન ) દેશમાં છે. મુસલમાનોનાં મક્કા અને મદીના હિન્દુઓના કાશી તથા મથુરા જેવાં ગણી શકાય અને દરેક ઇસ્લામીએ જિન્દગીમાં એકવાર તો ત્હેની યાત્રા (હજ) કરવી જોઇએ, એવી એ ધર્મની આજ્ઞા છે

* મુસલમાની ધર્મમાં પણ ઘણા જૂદા જૂદા પંથો છે સુન્ની, શિયા, સુફી, વગેરે. ત્હેમાં પ્હેલા બે સહુથી વધારે ફેલાયલા છે. અને ત્હેમાં સુન્ની વધારે ( હિન્દુસ્થાનમાં પણ તેમજ છે. ) સુફી પંથ આપણા વૈષ્ણવ મતને મળતો દીસે છે.

## बालपत्रिका

बालवार्ता:

# સત્યવચની વાણીયો.

લેખક રા રા હિંમતરાય કલ્યાણરાય દેશાઈ

૧

કોઈ એક સુન્દરપુર નામના મોટા શહેરમા એક ફોફળશા નામનો નગરશેઠ હતો તે જાતે વણિક (વાણીયો) હતો તેને એવો ટેક હતો કે જે કાંઇ ચીજ પોતાના ગામમા વેચાતી આવ તે પોતે ખરીદ કરી લેવી અને કોઇ પણ વેચવા આવનારને ખાલી હાથે પાછો કહાડવો નહિ તેની પાસ પૈસો પણ અખૂટ હતો તેથી તે ખરોખે હાથે ખર્ચ કરે તો પણ તેનો ખજાનો ખાલી થાય એમ નહોતું એક વખત એક આદમી “વાત” (બોધ અથવા કહાણી) વેચવાને આવ્યો અને શહેરના આખા બજારમા ફર્યો પણ નાનકડી વાત સાંભળવાને માટે પૈસા ખર્ચે એવુ કોઇ માણસ તેને મળ્યુ નહિ. મોટા મોટા શેઠ શાહુકારોની દુકાને ગયો પણ કોઇએ તેની વાત વેચાતી લીધી નહિ, અને સહુ કોઇએ તેને નગરશેઠની હવેલીએ જવાની સલાહ આપી આથી છેવટે તે ફોફળશાને ઘેર આવ્યો. આ શેઠ તો જે કાંઇ વેચાવાને આવે તે લેવા તૈયારજ હતો એટલે તેણે તેની કિંમત પૂછી. વાત વેચનારે કહ્યું કે ‘ શેઠજી, મારી પાસ ચાર વાત વેચવાની છે દરેક દરેકની લાખ લાખ રૂપિયા કિંમત પડશે.’ ફોફળશાએ પોતાના મુનીમને બોલાવીને ચાર લાખ રૂપિયાની ચાર હુંડીઓ કરાવી અને વાત કહેનારને કહ્યુ ‘ભાઇ હવે તમારી વાત અમને વેચાતી આપો.” વાત વેચનાર બોલ્યો કે ‘ શેઠ સાહેબ, હું કહું તે ઉતારી લો એમ કહીને ગુમાસ્તા પાસે નીચે જણાવેલી ચાર વાતો લખાવી

૧ એકલડા નવ જઇએ પથ     ૨. આસન પગ ઠાસનં*

૩ જાગશે તે જીવશે.     ૪. ઉંઘશે તે મરશે.

એવી રીતે ચાર વાતો કહીને વાતો વેચનાર ચાર લાખ રૂપિયા ઉપાડી લઇ ચાલતો થયો. અને શેઠે તે વાતો લખેલો કાગળ પોતે જ્યાં હમ્મેશ બેસતા હતા, તેની સામે ભીંત ઉપર ચોડાવ્યો. એ વાતને કેટલાક દિવસ વીતી ગયા એ પછી એક માણસ “ભૂખ” વેચવાને આવ્યો શેઠે મુનીમને કહ્યું જાઓ એ જે કિંમત માગે તે આપીને ખરીદ કરો મુનીમે જવાબ દીધો શેઠ સાહેબ ભૂખ તે વેચાતી લેવાય ? એથી તો આપણા પોતાના નાશની જ તૈયારી સમજવી—માટે મહેરબાન, એ વિચાર તો બંધ જ રાખો.’ શેઠે કહ્યુ

*એમવુ—તે જોઇ પગ પછાડી (ઠોકી) ને બેસવુ

"બાઇ, તમે કહો છો તે ખરૂ છે પણ શુ મારૂ પણ[1] જાય ?–હું તો સત્યવચની છુ એટલે ગમે તેમ થાય અને જીવ પણ જાય, તો પણ મારો ટેક મૂકીશ નહિ " આ વાત સાંભળીને મુનીમે ભૂખ પણ ખરીદ કરી આણી બીજે દીવસે શેઠ દાતણ કરવાને એટલે બેઠા હતા એટલે એક બાઇ ઘરમાંથી નીકળી અને બોલી કે "શેઠજી, હું જાઉં છુ " તે વાણીયાએ પૂછ્યુ " બાઈ, તમે કોણ છો ? અને કેમ જાઓ છો ? " તે બાઇએ જવાબ આપ્યો, "હું લક્ષ્મી છું આજ સુધી તારા ઘરમા મારો વાસ હતો. પણ ગયે કાલ તમે ભૂખ લીધી એટલે હવે મારાથી અહીં રહેવાય નહિ " આ સાંભળીને તે બોલ્યો "ભલે જાઓ–પધારો" લક્ષ્મીજી એ સાંભળીને ચાલ્યાં ગયા એટલામા ઘરમાથી એક આદમી નીકળ્યો અને બોલ્યો "શેઠજી, હું પણ જાઉં છુ" તે વાણીયાએ પૂછ્યું "ભાઇ, તમે કોણ છો અને કેમ જાઓ છો ?" પેલા આદમીએ જવાબ દીધો "હું ધર્મ છુ " ત્યારે પેલા વાણીયાએ કહ્યુ "તમે કેમ જાઓ છો ?" ધર્મ બોલ્યો "તમે ભૂખ લીધી એટલે હવે મારૂં અહિં શુ કામ છે ?" શેઠે જવાબ દીધો "મહારાજ, લક્ષ્મી આપીને મે ભૂખ ખરીદ કરી છે, કાંઇ ધર્મ આપીને નહિ ! ઉલટુ ધર્મને તો સાચવીને મે તેમ કર્યું છે એટલે તમારે જવાનું નથી, સમજ્યા ?–માટે ઘરમાં પાછા જાઓ, પાછા " ધર્મ આ સાંભળીને ઘરમા પાછો ગયો.

એકાદ અઠવાડિયુ થયુ નહિ એટલામા તો શેઠની દુકાનો જે દેશાવરમા હતી, તે એક પછી એક તૂટવાના સમાચાર આવવા લાગ્યા અને છેવટે પોતાના શહેરની દુકાન પણ તૂટી ! ગામ પરગામના લોકોએ પોતાના પૈસાના માટે તગાદો કર્યો, પણ ભૂખ આવી હતી એટલે ઘરમા કાંઇ રહ્યુ નહોતું ! તો એ આપે ક્યાંથી ? તેથી લોકોએ દરબારમા ફરિયાદ કરી અને રાજ્ય તરફથી તેમની સઘળી માલ મિલકત ઉપર જપતી બેઠી. નોકર–ચાકર–ગુમાસ્તા, સહુ જતા રહ્યા અને ઘરમા તો શેઠ તથા શેઠાણી એ જ જણાં રહ્યાં. બારણે દરબારના સીપાઇઓનો પહેરો બેઠો, તે એ બે જણને બહાર નીકળવા ન દે અને કોઇને અંદર પણ જવા ન દે આથી બન્ને જણે મળીને વિચાર કરીને નક્કી કર્યું કે વખતે શેઠ રહે તો તેના જીવનુ જોખમ થાય કારણ કે તેના ઉપર રાજ્ય તરફથી સખ્તાઇ થવાની ધાસ્તી હતી. અને શેઠાણી પોતે તો બાઇ માણસ એટલે એને કાંઇ જુલમ સહન કરવો પડે એવો સંભવ નહોતો. તેથી ગમે તેમ કરીને શેઠે ગામ છોડીને જતા રહેવું આમ વિચાર થયો પછી શેઠાણીએ શેઠને માટે રસ્તામાં જરૂર પડે તે સારૂ કાંઇ ભાથું તૈયાર કરવાને ઘરમાં આમ તેમ ફાંફાં માર્યાં પણ ઘરમાંથી બધુ તણાઇ ગયુ હતુ એટલે હોય શું ? ઘઉં, ઘી, ગોળ, કાંઇ હતું નહિ ! આખરે થોડો બાજરીનો લોટ અને જરા તેલ હાથ લાગ્યું. તેનો મોળો સચવો કરીને શેઠને છેડે બાંધ્યો.

હવે શેઠ ઝરૂખા માળ ઉપરથી નીચે ઉતર્યો બારણે તો સરકારના સીપાઇઓનો પહેરો હતો. તેમનો જમાદાર બેઠો હતો ત્યા જઇને તેને પૂછ્યુ "જમાદાર સાહેબ, જો તમે રજા આપો તો હું જરા તળાવ ઉપર જઇને નહાઈ આવું જમાદારે વિવેકથી જવાબ આપ્યો "ભલે, શેઠજી, જાઓ " એટલે એ સિપાઇઓમાંનો એક જેનું નામ મીયાં હાંડીફોડ હતું, તેણે તેને કહ્યુ "મીયા જમાદાર, તમે શેઠને જવા તો દો છો, પણ સરકાર પૂછશે ત્યારે

[1] "પણ" એટલે વચન.

શો જવાબ દેશો ? ” આમ કહીને પોતાના સાથીઓ તરફ જોઇને તે બોલ્યો “ દેખો ભાઇઓ, આપણે તો ના કહીએ છીએ અને આ જમાદાર તેને જવા દે છે તેથી એનો સઘળો જુમો એને શીર છે ’ જમાદારે કહ્યું મીયાં તમારા જેવો નિમકહરામ મે કોઇ જોયો નહિ આ ગોડનું ચાલતું ચલણ હતું ત્યારે સેંકડો વખત એમની પાસેથી આપણે ઇનામ અકરામ અને જોઈતું કરતું કેટલું લઇ આવ્યા અને આજ એમની મુસ્કેલીમા આપણે એમને હેરાન કરીશુ ?–મારાથી તો એવા લુણહરામ થવાશે નહિ માટે શેઠજી સુખેથી જાઓ અને બની શકે તેમ હોય તો આ ગામ છોડીને જ ચાલ્યા જજો, હાલમા તમારે માથે જોખમ છે કારણ કે અહિ રહેશો તો આવા બેઈમાન આદમીઓ તમને નાહક હેરાન કરશે ’ શેઠ આ સાભળીને ચાલતો થયો અને સીપાઇઓ જમાદારના દાબથી કાંઇ બોલી શક્યા નહિ હવે દરબાર તરફથી તો એના મકાન ઉપર પહેરો એટલા માટે જ બેસાડેલો કે ગમે તેવો પણ નગરશેઠ, તેથી સ્હેણદાર લોકો એને હેરાન કરે નહિ તેથી એને જવા દીધા માટે જમાદારને કાંઇ નુકશાન થયુ નહિ, એટલુંજ નહિ પણ શેઠાણીની સંભાળ માટે રાજ્ય તરફથી એનીજ નિમણુક કરવામા આવી અને દરજ્જા મુજબનું વર્ષાસન પણ દરબાર સાહેબે એ બાઈના ગુજરાન સારૂ બધા યુ

૯૨ ફોફળશા ઘરની બહાર નીકળીને આગળ ચાલ્યો. ત્યા રસ્તામાં તેણે એક કાચબાને વાડમાથી નીકળી પાસે આવેલા પાણીના ખાડામા પેસતાં જોયો શેઠને આ વખતે પેલી લાખ રૂપિયા આપીને વેચાતી લીધેલી પહેલી વાત “ એકલડા નવ જઇએ પથ ” એ ભરી આવી એ સાભરતા જ એણે આ કાચબાને સાથે લઈ લેવાનો વિચાર કર્યો અને તેને ઉપાડી લઇને પોતાના ધોતીયાને છેડે બાધ્યો પછી એ કાચબાની સાથે વાતો કરતો કરતો આગળ ચાલ્યો. ધીમે ધીમે પુરો બપોર થયો અને શેઠ બહુ થાકી ગયો તેથી એક તળાવ આવ્યુ તેમા નહાઇને પેતાની સાથે સબવો હતો તે કહાડયો તથા કાચબાને પણ છોડયો હવે ફોફળશાને તો ન ભાવ્યો કારણકે એવુ કે છ દહાડા એણે ખાધેલું નહિ પણ કાચબાને પેટ ભરીને ખવડાવ્યો થોડુ પણ અન શેઠના પેટમા ગયુ અને થાકેલો એટલે જ્યાં બેઠો હતો ત્યાજ એ તો સુતો અને તરત ઉંઘી ગયો. પણ એ જ્યાં સુઈ ગયો હતો ત્યાં એક મોટા સાપનુ દર હતું. ચારે નશીબે તે વખતે સાપ બહાર ગયેલો હતો. પણ થોડીવાર પછી આવ્યો અને જુવે છે તો એક આદમી પોતાના દર ઉપર સુતો છે તેથી તેને ઘણો ક્રોધ ભરાયો અને શેઠની ઉપર દોડતો દોડતો આવ્યો. એટલામાં આ વાત પેલો કાચબો આમ તેમ ફરતો હતો તેના જોવામા આવી તેથી તેણે વિચાર કર્યો કે ‘આ સાપ ગુસ્સા ભર્યો આવે છે તે જરૂર શેઠને કરડશે અને બહુ ઝેરી દેખાય છે તેથી વાણીયો તરત મરી જશે તો પછી એણે મારો સંગાથ કર્યો શા કામનો ? ” આમ તે વિચાર કરે છે એટલામાં તો પેલો સાપ એની આગળ થઇને ચાલ્યો એટલે કાચબાએ ઝટ લઇને તેનું પૂછડુ પકડી લીધુ અને પોતાની ડોક પાછી પોતાની પીઠ (ઢાલ) ની અંદર ખેચી લીધી. પૂછડુ પકડવાથી સાપ રોકાયો અને તે પકડનારની ઉપર ઘણોજ ગુસ્સે ભરાયો. તેથી કાચબા ઉપર આવીને પોતાની ફણા (ફેણ) પછાડી પણ કાચબાને શુ થાય ? એની ઢાલ જેવી જબરી પીઠની અંદરથી ઉલટો એતો વધારે વધારે જોરથી પૂછડુ ખેચવા લાગ્યો સાપે ઘણા વખત

સુધી પછાડો ખાધી પણ કાચબાને તે કાબજે કરી શક્યો નહિ અને લોહી લુવાણ થઇ ગયો તથા અંતે મરી ગયો એટલે કાચબાએ તેને છોડી દીધો. કેટલીક વારે શેઠ જાગ્યો અને જુવે છે તો કાચબો લોહીથી તરબોળ થઇ ગયેલો. આસપાસ જોયું તો એક મોટો સાપ મરેલો પડેલો અને પોતાનું માથું જ્યાં હતું ત્યાં નીચેજ સાપનું દર ! શેઠને થયું કે આપણે પહેલી વાતના લાખ રૂપીયા આપ્યા હતા તે તો ખરેખરા વળી ગયા હવે કાચબાને છુટો કરી દેવો જોઇએ એમ વિચાર કરીને કાચબાને તેણે પૂછ્યું "કાચબાભાઇ, તમારે આ તળાવમાં રહેવું છે ?—એમ હોય તો હું તમને અહિં મૂકીને જાઉં કાચબાએ કહ્યું કે "તમે થોડીવાર મારી વાટ જુવો તો હું જોઇ આવું કે આ તળાવ મને ફાવે એવું છે કે નહિ ?" શેઠે તેમ કરવાનું કબુલ કર્યું અને કાચબો પાણીમાં પેઠો. પણ કેટલાક વખત પછી તેણે બહાર આવીને કહ્યું કે "શેઠ, મારે અહીં રહેવું નથી, આગળ ચાલો બીજે ઠેકાણે વધારે સારી જગો અને ઘણું પાણી હોય ત્યાં મને મૂકજો." આ સાંભળીને ફોફળશાએ તેને ઉપાડી લીધો અને તે આગળ ચાલ્યો. (આગળ ચાલુ)

---

## बाल विनोद.

# સુન્દરી શણગાર.

## (ઉખાણાં.)

સંપાદક: રા. રા. છગનલાલ હીરાભાઇ મહેતા.

૧ ખખડે પણ નહિ ઘુઘરો, ધોબી ન કાઢે મેલ,
શીશ કરે—પણ ઉટ નહિ, સમજી જોતાં સહેલ.
—અરીઠાં.

૨. સાતે બધે બાંધીયો, નારીને વ્હાલો જેહ;
રાજા પૂછે હેતશું, અમ આગળ કહો એહ;
—અંબોડો (ચોટલો, વેણી.)

૩. કાળો છે પણ કાગ નહિ, લાંબો છે પણ સાપ નહિ,
તેલ ચ્હડે હનુમાન નહિ, ફૂલ ચ્હડે મહાદેવ નહિ,
બોલીને બીજું શું કહીએ, નામ તેહનું શું કહીએ ?
—અંબોડો (ચોટલો, વેણી.)

ઉત્તર (પ્રશ્ન ૩ નો—).

વિધવાને શિર એ નહિ શોભે, સધવાનો શણગાર,
વર વેણી વાલમથી ઓપે,— પૂછ્યું પ્રાણાધાર !
—અંબોડો (ચોટલો વેણી.)

# સુન્દરી સુબોધનાં પાછલાં પુસ્તકો.

૭ઠ્ઠું વર્ષ (પાના ૩૮૪)
આઠમું વર્ષ (પાના ૪૧૬) સ્ત્રીલેખના તથા વાર્તાઓના ખાસ અંક સાથે
નવમું વર્ષ (પાના ૪૪૮–ચિત્રો ૨૦)* „ તથા „
દસમું વર્ષ (પાના ૪૫૯–ચિત્રો ૩૮) „ „ બાળકોના ખાસ અંક સાથે
અગીઆરમું વર્ષ (પાના ૪૮૮–ચિત્રો ૧૯) „ , વાર્તાઓના „
બારમું વર્ષ (પાના ૩૬૮–ચિત્રો ૧૦) „ તથા બાળકોના ખાસ અંક સાથે
તેરમું વર્ષ (પાના ૩૫૨–ચિત્રો ૨૦) સ્ત્રીઓના તથા બાળકોના સંયુક્ત અંક સાથે
ચૌદમું વર્ષ (પાનાં ૩૧૨–ચિત્રો ૧૭)

## માસિક વધારા સાથે.

બારમું વર્ષ (અંકો ૧ થી ૬—પાના ૫૭૬ તથા ચિત્રો ૨૦)
„ (અંકો ૭ થી ૧૨–પાના ૫૩૬ તથા ચિત્રો ૧૨) સ્ત્રી લેખનો તથા
બાળકોના ખાસ અંક સહિત સંયુકત અંક સાથે.

પંદરમું વર્ષ (અંકો ૭ થી ૧૨–પાના ૩૬૦ તથા ચિત્રો ૧૪)
સોળમું વર્ષ (અંકો ૧ થી ૬–પાનાં ૩૯૦ તથા ચિત્રો ૧૧)
„ (અંકો ૭ થી ૧૨–પાના ૩૫૬ તથા ચિત્રો ૫)
સત્તરમું વર્ષ (અંકો ૧ થી ૬–પાના ૩૬૦ તથા ચિત્રો ૧૩)

## સ્ત્રી લેખના સચિત્ર ખાસ અંકો.

૧૯૧૩ નો ખાસ અંક [ સત્તર ચિત્રો—૧૯૯ પાના ] કિમ્મત રૂ. ૧–૦–૦
૧૯૧૪ નો ખાસ અંક [ બત્રીશ ચિત્રો—૧૩૧ પાના ] „ રૂ. ૧–૦–૦
૧૯૧૫ નો ખાસ અંક ( ૨૧૬ પાનાં—ત્રણ ચિત્રો ) „ રૂ. ૧–૦–૦

કિમ્મત ઉપરાંત ખાસ અંકો સિવાય દરેક પુસ્તકની બે રૂપિયા ટપાલ ખર્ચના ચાર આના જુદા.
ખાસ અંકનું ટપાલ ખર્ચ એક આનો.

મળવાનું ઠેકાણું:

**સુન્દરી સુબોધ મન્દિર–અમદાવાદ,**

---

*નવમા વર્ષની ફાઇલમાં બીજે અંક પૂરે છે પણ તેમાં રૂ ૧ ની કિમ્મતનો દરબાર અંક ( સ્ત્રીઓનો ખાસ અંક ) શામેલ છે

# ચેતન

## લોકપ્રિય થઇ પડેલું રસવંતુ માસિક.

**--ગુજરાતના સુપ્રસિદ્ધ લેખકોથી વિભૂષિત થયલું—**

લવાજમ. રૂ ४. (પોસ્ટેજ જુદું)

તન્ત્રીઓ

બટુ ઉમરવાડીયા. (બી એ)

વિ. ક. વૈદ્ય (બી એ)

લલિત કાવ્યો વિચારજન્ય લેખો, હૃદયંગમ ગદ્ય-કાવ્યો જીવનચરિત્રો ગ્રન્થવિવેચન વિચારપુષ્પો હાસ્યપ્રધાન મણકાઓ પાશ્ચાત્ય પ્રસાદી, પ્રાસંગિક નોંધ સમાલોચન વિચાર સૃષ્ટિ લગ્ન ગીતો અને રસમય વાર્તાઓ એ ચેતનના મુખ્ય અંગો છે

ઉપરાન્ત: હાસ્યલેખો પ્રાસંગિક નોંધ, વિચારસૃષ્ટિ વિગેર

વધુમાં ન. કનૈયાલાલ મુન્શીની વીસમી સદી માં આરંભાયલી લોકપ્રિય વાર્તા 'કોનો વાંક' આ પત્રમાં ચાલુ પ્રગટ થાય છે

ખાસ અંક ગયે માસ પ્રગટ થયેલો લલિતકળા અને જીવન સાહિત્યના નમુનારૂપ ર હાજીમહમદ શિવજીના ફોટા સાથે થોડીજ નકલો બાકી છે મૂલ્ય ૦—૧૨—૦

ભેટ દીપોત્સવી રસગીતો લે. બટુ ઉમરવાડીયા આર્ટપેપર ઉપર રંગીન શાહીથી છપાયલુ ગુજરાતના સાહિત્ય પ્રેમીઓએ ને સુપ્રસિદ્ધ માસિકોએ આ હૃદયગીતોને સહર્ષ સત્કાર્યા છે કિ ૦—૧૨—૦.

પાછલા અંકો કેટલાક માસોની જૂજ નકલો બાકી રહી છે

જાહેર ખબર માટે અત્યુત્તમ સાધન લખો

વ્યવસ્થાપક—ચેતન,

( ગોપીપુરા, ) સુરત.

---

આ પત્ર તેના માલીક, રામમોહનરાય જશવંતરાય માટે શંકરરાય અમૃતરાયે અમદાવાદમાં વાઘેશ્વરની પોળમાં આવેલા પોતાના શ્રી ' જ્ઞાનમન્દિર પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યુ અને પ્રકાશક રામમોહનરાય જસવંતરાયે અમદાવાદ ગાંધીપુર 'સુન્દરી સુબોધ' ઓફીસમાંથી પ્રગટ કર્યું

માસિક પત્ર  મે-જુન: ૧૯૨૨

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । श्री मनु भगवान्.

## વાર્તાઓનો ખાસ અંકઃ

મુખ્ય વિષયો-

ઉપન્યાસઃ-કોળોત્રી- કહેણી:

એક રસીલી, હૃદયભેદક સંપૂર્ણ નવલકથા

રંગભૂમિ: નવવધૂ-

ભારતી તથા અન્નપૂર્ણા.

નિર્દોષ અને રમુજી, ભજવી શકાય એવા સંવાદ.

આનન્દાશ્રમઃ

ગમ્મત-વિનોદ-આનન્દ-વિશ્રાન્તિ મળે એવાં,

ન્હાનાં મ્હોટાં રમુજી ઉખાણાં, તથા ટૂચકા.

વિદ્યા-વૈદકઃ વહુની આંખે દેખાતું નથી?

ન્હાની ભુલોનાં ગંભીર પરિણામ!

પ્રવાસમંજરીઃ (ધાર્મિક ચાલુ લેખ-)

કામાક્ષા દેવીની યાત્રા તથા કામરૂપ દેશની જાદુ

જેવી-રસપૂર્ણ અને આનન્દજનક હકીકત.

સમાજઃ ચીનદેશની સ્ત્રીઓના રીતરિવાજો.

[ આ ઉપરાંત સુરસિક વાર્તાઓ, અનુભવકથાઓ, તથા સ્ત્રી સામ્રાજ્ય, વગેરે માટે-જુઓઃ અનુક્રમણિકા. ]

છુટક અંકનું મુલ્યઃ ચાર આના.

સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.

મૂલ્યે મળતો—

# નમૂનાનો અંક:

☞ સુન્દરી સુબોધ (સચિત્ર માસિક) પત્ર અગાઉ વર્ષથી—પ્રકટ થાય છે.

## સુન્દરી સુબોધના

ગ્રાહકોને મળતા અનેક લાભ.

૧. દર વર્ષે મ્હોટા ૧૦૦૦ પાનાં ઉપરાંત સુરસ વાચન.

૨. દરેક અંકમા સુન્દર ચિત્રો.*

૩. વાર્તાઓનો—અને શ્રીલેખનો—એમ બે ખાસ અંકો.

તે ઉપરાંત, લગભગ ૨૮૦ પાનાંનું મોટું પુસ્તક.

—•—

વાર્ષિક લવાજમ
હિંદુસ્થાનમાં
ફક્ત ચાર રૂપિયા.
હિંદુસ્થાન બહાર—
ફક્ત પાંચ રૂપિયા.
(ટપાલ ખર્ચ સાથે.)

નીચેને સરનામે લખો:
સુન્દરી સુબોધ મન્દિર,
અમદાવાદ

## વાંચનારને ખાસ સૂચના.

૧. સુન્દરી સુબોધનો જે અંક નમૂના તરીકે મોકલાય છે, તે પાછલાં વર્ષોના પુસ્તકોમાંથી ગમે તે અંક હશે તથા તેમાં—વખતે ચિત્ર નહિ હોય, વખતે કદ ન્હાનું (અથવા બહુ મ્હોટું) હશે, વખતે ઉંચા આર્ટ કાગળનું પૂઠું નહિ પણ સાદા રંગીન કાગળનું હશે પરન્તુ તેથી આ માસિકના દરેક અંકમા તેમજ હશે એવું માની લેવું નહિ.

૨. સાધારણ રીતે, આ માસિકના વિષયો આ અંકમા આપેલા સૂચીપત્રમાં જણાવ્યા પ્રમાણે હોય છે દરેક વિષય તો દરેક અંકમા સર્વ સમાયજ નહિ, પણ એક આદ વાચી જોવાથી જણાશે કે એ પૈકી ઘણાખરા વિષયોને લગતાં લખાણ તેમાં છે.

૩. પણ સુન્દરી સુબોધ માસિકની ખરી પરીક્ષા તો તમે એ માસિકના અંકો એકાદ વર્ષ સુધી વાંચી જુવો ત્યારેજ થાય અને એમ કરો તો, અમને ખાત્રી છે કે અનેક કુટુમ્બોનો જે અનુભવ છે તેજ તમારો પણ થશે અને તમે પણ આ પત્રના ગ્રાહક તરીકે ચાલુજ રહો.

૪. સુન્દરી સુબોધના જેવુ સરળ,ઉપયોગી, સુબોધક, મનોરંજક અને નિર્દોષ વાંચન તમારા કુટુમ્બને તમે ફક્ત જુજ લવાજમમાંજ તમે આપી શકો છો, એ સત્ય તરફ તમારૂં ધ્યાન ખેંચવા રજા લઉં છુ

૫ સુન્દરી સુબોધની અજમાયશ કરી જોવા માટે, છ માસ માટે પણ ગ્રાહક થઇ શકાય છે, એવી નવી વ્યવસ્થા હાલ કરવામાં આવી છે.

વ્યવસ્થાપક,
સુન્દરી સુબોધ.

* હાલમા, થોડા વખત માટે, ચિત્રો બંધ કરવામાં આવ્યા છે

# સુન્દરી સુબોધ

"પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી."
—શ્રી મનુભગવાન

આદ્ય સંપાદકઃ
શ્રી બન્ધુસમાજ, અમદાવાદ.

પ્રકાશક અને તંત્રીઃ
રામમોહનરાય જસવંતરાય.



લવાજમ (વાર્ષિક, ટપાલ સહિતઃ)

(૧) માસિક વધારા સાથેનું પત્રઃ રૂ. ૪-૦-૦. (હિન્દુસ્થાનની બ્હાર-પાંચ રૂપિયા)

(૨) માસિક વધારા શિવાયનું પત્રઃ „ ૨-૦-૦. (હિન્દુસ્થાનની બ્હાર-ત્રણ રૂપિયા.)

બંને કદના ગ્રાહકને ભેટનું પુસ્તક આપવામાં આવે છે. આ માસિકનું નવું વર્ષ જાન્યુઆરીના અંકથી શરૂ થાય છે વર્ષમાં ગમે ત્યારે ગ્રાહક થાય તોપણ ત્હેને પાછલા અંક મળે છે.

ડિસેમ્બરનો અંક ગણવાનો છે.

---

## ગ્રાહકોને વિનતિ.

આ અંકને [પુસ્તક ૧૮ના અંક ૧-૨ એટલે] ૧૯૨૩ ના જાન્યુઆરી-ફેબ્રુઆરી માસ માટેનો (અંક) ગણવાનો છે .... .... ....

તેથી જ્યાં જ્યાં-"પુસ્તક ૧૮ મું: અંક ૫-૬" અથવા "મે-જુન, ૧૯૨૨" એમ છાપેલું લેવામાં આવે, ત્યાં ઉપર મુજબ સુધારો કરી લેવા વિનતિ છે.

વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ.

# વાર્તાઓનો ખાસ અંકઃ

## અનુક્રમણિકા.

પુસ્તક ૧૮ મું. ] મે-જુન, ૧૯૨૨. [ અંક ૫-૬

# વાર્તાઓનો ખાસ અંક:

## માસિક–વધારો.

પુસ્તક: ૧૮ મું. ] મે–જુન, ૧૯૨૨. [ અંક: ૫–૬



## ઉષા.

# સુન્દરી સુબોધ.

( સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પવિત્ર થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, પોતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની ભૂખે ઈચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી, એ કુટુમ્બનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને." કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે; સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતાં બાન્ધુના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સન્તાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉદ્ધારકર્તા કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ-એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી ..સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે ")

પુસ્તકઃ ૧૮ મું. ] મે—જુન. ૧૯૨૨ [ અંક ૫-૬.

## જ્ઞાનસુગન્ધ.

### દયાની દેવી.

દયાની દેવીનોજ અવતાર। છે તો સાધારણ સ્થિતિની અને આપણા પ્રમાણમાં તો તે ગરીબજ કહેવાય, પણ કોઈ ભીખારી તેને ઘેરથી નિરાશ થઈને પાછુ ફરે નહિ! જે જાય તેની સાથે એ બાઈ કાંઈ એવો અજબ જાતની મીઠાશથી બોલે કે સામું માણસ ખુશી થયા વિના રહેજ નહિ. એના ચહેરામાં કાંઈક એવી શાંતિ છે કે એ ડોશીને જોઈયે ત્યારે કુદરતી આનંદ થયા વિના રહેજ નહિ. એની પાસે બેસીએ એટલો વખત આપણા વિક્રરો તો ક્યાંઈનાં ક્યાંઈ ભાગી જાય. જે બાવા સાધુ કે મુસાફરને રોટલા ખપે તેને માટે રોટલા તૈયાર, જેને લોટ જોઈએ તેને લોટ, જેને વાસણ જોઈએ તેને વાસણ, જેને ઉતારો જોઈએ તેને પોતાના ઘરવાડામાં, ઓસરીમાં કે ફળિયામાં તૈયાર, જેને પાણી જોઈએ તેને નદીએથી પાણી ભરીને લાવી આપે, જેને ખાણું-ચારૂ જોઈએ તેને તે લાવી આપે. ભલા માણસ, કોઈ વાતની ના જ ન મળે! જ્યારે જોઈએ ત્યારે બે ચાર બાવા, સાધુ કે મુસાફર તો તેને ત્યાં પડ્યાજ હોય! તેમાં અજબ જેવું એ કે બધા ઉપર તેનો એક સરખો પ્રેમ, પોતાના છોકરાંઓ પણ સરખા, ને ભીખમંગા લંગોટીઆ આવે તે પણ સરખા! કોઈ ઉપર તેને જ્યારે ત્યારેજ ન મળે! ફળીયામાં બે ચાર કૂતરાઓ બેઠાં હોય, સામે બે ત્રણ ગધેડાં બાંધ્યા હોય, સવાર સાંજનો વખત હોય તો ચાર પાંચ વાછરડાંઓની પણ દૂડાદૂડ થઈ રહી હોય, પવનનો ઝપાટો આવે ત્યારે પાસેના લીંબડામાંથી ઝીણી ઝીણી રાખ ઉડતી હોય, વહુ દીકરીઓ બીજી માટી રમતી હોય, છોકરાંઓ દામ ઘડતા હોય તેના ટપલાના અવાજના પણ ઝરા સંભળાતા હોય, અને ડોશી ઓસરીમાં બેઠી બેઠી રેંટીયો ચલાવી રૂ કાંતતી હોય, એ ટાણામાં કોઈ મુસાફર આવીને કહે કે, ડોશી મા, હું સવારનો ભૂખ્યો છું, એટલે તરત ઉઠીને

રોટલો આપે. એક વખત હું મ્હારા મામા સાથે લાડુ જમવા એ ગામમાં ગયો હતો ત્યારે એ ડોશીને મળ્યો હતો એ પછી હવે તો જ્યારે જ્યારે દેશમાં જાઉં છું ત્યારે ત્યારે ખાસ ચાહીને હું ત્યાં જાઉં છું અને જ્યારે ત્યાં જાઉં ત્યારે એની એ ધમાલ ને એવી ને એવી શાન્તિ! હું જાઉં ત્યારે મને દેખીને તરત હસતે મ્હોએ કહે કે, "આવ દીકરા, બેસ બેસ, ઘણે દહાડે આવ્યો હો" એમ કહીને બેસવા સારૂ ગોદડી પાથરી આપે. પછી તુરત પાણીનો લોટો ભરીને પાસે મૂકે ને સૌના ખુશીખબર પૂછે હું કલાક અર્ધો કલાક બેસું એટલી વારમાં તો તે બિચારી ડોશીને દસ વીસ વખત ઉઠવું પડે, પણ તે થાકે નહિ કે તેને ગુસ્સો લાગે નહિ.

એક વખત મેળાનો દિવસ હતો ત્યારે એ બાઇને ત્યાં મ્હેં જે ધમાલ જોઇ તેની શું વાત કહું! આઠ દસ રસોઇના ચોકા તેને ત્યાં થયા હતા, તેમાંથી કોઇએ આવીને કહ્યું કે, માઈ, દેવતા ચાહીએ તેને દેવતા આપ્યો. એટલામાં એકે આવીને કહ્યું કે, માઇ, કડછી ચાહીયે. તેને કડછી આપી. એટલામાં ત્રીજાએ આવીને કહ્યું કે, માઇ, નીમક ચાહીએ. તેને મીઠું આપ્યું. એટલામાં ચોથાએ આવીને કહ્યું કે, માઈ, એક મૂર્તિ અભ નયા આ ગયા હૈ, ઉસકે લીએ આટા ચાહીએ તેને લોટ આપ્યો. એટલામાં એક જણે આવીને કહ્યું કે, મ્હારી પાસે વાસણ નથી, તમે કાંઇક આપો તો દાળ બનાવું, એને ટોપ આપ્યો એટલામાં એક જણે કહ્યું કે, માઈ, જળ ભરનેકુ ઘડા ચાહીએ તેને માટીનો ઘડો આપ્યો. એટલામાં એક જણાએ ડેલી બહારથી બૂમ પાડી કે, કુંભાર ભગત કીધર રહેતા હય? હમકુ આજકી રાત્રિ ઉતારા ચ હીએ. ફળીયું બધું મુસાફરોથી ભરાઈ ગયું હતું માટે તેને પાસેના બીજા ઘરમાં ઉતારો આ પવા તે તેડી ગઇ. ત્યાંથી પાછી આવી એટલામાં એક બ્રાહ્મણે કહ્યું કે, બાઈ, પાણી જોઇયે ત્યારે પોતાની સામે માટી રમતી જુવાન છોકરીને કહ્યું કે, જા દીકરી પાણીનું બેડું ભરી આવ. તુરત તે પગ ધોઇને પાણી ભરવા ચાલી નીકળી એટલામાં બે જણા આવીને કહેવા લાગ્યા કે, માઈ, લકડી ચાહીએ. એટલે માટીના પીંડા વાળતી વહુને, કહ્યું કે, વહુદીકરા, કોઠ માંથી છાણાંનો સુંડલો ભરી આવો. તરત માટીવાળા હાથેજ સુંડલો ઉપાડીને વહુ છાણાં લેવા ગઈ તે છાણાં લઇને આવી એટલામાં કોઇએ આવીને કહ્યું કે, ડોશીમા રસોઇ તો થઇ ગઈ પણ જમવા બેસવાની અગવડ છે, માટે ઢોરવાડમાંથી જગાવાર વાછરડાં છોડાવી લ્યો તો ઠીક તુરતજ તેણે કહ્યું: વહુ જાઓ, વાછરડાંઓને ત્યાંથી છોડીને લીમડા હેઠે બાંધો. એટલામાં એક સુરદાસે આવીને કહ્યું કે, હમકુ સ્નાન કરના હૈ, ઘાટપર લેજાનેકી દયા કરના ચહીએ. તુરતજ ડોશીએ કહ્યું વહુ, જુઓને, છે કોઈ છોકરું? વહુએ કહ્યું અહિં તો કોઇ નથી. ત્યારે ડોશીએ કહ્યું કે, સુરદાસ, અહિં નાહી લ્યો, ચોખ્ખું પાણી તૈયાર છે સુરદાસે કહ્યું, હમ તીર્થ છોડકે ઇધર નહિં નાહીંગે. અચ્છા, કોઇ નહિ હોવેતો ક્યા બાત, હમ ક્યા ભોજન કરેંગે, આજ ભગત કે ઘેર ભુખાહી પડે રહેંગે. એ સાંભળીને ડોશીએ કહ્યું વહુ દીકરા, ભીખલાને બોલાવો, જુવો તે મોરા પાસે રમતો હશે. વહુ તેને તેડવા ગઇ ને છોકરી પાણી ભરીને આવી. એટલામાં મોદી લાલા ઠક્કરે આવીને કહ્યું કે, બાઇ, તમે ઓલ્યા બ્રાહ્મણને ઘઉંનો લોટ આપવાનું કહ્યું પણ ઘઉંનો લોટ તો મ્હારી દુકાનમાં તૈયાર નથી, આજે મેળો છે એટલે ચાર પાલીનો લોટ હતો તે બધો ખપી ગયો એ સાંભળીને ડોશીએ કહ્યું કે, મહારાજને ઘઉંનો લોટ આપ્યા વિના તો નહિ ચાલે. દીકરી જોતો, કાંઇ થોડો ઘણો લોટ

છે કે ! ન હોય તો પાણી દઈ દળી નાંખ. ઘરમાં લોટ હતો નહિ તેથી છોકરી દળવા બેઠી એટલામાં એક નેવરી જેવી ચિંથરે હાલ બાઈ રોતી રોતી આવીને ક્હેવા લાગી કે, માઇ, મેરા બેટા નહિં મીલતા હૈ, ઇધરસે દો કોસપર ગામ હૈ વહાંસે હમ ચલેથે. મૈં સીતારામ બાવાકે મંદિરમેં સદાવ્રત લેનેકું ગઇ, ઓર વો લડકા બોલા મૈં કુભાર ભગત કે ઘરપર જાતા હૂં, વહાં મીલુંગા. અબ ઇધર તો નહિં હૈ. મૈં ક્યા કરૂં ? રસ્તા ભૂલ ગયા હોયગા. કોઇ સાધુ પુસલાઇ કે લે જાયગા તો મૈં શિર પટકકે મર જાઉંગી. એમ કહીને તે રોવા લાગી. ડોશીએ કહ્યું: આજ કયે ગામથી નિકળ્યાં હતાં ? તેણે કહ્યું: માઇ, ગામકા નામ તો મ્હેં ભૂલ ગઈ. ઇધરસે પચ્છમમેં હૈ. ડોશીએ કહ્યું- છોકરો કેવડોક છે ? મ્હોટો છે કે ન્હાનો ?, તેણે કહ્યું: બડા હોય તો ક્યા ફિકર ? વોતો ૭ સાત બરસકા હૈ મેરેકું વો એકહી લડકા હૈ. એ સાંભળી ચાકડો ચલાવતા પોતાના દીકરાને ડોશીએ કહ્યું ભાઇ, આની સાથે સીમાડા સુધી જઇને તપાસ કરી આવ ને જો ન મળે તો પોલીસ પટેલને કહીને પાસેનાં બે ત્રણ ગામમાં ખબર કાઢવા માટે વેઠીયા દોડાવ. તુરત હાથ ધોઈને તે છોકરો એ બાઇની સાથે તેના છોકરાંની શોધમાં નીકળી પડયો. એટલામાં એક જણે આવીને કહ્યું કે, માઇ, હમેરી ગૌ કલકી ભૂખી ખડી હૈ. ઉસકુ થોડા ઘાસ મીલ જાવે તો બહુત આનંદ હો જાવે. ડોશીએ ઉઠીને પછવાડેના વાડામાંથી ઘાસના બે પુળા લાવી આપ્યા. એટલામાં એક જણે આવીને કહ્યું કે, ડોશીમા, પગમાં કાંટો બહુ વાગી ગયો છે તેથી ચાલી શકાતું નથી. સોય આપો તો કાઢી કાઢું. તુરત ડોશી સોય લેવા ઉઠયાં, અને એક ઝાકળામાં* ઘણો સામાન પડ્યો હતો તેમાંથી સોય શોધીને આપી. એટલામાં એક પાડોશણે આવીને કહ્યું કે, કાકી, મ્હારા છોકરાના પેટમાં બહુ દુખે છે તેથી ચીસેચીસ પાડે છે, હવે હું શું કરૂં ? એના બાપ તો સીમમાં ગયા છે, ડોશીએ કહ્યું બ્હીમા, મ્હારી પાસે ઝેર કોચલાની ફાકી છે તે ખવરાવ, એટલે હમણાં સારૂ થઇ જશે. એમ કહીને એક લોટકામાંથી ડોશીએ થોડી ફાકી તેની હથેળીમાં આપી. એટલામાં એક જણે આવીને કહ્યું કે, મા, રામમંદિરવાળા સંતદાસજી આવ્યા છે ડોશીએ કહ્યું —વાહ વાહ, બહુ સારૂં સંતદાસ પણ બહુ સારા મહાત્મા છે ક્યાં છે ? પેલાએ કહ્યું રામા ચોવટીયાની ડેલીએ છે. ડોશીએ પોતાના બીજા દીકરાને કહ્યું કાળા, સંતદાસને કહી આવ કે રાત્રે રોટલા ખાવા અમારે ત્યાં આવજો. એટલામાં એક જણે આવીને કહ્યું કે, માઇ, રોટી બન ગઇ, અબ જરા અન્ન પવિત્ર ચાઇએ. એમ કહીને ડોશી પાસે વાટકી મૂકી. ડોશી ઘી લેવા ઉઠી. એટલામાં ત્યાં એક મસ્ત બ્રહ્મચારી આવ્યો. મોટી જટા, ખુબ વિભૂતિ ચોળેલી, કપાળમાં મ્હોટો સિંદૂરનો ચાંલ્લો, ક્રોધ ભરેલી લાલ આંખ ને મ્હોટો ચીપીઓ ખડખડાવતો બારણામાં આવીને પુછવા લાગ્યો કે, કુભારન ભગતણી કીધર હૈ ? ઘીવાળા હાથ હોવાથી દૂરથીજ પગે લાગીને ડોશીએ કહ્યું પધારો મહારાજ, ઓસરીમાં ખાટલા ઉપર બેસો. આ સાધુઓને જરા સમજાવીને હું હમણાં આવું છું, એમ કહી બાજુના ઢોરવાડામાં જ્યાં ત્રણ ચાર ચોકા ચાલતા હતા ત્યાં ડોશી ગઈ, ને સૌને જરા જરા ઘી આપી આવી. એટલામાં એક જણે આવીને કહ્યું કે, ડોશીમા, મડળીવાળા બાવાજી ખાટલો ગોદડું માગે છે તેણે કહ્યું જો સામી ભીંતે ખાટલો પડ્યો છે તે લઇ જા ને લે આ ગોદડું. એટલામાં એક સાધુએ કહ્યું

*એક જાતનું માટીનું વાસણ. ગામડાંના ગરીબ ખેડુતોને ઘેર પેટી કે કબાટ હોતાં નથી, તેથી તેઓ પરચુરણ ચીજો માટીના વાસણમાં નાંખી ઘરની ઉતરડમાં રાખે છે.

કે, સાંઈ, દમ લગાયા બીના મરજાતાહું આજ ફજરસે ચલમકી ફુંક નહિ પીવી હૈ ડોશી તેને માટે ચલમ લેવા ઉઠી. એટલામાં તેણે કહ્યું કે, માઇ, ચલમ તો હમેરી પાસ હૈ, હમકુ તો ગાંજા ચહીએ. ડોશીએ કહ્યું, ગાંજો આ ગામમાં નહિ મળે, ખજર જોઇતી હોય તો આપુ સાધુએ કહ્યું અચ્છા, વોભી સહી. એટલે ડોશીએ ઘરમાં જઈ કોઠીમાંથી તમાકુની ગોળી કાઢીને તેમાંથી થોડી તમાકુ કાપી આપી. આ બધું કરવામાં જરા વાર થવાથી બ્રહ્મચારીનો મિજાજ ગયો. તેથી તેણે ડોશીને કહ્યું કે, હમને સુનાથા કે કુબારન ભગતણી બૈયા અચ્છી હૈ, ઉસ વાસ્તે તુમકુ દેખનેકુ છપર આયે હૈ, લેકીન તુતો બડી સિદ્ધ હો ગઇ હૈ! સચ્ચા સાધુકો તો પીછાનતીભી નહિ હૈ, ઔર ઠગવાકી પીછાડી લગી હૈ! હમકુ તો તેરા કુચ્છ નહિ લેતા હૈ, ખાલી દો બાતાં સુનાનેકુ આયાથા, લેકીન કુચ્છ આદરમાન નહિ. કુચ્છ બાતચીત નહિ, ઔર ગમારોકી પીછાડી ફીરતી હય! હમને દેખ લીયા તેરી સિદ્ધાઇ ઔર દેખ લીયા તેરી ભક્તિ! એમ કહીને મ્હોં ચઢાવીને ચીપીયો ખડખડાવતો તે ઉઠ્યો. ડોશીએ કહ્યું મહારાજજી! દયા રાખો, દયા રાખો, અમે તો અપરાધી જીવ છીએ, અમે તે સિદ્ધ શેના? તમને જો બ્રાહ્મણની રસોઈ ખપતી હોય તો જમવાનું તૈયાર છે, ને રસોઇ ન ખપતી હોય તો સીધુ મોકલું આપનો ઉતારો ક્યાં છે? બ્રહ્મચારીએ મોટા મિજાજથી કહ્યું. તેરા જેસા શુદ્રકા ઘરકા અન્ન હમ નહિ ખાતે હય. એ સાંભળીને ડોશીએ કહ્યું અચ્છા મહારાજ, જેવી તમારી મરજી એમ કહીને ફરીથી તને પગે લાગી. આ જોઇને હું તો આજબ થઇ ગયો. આટલું અપમાન થયા છતાં જાણે કાંઇ બન્યુંજ નથી! તેના મ્હોં ઉપર એવીને એવી શાન્તિ, જરાય ગરમ થઇ નહિ ઉલટી નગી પડી!

એ જોઇને મ્હારાથી ન રહેવાયુ, મ્હારો પિત્તો ઉછળી આવ્યો, પણ એ સાધુને મ્હોડે હું કાંઇ બોલી શક્યો નહિ કારણ કે તેના તેજમાં હું અંજાઇ ગયો, ને તેના ગુસ્સાના ભયથી હું બ્હીી ગયો, પરંતુ એ ગયા પછી ડોશીને મ્હેં કહ્યું કે 'એવા લંગોટિયા જોગટાઓ તો ઘણાએ આવે, એનું તે એવું એવું શા માટે ખમીએ? એના બાપની શું ઓશિયાળ છે?"

ડોશીએ કહ્યું—' દીકરા, તું હજી બાળક છે એને હજી અંતરનો રંગ લાગ્યો નથી, માટે પોતાનું તપ આવી રીતે ધોઇ નખે છે એની સાથે જો આપણે પણ એવા થઇ બેસીએ તો આપણું કર્યું કારવ્યું પણ ધોવાઇ જાયને? એતો એમજ ચાલે. પાંચે આંગળી કાંઇ સરખી હોય? તેમાં પણ સાધુઓમાં તો અર્ધી અર્ધ ગંજના ગબેલાજ હોય. હવે તો આ એકજ જોયો પણ મ્હારી પાસે તો એવા ઘણાએ આવ્યા કરે છે, એ બધાની સાથે હું લડ્યા કરૂં તો મ્હારો આરો ક્યાં આવે? તું કહેતો હતો કે હું તમને કાંઇક જ્ઞાન સંભળાવીશ, પણ ભાઇ, જો આવું જ્ઞાન સંભળાવે તો તો હું રખડી પડું. દીકરા, તને ખબર છે?

ઘર બાળ્યે ઘર ઉગરે, ઘર રાખ્યે ઘર જાય.

પ્રભુને અર્થે ઘર ઉપર તુલસીપત્ર મૂકી દઇને જાતના અભિમાન કાઢી નાખીએ ત્યારે સાચું જ્ઞાન મળે. વાતોના જ્ઞાનમાં શું વળે? એ તો સૌને આવડે. માટે ભાઇ, ત્હારો હજી માંહીલો મર્યો નથી તેને માર, ને પછી મને જ્ઞાન સંભળાવવા આવ. એમ કાંઈ જ્ઞાન લૂટમાં નથી પડ્યું!"

ડોશીની આ વાત સાંભળીને હું તો એવો શરમાઇ ગયો કે કાંઇ વાતજ ન પુછો. ગુરૂ થવા ગયો તો, પણ હું તો એ કુભારણનો ચેલોજ થઈ ગયો ને નીચું જોઇને કાંઇ બોલવા મળ્યો. બીજું કાંઇ સુઝ્યુંજ નહિ.

સ્વ. અમૃતલાલ પઢિયાર કૃત "સાચું સ્વર્ગ."

## धर्मालय अने तपोवनः

# નન્દકીશોર.

લેખક બ્હેનશ્રી પદ્માવતી દેસાઈ.

જ્યેષ્ઠમાસની કૃષ્ણ અષ્ટમી હતી. સાયંકાળનો સમય હતો. કાળજાની કૃષ્ણગૌરવી યમુનાનાં નીર પૂર લહેરમાં લહેરાતાં હતાં, પવનની લહેરો દક્ષિણમાંથી ઉત્તર તરફ ને પાણીની લહેરો ઉત્તરથી દક્ષિણ તરફ જતી બે સામસામી અફળાતા નદીમાં તરતું નાવડું ઉછળતું કિનારાની જમીન ભીની થતી ઘાટપરના પગથીઆ સાફ થઈ જતા.

મથુરાના ન્હાનાં ન્હાનાં બાળકો સાયંકાળે આ લહેરો સાથે રમવા પાણીમાં ભેગા થઈ જતાં. લહેર સાથે સરકતા પાણીના ચળકતા ફીણને મુઠીમાં પકડવાનો પ્રયત્ન કરતાં તેઓ ન ફાવતા ત્યારે ઉંચા ઉછળતા જળકણો ઝીલી એક એક ઉપર ફેંકી સંતોષ પામતા—આનંદ પામતા.

બાળક નંદકિશોર આ ટોળાનો અગ્રેસર હતો. એની સૌમ્ય અને આનંદી મુખમુદ્રા, એનું મધુર ભોળપણ અને એનો અલૌકિક દેહ, આ બધુ મથુરાના બાળકોને સહજે પોતાના તરફ આકર્ષવાને કારણભૂત હતું.

બાળક આજે ટોળાથી વિખુટાઈ વહેલો ઘેર ગયો. એને સાંભર્યું કે આજે કૃષ્ણ અષ્ટમી છે મા મોરલીધરની પૂજા કરશે, આરતી કરશે, નૈવેદ્ય ધરશે. મા સાથે પૂજામાં બેસવાની ભોળી ભોળી લાલસા હોવાથી તે ઓરડીમાં દાખલ થયો. નિર્ધનતાની આછી સામગ્રી વાળી પણ ભક્તિથી ભરપૂર ફુલવાડીમાં આ બાલભ્રમર કાંઈ અસ્પષ્ટ પણ રસ ભક્તિ માનગુંજનો નાનાશા આસને ગોઠવાઈ ગયો. બેઠા ન બેઠો ત્યાં પ્રકાશ પ્રગટ્યો. ઘીની જ્યોતિમાંથી મોરલીધરનું લલિત બદન એ નિહાળી રહ્યો. અનુકરણ ઘેલો બાળક ઉભો થયો. પગની આંટી મારી નયનોને નીચા ઢાળ્યાં. હૈયામાં ઉલ્લાસ ભર્યો, દ્રષ્ટિમાં પ્રભુના જમાવી અને જાણે ક્યાંક ટેકાઈને ગાવુ શરૂ કરવુ ધાર્યું પણ હાથના પર માથ ? મોરલી વિના મોરલીધર શી રીતે થવાય ? ચપળ નેત્રો ફરી વળ્યા. ચડપ લેતીક ગોખલુચોરની કળા કામે લગાડી. સીંહાસન ઉપર આડી મુકેલી એક મોંઘી ચળકતી કાળી મોરલી ઉપાડી લીધી અને બજાવવા માંડી.

પ્રથમ આલાપેજ માના હૃદયને ઠોર કરી જગાડ્યું અને એને એમ કરતો રોક્યો—

" ભાઈ નંદકિશોર ! આ બંસરી ત્હારે બજાવવાની નથી, રહેવાદે ત્હારી ન્હાર છે તે લઈ વગાડ. આની તો આપણે પૂજા કરીશું "

બાળક ચોંક્યો ને પ્રશ્નોની સેર છુટી. "કેમ હું આ ના વગાડું ? કોની છે ? મ્હારે કેમ લેવાની નહિ ! આવી સારી છે ને ! મ્હને આ માટે વગાડવા દેતા નથી ? મ્હને આવી નહિ મગાવી આપો ? આ કોઈની વાપરેલી હોય એમ લાગે છે, કોણ વાપરતુ હતું." ઇત્યાદિ સેંકડો પ્રશ્નોના ઉત્તર સુંદરીને આપવાના હતા અને તે કાંઈ સહેલા નહતા કેટલાક

પ્રશ્નો સુન્દરીના હૃદયને પૂર્વસ્મૃતિથી આઘાત પહોંચાડતા હતા અને કેટલાક આશાનો દીપ પ્રદિપ્ત કરતા હતા અને કેટલાક ગુંચવણ ઉપજાવતા હતા. છેલ્લા પ્રશ્નોએ એને વધુ ગુંચરી.

"શું ત્યારે આ મ્હારા પિતાની છે ? એ ક્યાં ગયા છે ? આ એમની બંસી ના લઈ ગયા ? હે મા, તું કેમ બોલતી નથી ?"

સુન્દરી સ્થિર ના રહી શકી. અત્યાર સુધી પરાણે રાખી રાખેલા બે મોતી નયનમાંથી સરી પડયા બાળકની ધીરજ ખુટી ગઇ

માને કંઠે બાઝી કાંઈક અજ્ઞાતભાવથી રડી પડયો મા સાવધ થઇ વાત ફેરવવાનો પ્રયત્ન કર્યો પણ બાળકનું કુતુહલ એમ શાંત થાય એમ નહતું અસત્ય બોલાય નહિ ને સત્ય કહેવાય નહિ એવી સ્થિતિ આવી. બાળક મૃત્યુની વાતથી તદ્દન અજ્ઞાન હતો જીવનનો આનંદ એ અદ્વિતીય પૂતળામાં અમર ભર્યો હતો એની નિર્ધન માએ એને દુ:ખની છાયાથી વંચિત રાખ્યો હતો પિતાના સંબંધમાં એ કાંઇ જાણતો નહતો એટલે જીજ્ઞાસુ જીવ આ પરમ તત્વને શી રીતે જાણે ? અતિ આગ્રહને વશ થઇ સુન્દરીએ જવાબ દીધો – ' ભાઈ આ બંસરી એમને બહુ "વહાલી હતી, મ્હારાને ત્હારા કરતાં પણ યમુનાને કિનારે રાતોની રાતો બંસીના નાદમાં મસ્ત બની એમણે ગુમ્યાં કર્યું છે હવે એ આ એમની જીવ ને જીવત પ્રાણ બંસરીને મુકીને ચાલતા થયા છે આપણે એની પૂજા કરી દિવસ ગાળવાના છે"

"પિતા ક્યાં ગયા છે ?" "વૈકુંઠમાં". અતિશય ડસડસી રહેલા અંત:કરણથી સુંદરીએ જવાબ આપ્યો.

"એ ક્યાં આવ્યું ? આપણે ત્યાં ના જઇ શકીએ ? ત્યાં એ બંસી વિના શું કરતા હશે ? લાવો લાવો હું આપી આવું"

"ના ભાઇ ત્હારાથી ત્યાં ના જવાય એમની માફક ત્હારે પણ ત્હારી મોરલીથી યમુનાની લહેરોને હિંદોળાવાની છે અંતરિક્ષમાં ઉડતાં પક્ષિઓને સ્થિર કરવાનાં છે, ગાયોના ધણને આકર્ષવાના છે હું ત્યાં જાઉં પછી ત્હારે આવવાનું છે ત્હારે ત્હારા પિતાનું નામ રાખવાનું છે."

' ના મા, એમ નહિ. જેની કહેલો વ્રજવિહારી એતા પિતાનું કેટલું બધું કામ કરે છે, તો હું મ્હારા પિતાનું આટલું ના કરૂં ? કેટલા વખતથી પિતા અહીંથી ચાલ્યા ગયા છે ? તે કેમ ગયા ? આપણાથી રીસાયા હતા ?"

"ના એ કદી કોઇથી રીસાયા નહતા, ગુસ્સો અને દ્વેષતો એ સ્વભાવતાજ નહતા પ્રેમથી એમનું હૃદય સદા ટપકી રહેતું હતું એ પ્રભુને બહુ વહાલા હતા તેથી વીસ બાવીસ વર્ષની ઉમ્મરમાં એમની પાસે જતા રહ્યા છે આજ પાંચ વર્ષ એમને ગયે થયા"

"ઓહો ! એટલા બધા દિવસ ? ત્યાં એમને વાંસળી વિના કેમ ગમતું હશે ? ના, લાવો બસ હું એમને આપી આવીશ મ્હારે ત્યાં જવું છે મ્હારે આપવું છે એમની પાસે રહેવું છે, તમારી પાસે નહિ ના હું જઇશ.'

બાળકની આ હઠીલાઇએ માનું હૃદય ચીરૂં અવિરત આંસુની ધારે બાળકના માથા પરથી સરી વાંસળીને પખાળી. કેટલોએક કાળ વ્યતીત થયા પછી, સુન્દરી શાન્ત થઇ ભાનમાં

આવી. બાળક ખોળામાં ઉંઘી ગયો હતો. વાંસળીને જોરથી છાતી સાથે દાબી રાખી હતી. ધીમે રહીને તેણે બાળકને પથારીમાં સુવાડી દીધો. આખી રાત સુન્દરી ઉંઘી નહિ.

ઉપલી ઘટના બન્યા પછી બે એક માસ વીતી ગયા. દરમ્યાન પિતાની વાત બાળક ભૂલ્યો નહતો. મિત્રો સાથે ગેડી રમવા કે યમુનાના જળ ઉછાળવા તે જતો નહતો. ઘાટના આછીતે હોડકું હંકારવા પજવતો નહતો. મિત્રો બોલાવતા ત્યારે કહેતો કે હવે હું તમારી સાથે રમવા નહિ આવું, હું મ્હારા પિતા પાસે જવાનો છું.

મા જ્યારે આ વાત સાંભળતી ત્યારે તેની અધિરાઈનો પાર રહેતો નહતો.

એક દિવસ રાતના એને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં પિતાના દર્શન થયાં. પિતાએ એની પાસે વાંસળી માંગી, એ સાથે એ સફાળો બેઠો થયો. ચોગરદમ પિતાને જોવા લાગ્યો. જ્યાં જુવે ત્યાં એ રસભર્યાં મીઠાં નયનો બાળકની પાસે વાત્સલ્યભાવથી વાંસળીની યાચના કરતાં હોય એમ લાગ્યાં. ત્વરાથી તે ઉઠ્યો. સીંહાસન ઉપરથી વાંસળી લઈ આવ્યો; પિતાને આપવા બહાર આવ્યો. પણ પિતાની મુખજ્યોતિ તેને કંઇ માર્ગ બતાવતી આગળ પડતી જ જણાઈ બાળક જ્યોતિનો દોરવ્યો બહાર નિકળ્યો ને આગળ ચાલ્યો. રાત અંધારી હતી–બાર વાગ્યાનો સમય હતો યમુનાનાં કાળાં પાણી સમયને સ્થાનની બિહામણતામાં વૃદ્ધિ કરતાં હતાં. બાળક કિનારે કિનારે ચાલ્યો જતો હતો. એક કોષ, બે કોષ, ત્રણ કોષ કેટલું ચાલ્યો તે ખબર નથી, એ તો માત્ર પેલી પૂજનીય બંસી લઈ પિતાને ધરવા આગળ ધપતો હતો. એને ભય નહોતો. કાયરતા નહતી. માત્ર હતી પિતાને ભેટવાની ધુન. ધુને એને બહુ ચલાવ્યો. એક જ લક્ષ્યે આગળ વધ્યો. યમુનાનો સરળ કિનારો બંધ થયો. ખાડા ટેકરા નડવા લાગ્યા. એક ખાડામાં તે ઉતર્યો. પડ્યો. કાંઈક ભાન થયું આગળ ચાલ્યો. કોમળ ગુલાબી તળીઆ કાંકરા ભોંકાઈ ભોંકાઈ લાલ થયાં. નાજુકડું મુખ થાકથી પડી ગયું. આંખમાંથી અશ્રુબિન્દુ સર્યાં. બાળક હાર્યો હોય એમ જણાયું. કસોટી પુરી થઈ. પાસેની ટેકરીપર પેલી જ્યોતિ અટકી પડી.

બાળક ત્યાં ચઢ્યો. એને લાગ્યું કે હવે શ્રમનો અંત આવ્યો છે એટલે પગમાં જોર આવ્યું, હૈયામાં ઉલ્લાસ પ્રગટ્યો. ઉપર જઈને અટક્યો. એક કંથાધારીએ એને અટકાવ્યો. પૂછ્યું –" વત્સ ક્યાં જાય છે. ?"

"ક્યાંય નહિ અહીં મારા પિતા રહે છે. હું એમની વાંસળી આપવા આવ્યો છું, આજ વૈકુંઠને ?"

સન્યાસી બાળકનો ભાવ સમજી ગયો. પૂછ્યું –"તું ત્હારા પિતાનું નામ જાણે છે ?"

"હા ઘનસ્યામ. મ્હારૂં નામ નંદકિશોર. આ એમની પરમ પ્રિય વાંસળી. પાંચ વર્ષ થયાં એના વિના એ કેવી રીતે ચલાવતા હશે ? કોઇ આપવા આવનાર નહતું. મ્હારી મા મ્હને એકલાને મુકીને શી રીતે આવે ? આજે પિતાએ મ્હને દર્શન દીધું ને એમનો દોરવ્યો હું અહીં આવ્યો છું બતાવો મ્હારા પિતા ક્યાં ગયા છે ?"

બાળકના અદ્‌ભૂત વૃત્તાંતથી સન્યાસીનું હૃદય ગર્વથી ઉભરાયું. "વત્સ ત્હારાં ભીનાં કપડાં ઉતાર. લે આ મારાં પહેર. અહીં આવ. ધુણીપર બેસી જરી ગરમ થા. આ ફળ ખા ને પછી ચાલ હું તને ત્હારા પિતા પાસે લઇ જાઉં."

"બાળકે ભોમીયાની આજ્ઞા માની. પછી તેને તેના પિતાની પાસે લઇ જવામાં આવ્યો".

યમુનાના પાણીમાં ખરી પડતી, ગિરિની એક બેખડ આગળ ઘનશ્યામની પ્રતિમા હતી. આ પ્રતિમા તે બાળ નંદકિશોરને સ્વપ્નમાં દેખાયલી સ્નેહાળ સુખમુદ્રા. આ તે પ્રેમ ભીના નયનો, આ તે જ મોરલી વિનાનો ખાલી હસ્ત.

બાળક નંદકિશોર મૂર્તિ પાસે જઈને બેસી પડ્યો. ને પેલા ખાલી હાથમાં મોરલી ધરાવી દીધી આજે તેને સંપૂર્ણ સંતોષ થયો. હવે તેને તેની ઉંઘતી મુરલી વત્સલ મા સાંભરી ને આ મધ્યરાત છે એવો વિચાર આવ્યો.

× × × ×

સુન્દરીએ જાગ્રત થઇ પથારીમાં બાળકને નહિ દીઠો હોય ત્યારે એની શી દશા થઇ હશે તે સહજ કલ્પી શકાશે. એની એકની એક જીવન આશા તુટી પડી, હાથમાંનું પુષ્પ સરી ગયું, હૈયાનો આશાપ્રદીપ બુઝાઇ ગયો એણે શેરીએ શેરીએ બાળકને શોધ્યો, કિનારે કિનારે ફરી વળી. પણ ક્યાંય બાળક ના જડ્યો. ત્રણ દિવસ ને ત્રણ રાત રડી રડીને કાઢી પણ કોઇ હાથ ના આવ્યું. સગાં સર્વ વેરાઈ ગયાં. આખરે રાત્રે કોઇએ દ્વાર ઠોક્યું. સુન્દરી સફાળી ઉઠી. 'કોણ ભાઈ નંદકિશોર' આવ બેટા, ક્યાં ગયો હતો! રાત્રે ગયો હતો ને રાત્રે આવ્યો ? મ્હેં ત્હને વાંસળી આપી નહિ તેથી રીસાયો ? તું કદી આવો હઠીલો થયો નહતો. "

સુન્દરીએ દ્વાર ઉઘાડ્યું ને એક સન્યાસી ઘરમાં દાખલ થયો, સુન્દરી મૂર્છિત થઇ પડી ગઇ. સન્યાસીએ તે પવિત્ર ને પૂજનીય મૂર્તિને સાવધ કરી નમન કર્યું. ને કહ્યું "દેવી ! ચાલો ત્હમારો નંદકિશોર બતાવું. હું ત્હમારો પુત્ર સમ ત્હમારા પતિનો પ્રિયતમ શિષ્ય છું મ્હારા એ જીવનત્રાતા ગુરૂના ગોલોકવાસ પછી મ્હેં ભગવી કંથા ધારણ કરી છે આપના દર્શનની મ્હને રોજ ઇચ્છા થતી હતી. તે ભાઇ નંદકિશોરે આજે પૂરી કરી છે. ચાલો મ્હારી સાથે."

સુન્દરી અર્ધ, અર્ધ સ્વસ્થ દશામાં સુન્દરીને બધી હકીકતથી વાકેફ કરી-ને ઘનશ્યામની પ્રતિમા આગળ તેને લઇ ગયો. સુન્દરી સ્વામીની આબેહુબ પ્રતિકૃતિ જોઇ સ્તબ્ધ થઈ ગઇ ચારે તરફ પતિની આત્મજ્યોતિનાં એને દર્શન થયાં અને કોઇ ગુપ્ત અવાજ એને સદાને માટે ત્યાં રહેવાની આજ્ઞા કરતો હોય એમ જણાયું.

નંદકિશોરને લઇને તે ત્યાં રહી દિવસ જતાં બાળક નંદકિશોર સર્વનો પ્રાણ થયો, પાસેના ગામનાં ગાયોના ધણને ચરવા આવેલાં જાણી કદી કદી તે ત્યાં દોડી જઇ તેમને ચરાવતો ગોવાળના બાળકોને ભેગા કરી પોતાની નાનકડી મધુરી બંસરી ગાઇ સંભળાવતો. કદી કદી તેમને પોતાના કપડાં આપી દેતો, કદી કદી પોતાનું પીરસેલું ભાણું ઉપાડી જઇ ગોવાળના બાળકોને કે ગાયોને ખવડાવી આવતો.

બાળક નંદકિશોરના નવા વૈકુંઠમાં દર રોજ સાયંકાળે ગ્રામવાસી ભેગાં થતાં સુન્દરી સર્વની આગળ કૃષ્ણભક્તિનાં પદ પૂર્ણ પ્રેમથી લલકારતી. નંદકિશોર એની નાનીશી મોરલીમાં એ ભાવ ઉતારતો. ગુરૂ ઘનશ્યામની આરતી કરી સહુ કોઈ ઘેર જતાં. સન્યાસી સર્વની પરોક્ષ સેવા કરતો અને ઉપર કહ્યું તેમ બાળક નંદકિશોર સર્વનો પ્રાણ સર્વના નયનની પ્રભા બની રહ્યો હતો.

# સુજાતા.

( હિન્દી ઉપરથી )

લેખક: શ્રીયુત પૂનમચંદ કેશવલાલ શાહ ( બી એ )

સુજાતા એક ધનવાન માતાપિતાની પુત્રી હતી તેનું લગ્ન એક સાધુચરિત કુટુમ્બમાં થયું હતું. તેને પોતાના રૂપ તથા ધનનો ઘણો જ ગર્વ હતો. તે બધાને હલકાં
૧. કર્કશા • સમજતી હતી તેમ જ સાસરીઆમાં તેને કોઈની સાથે બનતું ન હતું પતિદેવની સેવા તો કરવાનું ક્યાં રહ્યું પરંતુ તેમનો પણ તે તિરસ્કાર કરતી હતી.

આ ગામમાં એક દિવસ મહાત્મા બુદ્ધદેવ વિહાર કરતા કરતા આવ્યા. તેમણે પણ સુજાતાની કીર્તિ સાંભળી. તેઓ ભિક્ષા અર્થે તેને ઘેર પધાર્યા. ભિક્ષા
૨. મહાત્માનું આગમન. લીધા બાદ સર્વની સમક્ષ તેને પોતાની પાસે બોલાવી, અને તેમણે કહ્યું —

" બેટા, સ્ત્રીઓ સાત તરેહની હોય છે —

૧ ભીમા ઉગ્ર ચણ્ડી. ( ક્રોધી, મિજાજી )

૨ કુટિલા કલહપ્રિયા-(જૂઠું બોલનારી અને સૌની સાથે લડનારી. )

૩. સ્ત્રીઓના પ્રકાર ૩ પ્રિય ભાષિણી-( મધુર આચાર, વિચાર, વર્તન તથા નયનવાળી.)

૪ સુશીલા-( સચ્ચરિત્રશાળી. )

૫. સુગૃહિણી-( ગૃહ કાર્યમાં ઉત્તમ )

૬ પ્રિય સખી-( સાચી સલાહકાર. )

૭. સેવિકા-( જગતપર ઉપકાર કરનારી. )

હવે બોલ, આ સાતમાંથી તું ક્યા પ્રકારની છે ?

સુજાતા મૂઢ પણ ભાવિક હતી તેણે જવાબ આપ્યો " હે પ્રભુ ! આપનો પ્રશ્ન મારા
૪. સુજાતાનો ઉત્તર. સમજવામાં બરાબર આવ્યો નહિ માટે કૃપા કરીને તેને વિસ્તારથી સમજાવો."

મહાત્માજી ગંભીર વૃત્તિ ધારણ કરી બોલ્યા, " જો, આ સાતે પ્રકારની સ્ત્રીઓ મુખ્ય બે વર્ગમાં આવી જાય છે ૧ અસતી, ૨. સતી. હવે અસતી
૫. બુદ્ધદેવનો ઉપદેશ. (ખરાબ) સ્ત્રીનો સ્વભાવ ચપળ હોય છે, તેને પોતાના સ્વામીપર પ્રેમ હોતો નથી, તે સર્વદા ક્રોધપૂર્ણ હોય છે, તે હમેશાં પોતાના ક્ષણિક સુખ માટે પ્રયત્ન કર્યા કરે છે, તેને શરમ આવતી નથી, તેને કોઈની બીક પણ લાગતી નથી, લોકના અપવાદની તે જરા પણ દરકાર કરતી નથી તેમ જ ઘણું બોલતાં અને વઢતાં કકળતાં અચકાતી નથી આથી ઉલટું સતી સ્ત્રી મિષ્ટ વચન બોલે છે, દરરોજ પતિની સેવા કરે છે, તેનો સ્વભાવ નમ્ર હોય છે, તે કોઈનું અપમાન કરવાની ઇચ્છા

પણ કરતી નથી, તેમજ દુ:ખ વેઠીને પણ સાસરીયાંને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરે છે હવે, આ બે પ્રકારના જે ઉપર જણાવ્યા પ્રમાણે સાત પેટા વિભાગછે, તેની સમજુતી આપવાની જરૂર નથી તું સર્વ સમજી ગઈ હઈશ, તો હવે મને કહે, કે તું અસતી સ્ત્રી છે કે સતી?"

૬. સુજાતાની નમ્રતા.

ઉપદેશ શ્રવણ કરતાં કરતાં સુજાતાની મુખચર્યાપર પરિવર્તન થવા માંડ્યુ. મહાત્માજીના શાંત અને ગંભીર ઉપદેશે સચોટ અસર કરી. તેમણે પ્રશ્ન પુછયો તે સમયે સુજાતાની આંખો અશ્રુપૂર્ણ હતી તે ગદ્‌ગદ્ કંઠે બોલી "મહાત્માજી, હવે હું કુલટા, કર્કશા, અસતી સ્ત્રી રહેવાનું પસંદ કરતી નથી હું તો સુશીલા સતી બનવાની ઇચ્છા રાખુ છુ હું પ્રતિજ્ઞા કરું છુ કે આજથી મારો સ્વભાવ ગઇકાલ જશે"

૭. ઉપસંહાર.

દૃઢ પ્રતિજ્ઞાની વિરૂદ્ધ કોઇપણ જઇ શકતું નથી તેમાં તે વળી સતી થવાની પ્રતિજ્ઞા. સુજાતાયે પોતાનો સ્વભાવ બદલવા માંડ્યો. વખતે વખતે ભુલ ભરાઇ આવે, પરન્તુ પોતાના મનને વારી, પોતાના પૂર્વ ચરિત્રનો પસ્તાવો કરી, ભૂલની ક્ષમા ઇચ્છી, એક અને સતી પ્રયત્ન કરવા લાગી. અને પરિણામે તે ઉત્તમ સતી થઇ આજ પ્રમાણે આપણા હાલના મહાત્મા ગાંધીજીના ઉપદેશથી અનેક સ્ત્રીઓ વિલાસ, વૈભવ, ફેશન સર્વનો ત્યાગ કરી, નમ્રતા, સ્વદેશી, આત્મશુદ્ધિ, વગેરે મત સ્વીકારી પુરૂષોને તેમના અસહકારવ્રતમા બળ અને શક્તિ આપીને સ્વરાજ્યને બદલે રામરાજ્યની સ્થાપના કરવામાં ઉત્સાહ પ્રેરે છે, એ કાંઇ ઓછુ આનંદમય નથી. હજુ પણ કોઇ કોઇ સુજાતા જેવી રહી હશે તેમા પણ પરિવર્તન થશે એવી આશા રાખવામા આવેછે

---

## ઘડી ગમ્મત.

કાન્તિ કાકાની નિશાળમાં આજે પરિક્ષા હતી તેથી દાઢીશેઠના ચિરંજીવી ઝુમ્મરીઆ ઠાઠબાધ આવ્યા હતા બીજા વિદ્યાર્થીનું નામ તાલીદાસ હતું. કાન્તિ કાકાએ બધી તૈયારી કરીજ મુકી હતી અને પાઘડી પહેરતા હતા, એટલામાં તો આપણા ડીટપી સાહેબની ગાડી આવી પહોચી કાન્તિ કાકાએ બાર ગજ અને બાર તસુની લાંબી સલામ કરીને વધુ આ રથી ખુરશીપર બેસાડ્યા સાહેબે સવાલ પુછવા માંડ્યા —

પંદર અઢા! સત્તર પચા! વગેરે વગેરે તાલીદાસે બધા જવાબ આપ્યા પણ આપણા ઝુમ્મરીઆને કાંઇ આવડ્યુ નહિ અને સાહેબનો પિત્તો ખસી ગયો અને બોલ્યા ઝુમ્મરીઆ તું અક્કલનો બારદાન છે

આડું અવળું ન જોતાં ઝુમ્મરીઆએ જવાબ આપ્યા-સાહેબ, બાર દાન નિશાળે!!! સાહેબ તો ખુબ હસ્યા ને હવે વ્યાકરણની પરિક્ષા લેવી શરૂ કરી.

સાહેબ—સસ્તા શેઠની ભેંસ સામે વિયાણી એ વાક્યમાં ભેંસનું વ્યાકરણ કરો.
તાલીદાસ—સામાન્ય નામ નારીજાતિ એકવચન.
ઝુમ્મરીઓ—સાહેબ શેઠવચન ગાં કાલે વિયાણી એટલે પેટમાં બચ્ચુ ખઇને ??

—દિવાકર.

## रमणीमणिमाला:

# કાંચનમાળા.

લેખક: શ્રીયુત અરૂમેલાલ સંવરામભાઇ દેસાઇ.

બે પુષ્પો એક જ સમયે પ્રફુલ્લિત થાય છે ત્યારે ચારે દિશા પોતાના પરિમળથી ભરી દે છે, અને પરસ્પર એક બીજાના અંગ ઉપર પોતાનાં મૃદુ અંગો નાખી સ્મિત હાસ્ય કરી તેઓ ક્રિડા કરે છે, ત્યારે તેઓ કેવા રમણીય લાગે છે?

બે સુંદર વિહંગો જ્યારે મમભાવથી ક્રિડા કરે છે ત્યારે તેઓ કેવાં સુન્દર દેખાય છે! એક ગાય છે ત્યારે બીજુ પોતાનો મધુર સ્વર તેમા પૂરે છે. એવા સુન્દર વિહંગના જોડાંના પ્રેમનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડું છે

પુષ્પ અને વિહંગ એ ઉભયનાં મિલન જેવું સમવિકસિત, સમપ્રફુલ્લિત મનુષ્યનાં બે હૃદયોનું મિલન પૃથ્વીપર જણાય તો તેનાથી વધુ સુન્દર દૃશ્ય આ દુનિયાપર બીજું કયું છે? બન્ને હૃદયો એકત્ર થઇ સમવિકસિત બની તેની ગ્રન્થિ પણ એક જ થઇ એટલે પ્રભુ પોતે તે મિલનને સ્વર્ગમાંથી ઘણા આનંદથી જૂએ છે.

એવા સુન્દર હૃદયોનું મિલન કોઇએ કદી જોયુ છે? પ્રેમરજ્જુથી બદ્ધ થયેલા બે હૃદય કોને જોવાના જડે છે! એવાં હૃદયો માટે જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે એ બાબત આપણને કવિ કલ્પિત લાગ્યા સિવાય રહેતી નથી, અને આપણને ખાત્રી થાય છે કે એ કવિના કાવ્યમાં જ છે, આપણા વ્યવહારમા નથી. વ્યવહારમાં પણ હોય છે એની ખાત્રી માટે આ લેખ "સુન્દરી સુબોધ"નાં સુજ્ઞ વાંચક સન્મુખ રજુ કરવામાં આવે છે આજથી બે હજાર વર્ષ પૂર્વે એવા બે હૃદયોની એકતા પાટલિપુત્ર નગરમાં હતી તેમાંનું એક હૃદય સમ્રાટ અશોકના પુત્ર કુણાલનું અને બીજું તેની ધર્મપત્ની કાંચનમાળાનું

વીર કુણાલ એક વખત લડાઇમાંથી વિજય મેળવી પોતાના નગરમા આવ્યો., સમસ્ત રાજ્યમાં વિજયનો ઉત્સવ થઇ રહ્યો હતો સાંજે કુણાલ સરિતાના તટ નિકટનાં એક ઉદ્યાનમાં બેઠો હતો, ત્યાં સખીઓ સહ તેની અપરમાતા તિષ્યરક્ષિતા હસ્તમાં પુષ્પમાળા લઇને કુમારને વિજયની મુબારકબાદી આપવા આવી. માતાને આવતી જોઇને કુમાર આસન ઉપરથી ઉભો થયો. રાણીએ કુમારના કંઠમાં માળા પહેરાવી અને ઓવારણાં લીધાં. માળા પહેરાવતાં તેના અંગનો સ્પર્શ થયો, અને તેનું સર્વાંગ રોમાંચિત બન્યું. કુમારના સુન્દર સ્વરૂપ ઉપર તે મોહ પામી અને કાંઇપણ સંકોચ વિના એકાગ્રદૃષ્ટિથી કુમારના મુખ સ્હામે જોયા કરવામાં મુગ્ધ થઇ ગઇ, એટલામાં કાંચનમાળા ત્યા આવી પહોંચતાં, રાણી ચાલી ગઇ

કુણાલ અને કાંચનમાળા એક આસન ઉપર બેઠાં અને વિયોગથી વ્યાકુળ બનેલાં હૃદયો પ્રેમની ગૂઢ ગુચવણો ઉકેલવા લાગ્યાં તિષ્યરક્ષિતા છૂપાઇને આ પ્રેમ ચેષ્ટા નીહાળતી હતી. જેમ જેમ દમ્પતીની પ્રેમભરી વાત તે સાંભળવા લાગી તેમ તેમ કુણાલનું સ્વરૂપ રાણીને

વધુ સુન્દર દેખાવા લાગ્યું. મોહમુગ્ધ તિષ્યરક્ષિતાએ કોઈપણુ પ્રયત્ને કુણાલ પાસે પ્રેમયાચના (!) કરવાનો દૃઢ નિશ્ચય કર્યો અને બળતા હૃદયે તે પોતાના આવાસમા ચાલી ગઇ

પ્રભુએ રાત્રિ સમસ્ત જગતના પ્રાણીઓને આરામ કરવાને માટે સરજેલીછે, પણ જેઓ દુષ્ટ કર્મચારીઓ છે તે તેનો ખોટો ઉપયોગ કરે છે. મનુષ્યો પ્રભુના પવિત્ર આશયનો સ્હામે થઈ દુષ્ટ કર્મો કરવા તત્પર બને છે પણુ તેમાં કદાપિ સફળતા મેળવી શકતા નથી ક્ષણિક સફળતા કદાચ મેળવી શકે પણુ તેની ભયંકર શિક્ષા ભોગવ્યા વિના તેમનો છૂટકો થતો નથી. મધ્યરાત્રિનો સમય થયેલો હતો અને તે વખતે રાણી તિષ્યરક્ષિતા પોતાના આવાસમા પલંગ ઉપર નિદ્રારહિત સ્થિતિમાં તરફડીયાં માર્યા કરતી હતી નિદ્રાને માટે તે આંખો બંધ કરતી કે તેની દૃષ્ટિ સમક્ષ કુણાલનું સ્વરૂપ આવીને ખડું થતું હૃદય જોરથી ધડકતું અને સર્વાંગ પ્રસ્વેદથી તરબોળ થતું હતું તેણે ચેન નહિ પડવાથી અને નિન્દ્રા પણુ ન આવવાથી આખરે કંટાળીને તેણે શય્યાનો ત્યાગ કર્યો, અને કુણાલ ઉપર ચિઠ્ઠી લખી, એક વિશ્વાસુ દાસીને તે ચિઠ્ઠી કુમારને આપી આવવાનો હુકમ કર્યો દાસીએ મધ્યરાત્રિએ કુમારને જાગ્રત કરી ચિઠ્ઠી આપી. તેમાં લખ્યુ હતું કે –

" પ્રિય કુમાર,

મારૂં અંતઃકરણુ બળી રહ્યું છે, અને મને કોઈપણુ બાબત વિશે ચેન પડતું નથી. માટે આ ચિઠ્ઠી વાચી તુર્તાતુર્ત આવનાર દાસી સાથે તમો મારા મહેલે આવજો. તમારૂં અંગે ખાસ જ અગત્યનું કામ છે.

લિ૦ શુભેચ્છક,

રાણી તિષ્યરક્ષિતા. "

ચિઠ્ઠી વાચી કુણાલ વિચારમા પડ્યા દાસીને બે ચાર પ્રશ્નો પૂછ્યા પણુ તેના તરફથી સંતોષકારક ઉત્તરો ન મળવાથી તેણે દાસીને કહ્યું " માતાજીને કહેજે હું અત્યારે ત્યા આવી શકુ તેમ નથી. કારણુ કે માતા, ભગિની કે પુત્રી સાથે પણુ એકાંતમાં ઘણો સમય રહેવુ નહીં એવુ નીતિ વચન છે અને વળી અત્યારે તો રાત્રિ છે એટલે આ સમયે હું નહીં જ આવી શકું ક્ષમ હશે તો હું જરૂર પ્રાતઃકાળમાં આવીશ. ' દાસી ચાલી ગઈ, અને રાણીને સર્વ હકીકત નિવેદન કરી. રાણી નિરાશ થઈ પુષ્કળ વિચારને અંતે તેણે કુમારના મહેલમાં જવાનો નિશ્ચય કર્યો, અને ત્યાં જવા નીકળી પડી.

કુણાલ આ વખતે જાગ્રત જ હતો કાંચનમાળા આ વખતે મ્હેમાનો સાથે બીજા ગૃહમાં હતી. કુમાર શયનગૃહના બાજુનાં ઓરડામાં વિચારમાં તલ્લીન થઈને બેઠો હતો. રાણી એકદમ કુમાર હતો ત્યાં આવી પહોંચી રાણીને જોતાં જ કુમારના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. કુમારે પૂછ્યુ "માતાજી! અત્યારે એટલું બધું અગત્યનું શુ કામ છે કે મધ્ય રાત્રિએ તમે એકલા અહિં આવ્યા?"

" અતિશય અગત્યનું છે, અને તે તમારાં ભવિષ્યના સુખ સાથે સંબધ ધરાવે છે " એમ કહીને રાણી કુમાર જે આસન ઉપર બેઠો હતો તે આસન ઉપર બેસી ગઇ, અને કુમાર ઉઠીને ઉભો થાય તે પહેલા તેણે પોતાના બન્ને હસ્તો કુમારના કંઠે વીંટાળ્યા,

"માતા! માતા! આ શું કરો છો? તમને કાંઈ ભાન છે?" કુણાલે આસન ઉપરથી ઉભા થઈને આશ્ચર્ય ચકિત થતાં કહ્યું

"કુણાલ, ઓ વીર કુણાલ! સમસ્ત ભારતવર્ષની સમ્રાજ્ઞી નિઃસંકોચિતા તમારા પ્રેમની યાચના કરે છે" રાણીએ કરગરતા સ્વરે કહ્યું

"માતા! તમે આ શું બોલો છો? સમસ્ત ભારતવર્ષની સમ્રાજ્ઞીના પદને શોભાવવાને બદલે તેનો તમે આવો ઉપયોગ કરો છો? તમે કાંઈ વિચાર કરો, હું તો તમારો પુત્ર છુ પુત્ર પાસે માતાના અઘટિત પ્રેમની યાચના તમે કોઈ જગ્યાએ સાંભળી છે? જાઓ! મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી એવુ પાપ કર્મ મારાથી કદી પણ બની શકે તેમ નથી." કુમારે રોષ યુક્ત નેત્રે કહ્યું.

"કુમાર! તને ખબર છે કે સમ્રાટ અશોક મારા હાથમા એક પૂતળા સમાન છે અને રાજ્યગાદી હું મારી મરજીમાં આવે તેને આપી શકુ તેમ છું નાહક હાથે કરીને શા માટે રાજ્યસુખ ગુમાવે છે? મારા પ્રેમનો તું સ્વીકાર કર અને ભારતવર્ષનો સમ્રાટ બનીને આનંદમાં દિવસો નિર્ગમન કર." રાણીએ લાલચ બતાવતા કહ્યું

"સમસ્ત ભારતવર્ષનું તો શુ પણ સ્વર્ગ, મર્ત્ય કે પાતાળનું રાજ્ય મને મળતું હોય તોપણ હું તેને લાત મારીશ, મારે ભારતવર્ષના સમ્રાટ બનવું નથી અને પાપપુંજમાં દટાવું પણ નથી." કુણાલે નિસ્પૃહતા બતાવી.

"કુણાલ! તું પાછળથી પસ્તાશે. તને ખબર છે કે સમસ્ત રાજ્યમાં જેટલી મારી સત્તા ચાલે છે તેટલી બીજા કોઈની ચાલતી નથી માટે મારૂ કહ્યું માન વિશુ મોતે શા માટે મરવાને ઉત્સુક બન્યો છે" રાણીએ ભય દર્શાવ્યો.

"મારૂ જે થવાનું હશે તે થશે પણ હું કદાપિ અનીતિનો આડો માર્ગ ગ્રહણ કરીશ નહીં. પ્રભુ સત્યનો બેલી છે એટલે રાજ્યનાં મનુષ્યો મને સહાય નહી કરે તો પ્રભુ તો જરૂર કરશે જ. કુમારે નિર્ભયતાથી કહ્યું

રાણીએ કુમારના વચનો સાંભળતાજ પોતાના કેશકલાપને છુટા મૂકી દીધા અને સર્વ વસ્ત્રો અવ્યવસ્થિત કરી તેણે ગભરાયલે સ્વરે બુમ મારી "દોડો, દોડો, કોઈ મને બચાવો, કુમાર મારા શિયળનો ભંગ કરે છે!'

તુર્તજ બે ચાર પહેરેગીરો દોડી આવ્યા અને રાણીનો નેત્ર સંકેત થતાંજ કુણાલને કેદ કરી કારાગૃહમા પૂરી દીધો.

રાણીએ રાજાને અસત્ય હકીકત કહી. બીજેજ દિવસે તપાસ કરતા સમ્રાટ અશોકે કુમારને રાજ્યાસન સમક્ષ ઉભો કર્યો. રાણીના તરફથી પહેરેગીરોએ સાક્ષી પૂરી-કુમારને પૂછતાં તેણે કહ્યું "હું નિર્દોષ છુ અને પ્રભુ સિવાય મારો કોઈ અન્ય સાક્ષી નથી." એ સાંભળી રાજાએ કુમારને કહ્યું -

"જા! હમણા ને હમણાં, મારાં રાજ્યની હદ છોડીને ચાલતો થા તુ નિર્દોષ છે એમ

ક્યારે સાબીત થાય કે તું કોઇપણ ક્ષત્રિય રાજા સાથે દ્વંદ્વયુદ્ધ કરી એક પણ માણસનું લોહી રેડ્યા સિવાય વિજય મેળવે "

તુરત કુણાલ કાંચનમાળાને મળવા ગયો. તે સર્વ હકીકત સાંભળી મૂર્છિત થઇ ગઇ કુમારે તેને શુદ્ધિમાં આણી અને તે તેને ગળે બાઝી પડી કુમારે કહ્યું "તમે અહિં સુખ પૂર્વક રહો અગર હાવે તો તમારાં પીયર જઇ રહો. મારે હવે આ રાજ્યનું અન્નપાણી હરામ છે. પિતાની આજ્ઞાનું પાલન કરવું એ પુત્રનો પ્રથમ ધર્મ છે. મને રજા આપો હવે હું જઇશ " કુમારે અશ્રુ લુછતાં કહ્યું

"કાયા સાથે છાયા હોય છે અને વૃક્ષની સાથે વેલી હમ્મેશા વીંટળાઈ રહેલી હોય, છે સુખમાં હું તમારી સાથે રહું અને દુઃખમાં હું અળગી થાઉં તો તો મારાં પતિવ્રતપણાને લાંછન લાગે. પત્નીની કસોટી વિપત્તિ સમયે થાય છે, તે કસોટીમા શુદ્ધ કાંચન રહેવા હું પ્રયત્ન કરીશ. કોઇ પણ ઉપાયે હું તમારી સાથે આવીશ અને તમારાં સુખ દુઃખમાં સદા સમભાગી બનીશ. મને ન લઈ જવી હોય તો પ્રથમ મારૂં મસ્તક આ તલવારથી જુદું કરો અને પછી જ્યાં જવું હોય ત્યાં સુખે સંચરો." કાંચનમાળાએ પત્ની ધર્મને અનુસરીને કહ્યું.

"તમારી આ કોમળ કાયા ત્યાં બહુ દુઃખ પામશે. તમારાથી તાપ, ટાઢ વિગેરે સહન થશે નહીં અને તેમા વળી ખાવા પીવાનાં ઠેકાણાં નહીં એથી બહુ દુખી થશો!" કુણાલે દુઃખદ સ્થિતિનું ભાન કરાવ્યું.

"તમે સુખી તો હું સુખી અને તમે દુખી તો હુ દુખી! પતિના સુખ કરતા દુઃખમાં સમભાગી બનવું એમાંજ પત્નીનું ગૌરવ સમાયલું છે, અને એ તો આર્ય રમણીઓનો ધર્મ જ છે' કાંચનમાળાએ નિર્ભયતા દર્શાવી.

કુણાલે તેને સાથે આવવા કહ્યું અને અલ્પ સમયમાં તો ઉભયે પાટલિપુત્ર નગર છોડ્યું.

તિક્ષશિલાના નરેશ કર્ણદેવની સભામાં આવી કુણાલે દ્વંદ્વ યુદ્ધની માગણી કરી, અને પિતાએ આપેલી પ્રતિજ્ઞા પ્રમાણે તેણે વિજય મેળવ્યો, અને એ સમાચાર પિતા તરફ મો કલ્યા સમ્રાટ અશોકના આનંદનો પાર રહ્યો નહીં, અને એ આનંદમા તેણે રાણી તિષ્યરક્ષિતા ને પોતાની પાસેથી કાંઇપણ માગી લેવાને કહ્યું, રાણીએ રાજાની મુદ્રિકાની માગણી કરી અને તે સમ્રાટે કાંઇપણ સંકોચ વિના આપી દીધી.

રાણીનાં અંતઃકરણમાંથી હજુ સુધી કુણાલ પ્રત્યેના વૈરભાવનો સમ્પૂર્ણ નાશ થયો ન હોતો તેમાં કુમારના વિજયના સમાચાર સાંભળી અધિક ઉમેરો થયો પુખ્ત વિચાર કરીને રાણીએ સમ્રાટ અશોકના નામથી રાજા કર્ણદેવ ઉપર "અમારો કુમાર કુણાલ આપને ત્યાં આવી રહેલ છે તેણે અમારી આપેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે, પણ અમે ગને ઝેર દેવાનો બીજો ગુન્હો તેના ઉપર પૂરવાર થયેલો હોવાથી, આ પત્ર મળ્યે એકદમ કુણાલની આંખો ફેડી તેને દેશપાર કરી દેવો અને આંખો નિશાની તરીકે પત્ર લઇ આવનાર સરદાર સાથે અત્રે મોકલી આપવી " એવી મતલબનો પત્ર લખ્યો. અને એક વિશ્વાસુ સરદાર સાથે કર્ણદેવ તરફ મોકલી આપ્યો.

પત્ર ઉપર સમ્રાટ અશોકની મ્હોર હતી. કર્ણદેવને પત્ર વાંચતાજ અશોક ઉપર અત્યંત ધિક્કાર ઉપજ્યો. અશોકનો તે ખંડીઓ રાજા હતો તોપણ સમ્રાટની આવી અવિચારી આજ્ઞાનો અમલ કરવા કુણાલને તેણે ના કહ્યું.

"પિતાની આજ્ઞા મારે પાળવીજ જોઇએ" એમ કહી તેણે રાજાને મારાઓ બોલાવવા કહ્યું. રાજાએ જ્યારે મારાઓને બોલાવવા ના કહ્યું અને જણાવી દીધું કે કોઇ પણ ઉપાયે મારા તરફથી એ કૃત્ય બનશે નહી. ત્યારે કુમારે બે છરાઓ મંગાવી પોતાને હાથેજ પોતાની આંખો ફોડવા તત્પર થયો. આંખોમાં જ્યા છરો મારે છે તેવીજ તેને કાંચનમાળા સાંભરી અને એક વખત તેના દર્શન કરવા તેની ઇચ્છા થઇ કારણકે આ દર્શન તે અન્તિમ દર્શન હતા. કાંચનમાળા તો તદન આ બાબતથી અનભિજ્ઞ હતી. તેને તેડવા એક સેવકને મોકલ્યો અને તે આવી. કુણાલે તેને પિતાની આજ્ઞા સંભળાવી. કાંચનમાળા ઉપર વજ્ર પડ્યુ હોય અગર કોઇ સુકુમાર વેલી ઉપર વિદ્યુત પડી હોય તેમ મૂર્છિત થઇને પડી. કુમારે તેને શુદ્ધિમાં આણી અને કહ્યું—"સંસારમાં જે સુખ દુઃખ પડે તે મનુષ્યે સહન કરવાં જોઇએ. પ્રભુ દુઃખદ્વારા આપણી કસોટી કરે છે, અને એમાંથી આપણે અણીશુદ્ધ બહાર નીકળવુ એ આપણું કર્તવ્ય છે. દુઃખથી હિમ્મત ન હારવી એ વીર પુરૂષનો ધર્મ છે, અને વીર પુરૂષની વીર પત્નીએ એ ધર્મને અનુસરવુ જોઇએ, તમારે લેશ પણ ગભરાયા વિના પ્રભુ ઉપર વિશ્વાસ રાખવો જોઇએ, તે સૌ સારા વાના કરશે."

"આપની આંખો કાઢવા કરતા મારી આંખો કાઢી પાટલિપુત્ર મોકલવામાં આવે તો શું અડચણ છે? આપના દુઃખના સમયે મારી આંખો કામ આવશે તો મારો જન્મ સાર્થક થશે! કેમ વિચાર શું કરો છો? બોલતા કેમ નથી? તમને મારૂં આ કહેવુ અઘટિત જણાય છે?" કાંચનમાળાએ આજીજી કરતા કહ્યું.

"પિતાજીએ મારીજ આંખો માગેલી છે, એટલે તેને બદલે તમારી આંખો મોકલવી નિરર્થક છે, બીજુ તમારી આંખો કાઢવાથી પિતાની આજ્ઞાનું પાલન થઇ શકે નહીં. હઠ ના કરો! અને મારૂં કર્તવ્ય મને બજાવવા દો. પતિવ્રતા પતિનાં કાર્યમાં વિઘ્ન નાખતી નથી. હું હમણાંજ મારી આંખો મારા હસ્તેજ કાઢી આપુ છું. અંધ થયા પછી મને દોરીને તમે આ રાજ્યની હદમાંથી બહાર લઇ જજો." એમ કહીને કુણાલે કાંચનમાળા તરફ પ્રેમભરી દૃષ્ટિથી જોયું અને છરા વતી પોતાની બન્ને આંખો કાઢી પત્ર લઇ આવનાર સરદારને આપી દીધી.

પતિની આજ્ઞા પ્રમાણે કાંચનમાળા તેને દોરી ચાલવા લાગી, અને ચાલતા ચાલતા વિકટ વનમાં તેઓ આવી પહોંચ્યાં. પતિપત્ની બન્નેનાં વસ્ત્રો કાંટા તથા ઝાડની ડાળીઓમાં ભરાઇને ફાટી ગયા. પગમાં કાંટા અને ઠોકરો વાગી વાગીને લોહીની ધારાઓ નીકળતી હતી. બે દિવસ થયાં અન્નનું કણ પણ ઉપર નાખ્યું ન હોતું, તો પછી ખાવાનો તો સવાલજ ક્યાં રહ્યો. ઉભય ભૂખથી એટલા બધાં વ્યાકુળ થઇ ગયા હતાં કે કુણાલને મૂર્છા આવી. કાંચનમાળા પતિનું શીર ખોળામાં લઇને બેઠી હતી. ભયંકર જંગલમાં હિંસક પ્રાણીઓ બરાડ મારી રહ્યા હતા. તેની બ્હીકથી, ભૂખથી, થાકથી અને પગમાં થતી વેદનાથી

તે એટલી બધી વ્યાકુળ બની ગઈ હતી કે હમણાં પ્રાણ નીકળી જશે એમ તેને થતું હતું પણ આ બાબત તેણે પતિને જાણવા દીધી નહોતી. પતિભક્તિના પ્રભાવે કહો કે બીજા કોઈ કારણથી કહો પણ કાંચનમાળાને મૂર્છા આવી નહી. કુણાલ કરતાં કાંચનમાળાનું શરીર કોમળ હતું અને તેણે કોઈ દિવસ મુસાફરીનું, કષ્ટ સહન કરેલું ન હોવા છતાં પણ પતિનાં દુ:ખ આગળ તેને પોતાનું દુ:ખ જણાયું નહીં સ્વામીને પોતાનાં વસ્ત્રના છેડા વતી પવન નાખવા લાગી. થોડીવારે કુણાલ શુદ્ધિમાં આવ્યો, અને ઉઠીને ઉભો થયો, પણ પુન: લ્હેર આવવાથી પાછો પડ્યો. કાંચનમાળાથી સ્વામીનું દુ:ખ જોઈ શકાયું નહીં. પણ તે દુ:ખ નિવારણ કરવાનો કોઈ પણ ઉપાય તેની પાસે નહોતો. તેનાં ચક્ષુઓમાંથી શ્રાવણ ભાદ્રપદની માફક અશ્રુઓ વહી રહ્યાં હતાં.

નિરાશ વદને કાંચનમાળા બેઠી હતી. એટલામાં કોઈ બૌદ્ધ સાધુ તેમની તરફ આવતો જણાયો. સાધુએ દમ્પતી નજીક આવીને તેમને પૂછ્યું "તમે કોણ છો? અને ક્યાં જાઓ છો?"

"અમે ભીખારી છીએ અને જગતની સેવા કરવા જઈએ છીએ. સમસ્ત વિશ્વ એ અમારૂં નિવાસ સ્થાન છે અને તેમાં વસતાં તમામ પ્રાણીઓ અમારાં સ્નેહી સંબંધી છે." કાંચનમાળાએ ઉત્તર આપ્યો.

"તમે ભીખારી જગતની શું સેવા કરશો?" સાધુએ આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"ધનવાનો જે નથી કરી શકતા તે ગરીબો કરી શકે છે. દુ:ખીઓને આપવાનું અમારી પાસે કાંઈ પણ નથી તોપણ તેઓનાં દુ:ખમાં સમભાગી બનવાથી અને આશ્વાસન આપવાથી તેમનું ઘણું દુ:ખ ઓછું થાય છે. દુ:ખની વાતો દુ:ખીઓજ સારી રીતે સમજી શકે છે, અને તેઓ માટે તેના અંત:કરણમાં દયા ઉત્પન્ન થાય છે, દુ:ખી અને ગરીબ જે સેવા કરે છે તે શુદ્ધ અંત:કરણથી કરે છે અને તેમાં તેઓને લેશ પણ સ્વાર્થ હોતો નથી." કાંચનમાળાએ સેવાના પ્રકાર સમજાવ્યા.

કાંચનમાળાનું શરીર જો કે દુબળું પડી ગયું હતું તો પણ તેના મુખપરની પવિત્ર પ્રભા ચમકી રહી હતી, તેનું બોલવું ચાલવું તથા તેની નિ:સ્વાર્થવૃત્તિ જોઈને સાધુ તેના ઉપર પ્રસન્ન થયો. સાધુએ કુણાલને જાગ્રત કર્યો, અને તેને પૂછતાં તેણે પોતાની સર્વ હકીકત કહી સંભળાવી, સાધુ કુમારને ભેટી પડ્યો, તેણે દમ્પતીને કેટલુંક ખાવાનું અને પાણી આપ્યું. એ બૌદ્ધ સાધુ અન્ય કોઈ નહીં પણ કુણાલનો ગુરૂ ઉપગુપ્તજ હતો.

કુણાલને ઉપગુપ્તે પુન પાટલિપુત્ર જવા કહ્યું પણ પિતાએ પોતાને હદપાર કરેલ હોવાથી ત્યાં જવા તેણે ના પાડી.

કુણાલની આંખો લઈને અનુચર રાણી તિષ્યરક્ષિતા પાસે પાછો આવ્યો. એને જોતાંજ તેની આંખોમાંથી ક્રોધની જ્વાળાઓ નીકળવા લાગી. "અરે! દુષ્ટ આંખો! તમેજ મને મોહ પમાડી હતી! તમારી અપૂર્વ જ્યોતિ ઉપરજ હું મુગ્ધ બની હતી" એમ કહીને તેણે તે બન્ને ચક્ષુઓને પગ તળે છૂંદી નાખ્યાં.

સમ્રાટ અશોકે પુત્રના વિજયથી ખુશ થઈ પુત્રને તેડી લાવવા પોતાના પ્રધાનને મોકલ્યો. પ્રધાન રાજા કર્ણદેવને ત્યાં ગયો અને ત્યાંના વિપરિત સમાચાર સાંભળી દિગમૂઢ બની ગયો. કર્ણદેવ અને પ્રધાન ઉભય સમ્રાટ અશોક પાસે આવ્યા અને અશોકને સર્વ હકીકત નિવેદન કરી પત્ર લખવાનો સમ્રાટે ઇન્કાર કર્યો. કર્ણદેવે તેને પત્ર બતાવ્યો, પત્ર જોતાં "એના હસ્તાક્ષર મારા જેવા છે પણ મારા નથી" એવો ખુલાસો કર્યો. આ કાવત્રું રચનાર કોણ છે, તે કોઈથી કળી શકાતું નહોતું. સમ્રાટે પોતાની મુદ્રિકા રાણીને આપેલી હોવાથી તેના ઉપર સન્દેહ ગયો. સન્દેહના નિવારણ અર્થે રાણીની એક મુખ્ય દાસીને બોલાવી, અને તેને મારી નાખવાની ધમકી આપતાં તેણે રાણીએ "ચેલાં કાવત્રાંની સર્વ હકીકત કહી સંભળાવી. રાજા એકદમ તલવાર લઈને રાણીને મારવા દોડ્યો પણ પ્રધાને અને કર્ણદેવના સમજાવ્યાથી તેનો વધ ન કરતાં તેને એક અંધારી કોટડીમાં કેદ કરી અને એક જ વખત ખોરાક આપવાનો હુકમ કર્યો.

પુત્ર વિયોગથી કુણાલનો પિતા પીડાવા લાગ્યો અને નિર્દોષ કુમારને દોષિત ઠેરવી તેને સજા કરવા બદલ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. મગજમાંથી કુમારનું નામ ખસતું નહોતું અને આંખમાંથી તેની પવિત્ર પ્રતિમા પણ દૂર ખસતી નહોતી. સમ્રાટ પુત્ર વિયોગથી અર્ધ ગાંડા જેવો બની ગયો. તેણે ચારે બાજુ કુમારની શોધ કરવા માણસોને હુકમ આપ્યો અને પુત્રને શોધી લાવનારને મોટું ઈનામ આપવાનું જાહેર કર્યું પણ તે સર્વ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા.

કુણાલ આંખે અન્ધ હતો અને કાંચનમાલાએ કોઈ દિવસ રસ્તો જોયેલો નહીં. તે પતિને દોરતી દોરતી કેટલેક દિવસે પુનઃ પાટલિપુત્ર નગરમાં આવી પહોંચી. જે વખતે દમ્પતી નગરમાં આવ્યાં તે વખતે રાત્રિના લગભગ ચાર વાગ્યા હતા. તેઓ વાતો કરતાં કરતાં સમ્રાટ અશોકના મહેલ નજીકથી જતાં હતાં. એટલામાં એક પહેરેગીરે તેઓને મારવા માંડ્યા અને કહ્યું કે "તમને ખબર નથી કે આ સમ્રાટનો મહેલ છે અને તેઓ અત્યારે નિદ્રાવશ છે?"

કુણાલને હવે જણાયું કે આ પોતાનું જ નગર છે અને એક વખત આપણી આજ્ઞા ઉઠાવનાર માણસો જ આપણને ધક્કા મારે છે. ભાવિ આગળ કોણ બળવાન છે? એમ મનમાં વિચાર કરી તેણે પહેરેગીરને કહ્યું "ભાઈ! અમે ભીખારી છીએ અને અજાણ્યા હોવાથી અમને ખબર નથી કે આ સમ્રાટનો મહેલ છે. અમને સવાર સુધી રસ્તાની બાજુએ બેસી રહેવા દો, અમે સવારે અહીંથી ચાલ્યાં જઈશું."

કાંચનમાલાએ પતિને આ નગર પાટલિપુત્ર છે એમ જણાવ્યું અને પોતાની ભૂલ માટે તે પશ્ચાત્તાપ કરવા લાગી. પણ દુર્ત જ એ શહેરનો ત્યાગ કરવાનો હોવાથી કુણાલે કાંઈપણ કહ્યું નહીં.

સમ્રાટ નિદ્રામાંથી જાગ્રત થયેલો હતો અને સિપાઈ તથા કુણાલની વાતો સાંભળતો હતો. કુણાલનો સ્વર દેખે કોઈ જ વાર પૂર્વે સાંભળ્યો હોય એમ લાગ્યું. તે નીચે આવ્યો અને કુણાલને પૂછવા લાગ્યો, 'તમો રાત્રિના વખતે શા માટે અહીં આવ્યા છો? અને ક્યાં જવાનો તમારો ઇરાદો છે?'

"આકાશ અને અવનિ અમારાં માતાપિતા છે અને સમસ્ત વિશ્વ એ અમારૂં ગૃહછે, અને એ ગૃહમાંના સર્વ મનુષ્યો અમારા કુટુમ્બિ હોવાથી તેની અમે સેવા કરવા જઇએ છીએ." કુણાલે કહ્યું.

સમ્રાટ અશોક આ દુઃખી દમ્પતી તરફ જોઇ રહ્યો. અને થોડોક વખત વિચાર કર્યા બાદ પુન પૂછ્યું. "તમે ભીખારી નથી, કોઇ મોટાં ઘરનાં બાળકો છો. માટે સાચે સાચુ કહો. પુત્ર વિયોગથી બળી રહેલો ભારતવર્ષનો સમ્રાટ અશોક તમને પૂછે છે." સમ્રાટે નમ્રતાથી કહ્યું

"સમ્રાટ અશોક! જે સમ્રાટ ગુન્હાની ખાત્રી કર્યા સિવાય પોતાના પુત્રને સજા કરવામાં ગૌરવ ગણે છે તે જ સમ્રાટ આપ છો કે બીજા?" કાંચનમાલાએ કહ્યું.

"હા, તે જ આ હતભાગી અશોક છે. તમે જો મારા પુત્ર અને પુત્રવધુને ક્યાંય જોયાં હોય તો જલદી કહો કે તેઓ ક્યાં છે? તેઓને જોવા મારૂં હૃદય તલપી રહ્યુંછે. તમારો સ્વર મારી પુત્રવધુ કાંચનમાળાના જેવો જ છે પણ તે તો તમે શાનાં હોય?" સમ્રાટે ઉત્તર સાંભળવાની ઉતાવળ કરતાં કહ્યું.

"હા, હું જ સમ્રાટ અશોકનો પુત્ર કુણાલ છું, પણ હું આ પાટલિપુત્ર નગરમાં રહેવા ઇચ્છતો નથી." કુણાલે કહ્યું.

સમ્રાટ કુમારને ભેટી પડયો અને પિતાની આજ્ઞાનું પાલન કરતાં તેની થયેલી દુર્દશા જોઇ તેની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં

સમ્રાટ પુત્ર અને પુત્રવધુને સન્માન સહ લઇ ગયો અને તેઓની દુર્દશા કરનાર તેઓની સાવકી માતા રાણી તિષ્યરક્ષિતા છે એવો ખુલાસો કર્યો.

કુણાલના ગુરૂને દમ્પતી આવ્યાની ખબર થતાંજ તે પણ ત્યાં આવી પહોંચ્યા.

કુણાલ અને કાંચનમાલા જરા સ્વસ્થ થતાં તેઓને તર્યા ઉપરાંત જ્યાં રાણીને કેદ કરવામાં આવી હતી ત્યાં અશોક લઇ ગયો, રાણીને હવે પોતાના દુષ્કૃત્યોનો પશ્ચાતાપ થતો હતો. તેણે સમ્રાટની ક્ષમા માગી પણ સમ્રાટે કહ્યું કે—"તું કુમારની ગુન્હેગારછે, અને તને ક્ષમા આપવાનો અધિકાર પણ કુમારને જ છે" રાણી તુરત કુમારને પગે પડી, તેને ઉઠાડતાં કુણાલે કહ્યુ "એમાં તમારો લેશપણ દોષ નથી કારણ કે પિતાની આજ્ઞાનું પાલન કરવું એ પુત્રનો ધર્મ છે. અને ધર્મ અને ફરજ બજાવવા સિવાય અન્ય વધારે મેં કંઇપણ કરેલું ન હોવાથી તમારે ક્ષમા માગવાની લેશ પણ જરૂર નથી."

રાણી નીચુ મુખ રાખી વિચાર કરતી હતી કે "ખરી રીતે તો મારે પુત્રવધુ કાંચનમાલાની જ ક્ષમા માગવી જોઇએ કારણ કે કુમારે પિતાની આજ્ઞાનું પાલન કર્યું છે એમ માનીએ, તોપણ કાંચનમાલાએ તો નાહક પતિની સાથે અનેક કષ્ટો સહન કરી પતિવ્રતાનો ધર્મ બજાવ્યો છે અને તે પણ ફરજ પાળ્યા સિવાય. એના ઉપર અને એના પતિ ઉપર દુઃખના ડુંગરો મેં નાખ્યા તોપણ એની આંખમાં લેશપણ ક્રોધ કે દ્વેષ જણાતો નથી."

કાંચનમાલાના ચરણોમાં શિર મૂકતાં રાણીએ કહ્યું "દેવી! મને પુરા અંત કરણથી ક્ષમા આપો! આ દુષ્ટાએ તમો ઉભયને દુ:ખ દેવામાં કાંઈપણ બાકી રાખ્યું નથી."

કાંચનમાલાએ તેને ઉઠાડતાં કહ્યું "માતા! એમાં દુ:ખ શાનું! જો તમોએ અમારી કસોટી ન કરી હોત તો હું પતિની શી સેવા કરી શકત? સુખના સર્વ સગાં હોય છે પણ દુઃખમાં જે સ્ત્રી સહનશીલતા રાખી સુખી અવસ્થા કરતાં દુ:ખી સ્થિતિમાં પતિની શુદ્ધ ભાવથી સેવા કરે છે તેજ ખરેખરી પતિવ્રતા છે. તમારો તો મારા ઉપર ઉપકાર થયો છે કે હું પતિના દુ:ખના સમયમાં તેમની જેવી બની તેવી સેવા કરી શકી. ઉલટી અમારે તમારી ક્ષમા માગવી જોઈએ, કારણકે અમારે લીધે તમે બન્દીવાસ સેવો છો."

ધન્ય છે પતિવ્રતા! તારા મુખમાંથી એ જ શબ્દો નીકળવા જોઈએ. કારણકે અપકાર કરનાર ઉપર અપકાર કરનારાં અને ઉપકાર ઉપર ઉપકાર કરનારાં તો ઘણાં હોય છે પણ અપકાર કરનાર ઉપર ઉપકાર કરનાર તો કોઈ વિરલ જ હોય છે. ક્ષમા એ આર્યરમણીઓનું ભૂષણ છે. ભારતવર્ષની સાધ્વી અને વીરાંગનાઓનાં પવિત્ર નામથી ભારતના ઇતિહાસનાં પાનાં સુવર્ણાક્ષરે અંકિત થયેલાં છે, એવાં અન્ય કોઈપણ દેશના ઇતિહાસનાં પાનાં અંકિત થયેલાં હશે કે કેમ તેને માટે સન્દેહ છે. કોઈપણ જાતના વૈરને હૃદયમાં સ્થાન ન આપતાં દુ:ખ દેનારનો તે જે આભાર માન્યો છે તેનાથી અને તારી પતિનિષ્ઠાથી જ્યાં સુધી જગતનું અસ્તિત્વ રહેશે, ત્યાં સુધી તારૂં નામ પણ અમર રહેશે!

સાધુ ઉપગુપ્ત દમ્પતીનું સદ્વર્તન જોઈ તેના ઉપર પ્રસન્ન થયો, અને કુમાર કુણાલની ગયેલી આંખો પોતાના તપોબળના પ્રભાવે પુન: આપી તેઓના આનંદમાં વૃદ્ધિ કરી. તે આંખોથી કુણાલ કાંચનમાલા તરફ પ્રેમભરી દૃષ્ટિથી જોઈ રહ્યો અને એ ચારે ચક્ષુઓની દિવ્ય જ્યોતિથી દમ્પતીનાં સર્વ દુ:ખનો નાશ થયો.



એક નૃપતીએ એક વખત એક મહાપુરૂષને પોતાની સમક્ષ બોલાવરાવ્યો અને તેને કોઈ એક શહેરમાં ન્યાયાસન પર આરૂઢ કરવાની ઇચ્છા દર્શાવી. તે મહાપુરૂષે આવી માગણી કરવા માટે નૃપતીનો આભાર માન્યો અને તે પદ્દને લાયક પોતે નહી હોવાનું જણાવી તે જગ્યા સ્વીકારવાની નામરજી જણાવી.

રાજા ગુસ્સે થયો અને તે જગ્યાનો અનાદર કરવાનું કારણ જાણવા માગ્યું. તે મહાપુરૂષે પ્રત્યુત્તર આપ્યો—"મે કહ્યું તે જો સત્ય હોય તો હું નાલાયક હોઉં અને એ જગ્યા ન મળવી જોઈએ, અને જો તે અસત્ય હોય તો હું એક જુઠું બોલનાર ગણાઉં, અને એક અસત્ય બોલનારને ન્યાયાસનપર બેસાડવો એ વ્યાજબી ન ગણાય." આવો ડહાપણ ભરેલો જવાબ સાંભળી તે નૃપતી ખુશી થયો અને તે જગ્યાનો અનાદર કરવાનો તેનો ગુન્હો માફ કર્યો.

મહાવન્ત.

विद्याकला–वैद्यकः

# "નાની ભૂલોનાં ગંભીર પરિણામ !"

લેખકઃ શ્રીમાન સ્વામી શિવાનન્દજી તથા પરમાનન્દજી.

અમારા આ દેશના આશરે બાવીસ વરસના અનુભવથી દરદીઓની સાધારણ ભૂલથી થતા ગંભીર પરીણામ અને તે ભૂલોથી છવ જોખમમાં આવી ગએલા જોઇ અને તેથી જન સમાજને ચેતવવુ એમ વીચાર થવાથી આ લેખની શરૂઆત કરી છે જો ધ્યાનપૂર્વક વાંચવામાં આવશે તો દરદીઓને લાભકારક થશે. આ ભૂલો એવા પ્રકારની હોય છે કે પ્રથમ તે ભૂલ છે એવો ખ્યાલ પણ આવતો નથી અને દરદીની તબીયતમાં સુધારો થતો અટકે છે અથવા દરદીઓના અનીષ્ટ પરીણામ આ ભૂલથીજ થાય છે, તે સ્વપ્ને પણ ખ્યાલ આવતો નથી!

૧.

જેમ કે એક દરદીની પ્રકૃતિ જોઇ વૈદે અમુક દવા સવારે આદુના રસમાં ખાવા કીધેલુ પરતુ દરદીએ આળસથી અગર તો તેને સાધારણ વાત જાણી સવારના બદલે તેજ દવા આદુના રસમા બપોરે ખાધી અને દવા ખાધા પછી દરદીને દાહ ઉત્પન્ન થયો અથવા તો શરીરમાં બળતરા વીગેરે થઇ આવી !–તો તથી દરદી કે સારવાર કરનારને એમ ખ્યાલ નહી આવશે કે આ એક સાધારણ ગણાતી ભૂલનુંજ પરીણામ છે આમા ભૂલ શી? દવા તો ખાધી જ છે પરતુ તેને ખબર નથી કે જે સમયે વૈદે દવા ખાવા કીધેલુ તે સમય એટલે સવારે હમેશા કફ પ્રધાન હોય છે તેને અનુકુળ પડ તેવી કફનાશક પીત્ત વર્ધક દવા આપવામા આવી પરતુ તે સમય વીતી ગયા પછી બપોરે જ્યાર સ્વાભાવીક રીતે પીત્ત પ્રધાન હો છે અને કફ ન્યૂન હોય છે તે સમયે દવા આપવામા આવી હવે હું પાઉં છુ કે મારા બધુંઓ જાણી ગયા હશે કે આ દવાના પરીણામ વિપરીતજ આવવા જોઇએ કારણ એક તો પીત્તવર્ધક દવા અને બીજું પીત્ત વર્ધક સમય તેથી દાહ બળતરા આદીક પીત્તના રોગો ઉત્પન્ન થઇ દરદી દુખી ન થાવ તો શું થાય? જો આ જ દવા વૈદના કહ્યા પ્રમાણે સવારમા આપી હોત તો કફ શાન્ત થઇ દરદીને રાહત મળત. આ ન જાણ્યાની અથવા તો નાની ભૂલ દરદીને દુ:ખી કરશે તે કોને ખબર હતી!

૨.

કેટલાએક દરદીઓને તેમની પ્રકૃતિ અનુસાર ભલામણ કરવામા આવે છે કે અમુક દવા ધોળી ગાયના દુધમા લેવી અને તેવાજ રીતની ગાયના દૂધ ઉપર રહેવું પણ તે એક સાધારણ વાત સમજી તે ઉપર લક્ષ ન આપતાં ગમે તેવી ગાયનુ દૂધ પીવામા આવે છે. હવે જો ધોળી ગાયના બદલામાં લાલ અગર કાળી ગાયનુ દૂધ આપવામાં આવે તો આપણા ધારેલા ફાયદાના બદલામા દરદીને નુકશાનજ થય જ્યારે સારવાર કરનારને અગર દરદીને પૂછવામાં આવે તો તે ઘણીજ દ્રઢતાથી ઉતર આપશે કે મે લગાર પણ બદપરેજી કરી નથી, કેવળ દૂધ ઉ

પરજ રહું છું મારૂં પ્રારબ્ધ એવુ હશે કે હું સાજો થતો નથી તેમાં વૈદ્યનો પણ શો વાંક! પરંતુ તે દરદી અગર સારવાર કરનારને ખબર નહી હશે કે તેઓ ભૂલ કરી રહ્યાં છે. ભૂલમાં એટલુંજ કે દરદીને જો ધોળી ગાયના દુધની ભલામણ કરવામા આવે તો તે તેની પદ્ધતિના અનુસારજ હતું દરદી પીત્તના દરદથી પીડાતો હતો. અને પીત્ત શાન્ત કરવાની જરૂર હોવાથી ધોળી ગાયનું દૂધ પીવાની ભલામણ કરેલી. કારણ ધોળો રંગ કફહારક હોયછે જેથી પીત્ત શાન્ત થાય છે. અને લાલ રંગમાં પીત્ત વધારવાનો ગુણ હોય છે તથા શ્યામ રંગ વાત વર્ધક હોય છે આ-તેમા સ્વાભાવીક ગુણ છે આ બે લીટીઓથી આપણા જાણવામાં આવી ગયુ હશે કે ક્રોમોપેથી (રંગથી દરદ મટાડવાની ક્રીયા) જે યુરોપની એક મહાન્ શોધ કહેવાય છે તે હમારા ઋષિ મુનીઓ બરોબર સારી રીતે જાણતા હતા અને તે અનુસાર અમુક દરદીને અમુક રંગની ગાયનું દૂધ આપવું એમ સલાહ આપવામા આવે છે (વિદેશી શાસ્ત્રોની પ્રશંસા થાય તે આપણા શાસ્ત્રો વાચવાની ખામીથીજ !) આવી નજીવી મનાતી ભૂલોથીજ ઘણા દરદીઓ કષ્ટ ભોગવે છે

૩.

ઘણા એક સંગ્રહિણીના દરદીઓનાં દર્દ વૈદ્ય, ડોક્ટર, ઘણી મહેનત કરી મટાડે છે, પણ તેજ દરદી ફરી થોડા દીવસ પછી તેજ દર્દથી પીડાતો જોવામાં આવે છે તપાસ કરતાં માલૂમ પડે છે કે સહેજ એક દીવસ અખતરો કરવા ખાતર લગાર શીરો ખાઇ જોયો હતો! અને આવા અખતરા કરતા કરતાજ ઘણા દરદીઓ રામ શરણ થઇ જાય છે! આવી ભૂલો ન કરવા માટે હમે ઘણાજ યત્ન કરીએ છીએ, પરતુ આગે જેવા જોઇએ તેવા ફાવી શકતા નથી અને જાણતા છતા છેતરાઇએ છીએ. પાલનપુર સ્ટેટમા એક કુટુંબ ઘણુ આબરૂદાર અને રાજ્યમા માન પામેલુ છે તે કુટુંબ પૈકીનો એક જુવાન્ છોકરો સંગ્રહિણી (સંગ્રહ)નો દરદી અમારી સારવાર નીચે હતો તેનો કેસ સુધરતો જતો હતો. અને ખાવાપીવાનું તમામ પ્રબંધ કરી કેવળ છાશ ઉપરજ દરદીને રાખેલો, પરંતુ તેમની માતાશ્રીને આ વાત રૂચીકર નહોતી. કારણ કે તેમને તે છોકરો ઘણોજ વહાલો હતો. તેથી અવારનવાર તે દરદીને ચોરીથી ખવરાવે છે એમ માલૂમ પડવાથી મર્હુમ નવાબસાહેબની મારફત એક ખાસ પહેરાવાળો દરદીના દરવાજા આગળ બેસાડવામા આવ્યો હતો. કારણ દરદીની માતા જો અંદર જાય તો કશી ખાવાની વસ્તુ અંદર લઈને ન જઈ શકે એમ જેમ સખતાઇ કરવામાં આવી તેમતેમ તે બાઇ હઠમાં આવતી ગઈ દીવસમા બે ત્રણ વખત છોકરાની ખબર કાઢવા આવે અને ખાલી હાથે અંદર આવ જા કરતી પણ છોકરાની તબીયત જે સુધારા ઉપર હતી તે દીવસે દીવસે બગડવા માંડી. તબીયત બગડતી જોઇ લગાર વીશેષ બારીકાઇથી તપાસવામા આવ્યું તો જણાઈ આવ્યું કે તેની માતા તેમને ન ખાવાના પદાર્થ લેઈ જઈ ખવડાવે છે. પરંતુ વાચક વર્ગ આશ્ચર્ય પામશે કે દરવાજા ઉપર સખત પહેરો છે અને તેમની માતા હરહમેશ ખાલી હાથે અંદર જાય છે પણ તમારી આશ્ચર્યતામાં વધારો થશે,—જ્યારે તમે એમ જાણશો કે તેની માતા જ્યારે બહારથી અંદર દરદીના ઓરડામાં જતી ત્યારે પોતાની ચોળીમાં બદામ, કેળાં, પેંડા વીગેરે—(જે સાજા માણસને પણ પચવા મુશ્કેલ છે અને સંગ્રહિણીના દરદીને તો વિષ સમાન છે)—તે સંતાડીને લઇ જતી અને ખવડાવતી! જેના પરીણામે અતે

તે છોકરાનો દેહ છૂટી ગયો. હવે જોવાનું આ છે કે તેની માતા ઓરમાન માતા નહોતી, તે તેની સગીજ માતા હતી. અને તે છોકરો તેને ઘણો વહાલો પણ હતો. એને એકજ ધૂન હતી હતી કે મારો છોકરો હમેશાં કંદોઇ વીગેરેની ચીજો ખાઇ મોટો થયેલોછે. હવે તેનું ખાવાનું બંધ કરેલું છે તેથી છોકરાનું મન બહુજ મોળવાય છે. તેની માતાએ જે ભૂલ કરી તેના પરીણામે છોકરો ખોયો! અને કોઇપણ ઉપાયથી તે ભૂલ હવે સુધરી શકે તેમ નથી -

આંથી શીખવા જેવી બે વાત છે. એક તો ગ્રહિણીવાળા (કે બીજા કોઇ પણ) દરદીને કુપથ્ય કરાવવી નહીં અને બીજું ઘણાં માબાપ છોકરાંઓને બજારની વસ્તુઓ લઇ ખવરાવવાની ટેવ પાડે છે. જેથી છોકરાંની જઠરાગ્નિ મંદ થઇ અનેક રોગનાં ભોગ થઇ પડે છે. માટે છોકરાંને કંદોઇ વગેરેની દુકાનેથી વસ્તુઓ લઇ ખવરાવવાની ટેવ હરગીજ પાડવી નહી.

૪.

આજ ગામ (વીસનગર) ના શેઠ ...... આખા ગુજરાતમાં પ્રસીદ્ધ સદ્દગ્રહસ્થ છે તેમની સગી માસીનો એકનો એક યુવાન છોકરો આશરે પાંત્રીસ વરસની ઉમરનો મીઠા પ્રમેહ (ડાયાબેટીઝ) થી બીમાર હતો તેને દવાથી ઘણો સુધારો થતો જતો હતો સાકરવાળા પદાર્થ આપવા બંધ કરવામાં આવ્યા હતા, જે આ દર્દમાં હમેશાં બંધ કરવાજ પડે છે કેટલોક સુધારો થયા પછી ફરીથી પેશાબમાં સાકર વધારે જવા માંડી અને દર્દી દીવસે દીવસે નરમ થવા માંડ્યો મેં શેઠને ચેતવણી આપી કે કાંઇપણ ખાવા પીવામાં ભૂલ થાય છે જેનો જવાબ આપવામાં આવ્યો કે "મહારાજા સાહેબ, તમો તો વહેમીજ છો હું ખાસ દેખરેખ રાખુ છું." એ ખાસદેખરેખ, ને દેખરેખમાં તે દર્દી ગુજરી ગયો. અને તેના ગુજરી ગયા પછી તેની માતાએ કબુલ કર્યું કે અમે ગળપણવાળા પદાર્થ કોઇ ન જોઇ શકે તેવી રીતે ચોરીથી ખવરાવતા અને એક માણસને બહાર બેસાડી મુકતાં કે કોઇ આવે તો તુરત ખબર આપે એટલે અમે ખાવા પીવાનું બધું સંતાડી દેતા. —પાછળથી ખબર પડયા પછી તો શું થઇ શકે! શેઠ અને અમે સહુ જીવ બાળીને રહ્યા!

૫.

દર્દીઓ સંબંધી આવી આવી ઘણી ભૂલો થાય છે, જો તમામ અહીયા ટાંકવામાં આવે તો મોટું એક પુસ્તક થાય વાંચક વર્ગને માટે ઇશારોજ બસ છે માંદગીમાં મન હમેશાં ભટકે છે. જે ચીજની ના કહેવામાં આવે તે તરફ મન વધારે આકર્ષાય છે. રોકવામાં આવે તે કરવાનું મન થાય છે. સંતાડવામાં આવે તે જોવાની ઇચ્છા વધે છે આવા કેટલા એક સ્વભાવિક નિયમ છે, તે વખત જો મન ઉપર કાબુ રાખવામાં આવે તો અવશ્ય લાભ થાય જ. દર્દી જ્યારે મનમાં એમ ધારી લે છે કે મારે સારૂં થવુજ છે તો તે ભૂલ કરતાં અટકે છે અથવા તો સારવાર કરનારાઓ વિચારશીલ હોય તો ભૂલ ન થવી સંભવે છે. અને કેટલીએક ભૂલો દેખાદેખી પણ થાય છે, જેમ કે, સેનેટેરીયમ-આરોગ્ય સદ્મ બાંધવાની બાબતમાં!—હવે કેટલાએક સેનેટેરીયમ એવાં છે જ્યાં દર્દીઓને ખુલી હવા, સારૂં પાણી મળી શકે છે, પરંતુ બીજાં સાધન દવા વીગેરેનાં ત્યાં ન મળવાથી દર્દીઓ દુઃખી થાય છે દાખલા તરીકે, નરોડામાં સેનેટેરીઅમ બાંધવામાં બાંધનારા શેઠે ઉદારતા બતાવી છે અને ત્યાં બાંધવાનું મુખ્ય કારણ ત્યાંના કુવાનું પાણી કહેવાય છે,

તે સેનેટેરીઅમનો લાભ લેવા વીશેષ ક્ષયનાજ દર્દીઓ જાય છે હવે વીચારવા જેવું એ છે કે ક્ષયવાળા દર્દીના કફમાંથી હમેશાં અસંખ્ય જન્તુઓ નિકળ્યાંજ કરે છે અને કફ સુકાયા પછી સાધન મળવાથી બીજાના શરીરમાં પ્રવેશ કરી ત્યાં વૃદ્ધિ પામવાનાં સાધન મળી આવવાથી રોગ ઉત્પન્ન કરે છે (ક્ષય સંબંધી ક્ષય વર્ણન તથા તેના ઉપાય એ લેખ પ્રથમ સુન્દરી સુબોધમાં* ખુલાસાવાર આવી ગયેલો છે) નરોડામાંજ ક્ષયના દર્દીઓ જાય છે તેના કફ વિગેરે નાશ કરવાનું કાંઇ સાધન નથી. અને ત્યાં એવાં ઝાડ વીગેરે જે કુદરતી રીતે ક્ષયના જન્તુઓનો નાશ કરી શકે તેવા કુદરતી સાધન પણ તે નથી. તેથી ત્યાં ક્ષય રોગ ઘટવાને બદલે વધશેજ, એમ ભય રહે છે ક્ષયના દર્દીઓને નબળાં ખાંધાના સારવાર કરનારને આમનો લાભના બદલે હાનીજ થાય, તે સ્વાભાવિક છે મ્યુનીસીપાલીટી (જો એમની હદ અંદર હોય તો) કે ગવર્નમેન્ટ આ તરફ કેમ ધ્યાન આપતી નથી! કારણ કે ક્ષય રોગ ઘટાડવાના બદલામાં આ ઉલટુ વધારવાનું સાધન થાય, તો તો તેથી હાનિજ છે! તે ક્ષયના દર્દીઓના બદલામાં જો બીજા દર્દીઓ આ સેનેટેરીઅમનો લાભ લે તો અવશ્ય ફાયદો થાયજ શેઠીઆઓ કાં તો ક્ષયના દર્દીઓને ત્યાં જતા બંધ કરી દેવા જોઇએ અગર તો કફ વિગેરેનો નાશ થાય એવો બંદોબસ્ત કરવો જોઇએ. તેના બાંધવામાં જે ઉદારતા બતાવેલી છે, તેની સાથે વીશેષ ઉદારતા બતાવી કોઇ ડોકટર અગર વૈદને એલાઉન્સ (ભથ્થુ અથવા પગાર) આપી દીવસમાં ત્યાં એક વખત જઇ આવવા ગોઠવણ કરી આપવી જોઇએ. આવી દેખાદેખી ભૂલનું પરીણામ પણ આમ ગંભીર આવી જાય તેથી આવી આવી ભૂલો ન થાય તે માટે દર્દી અગર સારવાર કરનારાઓએ જેમની દવા ચાલતી હોય તેમના પાસેથી પુરેપુરી માહિતી લઇ તે પ્રમાણે ચાલવુ અને નાની ભૂલોથી જે ગંભીર પરીણામ આવે છે તેથી બચવુ

"અમૃતાલય" ધર્માર્થ ઔષધાલય.

વીસનગર, (ઉત્તર ગૂજરાત)



## વહુની આંખે કાંઇ અડચણ છે?

લેખક. ડો શ્રી જાદવજી હંસરાજ, (ડી. ઓ. એમ એસ લંડન)

"વહુની આંખે કાંઇ અડચણ છે?" કે જેને લીધે તે સન્તોષકારક રીતે કામકાજ કરી શકતી નથી,—તેની પણ પહેલાથીજ તપાસ કરાવજો.

આ વાક્ય લખતા મારા અનુભવમાં આવેલ એક દરદીનું વર્ણન મને યાદ આવી જાય છે દરદી એક સોળ વર્ષની પરણેલી છોકરી હતી. બિચારીના કમભાગ્યે માતા નાની અવસ્થામાં મૃત્યુ પામેલી. પિતાશ્રીની ઉમર પચાસેકની હોવાથી અને નાતમાં નાતરાનો રિવાજ હોવાથી ત્રીસ પાંત્રીસ વર્ષની વિધવા સાથે પિતાએ પુનર્લગ્ન કર્યું નવી આવેલી ઓરમાન માતાએ પુત્રીને ધમકાવવા-મારવાનું શરૂ કર્યું પુત્રી ઉપર ગુસ્સે થવાનુ મુખ્ય કારણ એ હતું કે તેનાથી દુધ, પાણી વિગેરેનાં વાસણને પગ લાગવાથી તે ઢોળાઇ જતા!

* સુન્દરી સુબોધ ૧૯૧૯ ના જાન્યુઆરી-ફેબ્રુઆરીનાં અંકમાં.

માના કોઇપણ ચીજ લાવવા હુકમ કરતી તો તે ચીજ તેને મળતી નહી.' તેર વરસની અવસ્થાએ પરણાવી એને સાસરે વળાવવામાં આવી. પતિ નાનો હોવાથી પરાધીન અથવા પિતાધીન હતો પિતા સ્ત્રી આધીન હતા. વહુજી પરણીને આવ્યાં કે ઘર કામનો બોજો બધો તેના ઉપર નાખવામા આવ્યો ! પણ સાસરીયામાં પણ એવીજ રીતે દુધ વિગેરે ઢો ળાવા લાગ્યાં ' અનાજનાં વાસણ ફુટવા માંડ્યા ! પીરસવામાં રાંધેલી વસ્તુઓ ભાણાની બહાર પીરસાઇ જતી !—સાસુજી તો એમજ સમજતાં કે આ બધું થવાનું કારણ વહુની મૂર્ખાઈ, જડપણું, અને મગજની ખામી જ હતું પહેલાં તો સાસુજીની જીભ ચાલી, પછી હાથ હાલ્યા' હરરોજ વહુને માર પડવા માંડ્યો. છેવટે વહુ કંટાળી થોડા દિવસની રજા લઇ પિયેર ગઇ. ત્યા છેવટ વહુના બાપને દયા આવી અને તે બીચારી ગરીબ છોકરીને અમારી પાસે લઇ આવ્યાં હકીકત પુછતાં એમ કહ્યુ કે છોકરી બુદ્ધિ વગરની જડ છે. તેને માટે કંઈ ઉપાય કરી આપો છોકરીને મોઢેથી હકીકત સમજતાં તે બુદ્ધિમતી જણાઇ. આંખ તપાસતાં— "૧૮" જેટલી ઘણી ટુંકી નજર જોવામા આવી આટલી ટુંકી નજરવાળો દરદી એક ફુટ સુધી પણ સ્પષ્ટ ન જોઇ શકે આઇની નજર ટુંકી છે, તેને લીધે તેનાથી ભુલો થાય છે તથા તેને યોગ્ય ચશ્માં આપવાથી તેની હાલત સુધરી જશે, એમ સમજાવવામાં આવ્યુ ચશ્માં વાપર્યા પછી છોકરીએ સાસુનો માર ખાધો નથી અને જે જીંદગી દુખી હતી તે તદન સુખી થઇ ગઇ છે સાસુ પણ વહુનાં વખાણ કરવા લાગી અને તેને ચાહવા લાગી. બુદ્ધિહીન જણાતી વહુ હવે બુદ્ધિવાળી જણાઇ છે

બ્હેનો, તમારે આવી ભુલ કરવાનો વખત ન આવે તે સંભાળજો. વહુથી આવી રીતે ઘરમાં નુકસાન થતું હોય તો તેને ઓછી અક્કલવાળી માની લીધા પહેલાં તે ઓછી નજર વાળી તો નથી અથવા બીજી કોઈ જાતની કુદરતી ખોડ તો તેનામા નથી, તેની ખાત્રી કરાવી જોશો.

આંખનું દવાખાનું
મરીન લાઇન્સ મુંબાઇ

—※—

એક ગૃહમાં અશ્વની ચોરી કરવાના હેતુથી એક ચોર દાખલ થયો. પરંતુ ભાગ્યયોગે તે કાર્યમાં પકડાઇ ગયો. અશ્વ ચોરી કરવાનો એક માર્ગ જો તે દેખાડે તો તેને મુક્ત કર વાનું તે અશ્વના ધણીએ તે ચોરને જણાવ્યું. તે ચોરે તેમ કરવાનું કબુલ કર્યું, તે અશ્વની પાસે, ગયો, તેને બંધન મુક્ત કર્યો, તેની પુઠ સામાન ચઢાવ્યો અને નીચે પ્રમાણે કહેતાં કહેતાં ઘોડો પુરપાટ દોડાવી મુક્યો—"દોસ્ત, આ રીતે અમે અશ્વની ચોરી કરીએ છીએ.

* આંખનાં દર્દી-વિશેનો આ વિદ્વાન ડૉક્ટરનો એક લેખ આવતા અંકમાં પ્રકટ થવાનો છે, તેમાંથી આટલો ભાગ "ન્હાની ભુલના કઠિન પરિણામ" ના એક નમુના તરીકે ઉતાર્યો છે

ઉપતંત્રી, સુ. સુ.

**स्त्रीसाम्राज्य:**

# કમળ.

લેખક: સ્વર્ગસ્થ બ્હેન "ઉષા" ( સૌ. રસમન મજમુદાર. )

કમળ આજે આઠ દીવસથી બેભાન હાલતમાં પડી હતી. હોસ્પીટલના દરેક માણસ તેને વાસ્તે બહુ કાળજી રાખતાં હતાં કમળના બાપ હાઉસ સરજન હતા અને તેમને રહે-વાનો બંગલો હોસ્પીટલના કંપાઉંડમાંજ હતો. ઇનફ્લુએન્ઝાના સપાટામાં કમળનાં માતાપિતા બન્ને સપડાઇ થોડા થોડા કલાકને અંતરે સ્વર્ગવાસી થયાં હતાં અને તેની ફેરબથી કમળ માંદી થઇ ગઇ હતી, તેને ભાન પણ નહોતું. તેના બધા ભાંડુમાં તે એકજ હયાત હોવાથી તે તેના માતાપિતાની લાડકી કન્યા હતી અને પંદર વર્ષની ઉમ્મર થયા છતાં તદન બાળક જેવી નિર્દોષ હતી. તેનાં પાસેનાં સગાંમાં ફક્ત માસીનો એક છોકરો અને છોકરી હતાં તે-મને કમળના માતાપિતા ગુજરવાની તેમજ કમળના મંદવાડની ખબર આપી હતી પણ ઘણું દૂર હોવાથી તે આવી શક્યાં નહોતાં. કમળનો પિતા માયાળુ તેમજ મળતાવડો હોવાથી હોસ્પીટલના દરેક જણ સાથે ઘણી ભલમનસાઇથી વરતતો હતો અને તેને લીધે તેના સ્વર્ગ-વાસ પછી પણ બધાં તન મનથી કમળની ચાકરી કરતાં હતાં. હજી સગી તેના સારાં થ-વાની જરાપણ નીશાની નહોતી, કમળના પિતાની જગ્યાએ એક નવો માણસ આવવાનો હતો અને તેથી દરેક જણ તેના સ્વાગત માટે તૈયાર હતાં.

ઘડીયાળમાં પાંચના ટકોરા થયા અને તે તરત આવ્યો. જેની જગોઉપર પોતે આવ્યો હતો તેના બંગલામાં પોતે રહેવાનો હતો અને જે પોતાનો જાત ભાઇ હતો તેની કન્યાની તપાસ કરવાની પોતાની પહેલી ફરજ વિચારી ચાર્જ લેતાંની સાથે તે કમળના રૂમમાં ગયો. હકીકત પુછી નાડ જોઇ અને ઘણી સંભાળથી તપાસી દવા આપી. કમળ જો કે ભાનમાં નહોતી પણ તે ઉંઘતી પણ નહોતી. થોડી થોડી વારે ધીમો નીશાસો નાખતી અથવા રડતી કે ચીસ પાડતી હતી તેથી તેની અવસ્થા ઘણી ભયંકર હતી ડાક્ટરે દવા આપી કહ્યું કે જો આ દવાથી તે ઉંઘમાં પડશે તો બચશે. એટલું કહી તે બીજા દરદીઓ જોવા તથા વ્યવસ્થા કરવા ચાલ્યો ગયો. રાતના પોતાને બંગલે જતાં પહેલાં તે ફરી કમળને તપાસવા આવ્યો. તે વખતે કમળ ઘેર-ઉંઘમાં હતી નર્સને સંભાળ લેવા સુચવી જરૂર પડે પોતાને બોલાવવા કહી તે બંગલે ગયો.

સવારના જ્યારે પાછો ડ્યુટીપર આવ્યો ત્યારે પહેલો કમળના રૂમમાં ગયો અને તે જાગૃત થતી હોય એમ લાગવાથી તે ત્યાંજ બેઠો. મંદવાડથી ફીકી પડેલી પણ ખુબસુરત દેખાતી કમળ સામું જોઇ રહ્યો. થોડી વારમાં તેણે પાસુ બદલ્યું ને આંખ ઉઘાડી બોલી "કોણ છે ?" નર્સ પાસે આવી અને માથે હાથ ફેરવી બોલી, બ્હેન એ તો નવા ડાક્ટર સાહેબ છે અને તેમની કાળજીથીજ આજ તમારી તબીયત સુધારા ઉપર આવી રહી છે

પોતાને બચાવનાર તરફ ઉપકારવાળી નજર તેણે ફેંકી. રડી થાકથી આંખો મીચી. આરામની જરૂર હોવાથી તેને તપાસી દવા આપી ડાક્ટર પણ નર્સને સુચના આપી

ચાલ્યો ગયો. દીવસે દીવસે તેની તબીયત સુધરતી ગઇ ને થોડા દીવસમાં તે ફરતી પણ થઇ ગઈ. હવે તો તેની ખાતરીનો છોકરો કંચનલાલ પોતાની વહુ અને પાંચ વરસના છોકરાસાથે આવ્યો હતો અને ડાક્તર જાતભાઇ હોવાથી તેના આગ્રહને લીધે તેના બંગલામાંજ બધાં હવે રહેતાં હતા. હવે જરા શક્તિ આવતી હોવાથી કમળ પોતાનું દુઃખ પોતાના હાથે ઉછેરેલા વૃક્ષોવાળા નાના બાગમાં ફરવામાં તેમજ નાના બાળુને રમાડવામાં જરાક વીસરતી. થોડા દીવસમાં તેના ભાઇ જોડે કલકત્તા જવાનું હતું અને હવે પછી કેવી જીંદગી જશે તેના દુઃખમય વિચારમાં કમળ ફુવારાની કોર પર બેઠી હતી. તેની ભાભી પોતાને જવાનો સામાન બાંધવામાં હતી અને બાળુ તેની આગળ રમતો હતો એટલે કમળ તદન એકલી હતી એ લામાં બહાર ગયેલો ડાક્ટર રમણલાલ આવ્યો ને કમળને એકલી જોઇ પાસે ગયો અને તે બોલ્યો "કમળ, આવી ટાઢમાં ફુવારા આગળ બેસવા જેવી હજી તમારી તબીયત નથી."

પોતાના જ મ સ્થાનથી છુટા પડવાના દુઃખમાં ગરક થયેલી કમળે ડાક્ટરને આવતાં જોયો નહોતો. તે તેના કહેવાથી ચમકી ઉંચુ જોઈ બોલી, ના હવે તો ગરમ લાગે છે.

તેના સામે ફુવારાની કોરપર એક પગનું મુકી ડાક્ટર ઉભો ને બોલ્યો. તે કદાચ હશે પણ સાહસ ન કરવું. તમને અહીં બેઠેલાં જોઇ મેં તમારા ચહેરા ઉપરથી ક્યાં તો દીલગીર હો કે રીસે હો, એમ લાગવાથીજ હું આ તરફ આવ્યો. હવે તો તમે જવાનાં એટલે મ્હારે પણ વસ્તી ઓછી થવાની ગમગીનાનો દહાડો એકદમ છોડતાં આકરૂં લાગશે.

કમળ દીલગીર થઇ બોલી. ખચીત જવાના દીવસ પાસે આવ્યા, આ મ્હારૂં જન્મ સ્થાન મને પણ ઘણું વહાલું છે પણ જેવી ઇશ્વર ઇચ્છા. તમે પણ મ્હારે વાસ્તે ઘણી મહેનત લીધી તે વાસ્તે હું તમારી પણ ઘણી આભારી છુ.

"હા, જો આભારનો બદલો આપનો હોય તો તે તમારા હાથમાં જ છે" ડાક્ટર બોલ્યો—

"શું?" શરમથી રાતા થતાં કમળે પુછ્યું.

"તમારો હાથ. હું કુંવારો છું તમારી ન્યાતનોજ છું અને આગળ ભવિષ્ય પણ ઉજળું લાગે છે, તો તમારા જેવાંના હાથને હું નાલાયક નહીં ઠરૂં. મેં કંચનલાલ સાથે આ બાબત વાત કરી છે પણ તે સુધરેલા વિચારનો હોવાથી અને તમે પણ મ્હોટી ઉમરના હોવાથી તમને પુછ્યા વિના કશું કરવા હાઈ મન નથી ફક્ત ઉપકારના બદલામાં હા ન કહેતાં જો મને ચાહી શકવાનાં હો અને એમ માનતા હો કે-મ્હારી સાથે તમે સુખી થઈ શકશો તો જ હા કહેજો."

કમળે ગતા કમળ જેવું-પ્રભાતના ઝાકળના છાંટા જેવાં હર્ષાશ્રુથી છવાયલું-મોં ઉંચું કરી હા કહી. ડાક્ટરે તેનો હાથ પકડી તે પર એક ચુમી લીધી.

ત્યારે, આ વર્ષ દીવસ હું કંચનલાલ પાસે રહે પછી ત્યાંથી માતાપિતાના વર્ષ પછી પાછી આ મ્હારા-અને હવેથી તો ગૃહની ગણી રહે આવ ડાક્ટરે કહ્યું.

કર્યા પ્રમાણે કમળ કલકત્તે ગઇ.

આજે આપણી કમળના તેના પિતાનાજ બંગલામાં ગૃહલક્ષ્મી થઈને આવવાનો પ્રસંગ છે. વર્ષ થતાં બન્ને પરણીને એક થયા છે. આજે તે કલકત્તેથી આવેલી દોરથી ન્હાના પાયાપર પાર્મિના સભા અને ગાર્ડન મીત્રોની પાર્ટી છે. પોતાના બચવાની ફરીથી પોતેજ માલીક થએલી કમળ જેવી સુન્દર કમળા હર્ષભેર બધાની સરભરા કરી રહી છે. વચ્ચે વચ્ચે ડાક્ટર તરફ પ્રેમભરી નજર નાંખી મંદહાસ્ય કરી રહી છે. નીરાધાર કમળાને સુખી જોઈ હવે આપણે રજા લઈએ.

---

# આશા.

અનુવાદ કરનાર, બ્હેન સૌ. ધીરજ બ્હેન વિશ્વનાથ ભટ્ટ.

## (૧)

"અરે એ ! શું કરે છે !"

યુવક સુરેશચન્દ્રની વાત ઉપર તે માણસે કંઈપણ ધ્યાન ન આપ્યું. તે માણસના નિર્દય અને કઠોર વ્યવહારથી બાલિકા અત્યંત રૂદન કરતી હતી. અપરિચિત સુરેશના વચ્ચે પડવા છતાં પણ તે માણસે તે બાલિકાના ગાલ પર જોરથી થપ્પડ મારી. બાલિકા વધારે જોરથી રોવા લાગી, જેમ સહેજ પવનના વાયુથી ચંપાનો છોડ કંપે તેવી રીતે બાલિકાનું સમગ્ર શરીર કંપ્યું. આ વખતે ક્રોધથી સુરેશચન્દ્રે તે માણસનો હાથ જોરથી પકડ્યો. બાલિકાનો કોમળ હાથ તે નિર્દય માણસના હાથમાંથી છુટી ગયો. ભયથી વિહ્વળ બનેલી બાલિકા સુરેશની ગોદમાં છુપાઈ ગઈ. તે પોતાની અશ્રુભીની દ્રષ્ટિએ, આવનાર મનુષ્યનો મંતમ ચહેરો નિરખી રહી. સુરેશ ચ્હેરાનો ભાવ બદલતાં મધુર સ્વરે બોલ્યો, "બ્હીશો માં."

સુરેશના મ્હોં પરના આ ભાવથી જન્મદુઃખિની આશાના હૃદયપટ પર એક ગંભીર રેખા દોરાઈ ગઈ. કંઈક વર્ષોથી આ નરપિશાચ પોતાની ઇચ્છાનુસાર, આશાને દુઃખ દઈ રહ્યો હતો. આ પ્હેલોજ અવસર હતો કે જેમાં આ કરૂણ હૃદયના યુવકે ત્હેને આ અત્યાચારમાંથી બચાવી હતી. આશાના બાલ્યજીવનમાં તે દિવસથી કંઈક અજબ પરિવર્તન થયું. તેમાં સંદેહ પણ શો ?

મતિનાથ પણ અચંબામાં ગરકાવ થઈ ગયો. ક્રોધથી, ક્ષોભથી, અને અપમાનથી ત્હેને રૂવાડે રૂવાડે અગ્નિ વરસવા લાગ્યો, આંખોના ડોળા હમણાં બ્હાર નીકળી પડશે એમ લાગતું હતું. જ્યારે ચોતરફથી ત્હેણે સુરેશની વાહવાહ બોલાતી સાંભળી, અને ત્હેના મનમાં પાકી ખાતરી થઈ ગઈ કે સુરેશ માટે આ લોકોના હૃદયમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે, ત્યારે ત્હેનો ક્રોધ અધિક વધ્યો. શરમના માર્યા મતિનાથે ધ્રુજતે સ્વરે કહ્યું, "તું કોણ છે ? છોડ એને."

સુરેશે હસતાં હસતાં કહ્યું, "હું માણસ છું. તમારી માફક જાનવર નથી. બાળિકાના શરીરને એક આંગળી પણ અડકાડતાં આપને ખબર પડશે કે હું કોણ છું."

આમ છતાં પણ સુરેશ શાંતજ હતો. આશા અનિમેષ દ્રષ્ટિથી ત્હેની તરફ જોઈ રહી હતી. સુરેશની વાત સાંભળી ત્યાં ઉભેલા સર્વ હસી પડ્યા. ક્રોધથી ઉન્મત્ત થએલા મતિ-

સાથે આશાને મારવા માટે પોતાનો પગ ઉચક્યો. પણ શું થયું તે કોઇ સમજી ન શક્યું. સુરેશે એવા જોરથી મતિલાલને ઠોકર મારી કે તે ધડાક દઇને જમીન પર ચીતોપાટ પડી ગયો. સુરેશે આશાને પોતાની ગોદમાં ઉચકી લીધી, અને હેની હાઢી પકડીને કહ્યું, "બ્હીશ નહિ." આશા હેને ગળે વળગી પડી. બાલિકાના ઓષ્ટપર, વૈશાખમાસની ક્ષણિક વીજળીની માફક, શાંતિસૂચક સ્મિત ફરક્યું."

સુરેશે પુછ્યું, "ત્હારૂં ઘર ક્યાં છે?" બાલિકાએ હાથના ઇશારાથી રસ્તાની સામી બાજુ પર આવેલું મકાન દેખાડ્યું. સુરેશ તેને ગોદમાં લઇને તે તરફ ચાલ્યો. ઘર આગળ જતાં તેણે જોયું કે માણસોનું એક ટોળું તેનું સ્વાગત કરવા ઉભું છે. સર્વની આગળ ચરમાં પહેરીને એક વૃદ્ધ માણસ ઉભો હતો. હેનાં કપડાં અવ્યવસ્થિત હતાં. હેની પાછળ ઉભેલી એક બુઢ્ઢી દાસીએ સુરેશ તરફ આંગળી કરી કર્કશસ્વરે કહ્યું, "સાહેબ! ચોર આ જ છે. મામા સાહેબને મારી, આશાને લઇ ન્હાસી જવા ધારે છે. હાય હાયરે!"

શેઠ સાહેબે બુઢ્ઢીને ચુપ રહેવાનો ઇશારો કરી, સુરેશ તરફ આશ્ચર્યથી જોયું. શેઠની પાછળ ઉભો રહેલો નોકર, મતિલાલના આ હાલ જોઇ, પોતાનું હસવું મહામહેનતે ખાળી રહ્યો હતો. પોતાના પિતાને જોઇ આશા ઘણા જોરથી રોવા લાગી, અને બોલી, "બાપુજી આનો જરાય વાંક નથી."

દાસીએ મ્હોં બગાડીને કહ્યું, "એનો વાંક નથી? ત્યારે વાંક કોનો છે?"

આ વખતે આશાના પિતાએ દાસી તરફ ક્રોધભરી દ્રષ્ટિ ફેંકી સામે જોઇ નોકરે ડોળા દેખાડ્યો, "મુંગી મર."

"મુંગી શું કરવા રહું? આજેજ ચાલી જાઇશ. હું તો અહીં કેવળ માજી માટે અટકી બેઠી છું મારે ક્યાં બીજાની..."

નોકર તાડુક્યો, "ચુપ."

ડોસી ચુપ થઇ ગઇ.

મતિલાલ આશાના પિતા પાસે આવી ઉભો રહ્યો. દાસી આંખો મટમટાવી રહી હતી.

સુરેશે પુછ્યું, "મહાશય! બાલિકાના પિતા આપ છો?"

હેમણે સંમતિ સૂચક માથું હલાવ્યું.

સુરેશે કહ્યું, "લાગે છે કે આપ ખુબ ઐશઆરામમાં રહો છો. સોનાની પુતળી જેવી આપની કન્યા ઉપર એક પશુ હાથ ઉઠાવે છે, અને આ કર્કશા દાસી આપ પર અધિકાર ભોગવી રહી છે, અને..."

આશાના પિતાએ, સુરેશની પાછળ ઉભેલા માણસોમાં રહેલા પત્નીની પ્રસન્નતા જોઇ લીધી હોત, તો ન જાણે શું પરિણામ આવત. હેમના હૃદયમાં યુવક સુરેશને માટે શ્રદ્ધા કૃતજ્ઞતાનો ઉદય નથી થયો એમ કહેવાથી સત્યનો ઉચ્છેદ થએલો ગણાશે પણ ચાકરોની સમક્ષ એક ૧૫ વર્ષનો છોકરો પોતાનું અપમાન કરે તે વાત પણ હેમના હૃદ

પમાં ખુબ ખુંચી રહી હતી. ઘણાજ ક્રોધથી હેમણે કહ્યું, ", છોકરા! હને ખબર છે કે તું કોની સાથે વાતચિત કરી રહ્યો છે?"

સુરેશ તીરસ્કાર યુક્ત હસ્યો અને બોલ્યો, "ઘણીજ સારી રીતે"

આશા અત્યારસુધી સુરેશની ગોદમાં હતી. હવે પોતાના પિતાનો હાથ પકડી હેની પાસે જવાની ચેષ્ટા કરવા લાગી—હેના તરફ જોઇ રહી પિતાએ બાલિકાની આંખોના ઇશારાનો મર્મ જાણી લીધો. બાલિકાની જીત થઇ. પોતાના પર ઉપકાર કરનાર સુરેશપર હેની ફરી શ્રદ્ધા ઉત્પન્ન થઇ, હેણે કહ્યું, "હમે સારા ઘરના માણસ લાગો છો. ઠીક મ્હારે ઘેર આવશો."

સુરેશે નમસ્કાર કરી કહ્યું, "ક્ષમા કરો. મ્હારી એક વિનંતિ છે આ સોના જેવી પુતળીને કોઈ કષ્ટ ન આપે એ ધ્યાનમાં રાખજો."

આશા પિતાની પાછળ પાછળ ચાલી ગઇ. સુરેશ ચાલી ગયો. ઘરની બ્હારીમાંથી તે હેને નીરખી રહી રહેના શબ્દો હેના કર્ણમાં ગુંજારવ કરી રહ્યા,—સોનાની પુતળી—પુતળી—પુતળી.

## (૨).

થોડા વખત પછી સુરેશને ખબર પડી કે આશાના પિતાનું નામ કાંતિપ્રસાદ હતું તેઓ ત્યાંના ડેપ્યુટી માજીસ્ટ્રેટ છે. આશા હેમની મૃતપત્નિની કન્યા હતી. મતિલાલ હેમના બીજી સ્ત્રીનો માબાપ વિનાનો ભાઇ હતો. મતિલાલ કોઇ એક સ્કુલમાં ચોથા ધોરણનો અભ્યાસ કરે છે સુરેશ પોતાની રજા ગાળવા અહીં આવ્યો હતો. તે કલકત્તામાં અભ્યાસ કરતો હતો.

એક દિવસમાં, એક ક્ષણમાં બનેલી ઘટના મનુષ્ય જીવનના પ્રવાહનો કેની દિશામાં ફેરવી નાખે છે તે કોણ સમજી શકે? આ ઘટનાનું વર્ણન કરવામાં જેટલો સમય વ્યતિત થયો તેના કરતા ઘણા ઓછા સમયમાં આ ઘટના બની ગઈ આ ઘટનાનું ફળ એ આવ્યું કે કઇકનાં જીવન-અદલાઈ ગયાં. તે દિવસથી, આશા ઉપર અત્યંત નારાજ થયા છતાં પણ, મતિલાલ હેને એક આંગળી પણ અડકાડી શક્યો નહિ. પોતાની અપરમાતાનાં મ્હેણું સાંભળવી આશાપર દુર્બળ હલકી પિતાનો સ્નેહ ઉત્તરોત્તર વધવા લાગ્યો. જ્યારે કોઇ નજીવા કારણમાં પણ હેની સ્ત્રી આશાને રોકતી ત્યારે કાંતિપ્રસાદને ઘણુંજ લાગી આવતું. એક બે વખત તો હેણે પોતાની સ્ત્રીને, આશાનો પક્ષ લઇને આશાની સાથે આવો કઠોર વ્યવહાર ચલાવતાં રોકી હતી. પોતાની સ્ત્રીનાં કઠોર વાક્યો સહન ન થઇ શકવાથી હેમણે તે વાત પડતી મુકી.

અને આશા! પહેલાં, જ્યારે તે એકલી તળાવના કિનારા પર બેસીને આકાશ તરફ જોઇ રહેતી—એક વાદળું બીજા વાદળાને પોતાની સાથે ઘસડી જતું, સવારના પ્હોરમાં આંબાના ઝાડમાં કોયલો ટહુકતી ત્યારે આશાને લાગતું કે આકાશમાં આવેલી ગુલાબી નદી ઘણેજ દૂર સુધી વહી રહી છે, તેજ દિશામાં ઉગતા સોનાની થાળી જેવા બાલસૂર્યને તે જોતી ત્યારે તે મનમાંને મનમાં વિચાર કરતી કે જે આકાશમાં આ બધું આવી રહેલુ છે"

તેજ આકાશમાં ત્હેની મા રહે છે અને તેને નીરખી રહી છે, જ્યારે ત્હેની સાવકી મા અને અતિલાલ ત્હેના પર જુલમ ગુજારતાં ત્યારે ત્હેને ઘણુંજ આશ્ચર્ય થતું, અને લાગતું કે આકાશમાં રહેતી ત્હેની મા આ બે ક્રુર અમાનુષિ આત્માઓ પર અગ્નિ વરસાવી ત્હેમને કેમ નથી બાળી મુકતી ? તે દિવસ પછી એકાંતમા, આશાએ પેતાની આવું ચિંતન કોઇ પણ દિવસ ન્હોતું કર્યું તે દિવસનો શૌર્યતા અને જુવાનીના જોમથી ઝળકતો તે ચ્હેરો ત્હેના હૃદયમા કોરાઈ રહ્યો હતો જ્યારે ત્હેની મા પર ગુસ્સે થતી અને ખડખડતી ત્યારે તે ઇચ્છતી કે તે વીરપુરૂષ આ ક્ષણેજ આવીને ત્હેની રક્ષા કરે જે વખતે તે પોતાની મતમાતાના રહેવાના રહેઠાણ તરફ એકીટસે જોઇ રહેતી તે વખતે જો એક પાંદડું પણ હાલતું તો તે પાછું વાળી જોતી અને ત્હેને ભ્રમણા થતી કે તે યુવક ત્હેને પોતાની ગોદમાં લેવા આવે છે પણ આશા જન્મ દુઃખીની છે ત્હેની માની માફક તે પણ નિષ્ઠુર બન્યો છે, નહિતો આશાની ખબર લેવા કા ન આવે ?

આ બિનાને છ મહિના વીતી ગયા છે, એક દિવસ પલંગ પર પડી પડી આશા રૂવે છે. રાત્રીના અંધકારમાં આશાને લાગ્યુ કે સુરેશ ત્હેની પાસે ઉભો છે અને કહે છે કે, "બાલ, બ્હીશ નહિ." તે દિવસે આશાનો કઇ વાક ન હોતો છતાં ત્હેની વિમાતાએ શા માટે ત્હેને ખરાબ વચનો કહ્યા તે આશા સમજી ન શકી, અને પિશાચ મતિલાલ પણ ત્હેને જોઇને કેમ હસ્યો ? ત્યારે આશા વિચારવા લાગી કે કેવુ સારૂં થાત, તે મ્હારી પાસે હોત તો ?

આ સમયે ત્હેના વાંસા પર કોઇએ હાથ મુકયો આશાનું બાલહૃદય ભગભ ગયુ તે ઉઠી ઉભી થઇ ત્હેનો કાળો ભ્રમર કેશકલાપ અને અશ્રુભીનુ સોનાના કમળ સરીખુ મ્હો એક દેવકન્યાની ઝાંખી આપતું હતું કચેરીમાંથી પાછા ફરેલા કાંતિપ્રસાદે, પોતાની પુત્રીના ચ્હેરા પર પોતાની સ્વર્ગીય પત્નિની પવિત્ર છાયા જોઇ આશાને પડખાંમાં લઈ ત્હેણે પુછ્યું, "આશા ! બેટા ! શા માટે રૂવે છે "

હતભાગિની આશાનું હૃદય ભરાઇ આવ્યુ તે દૈવ સામી પિતા સમજી ગયો, થોડી ક્ષણો ત્હેની દુર્ભાગ્યના તેને છોડી ગઇ દૈવના હાકેમને આટલા વખતે ઘરનો વિચાર કરવાનો વખત મળ્યો. આશાના આનંદની સીમા ન રહી આશા વારવાર તે અપરિચિત યુવાનનુ સ્મરણ કરવા લાગી, "તે પિતાનો શું છે ત્હેના વિરત્વથી પિતાને હિમત આવી છે તે કોણ હશે ! ત્હેનું નામ શુ હશે ?" ત્હેણે પુછ્યુ 'પિતાજી તે કોણ હતા ? '

"કોને માટે પુછ છે બેટા ?"

"ત્હેને માટે જેણે મ્હને બચાવી હતી '

પિતાએ કહ્યુ, "તે કોઇ સારા માણસનો છોકરો હશે હું ત્હેને નથી ઓળખતો "

આશાને આટલા જવાબથી શાંતિ ન થઇ ત્હેણે પુછ્યુ, "પિતાજી ત્હેનુ નામશુ ?"

"દીકરી ત્હેને હું નથી ઓળખતો હું એનું નામ કેવી રીતે જાણું. ત્હને એટલું બધુ શુ છે ?"

તે પિતાને ગળે વળગી પડી, "પિતા ! તમે મ્હને સ્નેહની દ્રષ્ટિએ જોવા લાગ્યા છો મ્હને તેથી ઘણો આનંદ થયો છે તે પણ જો આપને આવા અઘાગોરા જોત તો આપની પર પણ ખુશી થાત."

"હાય ભગવાન," મેજીસ્ટ્રેટ સાહેબ વિચાર કરવા લાગ્યા," આજ પોતાની દીકરીને પ્યાર કરનો જોઇ બીજો કોઈ ખુશી થશે? મોહમાં ફસાઇ પડી માણસ મૂર્ખ બની જાય છે નથી જાણતો કે શેના મોહમાં પડી આ પુનર્લગ્ન કર્યું હતું ?'

આશાની ગતમાતાનું સુંદર મ્હો કાંતિપ્રસાદના હૃદયપટ પર ખીલી ઉઠ્યું, અને તેઓની આંખોમાંથી નીસરી પડેલાં બે અશ્રુબિંદુ મોતીની માફક ચળકવા લાગ્યા.

(૩).

આશાની ઉમ્મર આ વખતે ૧૬ વર્ષની છે, ત્હેના મ્હોનો ભાવ વધારે મ્લાન થઇ ગયો છે પણ તે ચ્હેરો આજ વધારે કાંતિમાન ભાસે છે આજ આશાના લગ્નનો દિવસ છે. કલકત્તાના એક વિશાળ મકાનમાં આશા પાંચ વર્ષ પહેલાંની ઘટના યાદ કરી રહી છે આ પાંચ વર્ષના સમયમાં આશા પોતાના પિતા સાથે ઘણા શહેરોમાં ફરી આવી છે, પણ તે તે ચ્હેરાને ન ભૂલી શકી. ઘણીજ મુશ્કેલીથી કાંતિપ્રસાદે આશા માટે એક એમ. એ. એલ. એલ. બી વરને શોધ્યો છે આશા વિચારતી કે ત્હેણે પણ એમ. એ ની ઉપાધી મેળવી હશે આજે તે જો અહિં હોત તો આશા માટે આવો સુંદર વર પસંદ કરવામાં આવ્યો છે એ જોઇ ઘણો ખુશી થાત

બે પ્રહર પછી આશાને ઉંઘ આવી ગઇ રાતમાં ત્હેના કાને ત્હેના પિતાનો સ્વર પડ્યો પિતા ઘણાજ કંટાળાથી કહેતો હતો. "હવે તો દુખી ના કર હું એને સમણાજ સાસરે વળાવીશ"

ત્હેની (આશાની) મા ઘણાજ ગુસ્સામાં બોલી, જો હું દુઃખ દેતી હોત તો આજ દિકરીને સાસરે ન વળાવી શક્ત. મ્હારે તો કાંઇ છોકરું હૈયું નથી તો પછી બીજાને શા માટે દુઃખ દઉં?"

ત્હેના પિતાએ કહ્યું "આજના શુભ દિને તો ઝગડો કરવો રહેવા દે."

આશાની માતાનો સ્વર એકદમ ચઢી ગયો. ત્હેની સાથે રુદન પણ શરૂ થયું ઘેર નોતરેલા સભાવિત સદ્ગૃહસ્થો આવ્યા હતા, તેઓ પણ આ સ્થળે આવી પહોંચ્યા. ગૃહણીએ મરવાની ઇચ્છા પ્રગટ કરી પતિએ પણ પત્નીનું અનુકરણ કર્યું અંતમાં સર્વ શાંત થયું

પણ આ બનાવથી આશા ઘણી દુઃખી થઇ. ત્હેના લગ્નના દિવસે પણ શાન્તિ નહિ! જ્યારે પિતા મ્હારો પક્ષ નહોતા લેતા, ત્યારે તે સુખમાં રહેતી. દુર્ભાગ્યની કંઇ સીમા છે! જે ત્હેનો આદર કરે છે તેજ દુઃખી થાય છે. આથી તકીયામાં પોતાનું મ્હો છુપાવી ત્હેણે પોતાના જીવન સાથી અશ્રુનો આશરો લીધો.

પરંતુ લગ્ન સમયે હેનું હૃદય કંઈક નવીન પ્રભાવથી ઉલ્લાસીત બની ગયું. હેને લાગ્યું કે કોઇ હેના કાનમાં કહી રહ્યું છે કે આજનું રોવું ત્હાઈજ છેવટનુંજ છે હવે ત્હારે કોઇ દિવસ રડવું નહિ પડે. પણ આશાએ પોતાની આખોનો વિશ્વાસ ન કર્યો.

( ૪ )

સાસરીઆમાં પોતાને કઇ જાતનો આદરસત્કાર મળશે તે માટે પ્રથમ તો હેને ચિન્તા થઇ પોતાના સૌન્દર્યના વખાણ થતા હેણે સાંભળ્યાં નહિ, તે એક નિર્લજ સ્ત્રીની માફક પોતાની પ્રથમ રાત્રીનું રટણ કરવા લાગી તે મનમાં વારવાર પોતાના ઇષ્ટ દેવનાનું સ્મરણ કરવા લાગી, હે ઈશ્વર આ મ્હારો ભ્રમ હશે તો ? જો સ્વપ્ન હશે તો મ્હારો કોઇ આરો નથી, ઈશ્વર રક્ષા કર."

શયનગૃહમાં રાખેલાં ફુલોની સુવાસથી હેને શાંતિ ન થઇ. તે સ્થીર ચિત્તે પતિની રાહ જોવા લાગી.

સ્વામીએ ગૃહમા પ્રવેશ કર્યો આશા એક દૃષ્ટિથી હેને નિરખી રહી. જે મૂર્તિનું તે પાંચ વર્ષથી ધ્યાન ધરી રહી હતી હેને ઓળખવામાં શુ ભૂલ થાય ? તે ચ્હેરા પર સુખ આવી ગઇ હતી. તે ચ્હેરો ઉજ્વલ થયો હતો. પોતે સ્વપ્ને પણ સુખી થશે, એમ હેને આશા નહોતી. આજે હેણે ફરી દર્શન દીધું છે તે હેનો સ્વામી થયો છે. હવે તે ચીરકાળ હેના આશ્રયમા હેની પત્નિ તરીકે રહેશે અશક્ય શુ છે ? તેજ ગૃહનાં તેજ ફુલોમાંથી હેને પારિજાતક પુષ્પની સુગંધિ આવવા લાગી જાણે કે ધરતા ઝાંખા દિવામાં સેંકડો સૂર્યોનો પ્રકાશ દેખાવા લાગ્યો સુરેશની સાથે આંખ મળતાં હેણે શરમથી મ્હોં વસ્ત્રમા છુપાવ્યુ.

લગ્નને દિવસે સુરેશ કાંતિપ્રસાદને ઓળખી ગયો હતો, તે સમજી ગયો હતો કે કાંતિ પ્રસાદની નમાઇ દિકરી સાથે હેનાં લગ્ન થવાના હતા શુભ દૃષ્ટિને સમયે હેણે આશાને ઓળખી હતી આશા હેને ઓળખવા છતાં પણ પોતાનું એવુ સોભાગ્ય હોય ,તેમ માની શકતી નહોતી

સુરેશે ધીરે ધીરે શય્યાની પાસે આવીને પૂછ્યું, "આશા, ઓળખાણ પડે છે ! તે દિવસનો પ્રસંગ યાદ આવે છે ?"

આશાનું હૃદય ભરાઇ આવ્યું, તે બોલી ન શકી. માથું નમાવી હેણે સવાલનો જવાબ આપ્યો.

આ સમયે આશાના પરવાળા જેવા ઓષ્ટપર ચુંબન કર્યું

વાંચક પછી શુ બન્યું ! ચાલરે ચાલ, કાંઇનગારો થયો ! આપણને એ પ્રેમી યુગલની પ્રેમ કથા જોવાનો યા સાંભળવાનો હક્ક નથી, એને એકાંતજ સેવવા દે,*

* રા જનાબાદાનરાર્મોની એક વાર્તાનો અનુવાદ

# સરોજ.

લેખકઃ બ્હેન શ્રી લીલાવતી.

રાત્રીના નવ વાગ્યા હતા, હું મ્હારા ઓરડામાં બેઠો બેઠો વાચતો હતો, વાંચતાં વાંચતા વિચાર આવ્યો કે સરોજ શું કરતી હશે ? હું ઉઠયો ને સરોજના ઓરડામાં ગયો, મ્હે જઇને જોયું તો સરોજ સ્થિરતાથી બેસી કાંઇ પુસ્તક વાંચતી હતી. વાંચતા વાંચતા ત્હેના મુખ ઉપર થતા ફેરફાર સ્પષ્ટ જોઈ શકાતા હતા, જોનાર માણસને જરૂર એમ લાગે, કે તે વાંચવામાં ત્હેને બહુજ આનન્દ આવે છે.

મ્હે કહ્યુંઃ "શું કરે છે સરોજ ?" સરોજે એકાએક મ્હારા શબ્દો સાંભળી, મ્હારા સામું જોયું, અને એઇ ઉભી થઇ.

આવો મોટા ભાઈ ! એમ કહી તે મ્હારી પાસે બેઠી, અને હાથમાંનું પુસ્તક મ્હારા હાથમાં આપ્યું, મે જોયું કે તે ગીતા હતી.

બ્હેન ! ગીતા એ ઘણું સારૂં પુસ્તક છે, અને ખાસ વાંચવાલાયક છે. ત્હેની અંદર કૃષ્ણ પરમાત્માએ દરરોજ લાગે ઉપદેશ આપેલો.

સરોજે કહ્યું, મોટા ભાઇ, ગીતા એ બહુ અઘરૂં પુસ્તક છે, અને ત્હેની અંદર એવું તો તત્વજ્ઞાન રહેલું છે, કે સાધારણ માણસોથી તે સમજી શકાય તેમ નથી, અર્જુન જેવા મહાત્મા પુરૂષને પણ જલદી ન સમજાયું તો આપણે કેવી રીતે સમજી શકીએ !

મ્હેં કહ્યું, ખરૂં છે, બ્હેન ! ત્હેની અંદર બહુ ગુઢ રહસ્ય રહેલું છે, અને તેથી ગીતા તે અત્યારે સર્વમાન્ય પુસ્તક છે, ગીતા-જેવું એકે પુસ્તક દુનિયામાં નથી, અને થશે પણ નહિ. ખરેખર તે જ્ઞાનનો એક ભંડાર છે. સાધારણ માણસોથી સમજી શકાય તેવું નથી.

સરોજે કહ્યું, મોટા ભાઈ ! જો કે સમજી શકાય તેવું નથી, એક પાનું વાંચીયે, ત્યા પહેલા પાનામાં શું વાંચ્યું તે ભૂલી જવાય છે પરન્તુ મ્હને તે વાંચતાં બહુ આનન્દ આવે છે. ખરેખર તે વાંચતા મને તો એમજ થાય છે, જાણે કે કોઇ દીવ્ય ભૂમીમાં હોઉં, આનન્દ સાગરમાં ડુબી ગઇ હોઉં, તેવો અનુભવ થાય છે તે વખતે તો જાણે આ સૃષ્ટી ઉપર નહી. આખી પૃથ્વીમાં હું એકલીજ હોઉં તેમ લાગે છે. ગીતા એ આપણા માટે અમુલ્ય ખજાનો છે.

સરોજનાં આ વચનો સાંભળી, મ્હને બહુ આનન્દ થયો. શું સમજ્યા વિના આવો અનુભવ થાય કે !

મ્હેં કહ્યું, સરોજ બ્હેન ! તારી સમજ શક્તિ ઘણીજ સારી છે, પ્રભુ ત્હને વધારે આત્મબળ અને મનોબળ આપે, એવી મ્હારી પ્રાર્થના છે. અને ત્હારી સદ્‌બુદ્ધિમાં વધારો કરે, એજ મ્હારી માગણી છે.

સરોજે કહ્યું, મોટા ભાઈ ! મ્હને કાંઇપણ સમજવામાં આવતું હોય, અને મ્હારામાં સદ્‌બુદ્ધિ હોય, તો તે ત્હમારોજ પ્રતાપ છે, મોટાભાઈ ! ત્હમે ન હોત તો, મ્હારી કેવી સ્થિતી થાત તે કહી શકતી નથી. બીજા માણસો કેવા છે તે તો ત્હમે જાણો છો, તેઓનું વર્તન કાંઇ ત્હમારાથી અજાણ્યું નથી.

મ્હે કહ્યું, બ્હેન! ત્હને ત્હેની અસર નથી થઇ, તે ત્હારૂં પૂર્વ જન્મનું સુકૃત હોવાથી જ હું શું કરૂં? હું તો માત્ર નિમીત્ત ભૂત છું. પરન્તુ મ્હારો પ્રયત્ન સફળ થયો છે, તેથી મ્હને બહુજ આનન્દ થાય છે. ત્હારા માટે મ્હને બહુ વિચારો થયા કરે છે

સરોજે કહ્યું, મોટા ભાઇ! સારે રસ્તે ચલાવનાર પણ કોઇક જોઇયે તો પઇને? ખી જાતી પાસેથી આ સમયમાં જ્ઞાન લઇ શકાય તેવુ નથી, કારણ ગાણુસો નીન્દા કરેછે મ્હારા ગુરૂ તો તમેજ છો. તમારાં વચનો મ્હને શિરસાવદ્ય છે આમ કહેતાં ત્હેની આંખમાં આંસુ આવ્યાં, અને મ્હારૂં હૃદય પણ ત્હેના આ બોલવાથી પોચુ થયું.

મ્હેં કહ્યુ, સરોજ! ત્હારી મ્હારા ઉપરની શ્રદ્ધાજ ત્હને ફળે છે, બીજું કાંઇ નથી. બ્હેન! પરમાત્મા ત્હારૂં કલ્યાણ કરો ઠીક બ્હેન વખત બહુ થઇ ગયો છે, હું જાઉછુ અને તું પણ હવે સુઇ જા. રાત્રે બહુ વાંચવાથી, આંખને નુકશાન થવા સંભવ છે

વારૂ! મોટા ભાઇ! આવજો, સવારે હું તમને મળીશ. હું મારા ઓરડામાં આવ્યો, સરોજે પણ ત્હેના ઓરડાનાં દ્વાર બન્ધ કર્યાં કોણ જાણે શાયે કારણથી આજે નીદ્રાદેવીયે મ્હારો ત્યાગ કર્યો હતો. આજે મ્હને સરોજનાજ વિચાર આવ્યા કરતા હતા. ક્યાં પહેલાની સરોજ ને ક્યાં અત્યારની?

સરોજ મ્હારી ન્હાની બ્હેન છે, ન્હાનપણથીજ ત્હેનું મગજ ઘણું તીવ્ર છે, યાદદાસ્ત પણ સારી છે સરોજ ન્હાની બે વર્ષની હતી, ત્યારથીજ માતૃ સુખથી વિમુખ થઇ છે મ્હારી ઉમર તો મોટી હતી. આ બ્હેન ઉપર મ્હને બહુજ વ્હાલ છે નિર્દોષ સરોજની નિર્દોષ વાતો મ્હને બહુ ગમે છે, તે ક્યારેય આળસુની પેઠે બેસી હોતી નથી, કાંઇ ને કાંઇ તો કરતી જ હોય. તેને વાંચવાનો વધારે શોખ છે, હુન્નરનું કામ પણ જાણે છે, તેનો સ્વભાવ ઘણોજ માયાળુ અને સાથે દયાળુ પણ છે, કોઈ માણસને દુ:ખી જોઇ શકતી નથી, એક સ્ત્રીજાતીની અંદર હોવા જોઇતા સર્વ ગુણ ત્હેનામાં છે, પરન્તુ ત્હેને આ સંસારમાં આવીને દુ:ખનો જ અનુભવ કરવો હશે તેમ લાગે છે

સરોજ આઠ વર્ષની થઈ, અને અમારી જ્ઞાતીના કુરીવાજને લઇને ત્હેનાં બાળલગ્ન કરવામાં આવ્યાં, બાર વર્ષે મ્હારી બ્હેન સરોજ વૈધવ્ય દશાને પ્રાપ્ત થઇ, કહો ત્હેને શું દુ:ખ બાકી રહ્યું? ત્યારથી મ્હે સરોજને હાથમાં લીધી. ત્હેને સન્માર્ગે ચ્હડાવવા મ્હારી તીવ્ર ઇચ્છા થઈ, બાર વર્ષની નિર્દોષ સરોજ શું સમજી શકે, કે વૈધવ્ય દશાનું દુ:ખ કેવું છે, અથવા તો લગ્ન સમ્બન્ધ શું છે, ત્હેની દરેક નિર્દોષ ઇચ્છાઓ પૂરી પાડવા મ્હે નિશ્ચય કર્યો હતો. સરોજને મ્હારા ઉપર બહુજ પૂજ્યભાવ હતો, મારૂં કહેલું ત્હેને ખોટું લાગતુંજ નહી. ત્હેને મ્હારા ઉપર દૃઢ શ્રદ્ધા હતી, અને તેથીજ હું ત્હેને માટે પૂરતી કાળજી રાખતો. કોઇ કોઇ વાર તો પોતાની સ્થિતી માટે જેને ભાન નથી, તેવી સરોજ એવા વિચિત્ર પ્રશ્નો પૂછતી, કે જેથી ત્હેને જવાબ આપવા હું અસમર્થ થતો અને કહેતો કે સરોજ!, તું મોટી થઇશ એટલે હું સમજાવીશ, અથવા તો તું ત્હારી મેળેજ સમજીશ, તેનું વર્તન જોઈને હું ખુશી થતો, અને ત્હેનું નિર્મળ મન જોઇને ત્હેના ઉપર બહુ લાગણી થતી.

સરોજ પન્દર વર્ષની થઇ ત્યાંસુધી તો તદ્દન નિર્દોષ અને દુનિયાના કડવા અનુભવથી

અજાણી હતી, ત્હેના આનન્દી ચ્હેરા ઉપર કોઇ વાર ઉદાસીનતાના ચીન્હ જણાતાં નહી. પરન્તુ ત્યાર પછી ત્હેની સ્થિતીમાં ફેર પડતો ગયો, ત્હેને ઘણીવાર એકાન્તમાં આંસુ સારતી જોતો, ત્હેનું અખંડ આનન્દીત મુખડું હવે પહેલાં જેવું રહ્યું નહોતું. બ્હેનની આવી સ્થિતી જોઇ મને પણ બહુ લાગી આવતું, અને મ્હારાથી પણ રડી જવાતું. સરોજને ન સમજ પડે, તેવી રીતે હું ત્હેને સંસારની અસત્યતા માટે સમજાવતો, અને વૈરાગ્ય તરફ દોરતો. અને તે પણ ઘણી આતુરતાથી સાંભળતી, અને સમજી જતી. ન સમજાય ત્યાં પૂછીને ખુલાસો કરતી.

સરોજ અત્યારે મોટી થઇ છે, અને સંસારની અસત્યતા માટે ત્હેને ખાત્રી થઇ ગઇ છે. સુખ અને દુઃખ તો દેહનાં ધર્મ છે, આત્માને કાંઇ છે નહી, મનથીજ બધું અનુભવાય છે, એમ સમજે છે. આત્મા તો અજર અમર અને નાશ રહિત છે. સરોજ રોજ સવારે મારી પાસે આવીને બેસે છે, અને ત્હેને થતી શંકા મારે મને પૂછે છે.

લગભગ અર્ધ રાત્રી વિત્યા પછી, હું નિદ્રાવશ થયો. પ્રાત કાળે સ્નાન-સંધ્યાદીથી પરવારી સ્વસ્થ બેઠો હતો. તેટલામાં સરોજ આવી. સરોજ અત્યારે પહેલાંની સરોજ નહોતી, મ્હને તો ત્હેને માટે અભીમાન હતું, મ્હારી બ્હેનને માટે હું મગરૂર હતો.

સરોજે કહ્યું, મોટા ભાઇ! મોટા મોટા મહાત્માઓ ત્યાગને વખાણે છે, પણ શું એવી રીતે કોઇ પણ ચીજનો ત્યાગ કરવાથીજ માણુસો ઇષ્ટ વસ્તુને મેળવી શકતાં હશે? મ્હારાથી ત્હેનો ત્યાગ કરે, ને ચિંતન તો ત્હેનુંજ હોય, તો તે શું ત્યાગ કહેવાય કે? એમ તો નજ હોય. ત્યારે તે ત્યાગ કેવો હશે?

મ્હેં કહ્યું, બ્હેન! મહા પુરૂષો ત્યાગને વખાણે છે ખરા, પણ તેઓ એમ નથી કહેતા કે સર્વ વસ્તુનો ત્યાગ કરો. તે તો એમજ કહે છે, કે વસ્તુ તરફનો ત્હમારો પ્રેમ ખેંચી લ્યો, એટલે ત્હેના જવા આવવાથી ત્હમને દુઃખ ન થાય. મનથી કરાયેલો ત્યાગ એજ ત્યાગ છે. આગ્રહવૃત્તીથી ત્યાગ કરે, અને ચિન્તન તેનુંજ થયા કરે, તે તો ત્યાગ કહેવાયજ નહીં ત્યાગ કરેલી વસ્તુનું સ્મરણજ થવું ન જોઇયે, અને કદાચ થાય તો, ત્હેને વિસરી જવા પ્રયત્ન કરવો.

સરોજે કહ્યું, બરાબર છે મોટા ભાઇ! હવે મ્હને યાદ આવ્યું, જુઓને ભર્તૃહરી અને મત્સ્યેન્દ્રના સંવાદમાં મત્સ્યેન્દ્રે કહ્યું છે, કે વસ્તુ તજી દેવી, તે કરતાં વસ્તુ તરફનો પ્રેમ તજવો, એ તદ્દન જુદીજ વાત છે, અને તજેલી વસ્તુનું સ્મરણ તો ન કરવું, પણ ત્હેનું સ્મરણ કરાવે, તેવી બીજી વસ્તુનો પણ ત્યાગ કરવો, એવી એક વાર ત્હમેજ મ્હને હેમાચાર્ય અને એક રાજાની વાત કરી હતી, તે મ્હને બરોબર યાદ નથી, પણ તેમાં તેજ ભાવાર્થ હતો.

મોટા ભાઇ! તેવા મહા પુરૂષોને ધન્ય છે, કે જેઓ રાગદ્વેષ રહિત થઇ, આશકતી વિનાના, સમદ્રષ્ટીથી, બધાં કાર્યો કરે છે. જેને માન અને અપમાન સરખાંજ છે. સદાચરણી અને દુરાચરણી ઉપર પણ ત્હેને સમદ્રષ્ટી છે. મોટા ભાઇ! તમે પણ ઘણીવાર એમજ કહો છો, કે કોઇ પણ માણસનો તીરસ્કાર કરવો નહી. મ્હારાથી તો તેમ નથી થતું, કોઇ દુષ્ટ આચરણ વાળા માણસોને જોઇ, મ્હને ત્હેના ઉપર બહુ ક્રોધ આવે છે. પરન્તુ મ્હને આશા છે, કે ભવિષ્યમાં ત્હમારા કહેવા પ્રમાણે કરી શકીશ.

# લગ્ન-વિક્રય.

લેખક:—બ્હેન સૌ. "સી."

૧.

આપણા દેશમાં લગ્ન વિક્રયનો ત્રાસ ચારે બાજુએ દૃષ્ટિએ પડે છે. લગ્નના વિક્રયની મૂળ ઉત્પત્તિ શી રીતે થઇ તેનો પ્રથમ આપણે વિચાર કરીએ. આર્યોના ધાર્મિક ગ્રંથોમાં દાન કરવાની અનેક રૂઢિઓ કહેલી છે. તેમાં કન્યાદાનને પણ ઉત્તમ દાન તરીકે ગણેલું છે. કોઇ પણ વખતે દાન અર્પણ કરતી વેળાએ કાંઈ પણ દ્રવ્ય આપવું પડે છે અને તે આપનારની યથાશક્તિ આપવું જોઇએ, એવી આર્ય પ્રજાની સ્પષ્ટ આજ્ઞા છે. વિક્રયની ઉત્પત્તિ કન્યાદાનમાંથી લાગે થઇ છે!

વેદકાળના ઇતિહાસ ઉપર વિશ્વાસ રાખીએ તો એવું જણાય છે કે તે વખતે આર્ય લોકોની સંખ્યા ઘણી થોડી હતી, અને તે વધારવાને માટે ધર્મગ્રંથો રચનારા ઋષિઓએ કન્યા હોય તેણે અવશ્ય અર્પણ કરવી એવો નિયમ ઘડ્યો અને એ નિયમને પુષ્ટિ આપવા માટે તેને કન્યાદાનનું સ્વરૂપ આપ્યું. દાન દક્ષિણાવિના પરિપૂર્ણ ગણાય નહિ, તેથી કન્યાદાનની સાથે અમુક દ્રવ્ય આપવાનો રિવાજ દાખલ કરવામાં આવ્યો. અને પવિત્ર કન્યાદાનનું મહત્વ અપૂર્વ ગણ્યું. અને તે ગણાવુંજ જોઇએ કારણકે પત્ની પોતાનું અર્ધું અંગ બને છે તે અર્ધઅંગ પોતાને અર્પણ કરી તેને ગૃહસ્થાશ્રમી બનાવવાનું ઋણ પોતે ગ્રહણ કરવું, એ કાંઇ ન્હાની સૂની કે રમતની વાત નથી! સર્વ આશ્રમમાં શ્રેષ્ઠ એવા ગૃહસ્થાશ્રમની પ્રાપ્તિ જે દાનથી થાય છે તેની યોગ્યતા કાંઇ કમી તો નથીજ.

પ્રાચીન ઇતિહાસનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં એકંદરે કન્યાદાનનો ઉચ્ચ હેતુ છે એતો નિર્વિવાદજ છે, પણ આધુનિક કાળમાં તે એટલો બધો નીચ બની ગયો છે કે તેનો કંઇ હદજ રહી નથી. પૂર્વે કન્યાદાનના દક્ષિણા આપવાનું દાન આપનારાની ઇચ્છા પર અવલંબેલું હતું અને હાલમાં તે લેનારાના ઇચ્છાપર અવલંબેલું છે.

વિક્રયના બે પ્રકાર છે. (૧) કોઇ પુત્રીનો વિક્રય કરે છે અને (૨) કોઈ પુત્રનો. પુત્રીનો વિક્રય કરનારાઓ માત્ર પોતાના સ્વાર્થ ખાતર મન માનતા દામ મળ્યાં એટલે ગમે તેવા પુરૂષ સાથે પુત્રીના ભાવિ સુખદુઃખનો કાંઇ પણ વિચાર કર્યા શિવાય લગ્ન સંબંધ બાંધે છે. અને તેમાંથી પુત્રી વ્યભિચારી બને છે, અને અલ્પકાળમાં વૈધવ્ય પામે છે કારણ કે એવાં લગ્નો બહુધા ૬૦ કે ૭૦ વર્ષના વૃદ્ધ સાથેજ થાય છે, એવા નર રાક્ષસો આપણા સમાજમાં કાંઇ કમતી નથી. અને એવા અધમોએજ સ્ત્રીઓની અધોગતિ કરી દેશોન્નતિમાં આ પ્રકારનો અંતરાય નાંખેલો છે.

બીજો પ્રકાર કન્યાના પિતા પાસે દ્રવ્ય લઇ વર વિક્રય થાય છે તે છે. એનાથી પણ કંઈ ઓછી હાનિ સ્ત્રીઓને થતી નથી. અમુક પૈસા કન્યાના પિતા પાસે લેવાના ઠરેલા હોય અને અમુક મુદતમાં તે ન આપી શકે તો કન્યા બિચારી જન્મ પર્યંત પિતાના ગૃહે રહે છે અને કેટલીક કન્યાઓ તો લગ્ન પહેલાંએ વર વિક્રયના રિવાજને લીધેજ મરણ પામેલી છે અને તેનું પ્રસિદ્ધ ઉદાહરણ દેવી સ્નેહલતા બળીમઇ તે છે. હાલના જમાનામાં જેમ વર

વધારે ભણેલો હોય તેમ તેની કીમત વધુ ઉપજે છે ! આ એક પ્રકારની સુધરેલી અને ફેશનેબલ ભિક્ષાજ છે ! એ ઉપરાંત કન્યાના પિતાને હમ્મેશ ચિંતા રહે છે કે કન્યાને યોગ્ય વર મળશે કે નહી ! અને જેમનો ત્રાસ બને તેમ થોડે પૈસે વર મળે એવું પુત્રીનાં માબાપો ઇચ્છે છે. અને યોગ્ય પતિ વિનાના દીન જીવનની સાર્થકતા અપૂર્ણ રહી જાય છે. એનું એક સાચું બનેલું દ્રષ્ટાંત નીચે આપું છું.

૨.

એક વખત હું આગગાડીમાં મુસાફરી કરતી હતી ત્યાં મને એક સ્ત્રી મળી. અરસપરસ વાતચીત કરતાં તેણે પોતાની હકીકત કહી. તે નીચે આપું છું. "હું એક ઉચ્ચ કુટુમ્બની પુત્રવધૂ છું અમારામાં વરને કન્યાનાં લગ્ન વખતે અમુક દ્રવ્ય આપવાનો રિવાજ છે. મારા પિતાની સ્થિતિ સાધારણ હતી. એટલે વધુ પૈસા તેઓ આપી શકે તેમ નહોતું. છતાં એક ઉચ્ચ કુટુમ્બના છોકરા સાથે મારાં લગ્ન કરવામાં આવ્યાં. મારા પતિની ઉમ્મર અત્યારે ત્રેવીસ વર્ષની છે પણ તેઓ શરીરે એટલા નબળા છે કે જો તમો તેમને જુઓ તો એક બાર વર્ષના બાળકજ ધારો. જન્મથીજ શરીર એવું નબળું હોવાથી તેઓ કાંઇ પણ ભણી શક્યા નથી. અને હાલમાં કાંઇ પણ ધન્ધો તેઓ કરતા નથી અને ભવિષ્યમાં થશે પણ નહી, એમ લાગે છે ! કેટલાયે વૈદો અને ડોક્ટરોની દવા કરી પણ તેમનું શરીર સુધરતું નથી. વળી તે ઉપરાંત હું તેમની સાથે સ્હેજ પણ બોલું તો તુર્તજ કહેશે "બેસ કુતરી ! તું શું સમજે !" અને કોઇ કોઇ વખત તો સોટીઓનો માર પણ પડે છે. હાથમાં પુસ્તક કે કાગળ ઝાલવાની સખ્ત મના છે. મારા માતા પિતાએ મારાં લગ્ન વખતે મારા ભવિષ્યનો લેશ પણ વિચાર કર્યો નહી. ખરેખર બ્હેન મારી જીન્દગી તો વૃથાજ છે. પિતાએ ભણાવીગણાવી, સારી રીતે લાલન-પાલન કર્યું. અને લગ્ન જેવા પવિત્ર કાર્ય માટે કાળજી ન રાખી ! એ શું આ વિષયનું પરિણામ છે. જીવન ઉપર કંટાળો આવ્યો છે અને આત્મહત્યા કરૂં એમ થાય છે. પણ વળી લોકો કાંઇક મારા પવિત્ર ચારિત્રને કલંક લગાડે, એ ભીતિ રહે છે. મારાં માતા પિતાએ મારા ભવિષ્યનો વિચાર ન કર્યો, અને મારાં સાસુ સસરાએ પોતાના પુત્રનો વિચાર ન કર્યો કે પોતાને કમાઇને ખાવાના વાંધા છે, ત્યાં આપણી પુત્રવધૂને એ શું સુખ આપશે ! મારાં ઘરનાં સર્વ માણસો મને શંકાશીલ દ્રષ્ટિથી જુએ છે અને હું કામ પ્રસંગે ગમે ત્યાં જાઉં ત્યાં પણ મારી પાછળ છૂપી દેખરેખ રાખવામાં આવે છે ! આવા રિવાજોની ભોગ થઇ દુઃખી થતી સ્ત્રીઓ જ્યાં સુધી સુખી થાય નહીં, ત્યાં સુધી આર્યાવર્તની ઉન્નતિ થાય એમ હું માનતી નથી."

આપણા સમાજની આવી સ્થિતિ હોવાથી જગતમાં અપણે અનાદર પામીએ છે, અને આપણું કોઇ પણ ઠેકાણે માન પડતું નથી. પાશ્ચાત્ય લોકો આપણને બાળકોનો વેપાર કરનારા જંગલી લોકોને નામે ઓળખે તો તેમાં શું નવાઇ ? આપણી બુદ્ધિ, આપણા આચાર વિચાર, આપણી સમાજ રચના પ્રાચીન કાળમાં જેવી શ્રેષ્ટ હતી તેવી પુન બનાવવાને આપણી અયોગ્ય સામાજીક રૂઢીઓનો નાશ ન થવો જોઇએ. આપણું આર્યતેજ સમસ્ત જગતમાં પ્રકટાવવું હોય તો આપણે સર્વ હાનિકારક રીતરિવાજોનો ત્યાગ કરી જીવનને સુશિક્ષણથી સંસ્કારી બનાવવી જોઇએ !

# " કર્તવ્ય નિષ્ઠને ? "

હું એક સ્નેહમયી છું, મ્હારી બે વિદુષી બ્હેનોએ સ્નેહ-સેવા ( શિક્ષિકાપણું) સ્વીકારી છે. તેઓ સાહિત્ય અને કળાની વિલાસીની છે, શિવણ અને ભરત-ભાતનું કાર્ય ગ્હાંગથી પણ ઘણીજ સારી રીતે કરી શકે છે. સેવા બજાવવામાં તો તેઓ ઘણીજ ઉત્તમ સેવિકા છે. કર્તવ્યક્ષેત્રને ફળદ્રુપ બનાવી જેની કેળવણી ચોમેર બ્હેકાવે છે. પરન્તુ ચન્દ્રમાં પણ કલંક મનાય છે ને ? લેહિ-ઈર્ષાળુ લોકો સ્વચ્છતામાં પણ ડાઘા ખોળે છે, તેમ મ્હારી આ વિદ્યાવિલાસીની સહીને પણ થયું ! તેમના કર્તવ્ય દેશમાં ઉત્તરોત્તર ધુમકેતુઓ ઉગવા-ઝળકવા લાગ્યા !

બન્ને બ્હેનો મુખ્ય અને ઉપશિક્ષિકા તરીકે પોતાના પિતૃગામે બાલિકાના ઉદ્યાનમાં પોતાને પ્રાણપ્રિય એવી સ્નેહ-સેવા બજાવતા હતાં, કર્તવ્યના ઉત્સાહમાં તેઓ પોતાની ફરજ અદા કરી જતાં હતાં, ત્યાં અચાનકજ ધૂમકેતુ દેખાવા લાગ્યા ! ગામમાં કહેકલનો દુશ્મન, ઉભાઉભળા જેવા-પૂછ્યા વિનાના ધુમકેતુ કોઈ-કોઈ વાર ઉગતા, તે આ વખતે પણ ઉગ્યા ! અને એ ચડળી મડળે તે પવિત્ર કાર્ય કરનાર કર્તવ્યનિષ્ટ શિક્ષિકાને કનડગત કરવા માંડી - એ સમૂહ "નખોદીઆ નિન્દાખાનું"એ નામે પ્રચલિત છે ધૂમકેતુ પણ નખોદજ વાળે છે ને ?

ધીમે ધીમે એ 'નખોદીઆ'ઓએ પ્રત્યક્ષ પોત પ્રકાશવા માંડયું ! જેમાં ખાતાને દોરાવાની જરૂર પડી-ત્યાંય ! તજવીજ કરનાર ઉપરી સાહેબને પણ ઉભય ભગિનીઓની-સત્ય હકીકત પેથા ગુહ્યથી રૂબરૂ પ્રથમ તો સત્યજ દીસી આવી (!)—सत्यमेव जयते ?

દેવને રિઝવવા પત્ર, પુષ્પ ચડાવાય છે પણ અંતે તો સાહેબને પણ पत्रं पुष्पं फलम् થયાં ! ભોળા બિચારા સાહેબ રિઝી ગયા ને સત્યને તિલાંજલિ આપી ! કર્તવ્ય પ્રેમીઓને ગિજવ્યા રખડાવ્યાં ! ઉપરી અધિકારી તો માત્ર કર્ણગામીજ હોય છે ને ? " મંજુર છે " કરી દીધું અને બે વ્હાલમઢ મ્હારી સખીઓ વચ્ચે વિયોગના અંધકારનો પછેડો નાખ્યો ! સ્નેહ વધારે કે મેવા ? સ્નેહે પણ સાહેબે સત્યને આપી હતી તેવી ખાતા પ્રત્યે દિલસોજી બતાવી, બાળવાટિકાનું ઉર્ધ્વઉત્થાપન ઇચ્છી ખાતાને તિલાંજલિ આપી !

હું અનુભવિકા તરીકે વિનવું છું કે—આજે જનસમાજમાં ગુરુ ( શિક્ષક, શિક્ષિકા ) ની કિંમત ઘટી છે, તેનું કારણ ખુશામત અને કર્તવ્યભ્રષ્ટતા જ છે. અલબત ખરૂં કર્તવ્ય બજાવતા અને ગુરુપદનું ગૌરવ જાળવતાં ઘણી ઘણી અડચણો નડશે ! તે સઘળી સહન કરી એક નિષ્ઠાથી આપણું કર્તવ્ય બજાવીશું, તો અન્તે આપણો જય જ છે. कर्मण्येवाधिकारस्मे એ સત્ગુણ સ્વર્ગની કુંચી છે.

પુન નિવેદન કે—જ્યાં કામની યોગ્ય કદર થતી નથી, અને ઉલટાં માનભંગ થવાય છે, એવા નિર્મોલ્ય ( સુયોગ્ય કાર્યવાહકની ન્યૂનતાને લીધેજ નિર્માલ્ય—) ઢગધડા વિનાના ખાતાંમાં સડયા કરવા કરતા બહેતર છે કે હસતાં મ્હોંયે ખાતાને તિલાંજલિ આપી, પૂર્ણ આત્મ શક્તિથી રાષ્ટ્રભાવના ઉત્તેજવી એજ પ્રેયસ્ હોઈ શ્રેયસ્કર છે

તથાસ્તુ ! પ્રભુ આ ભાવના ગ્હાંગ કર્તવ્યનિષ્ઠ શિક્ષક બન્ધુઓ અને શિક્ષિકા બ્હેનો જેઓની કદર નથી થતી તેવા-) નાં પવિત્ર ઉરમાં પ્રેરો ! એજ શુભેચ્છા.

મિસિસ ! માણેકી લલ્લુભાઈ દેસાઈ.

## विविध विचारः

# ચીન દેશની સ્ત્રીઓ

## અને ત્હેમના કેટલાક રીતરિવાજો.

લેખક: શ્રીયુત " વિવિત્સુ "

[ કોઇ એક જાતિ વિષે બોલતાં, માત્ર ત્હેના બાહ્યદર્શન ઉપરથી જ બે બોલ લખવાથી કંઇ અર્થ નથી પરંતુ તે જાતિ સબંધે સંપૂર્ણ હકીકત જાણવાને તો તેના બધા આચાર વ્યવહાર અને રીતી નીતિથી પણ આપણે સુપરિચિત થવું જોઇએ. તેજ પ્રમાણે ચીનદેશની સ્ત્રીઓના સબંધમાં પણ આપણે એકદમ કશું કહી શકીએ તેમ નથી, કેમકે તેઓ શું ખાય છે, શું પહેરે છે, એ વગેરે અનેક ન્હાની બાબતો વિષે તો, એકાદ દિવસના પરિચયથી પણ આપણે કંઇક કહી શકીએ પરંતુ તેમના જીવનની વધારે ગંભીર બાબતો જેવી કે તેઓ શી રીતે પોતાનો દિવસ ગાળે છે, સમાજમાં તેમનું સ્થાન શું છે ? એ વગેરે વિષયો ઉપર તો માત્ર થોડાક દિવસના પરિચયથી અને બાહ્ય દર્શનથી કશું કહી શકાય નહિ. ઘણા લેખકોનું એવું માનવું છે કે, ચીનની સ્ત્રીઓના પતિ સાથેના સહવાસને જો બાદ કરીએ તો સમાજમાં તેમનું પોતાનું કોઇ ખાસ સ્થાન જ નથી. અને તેમનું જે કંઇ હોય છે તે બધાનો તેમના સ્વામી સાથેજ નિકટ સંબંધ હોય છે તોપણ ચીનાઇ સ્ત્રીઓ વિદેશી લોકોનો, તેમના સબંધનો આ ઉંચો અભિપ્રાય જો સાંભળે તો તેઓ ખુશી થાય કે કેમ એ વાત સંશયગ્રસ્ત છે ]

ચીન દેશમાં પ્રથમ પગ મૂકતાં જ બંદરમાં ઢીલો પાયજામો અને કુરતું પહેરેલી ચીનાઇ સ્ત્રી-કુલીઓ (મજૂરણો) આપણી નજરે પડે છે ત્યાં સ્ત્રી પુરૂષોનો પોષાક લગભગ એક સરખો જ છે માત્ર સ્ત્રીના માથનું આચ્છાદન જરા વધારે હોય છે, જેથી તેમને ઝટ ઓળખી શકાય છે બંદર છોડીને ચીનદેશની અંદર આવતાં પણ જ્યાં જોઇએ ત્યાં બધે સ્ત્રી-કુલીઓ જ જોવામાં આવે છે પહાડી સ્ત્રીઓની માફક બાળકોને પીઠ ઉપર ઝોળીમાં નાખી નિશ્ચિંતતાથી તે પોતપોતાનું કામ કરી રહી હોય છે બજારમાં, રસ્તાઓમાં અને ઘાટો ઉપર સર્વત્ર ઉક્ત સ્ત્રીકુલીઓ નજરે પડે છે પરંતુ ચીનદેશના પૈસાદાર અને કુલીન વર્ગની સ્ત્રીઓ તો આપણા દેશની કેટલીક સ્ત્રીઓની માફક પડદામાં રહે છે, આ પડદો રાખવોજ જોઇએ એવો સમાજના નેતાઓનો કંઇ સખત હુકમ નથી, પરંતુ લોકોમાં સાધારણ રીતેજ એવી માન્યતા હોય છે કે, મ્હોટા ઘરની સ્ત્રીઓનું સ્થાન સામાન્ય લોકોની સ્ત્રીઓની સાથે જ રહે તે ઠીક નથી. એ સ્ત્રીઓને ઘરની અંદર પણ જોઇતા પ્રમાણમાં કામ મળી રહે છે તો પણ ગરીબની સ્ત્રીઓ જે ઘરની બહાર નીકળવું પડે છે તે તો પૈસાની તંગીને લઇ, પેટનો ખાડો પૂરવાને માટે જ !

એક જ કુટુમ્બની અંદર એમ જોવામાં આવે છે કે પતિ-પત્ની, ઘરની અંદર કે ઘરની બહાર સાથે બેસીને કામ કરતાં હોય છે અને નણંદ તથા કુટુમ્બની અન્ય સ્ત્રીઓ ઘરમાં બેસીને ગપસપ્પો કે એવુંજ કંઇ ગૂંથી રહી હોય છે

બીજા દેશોની માફક ચીનમાં ગરીબના ઘરની સ્ત્રીઓમાં અને પૈસાદાર લોકોના ઘરની સ્ત્રીઓમાં બહુ મ્હોટો તફાવત જોવામાં આવે છે. ચીનદેશનો સમાજ દૃઢ લોકમત ઉપર પ્રતિષ્ઠિત છે, અને આખું કુટુંબ જ સમાજનું એકમ ગણાય છે કુટુંબની એકાદ વ્યક્તિની કોઇ વાત ઉપર સમાજ ધ્યાન આપતો નથી જે કંઇ કહેવાનું હોય તે આખા કુટુંબ તરફથી જ કહેવાવું જોઇએ કુટુંબની અંદર એક દષ્ટિબિંદુએ જોતાં સ્ત્રીનું સ્થાન ઘણુંજ ઉંચું ગણાય છે અને તે દષ્ટિબિન્દુ તે બાળકની માતા તરીકેનું સ્ત્રીનું સ્થાન છે. બાકી બીજી બધી બાબતોમાં તો ચીનાઇ સ્ત્રીનું સ્વાતંત્ર્ય લુપ્ત થઇ ત્હેના સ્વામીની સત્તામાં સંપૂર્ણ રીતે ઓતપ્રોત થઇ જાય છે

ચીન દેશના પુરૂષોમાં એવી માન્યતા છે કે, "પુત્ર-સંતાન" ન હોય તો માણસનું અકલ્યાણ થાય છે; અને એ અકલ્યાણનો છેડો આ પૃથ્વી ઉપર જ નહિ આવતાં મૃત્યુ થયા પછી પરલોકમાં પણ તેની સામા ચાલુ રહે છે! વળી એમ માનવામાં આવે છે કે કન્યા સંતાન પુત્રનું કામ કરી શકે નહિ કારણ કે લગ્ન પછી કન્યા પારકું ધન થઇ જાય છે બીજા દેશોમાં કન્યાના લગ્ન પછી, તેના બાપના ઘર સાથે, તેનો ઘણી વાર સબંધ રહે છે, પરંતુ ચીનદેશમાં તો લગ્ન પછી, કન્યાઓ સાસુ સસરાની સંપત્તિ થઇ જાય છે અને બાપના ઘર સાથેનો તેમનો કોઇ પણ સબંધ અવશિષ્ટ રહેતો નથી.

ચીન દેશમાં બાપના વારસામાં કન્યાનો કશો ય હક રહેતો નથી, અને એ કારણથી જ માબાપ કન્યાઓનું જલદીથી લગ્ન કરી દે છે; કેમકે જો તેમ ન કરવામાં આવે તો બાપના મૃત્યુ પછી કન્યાની અવસ્થા તદન નિરાધાર થઇ જાય છે. પરંતુ પુત્રવધૂને જો પુત્ર-રત્નની પ્રાપ્તિ થાય છે તો તેના માન-પાન બહુ વધી જાય છે કોઇ સ્ત્રી ઉપર તેનાં સાસરીઆં અત્યાચાર કરતાં હોય તો તે સામે કન્યાનાં માબાપ પોતાનો અવાજ ઉઠાવી શકે છે પરંતુ લોકો તો ઘણું કરીને વરનાં માબાપનો જ પક્ષ લે છે.

ચીનદેશમાં સ્ત્રીનું સ્થાન પુરૂષ કરતાં બહુ ઉતરતું હોવાનું એક બીજું કારણ છે, અને તે એકે, તેમના ધર્મશાસ્ત્રોમાં એવું લખેલું છે કે જગતમાં જે કંઇ અનિષ્ટ છે, તેના અને મૃત્યુના કારણરૂપ કેવળ સ્ત્રી જ છે, અને પુરૂષ તો પૃથ્વી ઉપરના સર્વ કલ્યાણના હેતુ રૂપ છે પુરૂષ જ્યારે જગતના સૌંદર્યમાં ઉમેરો કરે છે ત્યારે સ્ત્રી તે સૌંદર્યનો પોતાનાં પાપોએ કરી લય કરે છે સ્ત્રીઓ પણ એ શાસ્ત્ર કથનને માન્ય રાખે છે અને એની વિરૂદ્ધ તેઓ કંઇ કશો વિરોધ દર્શાવતી નથી. આખા ચીનદેશમાં પુરૂષને સ્ત્રીના કરતાં હમેશાં ઉંચું સ્થાન મળે છે અને આ બાબતમાં તો પૈસાદારના અને ગરીબના ઘરમાં પણ કશો તફાવત હોતો નથી

છોકરીનો જન્મ થતાં કુટુંબમાં ખાસ આનંદ થતો નથી. તેનું કારણ એ છે કે તે 'પરકીય અર્થ'—'પારકું ધન' હોવાને સબબે થોડાંક વર્ષો બાદ પરાયે ઘેર જવાની હોય છે વળી ગરીબ માણસને ત્યાં પુત્રીનો જન્મ દુઃખના મંગલાચરણ જેવો લેખાય છે, કારણ કે તેને પરણાવવામાં ઘણુંજ ખર્ચ કરવું પડે છે આ કારણથી ગરીબ કુટુંબોમાં તો બાળકીઓને કોઇ કોઇ બચપણમાં મારી નાખવામાં પણ આવે છે આ કામ લોકો ન જાણે તેમ થતું હોવાથી

સરકારી દફતરમાં કે કોઈ પુસ્તકમા તે વિષે કશો ઉલ્લેખ કરેલો જાણ્યો નથી. અને તેથી દરસાલ આવી શિશુ-હત્યા કેટલી સંખ્યામાં થાય છે તેની કંઈ ખબર પણ પડતી નથી.

આ બાળ-હત્યાની વાત સાંભળીને, કોઈને એવો વિચાર આવશે કે ચીના લોકો પોતાના ઘરને પ્રકાશિત કરનાર, હસતાં ખેલતાં બાળકોરૂપ બાળફૂલોને ચ્હાતાજ નહિ હોય, પરંતુ તેમ નથી. તેઓ પણ તેમનાં બાળકોને આપણી માફકજ ચ્હાય છે. અને બેસતા વર્ષને અથવા ઉત્સવોને દહાડે ન્હાની ન્હાની છોકરીઓ જ્યારે લાલ અને પીળાં વસ્ત્રો પહેરે છે, ચ્હોડે રંગ ચોપડે છે અને હાથે એક જાતનાં કીડીઆંનાં ઘરેણાંઓ તથા પગે પણ તેવાં જ કીડીઆંના સુંદર નુપૂર પહેરે છે ત્યારે તેમની ન્હાની છોકરીઓને જોઈ હોય તો તે પરીઓ જેવી સુંદર દેખાય છે સાત આઠ વર્ષ સુધી તો છોકરાને અને છોકરીઓને સાથે રાખી એકજ રીતે ઉછેરવામાં આવે છે પરંતુ તે પછી છોકરાને ભણાવવાની શરૂઆત થાય છે અને છોકરી અંતઃપુરની અંદર પ્રવેશ કરે છે અંતઃપુરમાં છોકરી લખતાં વાચતાં તથા સીવતાં શીખે છે. પરંતુ ગરીબ કુટુંબની છોકરીઓ અંતઃપુરમાં જતી નથી, તેઓ તો બહાર રહીને જ માતા કામમાં મદદ કરે છે.

છોકરીના લગ્નના ઘણા દિવસો અગાઉ તેનો વિવાહ કરવામાં આવે છે, અને એ વિવાહ નક્કી થયા પછીથી તેને હમેશાં પોતાના સાસરીઆંની દૃષ્ટિએ ન પડાય તેની કાળજી રાખવી પડે છે, કારણ કે લગ્ન પહેલાં સાસરાના કોઈ પણ માણસની દૃષ્ટિએ પડવું તે ચીનાઈ સ્ત્રીઓમાં બહુ શરમ ભર્યું ગણાય છે આથી કન્યા માટે મૂરતીઆની પસંદગી બહુધા દૂરના ગામમાંથી કે શહેરમાંથી કરવામાં આવે છે, અને એક જ ગામમાં કન્યાને પરણાવી હોય એવું જવલ્લેજ જોવામાં આવે છે. ચીનદેશમાં ગોર મારફત જ વિવાહ વગેરે નક્કી થાયછે અને એમાં તેમને કમાણી પણ સારી થાય છે. ઘણી વખત છોકરા છોકરીનો વિવાહ બહુ બચપણમાંથીજ કરી દેવામાં આવે છે, અને ત્યાર પછી કોઈ ભયંકર બનાવ બનવા પામે ત્યારે પણ તે જવલ્લેજ તોડવામાં આવે છે. વિવાહ નક્કી થયા પછી, વર પોતાની ભાવિ પત્નીને લગ્ન થયા પહેલાં કદિજ જોવા પામતો નથી. તો પણ મનુષ્ય-હૃદય તો જ્યાં જાઓ ત્યાં એક સરખું જ હોય છે તેથી ત્યાં પણ બીજું કોઈ ન જાણે તેમ, વરકન્યા વચ્ચે વચ્ચે પરસ્પર દર્શન કરી લે છે તથા વખતે પ્રેમ પત્રિકાઓની આપ લે પણ કરે છે! ચીન દેશમાંના જૂના વિચારના લોકોના અભિપ્રાય મુજબ, છોકરીઓને લખતા વાંચતાનું શીખવાડવાનું કામ સલાહ ભર્યું ગણાતું નથી, છતાં એ દેશના દરેક નાટકની કે નવલકથાની નાયિકાને, વાંચતાં લખતાં શીખેલી તથા શિક્ષિતા જ ચીતરવામાં આવેલી હોય છે, અને તે પણ એટલે સુધી કે ઘણી જ રસિક અને કવિતા લખવાની શક્તિવાળી નાયિકાઓ પણ જોવામાં આવે છે.

ચીનદેશના જૂદા જૂદા પ્રદેશોની લગ્ન પદ્ધતિઓમાં પણ તફાવત હોય છે. તોપણ કેટલીક બાબતોમાં તો બધા પ્રદેશોમાં એકજ નિયમ પ્રવર્તે છે. લગ્ન પહેલાં બન્ને પક્ષના આગેવાનો એક જગ્યાએ બેસી વિવાહની વાત નક્કી કરે છે, તેમનામાં વરકન્યાના જન્માક્ષર મેળવવાનો પણ રિવાજ છે, પછી વરની અને કન્યાની સાસુના સંબંધમાં વિચાર ચલાવાય છે અને છેવટે બન્ને પક્ષવાળાઓએ એવી પ્રતિજ્ઞા કરવી પડે છે કે બન્ને પક્ષ એક બીજાની માનરક્ષા કરીને જ વર્તશે.

વિવાહની વાત નક્કી થઈ ગયા પછી, એક ખુબ લાલરંગના કાર્ડની પરસ્પર આપલે કરવામાં આવે છે. એ કાર્ડ આપ્યા લીધા પછી જ વિવાહને ચોક્કસ થએલો માનવામાં આવે છે. તેની સાથે કન્યાના પલ્લાની તથા કન્યાદાનની વાત પણ ચોક્કસ કરી લેવામાં આવે છે.

દક્ષિણ ચીનમાં વરનો બાપ વર આપીને કન્યા ખરીદી લે છે એમ કહીએ તો ખોટું નથી. આવાં સ્થળે ગોરનું ટટ્ટ બરાબર ચાલતું નથી, કન્યાના બાપને ઘણું ખર્ચ થાય છે અને કન્યાદાનમાં તથા પહેરામણીનું ખર્ચ ઉપાડતાં કેટલીક વખત તો પોતાનું ઘર સુદ્ધાં વેચી દેવું પડે છે.

કેળવાયલા ચીનાઓમાં તો કન્યાના બાપને ખર્ચનો બહુ બોજો ઉપાડવો પડે છે. બિછાનું, ખાટલો, પલંગ અને ધાતુનાં વાસણો વગેરે અનેક વસ્તુઓ કન્યાને આપવી પડે છે. તે ઉપરાંત લગ્ન નિમિત્તે ખાસ કરીને જમણવાર કરવાનો બંદોબસ્ત પણ કરવો પડે છે. ઘરના અને કન્યાનાં મિત્રો તથા સગાં વહાલાં પણ ભાત ભાતની ભેટો આપે છે.

વિવાહના ઉત્સવ પ્રસંગે બીજા સભ્યદેશોની માફક આ દેશમાં પણ ખાવાની વાતને પ્રાધાન્ય આપવામાં આવે છે. કન્યાનો બાપ જો ગરીબ હોય છે તો તેના મિત્રો તથા સગાં વહાલાં તેને પૈસા તથા વસ્તુઓ આપીને મદદ કરે છે.

પીએરથી કન્યાને સાસરે વળાવે છે ત્યારે તેને લાલ કપડાથી ઢાંકેલી પાલખીમાં બેસાડવામાં આવે છે. ચીનાઇ સ્ત્રીઓના નસીબમાં માત્ર એકજ વખત એ પાલખીમાં બેસવાનું હોય છે. કન્યા ખુબ કિમતી પોષાક પહેરે છે અને લાલ રેશમી વસ્ત્રથી અજાર સુધર સાળુથી ઘુમટો તાણીને તે પાલખી (-મિયાના?)માં બેસે છે. પરંતુ એ પાલખીમાં બહુ આરામ અનુભવાતો નથી. ઉન્હાળામાં બફારાથી ઘણીએ કન્યાઓનો દમ બંધ થઇ જાય છે અને રસ્તામાં કઇં ચોરી જવાના પ્રસંગો પણ ઘણીએ કન્યાઓને આવે છે. આ કારણોને લઇ કોઇપણ કન્યા એ પાલખીમાં બીજીવાર બેસવાને ઇચ્છા કરતી નથી.

સાસરે જવાના સાત દિવસ બાકી રહે ત્યારથી કન્યાને પોતાનાં સગાં વ્હાલાંની વચ્ચે બેસીને ફરજિયાત શોક કરવો પડે છે, એ વખતે મનમાં દુઃખ થતું હોય કે ન થતું હોય તો પણ શોક પ્રદર્શિત કરવો જ પડે છે. સાસરે આવ્યા પછી સ્વામીની સાથે બેસીને અન્ય મનુષ્યો સાથે હસતે મ્હોંએ વાતચીત કરવી પડે છે અને તે વખતે કન્યાનાં વર્તનમાં કોઇપણ પ્રકારના દુઃખનું ચિન્હ જણાય તો તેને અસભ્યતા ગણવામાં આવે છે. લગ્નોત્સવ સંપૂર્ણ થયા પછી વહુને સાસુજીના તાબામાં રહેવું પડે છે.

સાસુડીનું સખત શાસન જોઇને કદાચ કોઇના મનમાં શંકા ઉઠશે કે પરણીને ચીનાઈ સ્ત્રીઓ સુખી થતી હશે કે નહિ? પરંતુ એ શંકાનું સમાધાન કરવાનું કામ સરળ નથી. કેમ કે બધા દેશોમાં સુખ આપવાની રીત એક જ પ્રકારની હોતી નથી. આપણને જેમ ત્યાંના લોકોની લગ્ન પદ્ધતિ અદ્ભુત લાગે છે તેમ આપણી લગ્નપદ્ધતિ તેમને પણ કદાચ ભદ્દી લાગે.

ચીનની સમાજમાં છૂટા છેડા કરવાની તથા બીજી કેટલીક ખરાબ પ્રથાઓ પ્રચલિત નથી.

એ ખરૂં, તોપણ અમુક વર્ષ સુધીની ઉમ્મરની સ્ત્રીઓમાં આત્મહત્યા કરવાની પ્રથા મ્હોટે ભાગે જોવામાં આવે છે, એમ કરવાનું મુખ્ય કારણ સાસુનો અત્યાચાર જ હોય છે, અને એ અત્યાચારનો પ્રતિકાર કરવાને ગૃહ-વધુને આત્મહત્યા સિવાય બીજો ઉપાય જણાતો નથી. તોપણ સમાજમાં જેમ જેમ સ્ત્રી કેળવણી વધતી જાય છે તેમ તેમ એ પ્રથા ઓછી થશે એમ આશા રહે છે.

પુરૂષ જો બીજીવાર લગ્ન કરે તો તેના કુટુંબમાં તેથી ઘણું જ ધાંધલ મચી રહે છે. ચીનાઈ ધર્મશાસ્ત્રમાં એક સ્ત્રી હયાત હોય ત્યાં પુરૂષ બીજી સ્ત્રી કરે શકે એમ જણાતું નથી, તોપણ એક સ્ત્રી જો વંધ્યા હોય તો બીજી વખત લગ્ન કરી શકાય છે પરંતુ એવાં લગ્ન મ્હોટા લોકોના ઘરોમાં જ વધારે થાય છે

મા બાપ જ્યાં સુધી જીવતાં હોય ત્યાં સુધી કુટુંબના બધા છોકરાઓ એક જ ઘરમાં રહે છે, અને તે બધાને પોતાના વડિલના હુકમ મુજબ ચાલવું પડે છે છોકરાઓના પોતાના અભિપ્રાયની કાંઈ કિમ્મત હોતી નથી. સ્ત્રીઓ રાંધવાનું પાણીનું વગેરે ઘરનું કામકાજ કરે છે, તેમને પુરૂષોની સાથે બેસીને જમવાનો અધિકાર નથી પુરૂષો બ્હારના ભાગમાં, પગથાં જમાં ઉભા ઉભા કે બેસીને જમે છે ત્યારે સ્ત્રીઓ ઘરના અંદરના ભાગમાં બેસીને જમે છે ચીનાઈ સ્ત્રીઓનું ઘરની બ્હાર બહુ સન્માન જાળવવામાં આવે છે કંઈ બહાર જવાનું હોય તો સ્વામી ગાડી જોડાવી સાથી પત્નીને તેની અંદર બેસાડી પોતે ગાડીની સાથે સાથે પગે ચાલતો જાય છે

ચીન દેશનાં ઘરો સંબંધી કંઈક વાત અહીં કરીશું તો તે અસ્થાને નહિ ગણાય. ગરીબ લોકોના ઘર કરતાં પૈસાદાર લોકોના ઘર સ્વાભાવિક રીતે જ સુંદર હોય છે, ઘરની ચારે બાજુએ દીવાલ હોય છે, અને તે દીવાલની મધ્યમાંથી અંદરના ભાગના ઓરડા તથા બહારના ભાગના ઓરડા એવા બે ભાગ પાડી દેવામાં આવેલા હોય છે બધાએ ઘર એક મજલાના હોય છે આ ઘરોમાં બારણાં ઉપરાંત બીજી કાંઈ બારી હોતી જ નથી એમ કહીએ તો ચાલે મોટા લોકોના ઘરની અંદર ઘણા ઓરડાવાળા ખંડો હોય છે, સ્ત્રીઓના ઓરડાવાળા ખંડો અને પુરૂષોના ઓરડાવાળા ખંડોની વચ્ચે એક દિવાલ હોય છે, અને તેનું બારણું બંધ રહે છે એ દિવાલ ઉપર લીલા અથવા સોનેરી કાપડ ઢાંકી રાખવામાં આવે છે

ચીન દેશની દુકાનોમાં જાતજાતનું ચમત્કારિક શીવણ કામ નજરે પડે છે. એ બધું કામ તે દુકાનદારના ઘરની સ્ત્રીઓએ તૈયાર કરેલું હોય છે ચીન દેશમાં રેશમનો ઉદ્યોગ બહુ જ મોટા પ્રમાણમાં ચાલે છે, અને એ કામમાં પણ મોટે ભાગે સ્ત્રીઓ જ રોકાયલી હોય છે. બાળકને પીઠ ઉપર ઝોળીમાં નાખી ગરીબ સ્ત્રીઓ ખેતરોમાં થાક્યા વગર આખો દહાડો કામ કરી શકે છે

દક્ષિણ ચીનમાં જમીન ઉપર રહેવાને જગ્યા નહિ મળવાથી, ઘણાએ કુટુંબોને ઘણા વખત સુધી પાણી ઉપર હોડીઓની અંદર વાસ કરવો પડે છે હોડી ઉપર વસતી સ્ત્રીઓને સ્વતંત્રતા જરા વધારે મળે છે ખરી તેઓ ખુલ્લી હવામાં બેસી ઘરનાં બધાં કામકાજ કરી શકે છે મોટા ઘરની સ્ત્રીઓની માફક તેમને આખોય દિવસ ઘરની અંદર પુરાઈ રહેવું પડતું નથી, ચીન દેશમાં એક વાત બહુ પ્રચલિત છે: તે એ કે, કો નામની એક મ્હોટા ઘરની સ્ત્રીનાં

ઘરમા આગ લાગી ઘરનો ધણી ઘરમાં ન હતો, તેથી લોકોની શરમને લીધે તે અગ્નિની અંદર બળી મુઈ પણ બહાર નીકળી નહિ।

ચીનમા, નવા વર્ષનો પ્રથમ દિવસ તે સ્ત્રીઓનો ખાસ આનંદનો દિવસછે. એ દિવસે તેઓ નવાં કપડા પહેરી પાસેના કોઇ બાગમાં જઇ, આનદ ઉત્સવ કરી નવા વર્ષને આવકાર આપે છે, અને સાંજ પડે એટલે વન ભોજન કરી ઘેર પાછી ફરે છે

બાપને ઘેર પોતાનેઃઆદર મળતો નથી, એ જાણવા છતાં સ્ત્રીઓ વચ્ચે વચ્ચે બાપને ઘેર જાય છે. કારણ કે ત્યારે જ સાસરીઆ જાણે છે કે વહુને સાસરા ઉપરાંત, આયું ગૃ; ખવાને, બીજું એક સ્થળ પણ છે

મ્હોટા ઘરની સ્ત્રીઓથી નાટક, સિનેમા વગેરે જોવા જઇ શકાતું નથી. તોપણ વચ્ચે વચ્ચે પોતાને ઘેર નાટક ભજવવાની તૈયારી કરી સગા વ્હાલાંને તથા મિત્રોને નિમન્ત્રણ દેવામાં આવે છે. પરંતુ ગરીબના ઘરની સ્ત્રીઓને તો નાટક સીનેમા વગેરે જોવામાં કઇ હરકત નડતી નથી.

મ્હોટા ઘરની સ્ત્રીઓના પગ બચપણથી જ ન્હાના થાય તેવો બંદોબસ્ત કરવામા આવે છે. તેમને લોઢાના જોડા પહેરાવી પગને વધતા અટકાવવામાં આવે છે. પછી ઘણા દિવસો વીત્યા બાદ જ્યારે તે છોડવામા આવે ત્યારે કોઇ મ્હોટા જાડા ખુંટાને મોગરો નીચે રાખી ઉંધો ધરી રાખ્યો હોય તેના જેવા જ તેમની ઘુટણની નીચેના પગ દેખાય છે

એવા ઉંધા ખૂટા જેવા પગને ચીના લોકો 'ચરણકમલ' કહે છે, મોટાં ઘરોમાં એવા પગને સૌન્દર્યના ખાસ ચિન્હ તરીકે ઓળખવામાં આવે છે. આ પ્રમાણે જે સ્ત્રીઓના પગ ન્હાના કરવામાં આવે છે તે સ્ત્રીઓ ઘણાખરાં કામને માટે લગભગ નકામી જ થઇ જાય છે! નથી તેઓથી ચાલી શકાતું કે નથી તેમનાથી ઉભા રહેવાતું હાલમાં એ પ્રથાના વિરૂદ્ધ આંદોલન ચાલે છે અને કેટલેક ઠેકાણે એ પ્રથા મદ પણ પડી છે, જો કે તે સંપૂર્ણ રીતે દૂર થઇ નથી. ચીનના ઘણા ભાગોની અંદર એ પ્રથા હજુ જેવીને તેવીજ છે.

ચીન દેશમા સ્ત્રીઓનો પોષાક ઘણા વખતથી એક જ પ્રકારનો ચાલતો આવ્યો છે. મોટા ઘરની સ્ત્રીઓ માથા ઉપર ટોપી પહેરે છે અને દેખાવમાં તે ટોપી પોતાના સ્વામીની ટોપીના જેવી જ હોય તે ઉપર તેઓ ખાસ ધ્યાન આપે છે. ટોપી ઉપર સાટીન જડવામાં આવે છે. બધી સ્ત્રીઓને પોતાની ટોપીમાં સોનાની કોઇ વસ્તુ રાખવાનો અધિકાર નથી. ગરીબની ઘરની સ્ત્રીઓની ટોપીઓ બહુ શોભાયમાન હોતી નથી. પરંતુ બધી શ્રેણીની સ્ત્રીઓ ઢીલા પંજાબી જામાના જેવાં કુરતાં પહેરે છે; અને મોટા ઘરની સ્ત્રીઓ ઘણું ખરૂં પેટીકોટ (ઘાઘરા) પહેરે છે પરતુ બધી સ્ત્રીઓ તે પહેરતી નથી.

મોટા ઘરની સ્ત્રીઓ સાટીનથી મઢેલા જોડા પહેરે છે, તે સ્ત્રીઓ પોતપોતાની સ્થિતિ પ્રમાણે રેશમ–સાટીન–કે સુતરના કપડા પહેરે છે, અને એ કપડાં તેઓ જાતે જ શીવે છે. ત્યાં બાળકોનો પોષાક પણ મ્હોટાઓના જેવો જ હોય છે માત્ર આકારમાં ન્હાનો હોય છે. તેમજ શિયાળામાં બાળકો તથા મોટાં, એક જામા ઉપર બીજો એમ, ઘણા જામા પહેરે છે તેથી તેમનો તે પોષાક કોથળા જેવો દેખાય છે. ગરીબોનાં છોકરાં રૂથી ભરેલા જામા પહેરે છે, ન્હાની ન્હાની છોકરીઓના માથાં બોડાવી નાખવામાં આવે છે, માત્ર ગાથાની બન્ને બા-

જુએ વાળની એકાદ બે ઝુમખાં રાખવામાં આવેછે છોકરીઓ જ્યારે મોટી થાયછે ત્યારેજ વાળ વધારીને અંબોડો વાળે છે ચીની ઢબનો અંબોડો વાળવાનું કામ બહુ મહેનતવાળું હોવાથી ચીનદેશની સ્ત્રીઓ સપ્તાહ (અઠવાડીયા)માં માત્ર એક જ વખત માથું ઓળી અંબોડો વાળે છે. તે અંબોડો ખરાબ ન થઈ જાય તેટલા માટે તેઓ સુતી વેળા લાકડાના ઉશિકા ઉપર માથુ (ગળું) રાખે છે, જાપાનની સ્ત્રીઓ પણ એમ જ કરે છે. આપણા દેશની દક્ષિણ બેનોની માફક પણ કંઈક વધારે પ્રમાણમાં ચીનાઈ સ્ત્રીઓમાં પણ અંબોડામા વિવિધ પ્રકારના ઘરેણા ઘાલવાની પ્રથા છે. અંબોડામાં તેઓ રંગ બેરંગી ભભકદાર ફુલ તથા ચાક વગેરે અનેક વસ્તુઓ ખોસે છે અને તેથી કરીને ચીનાઈ સ્ત્રીઓનો અંબોડો શોભાયમાન અને આકર્ષક જણાય છે.

મ્હોટા ઘરની અનેક સ્ત્રીઓ પોતાના નખ કાપતી નથી પણ ઢાંકણ વડે તેમનું રક્ષણ કરે છે. ચીનાઈ સ્ત્રીઓનું સ્થાન કુટુંબમાં ગમે તેટલું ખરાબ તથા પરતંત્ર હોવા છતાં આપણા દેશની માફક એ દેશમા પણ કેટલીક એવી સ્ત્રીઓ પણ મળી આવે છે કે જેઓ પોતાના અવાજના જોરથી સાસુ સસરાને તથા સ્વામીને પુરેપુરી રીતે દબાવી દે! એવી ઘણી વધૂઓ ઘરની ખરેખરી માલિક થઇ પડે છે, તથા બિચારા વરને સઘળી બાબતમા તેની હાએ હા અને નાએ ના કહેવી પડેછે ચીનમા સ્ત્રી-વશ સ્વામીઓ વિષે અનેક વાતો ચાલે છે ઘણી વેળા સ્ત્રીઓ બહુ બુદ્ધિમતી હોય છે અને તેમનું મનોબળ પણ વધારે હોય છે, એથી પણ તેઓ ઘણીવાર પુરૂષોને સ્વાધીન રાખે છે.

ચીન દેશમા એક વિશ્વકોષ છે તેની અંદર લગભગ ૬૨૮ પુસ્તકો છે તેમાંના ૩૭૬ પુસ્તકો સ્ત્રીઓના ઉપયોગનાં છે.

માબાપની પ્રતિ ભક્તિભાવ તથા શ્રદ્ધા રાખવી એ સંતાનોનો ત્યા મુખ્ય ધર્મ ગણાય છે માબાપ જ્યારે જીવતાં હોય ત્યારે દરેક બાબતમાં સંતાનોએ તેમના મત પ્રમાણેજ ચાલવું પડેછે તેમના મરણ પછી ત્રણ વરસ સુધી શોક પાળવો પડે છે, અને તે આખા વખત દરમ્યાન અઠ્ઠાંગના લગભગ બધાં શુભ કામો બંધ રાખવામાં આવે છે.

ચીનાઈ સમાજમાં વિધવાઓની સ્થિતિ અતિ ખરાબ નથી, વિધવાઓ ત્યાં પોતાની ઇચ્છા હોય તો ફરી લગ્ન કરી શકે છે વિધવાની સાથે લગ્ન કરવામા ખર્ચ પણ ઓછું થાય છે તેથી ઘણા ચીના વિધવાનેજ પરણે છે ચીનાઓ વિધવાઓને "સઢ વગરની નૌકા" જેવી ગણે છે, અને ઘણુંખરૂં બધા લોકો વિધવા તરફ દયાની નજરથી જ જુવે છે

પરંતુ હમણાં હમણાંની ચીનાઈ સમાજમાં સ્ત્રીઓમાં બહુ જ જાગ્રતિ આવી ગઇ છે આટલા બધા દિવસોનો પ્રમાદ તથા આધીનતા દૂર કરતાં સ્વાભાવિક રીતે વાર તો લાગે જ પરન્તુ તેઓમાંની આગેવાન ચીનાઇ સ્ત્રીઓ અમેરિકાની સ્ત્રીઓની બરાબરી કરવા હાલમા પુષ્કળ પ્રયત્ન કરી રહી છે પેકિનની કોલેજમાં છોકરાઓ તથા છોકરીઓ સાથે અભ્યાસ કરે છે ચીનના ઇતિહાસમા આ જાગ્રતિ પહેલવહેલી જ છે આવી જાગ્રતિમા તે આવશે, તેનો થોડા વખત ઉપર કોઇને ખ્યાલ સરખો પણ હતો નહિ હવે તો કુમારિકાઓ પુરૂષોના દેખતા પણ પોતાની રમતો રમી શકે છે ચીનમા સૌથી વધુ શિક્ષિત પ્રદેશ હુનાનનો છે ત્યાં સ્ત્રીઓને મત આપવાનો પણ અધિકાર છે! હજી ઘણા

ચીનાઈ સરકારી નોકરોએ સ્ત્રીઓના હાથની સખ્તાઈનો સ્વાદ પણ ચાખ્યો છે સ્ત્રીઓ હવે સર્વત્ર મંડળો બાંધી મત આપવાનો તથા બીજા અનેક ન્યાયયુક્ત હક્કો મેળવવાનો પ્રયાસ કરી રહી છે. જ્યાં જુઓ ત્યાં બધે સ્ત્રીકેળવણીનો જ પોકાર સાંભળવામાં આવે છે. પુરૂષો પણ સ્ત્રીઓની આ જાગૃતિથી પ્રસન્ન છે, અને તેઓ પણ તેમને અનેક કામમાં મદદ કરે છે આ ઉપરથી આશા રહે છે કે ચીનનો સ્ત્રી-સમાજ હવે બીજા સભ્ય દેશોના સ્ત્રી સમાજોના કરતા વધુ વખત પાછળ રહેશે નહિ. જૂના વિચારના ચીનાઓ સ્ત્રીઓની આ જાગૃતિ તરફ સ્નેહભરી નજરે જોતા નથી. પરન્તુ તેમનો અવાજ બહુ ક્ષીણ છે. કેમકે તેમના પક્ષમાં લોકમત બહુ ઓછો છે. જુવાનોના ઉત્સાહને લીધે તેમનો અવાજ હવે બહુ સંભળાતો નથી ટૂંકામાં ચીનાઈ સમાજ પહેલા જે સ્થિતિમાં હતો તે સ્થિતિ હવે ધીમે ધીમે સંપૂર્ણ રીતે બદલાઈ જશે એવી પ્રબળ આશા રહે છે.

---

## આનન્દ કલ્પવૃક્ષ:

એક શેઠે તેના નોકરને રાતના બાર વાગે દારૂ લાવવાનો હુકમ કર્યો તે નોકરે કહ્યું કે સાહેબ! રાત્રિનો ભયાનક પ્રસંગ છે માટે બે સિપાઇ સાથે લઈ જવાનો હુકમ આપો. શેઠે કહ્યું કે તું માની લેજે કે એક સિપાઇ મોઢા આગળ ચાલે છે અને બીજો સિપાઇ પછવાડે ચાલે છે!

આથી નોકર શીશો લઈને બહાર ગયો અને થોડી વાર પછી શેઠ પાસે આવ્યો અને શેઠને તે શીશો આપ્યો શેઠે દારૂ પીવા માંડ્યો પણ શીશો ખાલી લાગ્યો તેથી નોકરને પુછ્યુ કેમ? દારૂ લાવ્યો છે તે ક્યાં છે! નોકરે જવાબ આપ્યો કે મેં માની લીધું કે એક સિપાઇ મોઢા આગળ ચાલે છે અને બીજો પછવાડે ચાલે છે તેમ તમો પણ અત્યારે માની લીઓ કે આ દારૂ શીશામાં ભર્યો છે.

---

કોઈએક બે ચિતારાઓએ તેઓના ચિત્રોની ઉત્તમતાની એક ન્યાયાધિશની આગળ તપાસ કરાવવાનું નક્કી કર્યું. ન્યાયાધીશ તેમને તપાસ્યા પછી કયો માણસ ચિત્રકળાની પરિક્ષામાં શ્રેષ્ઠ છે તે વિશે ઠરાવ જાહેર કર્યો

તેમાના એકે દ્રાક્ષનો ઝુમખો ચીતર્યો હતો જે ખરેખર કુદરતી એવો આબેહુબ મળતો હતો કે કદાચ કોઈએક પક્ષી તેની પાસે આવે અને તેને ચાંચ મારે.

જ્યારે તેઓએ બીજા ચિતારાને તેનું ચિત્ર બતાવવાનું કહ્યું, ત્યારે તેણે એક પડદો બતાવ્યો જે તેઓની સમક્ષ હતો અને તે પડદો ખસેડવાનું કહ્યું

આ ઉપરથી તેનો હરિફ ચિતારો પડદો ઉચકવાને આગળ વધ્યો. તેમ કરતાં તેને માલુમ પડ્યું કે ખરૂં જોતાં ત્યાં પડદો નહતો પણ ફક્ત ભીંત ઉપર દોરેલું એક ચિત્ર હતું! આ ઉપરથી ન્યાયાધીશે ટીકા કરી કે તમોએ ચિત્ર દોર્યું ત્યારે તમોએ પક્ષીનેજ છેતર્યો પણ બીજાએ ચિત્ર દોર્યું ત્યારે તો તેણે (તમો) ચિતારા પોતાનેજ ભુલ ખવડાવી છે!

"કાંઠીઆવાડી હાઈ."

# સુન્દરી સુબોધ ∴ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું ઘરમહિત છે, તથા આપણાં બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે; આથી–પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,–સર્વમાં સદાચાર અને સુવિચાર, ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સન્તાનોનું કર્તવ્ય છે

પુઃ ૧૮ મું. ] મે-જુન, ૧૯૨૨. [ અંક ૫–.


## सरस्वतीः

### ફુલોનું લગ્ન.

બાગમાં ફરતાં ફરતાં હવે હું નીચું માથું ઘાલીને ફુલોની વિવાહ પદ્ધતિની તપાસ કરવા લાગ્યો, મે જોયું કે અહીં પુષ્કળ ફુલો ખીલી રહ્યાં છે અને અસંખ્ય ખરી પડે છે. કેટલાક ફુલ ખીલવાની અણીપર આવેલા છે અને કેટલાંક પવનના ધીરા પગલાં સાથે તથા મધુકરના ઝંકાર સાથે નાચે છે આ બધું ફુલોનું રાજ્ય છે અહીં રૂપે ફુલોના શહેરો, ફુલોનાં ગામો અને ફુલોનાં કુટુંબો વસ્યાં છે ફુલ ફુલમાં કલહ થાય છે, પ્રેમ થાય છે, વાતચીત ચાલે છે, સંગીત રચાય છે, ફુલે ફુલે જીવન સંગ્રામ ચાલે છે. મે જોયું જેને હું પરાગકેસર તરીકે ધારતો હતો તેઓ પુરૂષપુંજ છે ગર્ભકેસરો સ્ત્રી છે. ફુલની પાંખડી સ્ત્રી પુરૂષના વસ્ત્રાલંકાર છે શાખા પ્રશાખાઓ શહેરો તથા ગામો છે અને ફુલોનો ગુચ્છો એ માત્ર એક એક ઘર છે. મારી આંખમાં ફુલ હવે સામાન્ય ફુલ રૂપે નથી, મે જોયું કે ફુલો એક એક પ્રેમનો અવતાર છે, આશક માશુકની મૂર્તિઓ છે! એમના પ્રેમમાં પવિત્રતા છે, સરળતા છે, પ્રેમની ખાતર ફુલોમાં સ્વાર્થત્યાગ તથા આત્મનાશ થાય છે! વળી મે જોયું કે, તેમના પ્રેમ પ્રસંગોમાં કટાક્ષ છે તથા જાદુ છે; યૌવન તરંગની લીલા છે! જેમ મનુષ્યહૃદય આશા, આકાંક્ષા, ઉદ્વેગ વગેરે ભાવો જોઇને એ બધાં બીજા પ્રાણીઓમાં છે એવી કલ્પના થાય છે, જેમ ચિત્રમાં દોરેલા નરનારીના હાવભાવ, વસ્ત્રાભૂષણ અભિનય વગેરે જોઇને એમના મનના છુપા ભાવો સમજાય છે. અભિનય વગેરે જોઇને એમના મનના છુપા ભાવો સમજાય છે, તેમજ ફુલોમાં પણ લક્ષણો સમજી શકાય છે. તરુના ઘૂમટોવાળાં ફુલોની લીલા, યૌવનોન્મુખી માધવીની હસવાની છટા, તથા ગર્ભભાર પીડિત જાવાકુસુમનો મ્લાન તથા ફીક્કો ચ્હેરો જોયાથી તેઓના મનોભાવ સમજવામાં શું કંઇ બાકી રહે છે!

ફુલોનાં લગ્ન કરાવનાર પુરોહીતો કોણ છે, એની તપાસ કરતાં મે જોયું કે એક તરફ કોઈ કોઇ ફુલકુમારી પવનમાં શરીર રાખીને નાચે છે, કેમકે એને સ્વામી સમાગમની આશા થઈ છે, પવનદેવ કુસુમકુમારીના વર લઇને આવે છે એ એમના કેટલાકના કુળ ગોર છે પેલી ફુલકન્યા પતિને મળવાના આનન્દમાં તો અધીરી નહિ બની હોય! આ કન્યાઓને વસ્ત્રાભૂષણ તરફ મન નથી, કેવળ પવનદેવને માન આપવા માટે જો હસું

કરે છે પવનદેવ અસંખ્ય વરોની જાન લઇને નગરમાં આવ્યો છે જે વર જે કન્યાને ગમે છે તેની સાથે એનાં લગ્ન કરાવી આપવામાં આવે છે. કોઇ કોઇ જુદી જાતના વરો પણ પણ આ સ્વયંવર મંડપમાં પવન સાથે ઘૂસી આવ્યા છે એ લુચ્ચાઓ કોઇ કોઇ કન્યાઓનાં શરીર ઉપર જઇને પડે છે પણ કન્યાઓની એમના ઉપર બીલકુલ નજર હોતી નથી. એક વાત કહેતાં હું ભૂલી ગયો છું કુસુમકુમારીઓ ઘરની બહાર નીકળતી નથી, કોઈ પણ કન્યા ઘર માંડવા સારૂ ધણીને ઘેર જતી નથી, બધા જમાઇઓ જ ઘર જમાઇ થઇને સાસરે રહે છે !

કેટલાંક ફુલોના કુળ ગોર પતંગિયા હોય છે તો કોઇના ગોર વળી ભમરોજ હોય છે કોઇનાં લગ્ન ગોરાણીઓ ગારદ્નતેજ થાય છે, અને એ ગોરાણીઓ તે મધમાખીઓ. ફુલકન્યાઓ કહે છે કે 'ભમરા તથા મધમાખીઓથી તો તોબા, એમની દક્ષિણા તો બા! બહુ ભારે!' એ ગોર ગોરાણીઓ માટે મીઠું મધ હોય નહિ તો અમે તો કુમારા જ રહીએ!' માટે એમનું નરભાણું ભરવા ફુલકુમારીઓને પોતાના ભંડારમાં મધ એકઠું કરવું પડે છે, વળી કેટલાક પતંગ કેવળ મધથી જ તૃપ્ત થતાં નથી. સુગંધી અત્તર આપીને એમનાં મન મનાવવાં પડે છે? ફુલોમાં સુવાસ છે તે ભમરા, મધમાખીઓ તથા પતંગિયાંને નોતરવા માટે છે, કદાપિ વરો લઇને આવેલા ગોર ભૂલથી બીજા ઘરોમાં ન પેસી જાય તે માટે ઘણી કુલકુમારીઓ ચિત્રવિચિત્ર રંગનાં સુન્દર વસ્ત્રો પહેરીને બેસે છે લોકો કહે છે કે તરેહતરેહના રંગના ફુલો આગે બજુ શોભા તથા સુગંધ પ્રસરાવીને બધાને સુખી કરે છે, પરન્તુ મે જોયું કે આમાં સ્વાર્થ વિના બીજું કંઈ નથી. લગ્ન વિના જન્મારો વ્યર્થ જાય નહિ તેનીજ આ બધી યોજના છે, બીજી કાંઈ મતલબ જણાતી નથી!"

—ડૉ. હરિપ્રસાદ કૃત "સંસારનાં સુખ."

---

## પોતાના ઉપરજ શસ્ત્ર પ્રયોગઃ

અમેરિકાના એક સમર્થ શસ્ત્ર વૈદ્ય, ડૉ. ઇવાન કેજેમણે હમણાં થોડા વખત ઉપર જ પોતાના પેટના ભાગ ઉપર બહુ મુશ્કેલ ("ઑપરેશન") શસ્ત્ર પ્રયોગ કર્યો હતો. પ્રયોગ કરવાના મેજ ઉપર તે દાક્તર તકિયા ગોઠવાવીને એવી રીતે બેઠો કે પોતાના પેટનો ભાગ જેના ઉપર ક્રિયા કરવાની હતી તે હેની નજરે પડે અને પોતાનું માથું અને શરીર ખસી ન જાય તે માટે તે મજબૂત રીતે પકડાવી રાખ્યાં. પછી "ઑપરેશન" કરવાના ભાગઉપર એવી દવા હેણે લગાડી કે જેથી તે ભાગ બિલકૂલ જૂઠો પડી જાય (એટલે શસ્ત્ર ક્રિયાનું હેને દર્દ થાય નહિં) અને તે પછી હેણે પેટની બાજુનો ભાગ જેના ઉપર "ઑપરેશન" કરવાની જરૂર હતી તે પોતાને હાથે જ બહુ સફાઇથી કાપ્યો અને આંતરડાનો જે બિગાડ થયેલો તે ભાગ કઢાડી નાખ્યો હેના મદદનીશ દાક્તરો તથા હેનો ભાઇ (જે પોતે પણ એક સારો દાક્તર છે તે") આ પ્રસંગે હાજર હતા, હેમણે શસ્ત્ર ક્રિયા પૂરી થઇ રહી એટલે જખમને સીવી લઇ ડૉ. કેનને સુવાડી દીધો. થોડા કલાકમાં સમજાયું કે શસ્ત્ર ક્રિયા બહુજ ફતેહમંદ રીતે થઇ હતી, અને ડૉ. કેને પણ જણાવ્યું કે હેની તબિયત સારી રીતે આરામ પર હતી. આ શસ્ત્ર વૈદ્યની ઉમર સાઠ વર્ષની છે! —B

# अनुभविका: आपवीती अने परवीती कथाओ.

## મા.

સંપાદક: બ્હેન શ્રી "ચારુ".

હમણાં દરેક સંસારીક વાર્તાઓમાં વહુના દુઃખ અને સાસુઓના ક્રૂરપણાની વાતો વાંચવામાં આવે છે; તેવામાં મ્હારા જેવી એક સાસુનું દુઃખ કથન અપ્રાસંગીક નહીજ ગણાય.

મ્હારો જન્મ શ્રીમંત પિતાને ઘેર થયો હતો. પણ પિતાને મેં જોયા નહોતા કેમકે જે વખતે હું ગર્ભવાસમાં હતી ત્યારેજ પિતા સ્વર્ગવાસી થયા હતા. માતાએ મ્હને ઘણા કષ્ટથી ઉછેરી એક કેળવાયલા સાધારણ સ્થિતીના યુવક સાથે લગ્ન કરી આપ્યા પછી પોતાનું કર્તવ્ય પુરૂં થયેલું માની સંતોષથી સ્વર્ગગમન કર્યું હતું. હું મ્હારા સંસારમાં સંપૂર્ણ સુખી હતી. પણ જન્મ દુઃખી તે જરા દુઃખી એ કહેવતના અનુસાર મને સીમંત આવતાંજ મ્હારૂં જીવન સર્વસ્વ લુંટાઇ ગયું. હું અનાથ થઇ પડી, ત્યાર પછી ત્રણ માસે પુત્રની માતા થઇ. પુત્રનો જન્મ પછી મ્હારા અત્યંત દુઃખમાં એક તેજ મ્હારો વીસામો હતો, તેને પ્રીતીપૂર્વક ઉછેરવા અને કેળવવામાંજ મ્હારો સમય જતો હતો.

કાળ કોઇની ગણના કરવા ઉભો રહેતો નથી. વર્ષો ઉપર વર્ષો આવ્યાં ગયાં અને મ્હારો બાળક પુત્ર મોટો થયો, તે સ્નેહાળ અને હોશીયાર હતો. દરેક પરીક્ષામાં તે માન સાથે પહેલા વર્ગમાં પાસ થતો. એકવીસ વર્ષની ઉમરે તે બી. એ. થયો. તેના તથા આસપાસનાં માણસોના આગ્રહથી તેને સીવીલીયન થવા ઈંગ્લાંડ મોકલવાનું નક્કી થયું; અને તે પ્રમાણે તે ગયો પણ ખરો, બન્દર ઉપર તેનાથી છુટા પડવું તે મ્હારા પ્રાણથી જુદા પડવાના કરતા પણ કઠણ હતું. તોપણ મન કઠણ કરી તેને મેં દુર દેશ તરફ વિદાય કર્યો, અને મ્હારા બે ચાર ઓળખીતા જે મ્હારી સાથે આવ્યા હતા, તેના સાથે પાછી ફરી. ત્યાર પછી મ્હારા આનંદનો વિષય ફક્ત તેના કાગળની વાટ જોવી, તેના હેતભર્યા હેવાલના કાગળો વાંચવા અને તેના જવાબ લખવા તેજ હતું. ચાર વરસ ઈંગ્લાંડમાં ગાળી તે પરીક્ષા આપી પાછો આવ્યો ત્યારે તેને બન્દર ઉપર તેડવા જવાનો મ્હારો હર્ષ સંભારતાં મને આજે પણ રોમાંચ થાય છે, પણ તેડવા જવાને વાસ્તે હું એકલી નહોતી કેમકે જે વખતે તે ઈંગ્લાંડ ગયો ત્યારે તે ગરીબ વિધવાનો પુત્ર હતો; પણ જ્યારે પાછો આવ્યો ત્યારે તે બ્રિટિશ સરકારનો એક વિશ્વાસુ હોદ્દેદાર થઇ આવ્યો હતો. તેથી તેને તેડવા હમારી ન્યાતના ઘણા માણસો જે મને ઓળખતા પણ નહોતા તે દુરનું સગપણ શોધી કહાડી સગાં થઇ આવ્યા હતા. તે આવ્યો, અને હમે મા દીકરો ચાર વર્ષને અંતરે પાછાં મળ્યાં. તે ન્હાનો હતો અને નીશાળેથી આવતાં જેમ મને વળગી પડતો હતો તેજ પ્રમાણે એણે બન્દર ઉપર પણ કર્યું.

મ્હારી આંખમાંથી હર્ષના આંસુ નીકળી પડ્યાં. ત્યાર પછી હમારી ન્યાતના આગેવાન ગૃહસ્થે હમારી ન્યાતના પહેલા સીવીલીયન તરીકે મ્હારા પુત્રને અને તેની ભાગ્યશાળી માતા તરીકે મ્હને અભીનંદન આપ્યું અને પોતાને ઘેર ઉતરવા આગ્રહ કર્યો, તે ગૃહસ્થ હમારા

દુરના સગા હતા, અને તે સગપણ સંભારી ઘણો આગ્રહ કરી, પોતાને ઘેર બે ત્રણ દીવસ રાખ્યાં પણ ખરાં અને તે બે ત્રણ દીવસમાં હદ વગરની સ્નેહાળ રીતભાતથી હમારા મન હરી લઇ હમારા નીકટના સંબંધી થયા. તેમની અઢાર વરસની તરતની મેટ્રીક થયેલી પુત્રી મ્હારી પુત્રવધુ થઇ. લગ્ન ૭ માસ પછી કરવાનાં હોવાથી મ્હારા પુત્રને દક્ષીણમાં નોકરી હોવાથી હમે મા દીકરો વે સ્થળેથી વીદાય થયા. એ વખત મ્હારા સુખ અને આનંદની અવધીનો હતો. સુવાન સ્વરૂપવાન અને સાથે વિનયશીલ પુત્ર જેને હશે તેજ મારા આનંદને સમજી શકશે. ઘરમાં મ્હારા પુત્રથી લઇને હલકામા હલકા નોકર સુધી દરેક મ્હારા શબ્દને ઝીલી લેતા અને દરેક કામ કહ્યાં પ્હેલાં કરવા જાણે હરીફાઇ કરતા. એ સ્નેહ અને મમતાનો મ્હારો ઘણા વર્ષ પછીનો અનુભવ મને ઘણો વ્હાલો લાગતો. મ્હારા પુત્રની સ્હવારની ચાથી માંડીને રાતના ભોજન લગીની જાતે વ્યવસ્થા કરતાં જાણે મ્હારો હર્ષ મતો નહી. એવા સુખમાં ૭ માસ સ્વપ્ના જેવા ચાલ્યા ગયા.

પુત્રના ઘણા હર્ષ અને ધામધુમથી લગ્ન થયાં. ખુબસુરત કેળવાયેલી અને પૈસાદારની લાડકી કન્યા મ્હારી પુત્રવધુ ગૃહલક્ષ્મી થઇ. શરૂઆતની તેની નમ્રતા, વ્હાલ અને આજ્ઞાધારક હજી સાંભરતા, જાણે તે દીવસ નજરે આવે છે. અને હજી પણ તે વખતના હર્ષાશ્રુ ફરીથી ઉભરાય છે. પણ તે સ્વપ્ન હતુ. જાગૃત થતાં બધી દુનીયાની ખબર પડી, લગ્નને ત્રણ માસ થયા નહોતા. ત્યાર પ્હેલાં એક દીવસ મ્હારી પુત્રવધુએ મીઠાશથી બધી વ્યવસ્થા કરવાનું માગી લીધું. મે પણ ખુશીથી તે બોજો મ્હારે માથેથી ઉતારી દીધો. વ્યવસ્થા પૈસા વીના હોયજ નહી, એટલે તે પણ સોંપી દીધા. તે છતા નોકર ચાકરો તથા મ્હારા પુત્ર અને વધુ મ્હારૂં માન સાચવતા, પણ લગ્નને વરસ થતાં પહેલાં તે પણ ફેરફાર થઇ ગયો. નોકરો જે મેં કામ કહ્યાં પ્હેલાં કામ તૈયાર કરી મુકવા હરીફાઈ કરતા, તેમણે ત્રણ ત્રણ બુમે પણ જવાબ ના દેવા માડયો, અને મ્હારો પુત્ર આખો દીવસ મ્હારા ઓરડા આગળ રહેતો તે ચાર પાંચ દીવસે પણ તેનું દર્શન દુર્લભ થયું. એક વખત દીવાનખાનામાં બધા ભેગાં થયા હતાં, ત્યારે મે નોકરો બાબત સ્હેજ વાત મ્હારા પુત્ર આગળ કરી. એટલે તેણે પત્ની સામું જોયું. તેણે જવાબ દીધો કે વખતે નોકર કામમાં હોય તો વાર પણ લાગે, આપણે કંઇ ઓફીસે જવું હતું. જરા મોડું પણ થાય એટલું બોલી રોફમાં ત્યાથી ઉઠી ગઇ!

મ્હને ખરાબ લાગવાથી હું મ્હારા ઓરડામાં જઇ માળા ફેરવવા બેઠી મ્હારા પુત્રની ઓરડાની પાછળ બાલતી મંડપ હતો. તેમા વહુની સ્વારી બીરાજમાન હતી. મ્હારા ઓરડામાં જવા પછી પુત્ર પણ ત્યાં ગયો ને પુછ્યું કેમ ઉઠી ગઈ મ્હારા ઓરડાની બારી વેલાથી ઢંકાયલી હતી જેથી તેમણે મને દીઠી નહોતી ને માળા ફેરવતાં મ્હારાથી ઉઠાય તેમ ન હોવાથી મ્હારી અનીચ્છા છતાં મ્હારે બેસી રહેવુ પડયુ અને તેથી જે સાંભળ્યુ તે જગતને જણાવતા શરમાતી નથી. ખાસ કાન ધરી સાંભળવું તે પાપ છે પણ અનાયાસે-અનીચ્છાએ વાત જણાય તો તે પાપ હોય એમ હું માનતી નથી. અને કદાચ હોય તો પ્રભુ મને માફ કર-વાનો એટલે જે વાત સાંભળી છે તે લખીશ,

વહુએ કહ્યું ન ઉઠું તો શું કરૂં ! એક પછી એક કાલાં તમાશમાં ટહાડત, તે મ્હા-રાથી કહન થાય તુર્હીને કાંઇ બોલી બેસાય તો તમને ખોટું લાગે પણ મા કંઇ બોલે

એવાં નથી. હા, તમે તો એમજ કહેશો તો. 'તમને શું ખબર ? તમે તો ઓફીસે જાવ તે સાંજે આવો અને સરકારી કામમા નવરા થાવ ત્યારે જાણો કે કેવુ કેવુ ને શું બોલે છે. ઘરનાં માણસથી માંડીને પારકાં મળવા આવનારને મોઢે સુદ્ધાં પોતે કેવાં દુઃખ વેઠી તમને મોટા કર્યા અને હવે તમે કે 'હું એમને ગણતાં નથી એવુ એવુ કેટલું એ ઘસાતું બોલે છે. હું તો એ ન બોલતાં હોય તો શું જાણું કે શું દુઃખ વેઠયાં હશે. પણ કહે ત્યારે જાણું કેની ? આટલા દીવસ તમને ખોટું લાગે કરી બોલતી નહોતી પણ આજે ન રહેવાયું મ્હારૂં કહેતો કંઇ નહી પણ તમારે વાસ્તે બોલે તે મને ખોટું લાગ્યુ. એ મા થઇને તમને વહુ ઘેલા કહે તે સારૂં ના દેખાય.

મારો પુત્ર થોડા વખત ચુપ બેઠો. અને ઉઠીને ચાલ્યો ગયો. હું કોઇ દીવસ નોકરો કે પાડોશી સાથે બેસતી નહી ને મ્હારા પુત્ર કે વહુ સંબંધી કાંઇ બોલતી પણ નહીં. છતાં આવી ખોટી વાતો સાંભળી આજીજ બની ગઇ. અને મનમાં નિશ્ચય કર્યો કે વધારે રહેવાથી તકરારનો વખત લાવીને ઉભો કરવો અને તેથી વચ્ચે થોડા દીવસ જવા દઇ હું પાછી મ્હારે ગામ જઇ રહી છું. આજે કેટલાંક વર્ષથી હું એક નોકર સાથે મ્હારા ઘરમાં એકલી રહું છુ હમારા ઘર પાસેના મ્હારા બ્હેન જેવાં મ્હારાં પાડોશી મ્હારી વાતને વિસામાનું સ્થાન છે. પુત્રનો દસ પંદર દીવસે ટુંકો પત્ર આવે છે, તેનો ઉત્તર લખુ છું. અને એટલા પત્ર દર્શનનો લાભ મેળવા માટે પરમેશ્વરનો આભાર માનું છું પાચ્ છ વર્ષથીં પુત્રનું મુખ જોયું નથી તો વહુનુ તો કયાંથીજ હોય. મ્હારા નસીબમાં વીધાતાએ સુખ લખ્યુંજ ના હોય તો મને કયાંથી મળે. પિતાની વખતે પિતાનું સુખ નહોતું. માતાનો ખપ હોય ત્યારે માતા નહોતી. સંસાર સુખ ભોગવવાની વખતે તેમા પણ અગ્ની ઉઠયો હતો. તો પુત્ર સુખ કયાથી હોય. પરમેશ્વરનો એટલોજ આભાર માનું છું કે તે દુર પણ સુખી છે. આજે દસ દીવસથી તાવથી બીમાર છુ જીવવાની આશા નથી. પુત્રને પત્ર લખ્યો છે તે આવશે કે કેમ તે પણ શંકા છે, જરા ગાડી ઉભી રહે છે તો તેના ભણકાર પડે છે. આટલો જન્મ હું જોયું છે કે હું ભાગ્યશાળી મનુ વખતે પણ સુખ નહી આપે. સાદી ઉભી રહી. હું ચમકી શું મ્હારી બ્હેન જેવી વ્હાલી સખીનો પુત્ર હશે મે બારી બ્હાર જોયું તો તેજ હતો. ઉતાવળે ઉતકંઠા ભર્યે અવાજે ઓરડામાં આવતા તે બોલ્યો બા, દીકરા, મ્હારા બેટા, અશક્ત માતા ખાટલામાં બેઠી થતાં બોલી. માતા પુત્ર લાંબી મુદ્દતે ભેટયાં. તે આલીંગનને અંતે માતાં ઢળી થઇ બીછાનામાં ઢુટી પડી પુત્ર પોતાની સ્વર્ગવાસીની મળવાને ! વાંસ્તેજ જીવ રાખી રહેલી સ્નેહાળ માતાના હાથ સામુ જોઇ રહ્યો. દુનીયાનાં નીયમાનુસાર બધુ કર્તવ્ય પુરૂં થયું અને હું મ્હારી સખીનો પ્હેલો અંચરા છેલ્લો જે કહો તે લેખ અથવા કહાણી આપના ચરણમાં સાદર કરૂં છું". આમાં અતીશયોકતી જરા પણ નથી. તે તો મ્હારો પણ અનુભવ છેજ.

# બાળ-વિધવા.

( એક કરૂણ દૃશ્ય. )

લેખક: શ્રીયુત "નવલ-નવનીત."

તે એક અજવાળી-તારાઓથી સુશોભિત-રાત્રી હતી. એક નાનો બાળક આકાશ તરફ જોતો હતો. તેના લાવણ્યના પ્રભાવથી પૃથ્વી ઉપરના ચંદ્ર જેવો તે દેખાતો. તેના રાતા ઓષ્ઠ ઉપર મધુરૂં સ્મિત પ્રસર્યું હતું તેની માતાની આંખો અને તેની પોતાની છાયા તેની પાછળ પડેલા જણાતાં. એકદમ રોહિણીએ તેને સોડમાં લીધો. બાળકે થોડીક રમઝમ કરી. માતાએ તેને છાતી સાથે દાબતા અને વ્હાલથી સુવતાં કહ્યું "વસંત, વ્હાલા-તું આમ તોફાન શીદ કરે છે?" ત્યાર પછી તેના ચ્હેરા ઉપર કંઈ અર્થસૂચક સ્મિત ફરક્યું અને પુનઃ બોલી "જો સાંભળ, તારે પરણવું છે ને? હું તને એક સુંદર પરી સાથે પરણાવીશ. તારી નાની દુનીઆ પેલા ચંદ્રથી પણ વિશેષ પ્રકાશી નીકળશે. ભાઇ, તારી નાની વહુ જોઇને મને કેટલો આનંદ થશે" બાળકે તો માતાના મુખ સામું જોયાંજ કર્યું તેની નિર્દોષ આંખોમાં કંઇ તેજ આવ્યું માતાને કંઇ કહેવા માગતો હોય એમ લાગ્યું, પણ માતા એ ગુહ્ય વાત-તેના ચ્હેરા ઉપરથી, વાંચી શકી નહિ. દક્ષિણ દિશામાંથી વાદળાંઓ ચઢી આવ્યાં અને ચંદ્રને ઢાંકી દીધો.

× × × × ×

પાસેજ વાડીમાં વસંત અને કામિની પુલો ચૂંટતાં હતાં. સુસવાટ કરતા પવન સાથે જાણે તાલ દેતું હોય એમ એક ઝરણું પાસે વહી રહ્યું હતું. ગુલાબના છોડો ઉપરથી રાતા ગુલાબો અને ખીલની કળીઓ ચૂંટયા. ત્યાંના અવર્ણનીય સૌન્દર્યમાં તલ્લીન થઇ ત્યાં બેસી રહ્યાં વસંતના કપાળ ઉપરથી પ્રસ્વેદનું એક ઝીણું બિંદુ ટપક્યું અને ખીલેલા ગુલાબના એક પાંદડી ઉપર પડ્યું. કામિની આનંદના આવેશમાં બોલી ઉઠી, "આ રહ્યું કેવું સુંદર મોતી!" તે મોતી ધુળમાં પડ્યું અને ત્યાં તાળે બીજો ટાંપો રહી ગયો. થોડી વારે એક કુંડામાં ઉગેલા છોડ તરફ નજર કરતા વસંત બોલ્યો, "પેલું કેવું સુંદર પુષ્પ છે જાણે હું ચૂંટી લઉં." કામિનીએ તે જોયું અને તે પુલ ચૂંટવા હરણની ફાળે દોડી ગઇ નિર્દોષ પુલડાંને ચૂંટવાના ક્રૂર પ્રયોગમાં મદદ કરવા વસંત તેની પાછળ દોડ્યો.

બાલિકાએ તે કુસુમનો સ્પર્શ કર્યો અને કોઇ પણ પ્રકારના આનાકાની વિના તે તેના કોમળ હાથમાં સરી પડ્યું સૌન્દર્ય સૌન્દર્ય પ્રતિ વળે અને મૃદુતા મૃદુતાને આકર્ષે. એને તો કાંટા પણ નડ્યા નહિ. નિર્દોષ પુલ એક ક્ષણમાં ચૂંટાયું સૌન્દર્ય વેડફાયું, કામિનીને વિજય મળ્યો અને તેની મુખમુદ્રા કંઇ ગર્વથી-કંઈ-આનંદથી-ચળકવા લાગી. વસંત હસ્યો અને બોલ્યો. "ચાલ, આપણે રમીએ." બાલિકાએ 'હા' કહી. પુલ તેના હાથમાંથી પડી ગયું. વસંતે તે લઇ લીધું. થોડા સમય પછી વસંત બોલ્યો "હું તો બ્હાર ગામ જવાનો છું તું રજા આપશે ને?" બાલિકાએ ઉત્તર આપવા પ્રયત્ન કર્યો પણ ઉત્તર આપી શકી નહિ, તેની જીભે તાળું દેવાયું એમ લાગ્યું તેને કંઇ સમજણ પડી નહિ. વેરાયલાં પુલોનો તેણે હાર ગુંથ્યો. ફુલો કરમાઇ જતાં હતાં. ધ્રુજતા હાથે, આંખોમાં અશ્રુ સહિત, તેણે વસં-

તેના કંઠમાં તે માળા આરોપી વસંતે રજા માગી, એક નિ:શ્વાસ નાખ્યો. ત્યાંથી તે ચાલ્યો ગયો.

કલાકોના કલાકો સુધી કામિની તેની રાહ જોતી બેસી રહી, તે પાછો આવ્યો નહિ. તેનું હૃદય કંઈ અસહ્ય દુ:ખ અનુભવવા લાગ્યું. બાલ્યાવસ્થાનો તેનો સ્નેહી–તેની છાયા રૂપે સદા સાથે રહેતો–તેનો મિત્ર આજે તેને એકલી મૂકી ચાલ્યો ગયો. ગાઢ અંધારામાં તે ગરક થઈ ગયેલી જણાઈ.

અગ્નિની જ્વાળા માફક પ્રેમની લાગણીથી બળતી કામિની ત્યાં બેસી રહી. તેને કંઈ ભાન રહ્યું નહિ.

* * * * *

વસંતને ઘેર ત્રણવાર ડૉક્ટર આવી ગયો હતો. વસંતની તબીયત દિવસે દિવસે બગડતી જતી હતી. કુદરત પણ આજે તેના દ્વારે શોકનાં વસ્ત્રો પહેરી મુંઝવણ ભરેલી સ્થિતિમાં બેઠેલી જણાતી હતી અને શોકથી અભિભૂત થયેલી રોહિણી તેથી પથારીમાં બેઠી હતી. બીચારા વસંતના કપોલ ઉપર તે ઉન્હાં આંસુ સારતી હતી. તેનું હૃદય આજે ચીરાઈ જતું હતું. કામિની તેના ઓરડામાં નિદ્રાવશ હતી. તેની ઉમ્મર આજે માત્ર ૭ વર્ષની જ હતી, ૭ વર્ષની નાની બાલિકાને ક્યાંથી ખબર પડે કે આજે તેનો વ્હાલો પતિ–તેના જીવનનો અર્ક–આ અસાર સંસારમાં આ નિરવધિ શોક સાગરમાં–અંધારામાંથી પોતાનો માર્ગ શોધી કાઢવા–તેને એકલી મૂકીને આજે તેનાથી સદાને માટે જૂદો પડતો હતો.

બાળકે આંખો ઉઘાડી. પવનના સપાટામાં મીણબત્તી હોલવાઈ જતી જણાઈ, તેણે પુન: આંખો મીંચી. રોહિણી માત્ર જપી રહી. "વ્હાલા બાળક..." મૃત્યુની શ્યામ છાયા ત્યાં પ્રસરેલી જણાઈ, વસંત છેલ્લો શ્વાસ લેતો હતો. ઓરડાની હવામાં પણ શોકની જ્વાળા બળતી હતી. નિરાધાર થઈ પડેલી માતાના હૃદયમાં પણ આજે અગ્નિઓ ભભુકતા હતા. મીણબત્તીની જ્યોત હાલી. વસંતે હાથ લંબાવ્યા અને કંઈ ભાંગ્યાતૂટ્યા શબ્દોમાં બોલ્યો. "કામિની ...વ્હાલી. રામ રામ."

* * * * *

"વ્હાલી મા, વસંત ક્યાં છે? હું કોની સાથે રમું." બાલિકાએ એક દિવસ પૂછ્યું

"તે યાત્રાએ "ગયો છે, જલ્દીથી પાછો આવશે.' રોહિણીએ પોતાનાં આંસુઓ છુપાવતાં જવાબ આપ્યો.

કામિની પોતાના કોમળ હસ્તોથી રોહિણીને કંઠે બાઝી પડી અને તેને વળગી રહી. બાળકની મોહક સરળતાથી પૂછવા લાગી "ત્યારે મારી રજા તેણે કેમ ન લીધી?" આ શબ્દો એક તીર માફક રોહિણીના હૃદયમાં ભોંકાયા. તેની આંખોમાં આંસુઓનું પુર આવ્યું. તેનું હૃદય શોકથી સળગવા લાગ્યું. એક ખુણામાં જઈ તે પોક મૂકી રડવા લાગી.

... .. ... ... ...

આજે કામિનીનું ચૌદમું વર્ષ પુરું થયું હતું અને તેની પડોશમાં રહેતી મદનકાન્ત

એક શ્રીમંતના પુત્ર સાથે લગ્ન થયું હતું. આજે કામિની તેને સાસરે વળાવવા આવી હતી. પેર આવી અને પથારીમાં પડી આજે તેને કંઈ શ્રમ લાગતો હતો ચેની પડતી હતી. ભૂત કાળનાં દશ્યોએ તેની આસપાસ અંધારૂં ફેલાવ્યું. જૂના સ્વપ્નોની છાયા રૂપે તે દશ્યો એની આંખો આગળ તરવરવા લાગ્યો. આ મૃત્યુભૂમિમાં હજુ વસંત જીવતો હતો ! કામિનીને તે ભાગ્યેજ સ્મરણમાં આવ્યું. તે હવામાં ભવિષ્યના સ્વપ્નનો એક સુવર્ણનો કિલ્લો ચણતી હતી, પણ તે ભોળી બાલિકાને ક્યાં ખબર હતી કે એક ક્ષણ માત્રમાં તે બધું અંધારામાં વિલુપ્ત થશે. કલ્પનાની નરમ પીંછી વડે ભવિષ્યના જીવનનું સૌથી સુંદર ચિત્ર તે ચિતરતી હતી પણ તેને ક્યાંથી ખબર હોય કે તે ચિત્ર ઉપર-તેના સુંદર રંગો ઉપર કાળી શાહીનો ખડીઓ ઉંધો વળશે અને એક ક્ષણમાં આખું ચિત્ર કાળું થઈ જશે. પ્રભુ ! આશાનું પરિણામ નિરાશાજ !

... ... ... ... ...

કામિનીએ જોયું કે પુરૂં આકાશ કાળાં વાદળાંઓથી છવાઈ ગયું હતું. અને પવન બહુ જોરથી ફુંકાતો હતો બાળ-વિધવાના માથાના કેશ-કલાપ જેવા વાદળાંઓ ઉડતાં જણાયા. થોડીવારે આકાશ પુન નિર્મળ થયું. ચંદ્ર પૂર્વમાં ઉગ્યો. તેનો પ્રકાશ વિસ્તાર પામ્યો. ચંદ્રના બે ભાગ પડતા જણાયા તરૂણ વસંતની સ્મિત કરતી મધુરાકૃતિ ડોકીઆ કરવા લાગી તેણે કામિનીનો હસ્ત પકડ્યો હોય એમ જણાયું તે આકૃતિ બોલવા લાગી "કામિની, વ્હાલી, સ્વર્ગ તરફનો આજ રસ્તો છે, મારી સાથે ચાલ" કામિની કંપવા લાગી તેણે આંખો ઉઘાડી તે મુંઝવણમાં પડી શું તે સ્વપ્ન અનુભવતી હતી ?

... ... ... ... ...

રોહિણી કોઈ સાથે ઓરડામાં ઝીણે સ્વરે વાત કરતી હતી અને કામિની દ્વાર પાછળ છુપાઈ તે વાત સાંભળતી હતી.

"કમલા ! મેં તે નિર્દોષ બાલિકાનું જીવન બગાડ્યું કામિનીને ભાગ્યેજ ખબર હશે કે તે પરણેલી હતી. અને વસંત તેનો પતિ હતો. બીચારી બાળા ! તે મને મા કહે છે. અરે ! હું એક રાક્ષસી જેવી છું મેં તેનો અવતાર ધુળમાં મેળવ્યો એનાં લગ્ન પુન કર્યાં હોત તો ! કેવા સુખી થાત ! આજે એને જોઈ મારો જીવ બળે છે બમણું દુઃખ થાય છે અરે ! પ્રભુ ! શું કામિની વિધવાજ રહેશે ?." રોહિણી પશ્ચાતાપમાં નિસાસા નાંખવા લાગી, આખરે તે અસ્પષ્ટ રડવા લાગી.

બાલિકાએ આ બધું સાંભળ્યું. જે પૃથ્વી ઉપર તે ઉભી હતી તે તેના પગ નીચે સરી જવા લાગી, તે જમીન પર ઢળી પડી, ભાન ભૂલી બેશુદ્ધિમાં પડી.

... ... ... ... ...

ગંગાના કિનારાની સમિપમાં આવેલી એક ટેકરી ઉપર કામિની ઉભી હતી. આજે કુદરત તેને સાંત્વન આપવા નિષ્ફળ નિવડી. તેણે દુઃખમાંથી સદાને માટે મુક્ત થવા પોતાનું વ્હાલું ઘર છોડ્યું તેનાં સગાં વ્હાલાંને પણ છોડ્યાં. આજે તેને વસંતનીજ ધુન લાગી હતી. વસંતને મળવાની તેની ઉત્કટ અભિલાષા હતી. નદીનાં તોફાની મોજાં તેના ચરણને સ્પર્શ

કરવા લાગ્યાં. કામિની ઉન્માદના આવેશમાં કંઈક કહી "અરે ! આટલી બધી આતુરતા શી ! જરા ધીરજ રાખો, હું મારી મેળે જ તમારી પાસે આવું છુ" ત્યાર પછી તેણે તૃષાતુર આંખોએ અસ્ત પામતા ચંદ્ર તરફ કંઈ આશાભરેલી આંખે જોયું. તેણે પોતાના વ્હાલા પતિ પર્યંતની સુંદર મૂર્તિ તેમાં નિહાળી તેણે ઉદ્‌ગાર કાઢ્યા "વ્હાલા, ક્ષમા કરો. સ્વપ્નમાંયે એક ક્ષણભર મને વિચાર નહિ આવ્યો કે તમે મારા પતિ હતા. નહિ તો તેજ રાત્રીએ હું તમને જવા દેત નહિ અથવા તો હું તમારી સાથેજ આવત. અરે ! કેવું મારૂં દુર્ભાગ્ય !"

ગંગાના ફીણવાળી મોજાં તરફ તેણે દષ્ટિ નાખી અને શ્રીગંગાદેવી માતાની કરૂણ સ્વરે પ્રાર્થના કરી "મા, હું તારે ખોળે છું તારો આશ્રય વ્યર્થ નહિ જાય. મારા પતિ પાસે તું મને લઈ જજે."

તોફાની મોજાંઓએ આ વિનતિ સાંભળી. એક ક્ષણમાં તો તે તેમાં કુદી પડી. કામિની-તે દુ:ખી બાળા-હતી ન હતી થઈ ગઈ.

પવિત્ર નદી ! તેં એક કરમાના સૌન્દર્યને તારા આશ્રયમાં લઈ લીધું. દુનીઆના પડમાં કોઈને દયા નહિ આવી. આખરે દયા, તો તેજ માતાની કામિની સુખી થઇ. પ્રભુ ! કામિનીને સત્વરે વસંત મળો.

આર્યાવર્તની આર્યબાળાએ પુનર્લગ્નથી પોતાનું જીવન કલુષિત નહિ કરતાં, પોતાનું શરીર-પોતાનો આત્મા-કોઈને નહિ વેચતાં-આજે પવિત્ર ભાગીરથીને સમર્પણ કર્યાં ! ધન્ય છે એવી પવિત્ર રમણીઓને કે જેના પુણ્ય પ્રભાવથી આજે પણ ભારતવર્ષ દુનીઆના દેશોમાં પ્રકાશી રહ્યો છે.*



# મારી દુઃખી કથા.

લેખક: બ્હેનશ્રી મિસિસ રાવજી.

૧.

હું એક આબરૂદાર શ્રીમંત ગૃહસ્થની પુત્રી છું મારા પિતા મારી આખી નાતના અગ્રેસર છે અમારૂં કુળ પણ ઉચ્ચ મનાતું આવ્યું છે. મારા પીતાને સંતાનમાં હું એકલીજ હોવાથી તેમણે મને ઘણા લાલનપાલનમાં ઉછેરેલી છે મારા માતાપિતાની આશારૂપ હું જ હોવાથી તેઓ મારે માટે ઘણી કાળજી રાખતાં હતાં, તેઓ મારા ઉપર ઘણો પ્રેમ રાખતા હતા, અને પુરા કોડથી ઉછેરતાં હતાં.

મારા પિતા નાતના આગેવાન અને સઘળી સત્તાવાળા હોવા છતાં પણ તેઓ માનના ઘણા ભુખ્યા હતા. તેઓ માન મેળવવામાં ઘણા ઉત્સાહી હતા. માન મેળવવામાં સ્વાર્થની

* બનારસના Central Hindu College Magazine, માસિક પત્રમાં આવેલી એક વાર્તાનું કાંઇ ફેરફાર સાથે ભાષાંતર.

પણ અવગણના કરી શકે એવા નહોતા. બીજા માણસો એમને માન આપે, એ જોઇને તેઓ અંતરથી ઘણા ફુલાઇ જતા હતા. માનપ્રિય શબ્દો એમને ઘણા પ્રિય લાગતા હતા. નાતના સઘળા રિવાજો એમની હાજરીમાંજ થતા હતા. અમારી નાતમાં એવો રિવાજ હતો કે કન્યાઓના વિવાહ નાની ઉમરમાં કરવામાં આવતા હતા અને વિવાહ એક વખત થઈ ગયો એટલે એ ફરી ભાગી શકાતો નહતો. મારા પીતા નાતના આગેવાન હોવાથી અને નાતના રિવાજો એમની હાજરીમાંજ થતા હોવાથી એમને પણ એ બધા નિયમોનું પાલન કરવાની જરૂર પડતી હતી. આ કારણથી મારો વિવાહ પણ મારી ત્રણજ વર્ષની ઉમરમાં કરવામાં આવ્યો હતો.

હું પાંચ વર્ષની થઈ એટલે મારા પિતા તરફથી પોતાના એક રનબી મિત્રની સલાહથી મને નિશાળમાં મોકલવામાં આવી. મને પણ ભણવાનું ઘણું પસંદ પડતું હોવાથી વધારેને વધારે હોંશિયારીથી હું આગળ ભણવા લાગી. ભણવામાં મારી અત્યંત હોંશિયારીને લીધે મારા શિક્ષક મારા તરફ ઘણા પ્રેમ અને વ્હાલની નજરે જોતા. એમની પ્રેમ વત્સલતાની લાગણી પણી માનભરી હતી. ત્રણ ચાર વર્ષમાં તો હું ગુજરાતી ચાર ધોરણ પૂર્ણ કરી રહી. ત્યાર પછી મારા શીક્ષકના ખાસ કહેવાથી મારી પાસે ઈંગ્લીશ અભ્યાસ પણ શરૂ કરાવવામાં આવ્યો, આ વિદેશીય વિદ્યાસંપાદનમાં પણ મારો રસ વધુ તેજસ્વી બનતો ગયો. અંગ્રેજી ચાર ધોરણ પણ પૂરાં થઇ ગયાં. ધીમે ધીમે મારૂં મગજ અને જ્ઞાન ખીલવા લાગ્યાં. મારે જ્ઞાન અનુભવ, વિદ્યા વીશાળ થયાં. મારી વિચાર શ્રેણી વધુ વિસ્તૃત બની, મારી ઉમર હાલ તેર વર્ષની થવા આવી છે.

હું મારો નવરાશનો બધો સમય મારા અભ્યાસમાં ગાળતી હતી. મારી બેનપણીઓની સંખ્યા પણ પહેલાં કરતાં વધી હતી. મારા માતપિતાના મનમાં હવે એકજ ચિંતા થયાં કરતી હતી, અને એજ ચિંતામાં તેઓ રાતદિવસ પરોવાએલા રહેતા હતા, એમ મારાથી સ્પષ્ટપણે જોઈ શકાતું હતું. આ ચિંતા પણ બીજી નહિ પણ મારા લગ્ન કરવાના સંબંધનીજ હતી. મારાં લગ્ન કરી નાખવાં માટે મારાં માતા મારા પિતાને દરરોજ વારવાર કહ્યા કરતાં. હવે આ બાબતમાં જરાપણ આળસ કરવી ઘટતી નથી કેમકે શાસ્ત્રમાં પણ કહેલું છે, કે પુત્રી યોગ્ય ઉમરે પહોંચતાજ સમાન રૂપ, ગુણ, વય, કુળ વગેરે નિહાળી લાયક વર સાથે તેને પરણાવી દેવી એ પિતાધર્મ છે એમ નહિ વર્તનાર પીતા દોષવાન ગણાય છે તેમ કહેવત પણ છે કે દીકરી સાસરે શોભે અને હાથી દરબારે શોભે, માટે આપણે હવે તેનું લગ્ન કરી નાખવુંજ જોઇએ.' મારી માતાનાં વચન સાંભળીને મારા પિતા એમ કહેતા કે તારા કહ્યા વિના પણ હું હવે એજ ગોઠવણની વ્યવસ્થાના વિચારમાં છું.

હું પણ હવે યોગ્ય ઉમરે પહોંચેલી હોવાથી મારા વિચાર, પણ સાસરા તરફ વધારે ને વધારે વેગથી દોડતા હતા. પતિગૃહ એજ સાચા સ્ત્રીનું સ્વર્ગ છે, એનો અનુભવ મને જલદી થાય, એમ હું ઇચ્છતી. મારા સઘળા અવયવો પણ અવનવી અસ્થિરતા અનુભવ્યા કરતા હતા. મારા માનસિક વિચારો પતિદેવની પાસેજ પહોંચી જતા હતા. સમયની અસર, સમયના પ્રભાવ, સમયે મારા ઉપર બરોબર અમલ જમાવવો હવે શરૂ કર્યો હતો, કાળની ગતિ ન્યા

રીજ છે, સમયની અસર વિચિત્ર છે, એ હવે મને સમજાવવા માંડ્યું હતું. એક કવિએ કહ્યું છે કે—

" સમય સમયં બળવાન છે, નહિ પુરુષ બળવાન,
કાબે અર્જુન લૂંટીઓ, એહી ધનુષ એહી બાણ. "

આખરે મારી ગતિ મારા પિતાજી સમજી ગયા, તેમ મારી અવસ્થાનું સત્ય સ્વરૂપ તેઓ સમજી ગયા, તેમ મારાં માતુશ્રી તેમને એની એ જ બાબત ઉપર ટકોર મારતાં હોવાથી તેમણે પણ હવે એ વાતની ઉતાવળ કરવા માંડી. સર્વ સગા સ્નેહીઓને પણ બોલાવવામાં આવ્યા. મારા પિતાની આબરૂ ગામમા તેમજ નાતમાં સારી રીતે હોવાને લીધે મારાં લગ્ન પ્રસંગે તેમને ઘટતું ખર્ચ કરવાની જરૂર પડી, નાતમા માન વધે, આબરૂ સચવાય, અતિશ જળવાય એ રીતે મોટી ધામધૂમથી, ઘણા ઉત્સાહ અને આનંદથી મારાં લગ્ન કરવામાં આવ્યાં મને અને મારા પતિદેવને સ્ત્રી પુરૂષની યોગ્યતામાં જોડવામાં આવ્યાં. તે વખતે મને પહેલવહેલી સાસરે પણ વળાવવામાં આવી.

મારી દુખી વાત આગળ જણાવતા પહેલાં મારા સાસરાના ઘરની કેટલીક વાત પણ તમને કહી લઉં મારૂં સાસરૂ એક નાના ગામડામા હતું મારાં સસરા કુળવાન પણ પૈસા વિનાના ગરીબ સ્થિતિના માણસ હતા. તેમનો સ્વભાવ બહુજ વિચિત્ર હતો. સાધારણ વ્યાપાર કરી ગુજરાન પૂરતું દ્રવ્ય ઉત્પન્નકરતા હતા. તેમ ઘણી વખત કમાવા કરતા વધારે ખોતા પણ હતા, કેમકે વ્યાપારી દૃષ્ટિએ રાખવી જોઈતી બુદ્ધિ અને અનુભવની તેમનામાં ઉણપતા હતી મારા સાસરાનો દિવસનો કાર્યક્રમ નીચે પ્રમાણેનો હતો. સવારમાં ઉઠી પર પુરણ સામાનનો કોથળો ભરીને તેઓ ગામડે જતા તેઓ માલ વેચવાને ગામડે ગામડે ફીરતા હતા અને માલના સાટામાં દાણા લઈ સાંજના ઘેર પાછા આવતા, આવીને જમી લેતા અને જમી રહ્યા પછી ચોપડા લઈને તેઓ દુકાને જતા, ત્યાં આવનાર લેણદાર—દેણદારનો હિસાબ ચૂકવતા, આ પ્રમાણેના વેપારમાં તેઓ રોજ દિવસે ભાગ્યેજ આઠઆનેટલું પણ પેદા કરતા હશે. મારા સાસુનો સ્વભાવ ચઢાઉ અને જોઈએ તે કરતાં વધારે બોલવાનો હતો. દરેક વસ્તુમા, દરેક કામમાં, તેઓને નકામી ચીઢ અને બડબડ બડબડ બોલવાની ટેવ હતી. એમને કોઈનું પણ કરેલું કામ પસંદ આવતું નહતું.

મારા પતિની ઉમર જ્યારે હું સાસરે ગઈ તે વખતે ફક્ત ૧૦-૧૧ વર્ષનીજ હતી. તે એક નાના બાળક જેવા જણાતા હતા. શરીરે એક નાની ધોતલી અને એક અંગરખી એટલુંજ તેઓ પહેરતા અને નિશાળે જતા, ત્યારે એક ફાટેલી તૂટેલી ટોપી પહેરતા. ભણવાનાં પુસ્તકોમા એક સ્લેટ અને ચોપડી બેજ હતાં, કેમકે તેઓ આટલી ઉમરે ગુજરાતી બીજી ચોપડી ભણતા હતા, બીજીમાં પણ લાગલાગટ ત્રણ વર્ષથી નાપાસ થયા કરતા હતા. તેમનું શરીર પણ ઘણું ભડુ અને બેડોળ રહેતું. તેમના નાકથી તો લીંટનો અખંડ પ્રવાહજ વહ્યાં કરતો. આખો દિવસ રમવામાંજ મશગુલ રહેતા, ફક્ત ખાવાને વખતે બોલાવે તેજ વખતે ઘેર આવતા અને ખાઈને પાછા રમવા છટકી જતા, તે પાછા જ્યારે નિશાળનો ટાઈમ થાય, તે વખતે બોલાવે ત્યારે ના છૂટકે અને કમને વદને આવતા અને

માર્ગ ફંગોળું મો કરીને નિશાળે જવાની જબરી આનાકાની કરતા. તેમના આ વર્તન માટે મારી સાસુ તેમને ઘણા ગાળો દેતાં, તુચ્છકારી વચનો કહેતાં, મારની ધમકી આપતાં, શિક્ષક પાસે શિક્ષા કરાવવાની હિંમતભરી આજ્ઞા કરતાં. સાસુ આમ ખીજવાતાં, છણકતાં તે જોઇને મારા શ્વસુર પણ તેમનો ક્રોધી સ્વભાવ પ્રકાશી દેતા, મોટેથી ખૂબ મારી ધમકાવતા અને તેમની આજ્ઞાનુસાર વર્તવાને સૂચના આપતા, આમ છતાં પણ જ્યારે મારા સ્વામી હઠે ભરાઇ નિશાળનો માર્ગ નહિ પકડતા, ત્યારે પછી તેમને તેમની હઠીલાઇના ફળ તરીકે ચાબખા રત્નની પ્રાપ્તિ થતી. આ માનપ્રિય પછી માયાંના ઉપકારક વાચક પ્રત્યુત્તરમાં તેઓ પોતાના મીઠા અને તીણા સુરથી બેસાસૂર (બેસૂર્યું તાણેલું, રડવાનું આ-રંભનું) રાગનો આલાપ શરૂ કરી દેતા, આ મધુર રંગના સંગીતની સાથે તેમની આકર્ષક એક્ટીંગ પણ શરૂ થતી, આ બધી મહાન લડતના પરિણામમાં તેમને પરાજયજ મળતો, તેમને પોતાના અપ્રિય પુસ્તકને હસ્ત-ગ્રહણ કરી નિશાળનો પથ પકડવો પડતો, પણ સાથે સજ્જન તરીકે તેમના માનમાં તેમના પિતાને (મારા સસરાને) વળાવારૂપે નિશાળ સુધી જવાની ફરજ પડતી, ત્યાં તેમની શિક્ષકને ખાસ (સ્પેશિઅલ) સોંપણી થતી. શિક્ષકના શ્રીમુખે એજ વધામણીનાં આનંદ પ્રદાયક વચનો સાભળવામાં આવતાં કે તમારા છોકરાનું ભણવામાં જરાપણ ચીત ચોટતું નથી, તેની વૃત્તિ ઘણી રમતીઆળ છે, એ વધુ વિદ્યા મેળવી શકે, એમ હું ધારી શકતો નથી, આ પ્રિય અને સત્ય વચનો મારા સસરાના હૃદયને કરી મા સમાન અને ખાંટાં ઝેર જેવાં લાગતા, પણ તે તેમને નિરૂપાયે શ્રવણ કરવા પડતાં.

મારા સ્વામિની રમત પણ બહુ વિચારવા જેવી અને શ્રવણ કરવા યોગ્ય છે. અમુક શેરીનાં બાળકોને એકઠાં કરી, તે બધાના પોતે નાયક બનતા અને તે બધાને પોતાની આજ્ઞામાં રાખવાનો ખાલી પ્રયત્ન કરતા હતા. તે બાળ-ટોળાના પોતે નાયક બનતા-તેનું અધ્યક્ષપણું પોતે સ્વીકારતા-અને રબારી જેમ પોતાનાં ઘેટાના ટોળાને લઇને ચારો ચરાવવા માટે જાય, અને પોતાની ઇચ્છા પ્રમાણે તેને પ્રયત્ન કરે તે પ્રમાણે આ એકઠા કરેલાં બધાં બાળકોને પોતાની મરજી ફાવે તે તે સ્થાને તેઓ રઝળવા લઇ જતા. ઘણી વખત તો તે એટલે દૂર સુધી બધાને લઇને ચાલ્યા જતા કે સાંજ પડવા છતાં પણ તેઓ પાછા ઘેર આવી શકતા નહિ. ઘણી વખત આમ બનવાથી અન્ય બાળકોના માબાપને મન એમની દુષ્ટાઇ અને ઉદ્ધતાઇ વસી ગઇ હતી, ને તેથી તેઓ ઘણી વખત સાથે મૂર્ખાઇ મારા સસરાને ઠપકો દેવા માટે આવતા હતા. એમના આવા રમતીઆળ સ્વભાવ માટે મારા સસરા એમને ઘણો ઠપકો આપતા હતા.

શિક્ષકની રોજની કાળજીથી તેમના પિતાની પ્રતિક્ષણની ટોકરથી પણ મારા સ્વામી ભણવા પાછળ જોઇએ તેટલું લક્ષ આપી શકતા ન હતા, હું સાસરે ગઇ, એટલે મને દેખીને તેઓ શરમાઇ જતા, હું ઘરમાં હોઉં, તો તે ઘરમાં પણ આવતા ન હતા. ઘરમાં ઘણી વખત રહેતા ન હતા. હું હરરોજ સવારમાં પાંચ વાગે ઉઠતી, પાણી મૂકી સ્નાન કરી મારાં સાસુ સસરા માટે ઉષ્ણ જળ મૂકી રાખતી. તેઓ પથારીમાંથી ઉઠે એટલે દાતણ પાણી માટે જોઇતી વસ્તુઓ આપતી, તેઓ નાહી રહે એટલે બધું પાણી હું ભરી આવતી. મારાં સાસુ એટલું તો સમજતાં હતા, કે વહુ ! સુખી અને શ્રીમંત માબાપનું છોકરૂં હોવાથી, તેમજ

પિયેરમાં કામ કર્યું નહિ હોવાથી તે આખો દિવસ કામનું વેતરૂં કરી નહિ શકે, તેથી તેઓ તેમનાથી બનતું બધું કામ કરતાં હતાં, ઘણી વખત મને તેઓ મીઠા શબ્દોથી સૂચના આપતા અને મારી ભૂલો તેઓ હેતભાવે સુધરાવતાં હતાં.

રસોઈનું કામ તેઓ કરતા જેથી હું પરચુરણ ગૃહકાર્ય આટોપી લેતી, તેમ કામનો બોજો વધારે નહોતો લાગતો. મારા સાસુની ધર્મ પ્રીતિ વિશેષ હતી, તેથી તેઓ મારી પાસે રામાયણ અને મહાભારત જેવાં ધર્મનાં પુસ્તકો વચાવતાં. હું દરરોજ બપોરના નવરાશના સમયમાં એ પુસ્તકોમાંની જાણવાલાયક હકીકત તેમને વાંચી બતાવતી, મારા સસરા પણ મારા તરફ હેતની નજરથી જોતા હતા.

મારી ઉમર સંસારસુખ ભોગવવા જેટલી થવાથી, તેમજ મારા સ્વામિ તે બાબતમાં ઘણા અજ્ઞાન હોવાથી તેમજ તેઓ ભણવામાં પણ ઘણા બેદરકાર હોવાથી મારાં સાસુ અને સસરા અમારાથી છાની રીતે આ વિષે વાતો કરી દીલગીર થતા, ત્હેમની અયોગ્યતા અને અજ્ઞાનતા માટે ઘણો ઉચાટ કરતા, તેમનો જીવ રાત દિવસ બળ્યા કરતો.

મારા સ્વામિને તેમના મિત્રો તરફથી ઘણી ઘણી સૂચનાઓ મળતી. મારા જુવાનીના દિવસો પણ પૂરજોસમાં વહેવા લાગ્યા, હું વિશેષ યૌવનમાં આવતી ગઈ. મારી આ અવસ્થા જોઈ મારા અને મારા સ્વામિને સારી અનુકૂળતા આપવામાં આવતી. એક દિવસે રાત્રે તેઓ માળપર બેસીને પોતાનું લેસન વાચતા હતા, કેમ કે મારા ગયા પછી તેમને ભણવામાં પહેલા કરતાં વધારે કાળજી રહેતી હતી. હું તેમની પાસે ઉપર ગઈ, અને તેમની પાસે જઈને બેઠી, મને જોતા જ તેઓ ઘણા શરમાઈ ગયા, અને એટલી હદ સુધી શરમાઈ ગયા કે તેમને વાંચવાનું પણ ભાન રહ્યું નહિ. તેઓ આ બનાવથી ઘણા ગભરાઈ ગયા હોય એમ લાગ્યું, ને ધીમે રહીને નીચે જતા રહેવાનો તેઓ પ્રયત્ન કરવા લાગ્યા. આ જોઈ હું તેમનો વિચાર જાણી ગઈ અને તરતજ મે તેમને મારી પાસે બેસાડ્યા અને મારાથી કોઈપણ રીતે નહિ ગભરાવા જણાવ્યું, વધારામાં જણાવ્યું કે હું તમને દર રોજ શીખવીશ. સારી સારી વાતો કહીશ, સારાં કપડાં આપીશ, સારૂં સારૂં ખાવાનું પણ આપીશ, આવી મન લોભાવનારી લાલચો આપીને મારા સ્વામિને મારી સાથે છૂટથી બોલવાનો મહાવરો પડાવ્યો.

મોરો મારા પતિ સાથેનો આ પહેલો અને બીજી રીતે કહું તો છેલ્લો મેળાપ હતો. મારા સુખી સંસારનો આટલેથીજ અંત આવવા નિર્માયો હતો. મારૂં સંસારસુખ આટલેથીજ પૂર્ણ થઈ ગયું, મારી સઘળી આશાઓનો આટલેથી જ અંત આવ્યો, મારી ઇચ્છાઓ દબાઈ ગઈ, મારા સ્વામીસુખની છેલ્લી સીમા આવી ગઈ, લગ્નની પૂર્ણતા આટલેથીજ પૂરી થઈ ગઈ. મારા પતિ તરફથી મળનાર સુખોનો ભોગવવાના વૈભવનો, અહિંથીજ અંત આવવા લાગ્યો હતો.

વાચનારી બ્હેનો!

આજથીજ મારા ભાવિ સુખનો સદાને માટે અંત આવી ગયો, મારા ભાગ્યની દોરી તૂટી ગઈ, મારાં સુખો, આશાઓ, ઇચ્છાઓ, ઉમેદ, ભાવનાઓ વગેરે અહીંથીજ સમી ગયું, કેમકે અમારા ઉપર મતાવેલા મેળાપ પછી ૧૦-૧૫ દિવસેજ મારા પિયેરમાં હું આવી,

પિયેરમાં હું આવી તે આવીજ, ત્યાર પછી ફરીથી મારે સાસરામાં જવાનો વખત આવ્યો નહિ, ભાગ્યદેવીએ-વિધાતાએ-તેવો વખત બીજીવારનો આવવા દીધોજ નહિ, ત્યાર પછી મારે સાસરે જવાનું બન્યુંજ નહિ ત્યાર પછી મારા સ્વામિનો મને ફરીથી મેળાપ થયો નહિ, કેમ કે મારા પિયેર આવ્યા પછી બે ત્રણ માસે કોઇ ભયંકર વ્યાધિની બિમારીમાં મારા પતિ સપડાયા, લાગુ પડેલો વ્યાધિ ધીમે ધીમે વધારેજ વધવા લાગ્યો, અનેક હોશીયાર વૈદ્યો પાસે દવા કરાવી, ઘણા ઉપાયો કર્યા, ઘણા પૈસા ખર્ચ્યા, પણ જરાપણ ફેર પડ્યો નહિ, દરદ ઓછુ થવાને બદલે વધતુંજ ચાલ્યુ એક અઠવાડીઆમાં તો સર્વેએ તેમના જીવનની આશા છોડી, જીવવાની આશા નહિં ભાગવવાથી ઓચિંતા મારા પિતાશ્રીને ત્યાં તેડાવવામાં આવ્યા, મારા પિતા એકદમ ત્યાં ગયા, તેમના ત્યાં પહોંચતા પહેલાં થોડા વખત અગાઉજ મારા પતિએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી દીધેલો હતો, મારા સાસુ સસરા પોતાના એકના એકજ પુત્રના મરણથી અતિ છાતીફાટ રૂદન કરતા હતા. બધા નાતવાળાઓ પણ આવી ગયાં હતા, તેવામાંજ મારા પિતા ત્યાં જઇ પહોચ્યા આ અતિ દુઃખ દાયક સમાચાર લઇ મારા પિતા તરત પાછા આવ્યા. અને તે ખબર અમને બધાંને જણાવવામાં આવી. આ દુઃખી બીનાથી મને, મારા પિતાને, મારા માતાને અને અમારાં સર્વાં વહાલાંને કેટલુ દુઃખ થયુ. હશે, એ બધાં રામજી શીક એમ છે.

આજથી મારૂં જીવન બદલાયું, આજથી મારા સાંસારિક સુખોનો સર્વથા નાશ થઇ ગયો, આજથી મારી આશાઓ નિરાશાના રૂપમા ફેરવાઇ ગઇ. આજથી મારી જરૂર પણ આ સંસારમાંથી ઓછી થઈ ગએલી સર્વ માનવા લાગ્યા છેવટે મારી દુઃખી કથાનું વર્ણન તો હજુ હવેજ જણાવવાનુ છે.

મારા પતિના મરણની ખબર આવતાંજ બધા નાતના બૈરાઓએ એકઠાં થઇ રોવા-કૂટવા શરૂ કર્યું, તે દિવસથી મારા બધા અલંકારો ઉતારી લેઇ મને કેવળ એક પૂતળી જેવી બનાવી મુકવામાં આવી આજથી મારાથી બાર માસ થયા સિવાય બહાર નીકળાયજ નહિ, સારાં વસ્ત્ર પહેરાય નહિ, ઘરેણાંનું તો દર્શન સરખુ પણ કરાય નહિ, માથે વાળ રખાય નહિ, કપાળમાં ચાંલ્લો કરાય નહિ, સારૂં ભોજન જમાય નહિ, ઉંચા સ્વરે પણ બોલાય નહિ, સસારના સુખો ભોગવાય નહિ, ઇ ઘણીજ આકરી શિક્ષાઓ મને ફરમાવવામા આવી.

માથાના તમામ વાળ ઉતરાવી નાખી, માથુ બોડુ કરી, હાથની બંગડીઓનો સાથે મારે ત્યાગ કરીને કાળું વસ્ત્ર પહેરીને હું ઘરના એક અંધારા ખૂણામાં પેઠી. હિંદુ દુઃખી સંસારે આ કાર્ય કરવાની મારે અને મારા જેવી અનેક બાળાઓને માથે ફરજ નાખી છે તે મે મુગે મોઢે સહન કરવાની શરૂઆત કીધી. ઇશ્વર તરફથી સોપાએલા કામો કેવળ સાચા હેતુથી, પવિત્ર ભાવનાથી અને આપણા પાપના પ્રાયશ્ચિતરૂપ માની તે હસતે વદને સ્વીકારી, તે ભોગવવાં શરૂ કીધાં.

આપણી સમાજની રૂઢિ અનુસાર અમારા જેવી બાળાઓ સમાજને ભારરૂપ ગણાવાની સમજ સમાજના બધા માણસો માનતાં હોવાથી મારા વ્હાલાં માતા અને પિતા પણ મારી બીલકુલ દરકાર કરતાં નહોતાં, મને વખતસર ખાવાનુ પણ મળતું નહિ. વહેલું મોડું, ઠંડું,

હતું, જે કંઈ ચપટી વધ્યું હોય, તે ના છૂટકે પહોંચાડતાં, તે મારે નાછૂટકે આરોગવું પડતું હવે હું સાજી રહું કે માંદી પડું, ભૂખી હોઉં કે તરસી હોઉં, એની કોઈ દરકાર રાખતું ન હતું મારી તન્દુરસ્તીનો હવે કોઈ ભાવ પૂછતાં નહિ, મારી લાગણી કોઈ ધરાવતું નહિ; કેમ કે મારી હવે જરૂરજ ન હતી, એમ બધાં માનતાં હતાં."

મારા પતિના મરણને બે ત્રણ વર્ષ વીતી ગયાં છે. હું એક વખતે પૂર્ણ યૌવનમાં ખીલતી તે હાલ કૃશ શરીરવાળી, કેવળ હાડકાના ખોખારૂપ બની રહીછું હું જે એક વખતે અનેક મનપસંદ અલંકાર પહેરતી, નવીન ફેન્સી કપડાં ધારણ કરતી, તે હાલ એક પણ અલંકાર વિનાની બેડોળ ચહેરાવાળી, એકજ સ્વચ્છ વસ્ત્રવાળી, પવિત્રતાની પ્રતિમારૂપ બની રહીછું. હું જે એક વખતે ધમધમ અવાજ કરતી, રૂમઝુમ રૂમઝુમ તીણો ગુંજારવ કરતી, ધમકતી ચાલે ચાલતી, તે હાલ ચાલવાને પણ તદ્દન અશક્ત બની ગઈ છું જે હું એક વખતે જુદી જુદી ભાષાનાં, જુદા જુદાં વિચારનાં અનેક પુસ્તકો વાંચી શકતી, તે હાલ બહુ તો રામાયણ વાંચી શકું છું જે હું એક વખતે મારા માતા પિતાને મન, મારા સાસુ સસરાને મન ઘણીજ વહાલી હતી, તેટલીજ અત્યારે તે બધાને મન અપ્રિય થઈ પડી છું ભારરૂપ થઈ પડી છું, દૈવે બાળની સગડીરૂપ થઈ પડી છું, એમના દીવને હું ખરાબ, દુઃખ આપનાર થઈ પડી છું, હાલ કોઈપણ પવિત્ર કાર્યમાં મારો સ્પર્શ-સરખો પણ કોઈ ગણતું નથી. મારા શુકનને પણ ખોટા માને છે, મારાં આ દુઃખો મારાથી હવે જોયા જતાં નથી, સહન કર્યા, સહી શકાતાં નથી.

(૪)

મારાં આ દુઃખોની વાતો મારે કોની આગળ જઈને કરવી, મારાં દુઃખો મારે કોને સંભળાવવાં? કેમકે હાલનો લોકો બધા એમજ માની રહ્યા છે, કે પતિ જતાં સ્ત્રીનું યૌવન ગયું, પતિ જતાં સ્ત્રીના શણગાર ગયા, પતિ જતાં સ્ત્રીના અલંકાર ગયા, પતિ જતાં સ્ત્રીના તમામ સુખો ગયા, પતિ જતાંજ એની સ્વતંત્રતા ગઈ, પતિ જતાંજ એનું આરોગ્ય ગયું, પતિ જતાંજ એની ભાવના ગઈ, પતિ-જતાંજ એનું સકળ જીવનજ ગયું.

આર્યહિંદુ સમાજ એક પોતાની ૧૫-૧૬ વર્ષની સંસારના સુખોથી તદ્દન વિરક્ત રહેલી, સંસારના પાઠ વગરની એક નિર્દોષ બાળાને પણ આવી દુઃખો આપે, એનું આખું જીવન નાલાયક બનાવી દે, એની આખી જિંદગી તદ્દન નિર્માલ્ય ગણે, એ કેટલી શરમની વાત છે, અધોગતિની વાત છે.

આપણાં પિતા પોતાના સ્વાર્થાન્ધને લઈને પોતાની કોમળ અને નિર્દોષ બાળાઓને દુઃખોથી ભરેલા ઉંડા કુવામાં ધોળે દિવસે ધકેલી દે છે, તેઓ પોતાના અલ્પ અને ક્ષુલ્લક સ્વાર્થને ખાતર નિર્દોષ બાળાઓનો આખો ભવ બાળી દે છે, તેમનું આખું જીવન ખલાસ કરી દે છે તેમને હમેશને માટે દુઃખ સાગરમાં ધકેલી મૂકે છે, તેમના હિતની જરાપણ દરકાર રાખતા નથી, એમના સુખની કિંચિત્ પણ ગણના કરતા નથી, સમાજ પણ તદ્દન ચુપકી પકડી રહી પોતાની અધમતા સાબીત કરી આપેછે, અને તે ગાઢ કુંભકર્ણ નિદ્રામાં ઘોરે છે, પોતે તદ્દન અયોગ્ય અને અશક્ત બની ગયાં છે, એ બતાવી આપે છે. સમાજની નિષ્ઠુરતાને માટે તો હજારોવાર ધીક્કારજ આપવો ઘટેછે, તેનું સ્થાન તદ્દન અધમતાને પામી ગયું છે, એમ નિશ્ચયપણે જણાવવું પડે છે, કેમકે એક યોગ્ય ઉમરે પહોંચેલી અને કંઈક

વિદ્યા જ્ઞાન પામેલી છે, એવી બાળાને નાનો અને અજ્ઞાન સ્વામિ મળે, ઢીંગલાઢીંગલીની જેમ બાળકોમે અલ્પ વયમાં પરણાવી દેવામાં આવે ગુણનુ, વિદ્યાનુ અને ઉંમરનુ જ્યાં જુઓ ત્યાં કજોડુંજ માલમ પડે, અને ઉત્તમ લગ્નનું ભપકાભર્યું નામ આપવામાં આવે. જ્યાં ૧૦, ૧૨, ૧૫ વર્ષની બાળાઓ વિધવા થઈ જન્મભર દુ:ખ સહન કરે, અને તેમાંજ ધાર્મિકતા છે, એમ માને જ્યારે એક પુરુષ ૬૦ વર્ષની નાની ઉંમરમાંનપણ પંચિક-પત્નીઓની છાતીમાં છઠ્ઠી પરણવા વરઘોડે ચઢે, માંગલિક પ્રસંગ પરમ આનંદથી ઉજવે, તેમાં પણ જે કોઇ સમાજને આશ્ચર્ય ન આવે! અનેક બાળ વિધવાઓના દુ:ખી આર્તનાદ સાંભળવા પડે, હાથે કરીને તેમને અનીતિ અને વ્યભિચારના માર્ગે ધાડકતરી રીતે લેવાનું સૂચન કરે, અનેક સ્થળે બાળહત્યાઓનું પુણ્ય સમાજ વહોરે, નજરે નિહાળે, આબરૂના કાંકરા થાય, નામ અને કીર્તિ લજવાય છતાં સમાજના જનો આનંદથી દુનીઆમાં ફરે અને શાસ્ત્રાનુસાર વર્તન આદરીએ છીએ, એવી ખોટી અને દંભી વાતો કરે, એ અત્યંત શરમની વાત છે અત્યંત માનહાનિ ભરી વાત છે અત્યંત અધોગતિની વાત છે, અત્યંત શોચનીય વાત છે

મારૂં જીવવું મને નિરર્થક લાગે છે, મારા દુ:ખોની અવધિ નથી, મારૂં જીવન તદ્દન નિરૂપાય થઈ પડયું છે, હવે તો મરણ આવે, એજ વધુ ઇચ્છવા યોગ્ય છે હું જીવતી છતાં મરણ પામેલીજ છું મારા શ્રીમંત પિતાની શ્રીમંતાઇ પણ મારા કઇજ ઉપયોગમાં આવી શકતી નથી, મારા પિતાની નાતની પટલાઇ પણ મારા કઇજ કામની નથી મારો નિરંજન નિરાકાર બેલીજ મારો વિભુ છે અને મારા અંતરની પ્રાર્થના છે, કે હવે ઘણીજ ઉતાવળે મારૂં મોત તું લાવી દે, હવે મારે માટે મરણ અને જીવન સમાનજ છે બાળલગ્ન કરી કન્યાઓના ભવ બાળી તેમને નકામી કરી મુકનાર પાપી પિતાનું સત્યાનાશ વળજો. હવે થોડાજ દિન હું આ દુનીઆની મહેમાન છું અને મારી બ્હેનોને મારી છેલ્લી આશીષ અને સલાહ છે કે તમે ગમે તેમ થાય તોપણ—સદ્‌માર્ગે ચાલજો.

—

મા—હમેશ યાદ રાખવું કે આજનું કામ આવતી કાલ ઉપર મુલતવી રાખવું નહિ.

દીકરો—માજી, ત્યારે તો પેલી મીઠાઇનો ખુમચો કાલ વાસ્તે તમે રાખ્યો છે, તે આજેજ ખાઇને મજા કરીએ તો કેવું સારૂં?

* * * * *

એક ઠગારો ભીખારી એક દયાળુ બાઈ પાસે મુંગો બની જઈ ભીખ માગવા ગયો. પેલી બાઈને ગરીબ જાણી દયા આવી, તેથી એક પાવલી કહાડી બોલી, "કેટલાં વર્ષ થયાં તું મુંગો છે?" ઠગારો ભીખારી ચળકતી પાવલી જોઈ, પોતાની હાલત ભૂલી જઈ બોલ્યો—"જન્મથીજ મુંગો છઉં." પેલી દયાળુ બાઇએ તરતજ પાવલી પોતાના ખીસામાં મૂકી દીધી.

× × × ×

માતા—બાઈ મારૂં દશ વર્ષનું બાળક આજ મરણ પામ્યું છે. તેને માટે એક સસ્તી પેટી જોઇએ છીએ

પેટી બનાવનાર—બાઇ, વીશ રૂપીઆ પડશે.

માતા—કંઇ ફેર હોય તે કહાડી નાંખો. બાઇ, કાંઇ એક વખતનું કામ નથી કારણકે મને સાત છોકરા અને બે છોકરીઓ છે તો દરેક વખતે તારી પાસે આવીશ.

—જયાનંદ

# કાળોત્રી-કંકોત્રી !

લેખકઃ—શ્રીયુત “મસ્ત”

(૧)

यत्पूर्वं धिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ।

આજે મારાં લગ્ન થવાનાં છે છતાં હું ગમગીની ગમતી ગમગીનીમાં, ઘરની પરસાળમાં લાજ કાઢી, હું નવયૌવના નવોઢા, વીશ વરસની વેલી, ઉદાસ ઉદાસ આંસુ પાડતી બેઠી છું મુગ્ધની દશામાં જન્મી, મુગ્ધની દશામાં પોષાઇ, યૌવનની દશામાં મોજ માણી, આજે મારી જીંદગી ધુળધાણી કરવા હું તત્પર થઇ છું. મન વિરૂદ્ધ, ફક્ત પિતાને સંતાપમાંથી બચાવવા, માતા મારૂં મન દરેક રીતે વાળી રહી છે પણ મારો દુખો કેમે કર્યો સમતો નથી, તે જોઇને તે બિચારી પણ મારી જોડે અશ્રુપાત કર્યા કરે છે કારણ કે આંસુ સારવા ઉપરાંત તેનું કાંઇ નીપજે તેમ નથી મારાથી પાંચ વરસે નાની યૌવનવનને ઉંબરે ઉભેલી, અરૂપની બારીમાં ગોખીયું કરતી મારી ભગિની [illegible] આ હાલ જોઇ, પોતાનું ભાવિ ભાળતી મુગે મ્હોંયે લુગડાના છેડાથી મારાં દુખે પોતાની પલળેલી પાંપણો લુછતી રહી છે મ્હારાં વ્હાલસોયાં ભાભલડી ‘ડુસકાં’ ભરી ભરીને મને જ્ઞાનોપદેશ દ્વારા આશ્વાસન આપી રહ્યાં છે મારો મોટો ભાઇ મને મનાવી રહ્યો છે મારી સમોવયની સહેલીઓ શાણપણથી મને સમજાવી રહી છે પણ બધું વ્યર્થ છે. કારણ “આપ મુએ પીછે ડુબ ગઇ દુનીઆ !” મારી જીંદગીનો પ્રશ્ન મને તો મારી સમક્ષ આવી ખડો થયો લાગે છે ત્યારે આ પ્રસંગે મારૂં મન કલ્લોલ કરતું આશા—આકાશમાં ઉડતું હોવું જોઇએ, ત્યારે એનો અત્યારે નિરાશાની ઊંડી ખીણમાં નિરાશાની સીડી ઝાલી નીચે ને નીચે ઉતરતું જ જાય છે !

જ્યારે ઘરની પરસાળમાં આમ કલ્પાંત ઉભરાઇ રહ્યો છે, ત્યારે ઘર બહાર આનંદનો ઉદધિ ઉછળી રહ્યો છે સગાં વહાલાં, ઓળખીતાં પાળખીતાં મોરબોર કરી રહ્યાં છે માંડવામાં છોકરાં કુદકુદા અને દોડદોડ કરી રહ્યાં છે પગપગનું ધમધમ અને ઢોલનું ઢમઢમ, શરણાઇનો સાદ અને તાંસાનો નાદ કાને પડ્યું સાંભળવા દેતાં નથી. વરરાજા વરઘોડો ઉતરી ગયેલો હોવાથી સાજન સાથે ગાદી તકીઆ ઉપર બીરાજી રહ્યા છે તેમની સગવડમાં દોડદોડ થઇ રહી છે ગોરના મોઢેથી ગોગણી, એક પગ ઘરમાં અને બીજો બહાર રાખી, ઉતાવળના જેવા તેવા સ્વરથી કન્યાને ચોરીમાં પધરાવવાનું ફરમાન કરી રહ્યાં છે

બારીઆને મન હસવું અને દેડકાનો પ્રાણ જાય છે ! કારણ કે સામા—શેઠ તલકચંદ તરફડીઆની સામે કોઇ હોઠ ફફડાવી શકે તેમ નથી. હમણાં પા કલાકમાં મકરચંદ સટાકીઆ સોલીસીટર મને પોતાની કરી લેવાના છે મારી ને એમની વચ્ચે તફાવત માત્ર ત્રીશી સદી નોજ છે ! અને સરૂપચંદ સ્નેહાધીન મને, પોતાની માની લીધેલીને, પોતાની અરધ ઉંમરમાં વિસારીને પલકમાં પારકી થયેલી જોવાના છે પોતે જડ ચેતની ક્રિયા કરનારી થવાના સાક્ષીભૂત થવાના છે સટાકીઆ સોલીસીટર બે બાયડીને ઓડીમાં કરી ગયેલા હોવા છતાં,

કે "ઓહો, એમાં તે શું થાય? ટુટલ પડદી ઉભો થનો ભરથાર તો પાચે આંગળીએ પુગ પુજ્યા હોય ત્યારે મળે, અરે જોયા છે તમા શું? ચેંકડુ તો ચાલે છે ને, ઓહો ત્રીજી વખત પરણવા આવ્યો તેમાં શું થઈ ગયું? એ અનુભવી આધેડ (બાયડી માટે-) પોતાની હથેલીમાં ચુંટાવશે એ તો કંઇ હીસાબમાંજ નહી કેમ? કોઇ નફરખદો નવ જુવાન મળ્યો હત તો વખતે હાડકાં ખોખરા કરત તેનું શું? એ બાયડીવહનો એકનીજ કલ્પના કર્યા કરશે એ સારૂં લાગશે કે પેલા કરારદાર ફૂટડીઆની ચકર વકર થતી આંખો ગમત? આ સોનેથી મઢશે એ મારો લાગશે કે કોઇ સટોરીઓ કહ્યા સાંકળાં ઉતારી આપવા કહેત એ પરવડત? ન કરે 'નારાયણ ને ચડનો દહાડો ન થયો તોપણ આ પીચારો વીર્યા (છોકરા છૈયા) વાળો તેની દરકાર નહીં કરે એ સારા લાગશે કે પેલો એકપર બીજી લાવવા તૈયાર થાય એ પસંદ પડત?"–

એ તો સાચું કે વાત તો સો ટચની!' 'ઘણીને સુઝયું ઢીંકણીમાં ને પડોશીને સુઝ્યું આરસીમાં' ના કેમ કહેવાય? પણ એકને કરવી હોય દુનીઆની વાતો અને બીજાને કરવી પડે મરવાની વાતો એકને જોઇએ ચાર વખત ચપાટવા અને બીજાને જોઇએ પેટે પાટા બાંધવા, એકને ગમતી હોય ધમાચકડી અને બીજાને ગમતો હોય એકાંતવાસ' એકને મારવો હોય રોફ અને બીજાને બેસવો હોય ડોંફ, એકને કરવાં હોય નાટક ચેટક અને બીજાને કરવાં હોય નાટક–તનું કેમ? તો એને યે જવાબ આપનારા મળ્યા હતાઃ 'અરે બ્હેન, જ્યાં સ્ત્રીઓને સમાન હક અને સંપૂર્ણ સ્વતંત્રતા આપવાની ચારણાઈ ચારે ખંડ અને ચારે દિશામાં ફુંકાતી હોય, ત્યાં વળી મનને સંકોચ શો? શું પુરૂષને બધી જાતની છુટ છે ને અબળાને નહીં? જ્યાં અબળાને અંધકારમાં અથવા તો અદબમાં રાખવાની વાત આવે, ત્યાં તો પ્રબળા થવાની અબળાને સર્વ શાસ્ત્રોની પણ મમતી છે પણ કદાચ ભુલેચુકે—

अभिगम्य परं नारी पतिष्यति न संशयः ।

એમ શાસ્ત્રમાંથીજ સામો પ્રશ્ન પૂછીએ તો તેનો જવાબ શો? જવાબ એકજ—તો કે જમાનાનો દેહધર્મ! એમાં કાંઇ પતન જેવું છેજ નહી. સહેજ બાજી ગોઠવતે આવડવી જોઇએ! જ્યારે આ અંતીમ–કાનમાંથી કીડા બહાર કાઢે એવી–અપવિત્ર સલાહ મારે કાને પડી, ત્યારે હું મનમાં ને મનમાં ભભડી. "અરે ઓ સેતાન સુધારા અને ગોટાળા! તું પવિત્રતાનું જડમૂળમાંથી નિકંદન કરશે ક્યારે અટકીશ? શું તું નારી, અમારી, એની, ચલાવીશ કે જેથી સત્ય, દેખાતું સહન, બંધ પડી જશે અને તાર નામે માણસ સ્વેચ્છાથી વર્તતા જરી પણ અચકાશે નહીં? બ્હાલા વાંચક! દોરંગી દુનીઆને કાબુ પહોંચી શકયું છે? તો પછી પિતાની ઇચ્છાને મુંગે મોઢે આધીન થવા શિવાય કેળવણીનો ખરો અર્થ કરવાની, સજ્જન સુશીલ સ્ત્રીમાં ખપવાની ઇચ્છા રાખનાર મારા જેવીને બીજો શું ઇલાજ?–ત્યારે મને અને સટડીઆ સોલીસીટરને ભાગ્યે શી રીતે ભેગાં કર્યાં, તે હવે સાંભળ.

( ૨ )

તલકચંદ તારડીઆના પિતા તે મારા બાપ (દાદા) કોડીનાર ગામમાં ગાંધીઆટું કરતા હતા. મજાના ગામના મુખી, અને પૈસા કરતા હતા માન મતબાથી સુખી, થતા

કંડીઆને નાની ઉંમર હોવા છતાં આ વાત ગળે ઉતરતી એટલે બોલતા તો નહી. પણ તલ પાંપડ થયા કરતી પોતાની બુદ્ધિને સંતોષવા ગીન્ન દુકાનદારો પોતાનો વેપાર શી રીતે ખેડે છે તેની ખબરઅંતર રાખવા એ ચુકતા નહી. ગીરિનશાર સ્વભાવ અને ચપળ મગજ હોવાથી જેના તેના લાડકવાયા થઇ જતા એટલે કોઈ પણ દુકાનપર ખાસ કરીને ઉપર ચડતા જઇને એમને બેસવું પડતું નહોતું, પણ એમને રસ્તેથી પસાર થતા જોઇને દરેકને એમને બોલાવવાનું અને એમની સાથે વાતચીત કરવાનું મન થતું. તલકચંદ તરફડીઆ સમજણ અનુસાર ગપાટા હાંકતા. પણ ઘરાકને શી રીતે સમજાવાય છે, કેવી ભાષા અને વર્તણુકથી એના હૃદયપર પોતાના માલની શ્રેષ્ઠતા ઠસાવાય છે, આ ઘરાક તે વિશ્વાસુ છે કે એ દુકાને ફરે તેવો, છે એ એના વર્તન અને બોલી ઉપરથી શી રીતે પરખાય છે, રોકડેથીજ વાત કરવા જેવો છે કે ખાતે ઉધારવામાં હરકત નથી, શેઠ ગુમાસ્તા વચ્ચે માલ ખરીદી, નાણાં લેવડ દેવડ સંબંધી, આવરો ખાતાબહી વિષે શી શી વાતો થાય છે, શેઠ ગુમાસ્તાનો શું સંબંધ છે, આવી આવી વેપારોપયોગી હકીકત ઉપર તલકચંદ તરફડીઆનું ધ્યાન સ્વાભાવિક રીતે ગયા ખાસ્તે માસ્તરને પણ ચોટી રહેતું તલકચંદ તરફડીઆના સારા ભાવિષ્યની આશા મારી દાદીને સહુ આપતું, અને દીકરાની લાયકાયનનું, તેની આટલી નાની ઉંમર હોવા છતાં, પારકા પાસેથી આવું પ્રમાણ પત્ર મળતાં મારી દાદીના અંતર આનંદનો પાર રહેતો નહી અને ભવિષ્ય સુખના તડકાના પડછાયા તેઓ ધીરે ધીરે પોતાની તરફ આગળ વધતા જોતા. ગામડાના સાધી સાદામાં ગામને ઘરથી ભરેલો ગલ્લો તો અભાવ એમ નહોતું પણ પુત્રનું બુદ્ધિરૂપી ધન વધારવાને પોતે પોતાના ગજા પ્રમાણે કરેલું હોઇ મારી દાદીના મનને પૂર્ણ સંતોષ હતો. નિશાળ છોડયા પછી બે વરસ સુધી તલકચંદ તરફડીઆએ માની દેખરેખ નીચે બાપીકી દુકાન ચલાવી અને માના મનને અજંપો ન રહેવા દીધો કે મારી આંખ મીચાશે તો દીકરાનું શું થશે ? કારણ કે એમને છોકરા ધુળમાં નાવ ચલાવે તેવો અને પથ્થર ફોડી પાણી કાઢે તેવો લાગ્યો. પણ એ હાશનો દમ ડોશીનો દમ લઇ ગયો ! તલકચંદ તરફડીઆને હાથે એમની ઉત્તરક્રિયા થઇ અને ન્યાતવાળાઓના વખાણથી રેલું ફરીને ડોશીનો દહાડો પાણી ભરપટ્ટે સચવાયો. દીકરાને સુપુત્રનું "સરટીફીકેટ" (સંતોષ પત્ર) મળ્યું, કારણકે, એણે કરાવ્યું ઘરડાં જુવાન, વિધવા સૌભાગ્યવતી, સૌનું મોં ગળ્યું ! જમણવારમાં પાણી માત્ર પાંચ હજારનું જ થયું. પણ દેવારૂપી ફિકરોહટની ભીંતો તલકચંદ તરફડીઆના મગજની ચારે બાજુ ચણાઇ ગઇ, તેમાંથી છોડવવા વિચાર કોઇને ન થયો. નસીબે પણ આ તક સાધીને કસોટીની સીમોટી વગાડી. મારી માતા આ વખત પ્હેલાં તો ઘેર આવેલીજ હતી.

) ડોશીના કારજમાંથી પરવાર્યાને બે ચાર દિવસ નહી થયા હોય ત્યાં તો, કોડીનારના બજારમાં તલકચંદ તરફડીઆની દુકાનમાં મધ્યરાત્રિએ આગ લાગ્યાનું રણશિંગું ફુંકાયું ! અને પવન જોરથી ફુંકાતો હતો એટલે જોતા જોતામાં દુકાન આગની હોળીમાં ઠેકાણે થઇ ગઇ. તેમાં વળી ગામડું એટલે બંબાખાતું હોયજ ક્યાંથી ? બીચારા લોકોએ ધુળના પોટલાથી અને પાણીના ઘડાથી આગ ઓલવવા પ્રયત્ન કર્યો. પણ એ રાક્ષસીમાયા કાબુમાં ન આવી. ઉભા રહી ગયા માત્ર ભીતડાં-અને દેખાવુ લોકો ગાવા માંડ્યાં ખાલી દયાનાં ગીતડાં ! ડોશીના કારજમાં મેં પહેલા કરી કરી 'બનેને પાંચે વરસે આપે, સૌને વ્યાજમાંથી મુડી ભરપાઇ કરી આપે, તું અમારે મુડી નથી જોઇતી' એમ કહી અમળ પડી પડી ધીરનારના મોતીઆ તલકચંદ તર-

ફડીઆની દુકાનનું મુહાન નમી જતાં ઢીલા થઇ ગયા તે એવા કે ઠેઠ ઉપર પણ ઠઠણાટથી રહેતા. તેથી બગલમા ચોપડા મારી મારીને હવે તો લોકોએ ઘરના ઉંમરા ઘસવા માંડયા હસતા ચહેરા કડક બગાળી થવા લાગ્યા કોડીનાર ગામના એકવાર લાડકા તલકચંદ તરફડીઆ હવે અઠીક થયા લોકો એમની સાથે બોલતે પણ અણકાવા લાગ્યા ! જુલેચુકે કોઇને ત્યાં સલાહ લેવા જાય તો "આવ ભાઇ એમ"ને બદલે "મૂરખા, કહેવા તો સહુ આવે પણ તારું દેવું ભરવા કોઈ આવે તેમ છે ? કર્યું તે વેઠ. અક્કલનો બહુ ફાંકો રાખતો હતો, તે દેવું કરતી વખતે ક્યાં ગુમાવી હતી ? ડાહીને બહુ લડાવ્યાં તે હવે અધર લટકો ! મોટાઇમાં બહુ તણાવા ગયા તે હવે બનો !" વીગેરે, વીગેરે, વચનોથી વીંધાવા લાગ્યા. પેલા ન્યાતના પચાતીઆઓ કે જેમણે કુટણને દુપટ્ટાથી ગુશ્કેટાટ બાંધી, હાથના બાંયો ચડાવી, તલકચંદ તરફડીઆ પાસે દેવું કરાવ્યુ હતું, તે તો કોણ જાણે સાતમાં પાતાળમાં ક્યાંય ભરાઇ ગયા કે તેમનું તો નામ નિશાનજ દેખાતું નહી. આ વખતે મારી માતાએ હાથમા ફક્ત કાચની બગડી અને ગળામા કાચના મણકાની કીડીઆસેર રાખી પોતાનો બધો સૌભાગ્યનો શણગાર સ્વામીને સોંપ્યો અને તેમાથી બની શકે તેટલું દેવુ પતવવા ગજી ખુશી બનાવી 'આ ઓધન ઘરેણે મુકી તલકચંદ તરફડીઆએ નાની રકમો પતવી અને મોટી રકમ પેટે રહેવાનું ઘોરડુ ગીરો મુક્યું. નવાઇની વાત તો એ છે કે દહાડા પણી વખતે જેમણે મોટી રકમ કાઢી આપી હતી. તેમણે જ ઘરેણા અને ઘર ગીરો રાખી લીધાં. આ જ સમયે પ્રિય વાચક ! હું મારી માતાના ઉદરમા હતી. તેણે તલકચંદ તરફડીઆને મારા જેષ્ટ ભ્રાતા રૂપી પુત્રરત્ન મારા પહેલાં આપ્યુ હતુ. કોડીનારમા કાંઇ પણ આકર્ષણ કરે એવુ હવે ન હોવાથી તથા કોડીનારમાં રહીને હવે વહાણુ પાછુ તરતું કરાય એમ પણ ન હોવાથી, ઘરેણા અને ઘર છોડવવારૂપી ચિંતા ચાલુ સામી રહ્યાં કરે એમ હોવાથી તલકચંદ તરફડીઆએ ધન, ધરા અને ધામને છેવટના રામરામ કર્યા અને "ભાગ્યાનો ભીરૂ રે મારો ભીમસેન–" એટલે મુંબઇ નગરીમાં નસીબની સોરટી અજમાવવાનો નિશ્ચય કર્યો વખતે વાંચકને શંકા થશે કે મારી માતાનાં માબાપ આ બધુ જોઇ કેમ રહ્યા, તો જાણવુ જરૂરનું છે કે તે પણ બિચારા લક્ષ્મીની અવકૃપાના ચોપડામાં હતાં જેથી પોતાનુંજ માંડ માંડ ચલવતાં હતાં. દીકરીનો દરિદ્રાવસ્થામાં તેને બીજીવાર દહાડો ચડેલો જોઇ અને તેમા એ જમાઇને પરદેશ જવા દઈ દીકરીને પોતાની પાસે રાખી લેવાની પણ પોતાની અશક્તિ જોઇ દીકરીથી છુટા પડતી વખતે તેમને બહુજ લાગી આવ્યુ પણ દૈવની સામે દાદ કોઇને કરાય તેમ ન હોતી એટલે દીકરી જમાઇને બહાર ગામ ખિન્ન હૃદયે જવા દીધાં. ગામના લોકોએ તલકચંદ તરફડીઆના ગયા રહ્યાની દરકાર તલ માત્ર પણ ન કરી, કારણકે જેમને હસ્યાટ હતો, તેઓએ તો એમને બરાબર ખાલી કરી લીધા હતા.

( ૩ )

મુંબઇમાં પોતાની સગર્ભા સ્ત્રી સાથે તલકચંદ તરફડીઆ ગરીબલત્તામા સસ્તામાં સસ્તા ભાડાની એક કોટડી ભાડે રાખી રહ્યા. પ્રથમ પુરૂષાર્થ ઘાસતેલની ફેરી ફરવામા અજમાવ્યો. અને ખાવા જેટલુ મળી રહેવા લાગ્યું. પણ તેથી તેમને સંતોષ શી રીતે થાય ? જેનું મગજ આસમાનના તારા ખેરવવાની શક્તિ ધરાવતું હોય તેને આટલાથી સંતોષ શી રીતે રહે ? પણ પાસે પૈસો નહી એટલે કરે પણ શું ? મુંબઇમા બે પૈસા ધીરવાનું કહેવાય પણ કોને ? અને વખતે

આપવાને કોઇ તૈયાર થાય તો જામીન કોણ બને ! ખાતું પાડી આપવાના તો સોગંદ હતા અને અજાણ્યા પરદેશીનું ખાતું પાડે, પણ કોણ ? આવી દરિદ્ર અવસ્થામાં પોતાનો ઘર સંસાર મુંગે મોઢે અને હસતે ચહેરે ચલવે જતી મારી આ આગળ તલકચંદ તરફડીઆ પોતાની મુંઝવણ કદી મુકતા નહોતા. તેમના મનમાં હમેશાં એમ રહેતું કે પુરૂષે આપી શકાય તો મુઠીઓ ભરી ભરીને પત્નીને આપવું પણ મુઠી ન ભરાવા માટે બીરૂ બનીને ભામાંને બારથારે વધારે ચિંતાગ્રસ્ત કરવી નહી જો પતિ સાથે તેમા સ્ત્રી પોતાનો નિર્વાહ સહર્ષ કરે અને તેને ચણોઆંમાથી બાદ રાખે તો બસ છે તેમાં વળી મારી માતા બેજીવસોતી છે, એમ એ જાણતાં હોવાથી પોતાના મનની સ્થિતિનો એને સ્વપ્ને પણ ખ્યાલ આવવા દેતા નહોતા. પણ પોતે અંદરથી બહુ અસ્વસ્થ રહેતા. તેમના મનની સ્થિતિ ધુંધવાતા અગ્નિ જેવી હતી પોતાની ચડતી શી રીતે કરવી, એ એમને સુઝતું નહોતું. મારી માથી આ તેમની મુંઝવણ છાની નહોતી, પણ મૌનરૂપી આડો પડેલો પડદો તે ઉપાડવા માગતી નહોતી કારણ કે દાઝ્યા ઉપર ડામ, જેવું થાય તેમ હતું. વળી પોતાના હાથનો સંકોચ તે તેમને કદી કહેતી નહોતી. જે એ કમાઇને લાવતા, તેમાં એ પોતાનું ઘર ચલાવતી. દળણું ખાયણું કરી પોતે પણ બે પૈસા પતિની કમાઇમાં ઉમેરતી આ સ્થિતિમા નવ માસ વ્યતીત થઇ ગયા, તે જણાયા પણ નહી; અને એક દહાડો હું અવનિપર ઉતરી.

(૪)

આ અરસામાં, એક વખત ઘાસતેલની ફેરી ફરતા ફરતા તલકચંદ તરફડીઆ સકરચંદ સટાકીઆ સોલીસીટરના આવાસ આગળ "ઘાસતેલ, ઘાસતેલ," કરતા જઇ પહોંચ્યા. સટાકીઆ સોલીસીટરના રામાએ માળાના ત્રીજા માળના છજામાંથી બુમ મારી કે "એ ઘાસતેલ, ઇધરે ઇધરે, વરતીયે, વરતીયે." તલકચંદ તરફડીઆ ખાંધ ઉપરના વાંસના પાછલા છેડેથી સાંકળમાંથી લટકતા, દારના પગથીઆ સાથે કથરોટ ખણણણ, ખણણણ, અવાજ કરતા પાછલા ડબા સાથે, આગલા ડબાની સાંકળીને એક હાથે ઉંચી રાખી, ત્રીજે માળ ચડી સટાકીઆ સોલીસીટરના ઓરડા આગળ કાંધેથી ડબા ઉતારી બેઠા. રામાએ ઘરમાંથી આણેલા દીવા પોતાના શીશેથી ભરી આપતાં ઘાસતેલ ઓછું ભરવા ગણધી રહ્યો રૈયત થઇ, જેમાંથી વાત વધીને "એક કુડાની મીજનાર નાંખી. કયાસા ઘાસતેલ કમતી દીલા? બરોબર ભરન દેઃ" એવી તકરાર ઉપર ગઇ તલકચંદ તરફડીઆનું તતેયું ઉંચુ ગયું ને ગીરમાગુરમી શબ્દની લ્હાણીમાંથી સેંદો મારામારીનો થવા આવ્યો. જે સાંભળીને સટાકીઆ સોલીસીટર સુલેહનો ભંગ થતો અટકાવવા, જાપાનીઝ સપાટા ચટપટ ચટપટ બોલાવતા આવી પહોંચ્યા. એમની બીજી વખતની બૈરી પણ 'બાળગોપાળ સાથે બાગ્બાના બારસાખમાં આવી ઉભી અને પતિશ્રીપાસ મુકદમાનો ફેસલો કેવી રીતે આપે છે તે જોવાને પ્રેક્ષકવર્ગ તરીકે હાઉકાં જેવા ગો ડરી વાળી સુગ્રીવના વચ્ચે પડેલા રામને જોઇ રહી. બન્ને પક્ષે વકીલની ડખલ બે બીલાડી વચ્ચે વાંદરાની વાત ધ્યાનમા રાખી કાઢી નાંખીજ હતી! રામાએ પડેજ પોતાની ફરીઆદ નોંધાવી અને તલકચંદ તરફડીઆએ પોતાનો બચાવ પણ પેશ કર્યો, અને મુદ્દામાલ ઘાસતેલ સાથેનો શીશો કેટલું આપ્યું હતું તે બતાવવા આગળ ધર્યો. ન્યાયાધીશ સટાકીઆ સોલીસીટરે બન્ને પક્ષના પુરાવા સાંભળી લઇ ફેંસલો

માટે મુદ્દત નાખી નહી પણ સાંજે ત્યાં થોડી મીનીટ માટે વિચાર કરવા મસજરેપી ખાનગી ઓરડામા જઇ તરત પાછા આવી બચાવપક્ષની તરફેણમાં નિર્દોષપણાનો ચુકાદો બેધડક આપ્યો અને ફરીઆદી રામાને "આતા દુસરીવેળા મરીબાચીવર અસી જાસતી કરૂં નયે," એવા સાવચેતીના શબ્દો કહી નિર્દોષ ગુન્હેગારને છોડી મુકી કચેરી બરખાસ્ત કરી. રામો બીચારો શેઠને ફાયદો કરવા જતા સપડાઇ જવાથી ઝખવાણો પડી ગયો અને ઉંચું નીચુ નાખી માથુ ખજવાળતો–"શેઠ, તુંમાલા જસે બધતો તસાપી કરતો," એવુ કાંઇક બબડતો બબડતો બોયને હલકી કરતો વાસણ પાણીનો ફાન આમળી પોતાનો ગુસ્સો ઉતારવા ચાલતો થયો.

અહી સટાકીઆ સોલીસીટરે તલકચંદ તરફડીઆને પોતાના ઘરની વાત બીજે ન કરે એવા આંતર ઉદ્દેશથી અને ધામતેધ લીધેલાના પુરા પૈસા ભરી આપવાના ખાલી દેખાવથી પોતાના ઓરડામા બોલાવ્યા આડી અવળી વાતો ચલાવી નોકરને બીની બે ચાર ઠોકર લગાવી, ગમાગની ગાદીપર ફુલાવી, ટાઢા પાણીનો કળશીયો મગાવી, મુખ ઉપર હાસ્યને ચગાવી, સ્નેહ દીપકને ઝકાવી, ગુસ્સાના આવરણને ચડાવી, મામલો અવળો હોવાથી પોતાના પોતને દબાવી, નાટના નખરા નમાવી, "અદ" પદને રગાવી, અનમાઆસ નામની પુછપરછની ચાવી દબાવી. કોઇનાર એ શબ્દ કાને પડતા અને ફકીરચદ ફેફડીઆ સ્મરણે ચડતા, સટાકીઆ સોલીસીટરના હરખની હદ બેહદજ થઇ ગઈ એકદમ ખુરશી ઉપરથી દોડી, તલકચદ તરફડીઆને બાટી કરી, અને જુની ઓળખના—"તું નહી તો તારો બાપ," તેયે નહી તો તેનો બાપ'–એના ફાટયાં તુટયાં પોથાં થોથાં ઉકેલ્યા. "અરે પહેલેથી ખબર પડી હત તો સાળા રામાને લાત મારી ક્યારનોએ કાઢી મુકયો હત. પણ હશે, બીચારો ગરીબ છે, એની તે અક્કલ કેટલી ચાલે? તમારા મારા જેવાએ તો મોટા મનના થવું જોઇએ પણ તલકચદ તરફડીઆ ગેહ, કહો તો ખરા આમ ચુપચુપ મુંબઇમાં કયાંથી અને કયાંથી! એક પણ સરખુએ નાખવાને ન મળ્યુ? જાઓ મારા સાહેબ, એવા અકડ થયે દુનીઆ ચાલતી હશે કે? કયા ઉતર્યા છો?" વીગેરે વીગેરે, ઉપરાઉપરી, ઉપછસ્સી, આડીઅવળીથી તલકચદ તરફડીઆને અગ્રના પાણીમાં બેસાડી દીધા. "અરે સાંભળો કે, આ તરફડીઆ શેઠને ઓળખ્યા કે? તમે તો બધા આજકાલના તે કયાંથી જાણો? ફકીરચદ ફડફડીઆ અને આપણા આદા એ તો દીલોજાંન, એક એકના મોઢામાંથી ઝુંટવી ખાનારા આ જો, ફેકીરચદ ફેડફડીઆ, મારા બાપાની પેઠે એમની સાથે મુંબઇમા આવ્યા હત તો તો, શેઠ, મારી પેઠે તમેએ કયારનાએ તાગડધીનાં કરતા હત. પણ ખેર, બનવાની બની ગઈ. પાછલી તિથિ તો જોશીએ જોતા નથી. ગઇગુજરી સંભારે શુ ફાયદે? કહો હવે, તલકચદ તરફડીઆ, તમે આમ ઘાસતેલની ફેરીમાં કેમ? મને તમારો ઇતિહાસ અથથી ચાંઢીને કહો અને જો તમારો અંહી કાંઇ બેધ ન બેસતો હોય, તો ચાલો હું ત મને ઠેકાણે પાડું."

તલકચદ તરફડીઆએ આપવીતી અથથી ઇતિસુધી કહી સંભળાવી, પોતાની સદ્ગુણી નાર–એટલે મારી માતા–નાં ભારોભાર વખાણ કરી, અંતે ભાવિની બલીહારીપર ભાર મુકયો. આ કરુણરસ પ્રધાન કથા સાંભળી ચરપર ચડેલ સટાકીઆ સોલીસીટર એકદમ

છે ? અહીંતો कार्यं साधयामि ના સિદ્ધાંતનું અનુકરણ થતું હતું. વળી આંખને અક્ષરમાં પરોવી રાખી કાનને નવરા ન પડવા દેવાના મતને અનુસરી તેમને ગોરડા વગરના તારનું મણકું બનાવતા, અને બધું ભુસું ભગજના ગોદામમાં ભરતા. આથી બાપાલાલ ઐશર્મીએ હવે તો તલકચંદ તગડીઆની આંખેજ જોવા માંડયું. બધાની ધારણા પ્રમાણે જુના મુનીમ વૃદ્ધ થતાં તલકચંદ તગડીઆ મુખ્ય મુનીમ તો બન્યા; પણ બાપાલાલ ઐશર્મીએ ઉપરાંત એમને પોતાના ભાગીદારને પદે પણ સ્થાપ્યા, એવી આશાથી કે પોતાનો સ્વાર્થ અંદર સમાતાં તે કાપડના વેપારને હજી પણ વધારે ખીલવશે, એટલુંજ નહીં પણ બીજી શાખો પણ ખોલશે. જેમ વ્યવસાય વધી તેમ છટા પડ્યા, સાચાં જુઠાં, અને લાંચ પીછાડ પણ વધ્યાં, એટલે વકીલ વિના વિપત્તિ પડે કારણકે નહીં તો કાયદો નડે ! તેથી સટાકીઆ સોલીસીટરની જુની મોહોબત તલકચંદ તગડીઆ સાથે જેવી ને તેવી સતત ચાલુ રહી, બલ્કે વધી. ફાયદો એ થયો કે કાયદાના કાવાદાવાના પણ તગડીઆ પુરા માહીતગાર થયા.

(૬)

હવે તો તલકચંદ તગડીઆ બાપાલાલ ઐશર્મીના ભાગીઆ બન્યા હતા, ગાદી નીચે બેસવાને બદલે ગાદીના અર્ધભાગના હકદાર થયા હતા. તેથી સટાકીઆ સોલીસીટર જેવાના સાથમાં રહેવાને પણ લાયક તથા શક્તિવાળા પુરા દામ દેખવા લાગવાથી હવે મન માણવા માગતું હતું. મદ્ય સહેવાનો નહોતો, વિત્ત વૈભવનું તરસ્યુ બનવા માંડયું હતું ખાદી ખુંચતી હતી, પગ પાણી પાણી થતા હતા નિર્દોષ જીવન નડતું હતું. ચાકર વગર ચાલે તેમ નહોતું. ખુશામત ખીજમતમાં જોઈતી હતી; હજીઓ કટાક્ષ જતો હતો, માખીઓ મારવાને જોઈતા હતા, પ્રભુચિંતનની પીડા લાગતી હતી દંભ દેખાવનો દમદમો જોઈતો હતો, ઓળખાણ પીછાણ આગળ દોડવા જતી હતી દિલના દોર દરીઓ કુદવા ચાહતા હતા વાડી વજીફા વધવા માગતા હતા, લક્ષ્મીની લાલચ લપટી પડી જઈ લપસે જતી હતી; ન્યાયને નેવે મુકવાનું મન થતું હતું સત્યને સીવી મુકવાથી ફાયદો જણાતો હતો. વાહ, વાહ ! રાજર્ષિ મહારાજ ભર્તૃહરિએ ખરૂં કહ્યું છે કે—

अवस्था वस्तूनि प्रथयति च संकोचयति च ।

તલકચંદ તગડીઆ સટાકીઆ સોલીસીટરના સાથે પડોશી થયા પ્રથમની ઓળખાણ, રસ્તે મળવાનું ઓશાન અને સ્વાર્થમાં સહીઆરૂ હોવાથી સંબંધ ગાઢો થવા લાગ્યો. પુરૂષોનો મનમેળ તો હતોજ, તેમાં હવે સ્ત્રીઓનો પણ થયો. પાંચ વર્ષની હું સટાકીઆ સોલીસીટરના ઘરમાં પડી પાથરી રહેવા લાગી. આકર્ષણ બાળગમતના ગોઠીઆ સાતવર્ષના સરૂપચંદ સ્નેહાધીનનું હતું. પોતાની બહેન ગત થવાથી સટાકીઆ સોલીસીટર સરૂપચંદ સ્નેહાધીનને પોતાના ગગા ગગીની સાથે ઉછેરતા હતા. બનેવી પરણ્યો હતો બીજી; જેથી તેની સાથે સંબંધ તુટયો હતો અને નવીની રક્ષાતળે સરૂપચંદ સ્નેહાધીનને રાખવાનું સટાકીઆ સોલીસીટરને ઠીક ન લાગ્યું: કારણ સરૂપચંદ સ્નેહાધીન શોકનું સાલ હતા ! સટાકીઆ સોલીસીટરના કચ્ચાં બચ્ચાં કરતાં મને આ સરૂપચંદ સ્નેહાધીન સાથે ઠીક બેસતું આવતું. કારણ કે સોલીસીટરના સંતાનોએ સાહેબીરૂપી માખણપાકનો, માતાપિતાની શીતળ

ભાષા રૂપી શીઆળીમા સ્વાદ ચ ખેલ હોવાથી એમની દાઢ ચસકેલી હતી, અને શહેરના સુધારામાં સજ્જ થયા હતાં જેથી ઝભ્ભાનાં અને હાથના છુટા હતા અને વાગડવામાં પણ હતા ત્યારે નભાયા સરૂપચંદ સ્નેહાધીન ગર્ભના ગયા અને ગામડામાં મોથા ખાધેલા હોવાથી અને નિર્દોષ જીવન ગાળેલુ હોવાથી ધોડાબોલા, ઠરેલ અને દયાળુ હતા. સોલીસી ટરનાં વીઆં (છોકરી) ભેજાનાં ગેપ હતા, ત્યારે સરૂપચંદ સ્નેહાધીન અક્કલના મક્કમ હતા. મનુષ્યનો પરસ્પર સ્વાર્થ જ્યારે ગાઢ સંકળાયેલ હોય છે ત્યારે સ્નેહ બાહ્ય દેખાવ બહુ ધારણ કરે છે. જો કે મન તો સાક્ષી પુરે છે કે સ્વાર્થરૂપી કડી તુટતાં જુદારો થતાં વાર લાગતી નથી. મારો મોટો ભાઇ મારાથી પાચ વર્ષે મોટો હોવાથી તેનું લક્ષ ઘરની અંદરની બાળ રમતોમાં નહોતું હું બન્ને ઘરના છોકરામાં સાથી નાની હોવાથી મને રમાડવાનું સ્વભાવિક રીતે સૌને મન થતું કુદરત અને કૃત્રિમતાનું મિશ્રણ કરી સટાકીઆ સોલીસીટર મને ઉચકી ઉચકીને અને મારા ઉપર બચ્ચીઓની અથાગ નવાજેશ કરીને મને બહુ ખેલાવતા માટે મેં પણ તેમને સટાકીઆ કાકા કહી કહીને દુ.પી જતું અમારા બન્નેના ઘરમાંથી બીજા બધાં કરતા એ મને બહુ બોલાવતા. એટલે હું એમનેજ દેખતી, તે એટલે સુધી કે સરૂપચંદ સ્નેહાધીનની સાથે રમવાનું પણ ભુલી જતી. એટલુંજ નહી પણ વખતે સરૂપચંદ સ્નેહાધીન મને રમવા આવવાને હઠ કરે તો મોથી બેચાર છણકા અને હાથથી તરછોડા પણ કરી લેતી. સટાકીઆ સોલીસીટર જ્યારે આરામખુરશીમાં પડી પેપર (છાપુ) વાચતે વાચતે મને પોતાની ફુંદ ઉપર બેસાડી રમાડતા ત્યારે હું તેમની મુછોના વનમાં મારી કુમળી આંગળીઓને વિહાર કરાવતી અને બરાડા પડાવતી, એમના પેપરને ફાડી અથવા ફેકી દેતી અને ધુન ભરાતી તો એમની–હળકુના કુણા પીલ્લા જેવી–ફુંદ ઉપર, કૃષ્ણ જેમ કાળીનાગની ફણા ઉપર થનથન નાચ્યા હતા તેમ, તેમનો હાથ પકડી નાચતી અને તે વખતે સટાકીઆ કાકાના હરખનો પાર રહેતો નહી. બહારથી ઘરમાં પગ મુકતા પોતાના ઘુસદ ઘાટે ગજીની બાબ પોકારતા કે તરતજ અમે ત્યા હોઉં, ત્યાથી સર્પ જેમ મોરલી સુણી અમે ત્યાથી દોડી આવી વાદીની સામે ફેણ માંડી ડોલવા માંડે છે તેમ, હું સટાકીઆ કાકાની પાસે આવી એમના હાથમાં બેસી જવાને અને એમની બચીઓથી ખડખડાટ હસી પડવાને, એમની કમરને મારા નાજુક હાથથી ઝુક ઘેરવીને કુદકુદા કરી મુકતી. એમની ખુરશી પાસેની ટીપાઇ ઉપર મુકાતા ચા કે દુધના પ્યાલાને, જો એ મને પહેલાં તાસકમાં ન આપે તો, હું ગબડાવી પાડતી એ પોતાના કામમાં પુરેપુરા પરોવાયલા હોય ત્યારે હું છાનીમાની જઇ એમને મારા નાના નખોથી રાતી કીડીનો ચટકો ભરતી અને તેમ છતાં મને પાસે ઉભેલી જાણ્યા છતાં જો એ મને પોતાનું કામ પડતુ મુકી રમાડવામાં વાર કરતા તો હું એમનું લેખન સાહિત્ય આડુ અવળુ કરી મુકતી એટલે એ ધુંઆપુંઆ થવાને બદલે "ઉભી રહે ચોર, તોફાન કરે છે કે?" કહી મારી પાછળ દોડતા અને હું અને એ, મે. ડીની મધ્યમાં મુકેલા ગોળ ટેબલની આસપાસ ફેરફુદડી કરતા. મને ન પકડી શકવાનો દેખાવ કરતા સટાકીઆ કાકાને જોઈ, અહાહા, શુ મારે દોડતા જઇ વાંકી ગરદને એમની તરફ જોઇ નિર્દોષ ખડખડ હસવું?

આ સટાકીઆ મામની સલાહથી તલકચંદ તરાકીઆએ કળવણી આપવાને

તો ખગ પણ આંખોના મળાપી એટલે એ દેતેજ બધાને ગળે ઉતરી. આ નક્કી થયા પછી વાત વળ્યું કેટલીનાન્ય. આવેલી સગા વહાલાઓની કુસફુસથી છાટેલી ટકોરીઓ તગ અને વેમાયા ફરી અમારા ઉપર. સટાકીઆ કાકા કહે કે " ભાઈ તલકચંદ તરકડીઆ, આપણે તો વાયનો વેવીશાળ કરી મુક્યો છે અને પરણવા જેવાને વગે પણ કરી દીધા છે, એટલે હવે ઉચ્ચાટ નથી. જે કહો તે માન સરૂપાનો છે પણ એ તો કહે છે કે કોલેજનું ભણતર ભણેથી કાઢવા પછી પરણવાની વાત પણ શેં, હવે આ ગગી દીકરીનું શું વિચાર્યું છે? ભણાવો ગણાવો છો તો ખરા પણ પછી કોઇ ટેડીનારનો ટુકડો એને ગમશે નહીં તેમ કોઈ ત્રીજી ત્રિષાનો તાબેદાર થવા ઇચ્છતો પાંજરાપોળિયો પણ પરવડશે નહીં! માટે પરણાવજો ભલે એને પણું કોલેજ છોડયા પછી, જો એની એમજ ઇચ્છા હોય તો પણ અત્યારથી નજર ફેરવતા રહેશો, અને આપમાઆપ ખુપે એવા કોઈ સુગતીઆને આરોપી રાખશો તો સારૂં છે" તલકચંદ તરકડીઆએ તલૈયાને તરતજ તાજું તો કર્યું, પણ ગંદિ સટાકીઆ કાકાની સલાહ શોધી. સટાકીઆ કાકાને તો જોઈતું હતું એટલુંજ એટલે બોલ્યા "જોજો શેઠ, ગમે સ્વાર્થી ન કહેતા. લાયકાત જોઇને વાત કરૂં છું અને એકમેકના મનમેળ જાણું છું તેથી ભવિષ્ય સારૂં નિવડશે એમ નક્કી લાગવાથી કહું છું કે જો આ મારા (સરૂપચંદ સ્નેહાધીનને બતાવી) સરૂપાને ગગી બેટાનો હાથ સોંપો તો સોનું ને સુગંધ બે એકઠાં થાય, દુધ ને સાકર ભળે અને મારી બહેન સ્વર્ગમાંથી જોઈ આનંદ પામે કે ભાઇએ ભાણુજાને રાખી જાણ્યો. બસ, શેઠ, ટુંકામાં સમજી જાઓ. સ્નેહસ્નેહની વાતો બહુ લંબાણથી કરીએ નહીં. ઉંઠગ ફાટી જાય અને પછી આપણને બંધ નહીં" મારી માતા અને સટાકીઆ કાકાની સંમતિ સારૂં 'સટાકીઆ, તરકડીઆ અને દંપતી'ના મુખ એમની તરફ ફર્યાં અને એમણે તો "દુધમાં ખાંડ, ગોળમાં ઘી ભળ્યાં' ના વાક્યોથી એકબીજાનાં દેનેજ કાર્યાં. તલકચંદ તરકડીઆ તો તે વખતેજ ગળ્યું મોં કરવાને અને ગોળ ધાણા વહેંચવાને તલપાપડ થઈ ગયા, પણ મેં મારી માના કાનમાં કહ્યું કે વેવીશાળ અને હસ્તમેળાપ બધુંએ સાથે બન્યા વગર હું અટલા પણ બંધનમાં બંધાવા માગતી નથી.' મારી માએ તલકચંદ તરકડીઆનો કાન ફુક્યો અને એ બોલ્યા "જુઓને ભાઇ સટાકીઆ સોલીસીટર! અત્યારથી વેશવાળ, તો હું કરી રાખતો નથી પણ જાઓ સરૂપચંદ સ્નેહાધીનને હું મારી ગગી પરણાવીશ."

(૮)

સરૂપચંદ સ્નેહાધીનને પરણી શકાય, એ જ્ઞાનરૂપી ઘર સ્મરે અહીંઆ મારા તરફ પહેલવહેલું સાધ્યું. જે પ્રેમ અત્યાર સુધી નિર્મળ અને સ્વતંત્ર હતો, તે હવે કામદેવની સાંકળમાં સપડાયો અને તેની સાથે મારામાં શરમાળપણાએ અને સરૂપચંદ સ્નેહાધીનમાં ગ્રામ્યતાએ પ્રવેશ કર્યો. હૃદયપટમાં પડેલા નિકટ સહવાસના નિર્મળ જળથી સીંચાયલા, સ્નેહબીજનો અંકુર હવે ફુટયો. જોતાં જો કે તે દિવસે દિવસે વૃદ્ધિગત થતો હતો તોપણ તે અમારા બી. એ. થતાં સુધી બાળકજ રહ્યો હતો એમ કહું તો ચાલે. કોલેજમાં આવ્યા પછી, પણ અમારી દિનચર્યા રાબેતામાં હતી તેવીને તેવીજ ચાલુ રહી એજ. પ્રમાણે કોલેજ ક્લાસમાં કોમ્પીટીશન (હરીફાઇ), એજ પ્રમાણે ઘર અગાડી ખેલ અને એજ પ્રમાણે નિખાલસ નેહનું રટન, પણ હવે એ બધું માત્રામાં જ, નાનપણની પેઠે હવે હું સરૂપચંદ સ્ને-

હાધીનતી પાછળથી આવીને આંખો દાબી મશ્કરી કરતી નહોતી, હવે હું ટપલી મારી એમને ચીડવતી નહોતી, અને હવે હું એમની જોડાજોડ બેસી એમના માથા જોડે માથું અડકાડી વાચતી નહોતી. કોલેજમાં પણ છોકરાઓ અને મારી સહીપણીઓ અમને બન્નેને મશ્કરીમાં ઉડાવતા અને બધા નક્કી કરી બેઠા હતા કે અમારા વરવહુ થવામાં “મીનમેષ” નો ફેર થાય એમ નહી હતું અને આ વાત તો છેક પ્રોફેસરોને કાને પણ પહોચી ચુકી હતી. જ્યારે બી. એ. માં અમે બન્નેએ ઐચ્છિક વિષય તરીકે કેમીસ્ટ્રી ( રસાયણશાસ્ત્ર ) ભણવાનું નક્કિ કર્યું અને જ્યારે અમને બન્નેને એક મેજ ઉપર એકઠા એક્સપેરીમેંટ (પ્રયોગો) કરવાની કેમીસ્ટ્રીના પ્રોફેસર (શિક્ષાગુરૂ) તરફથી મન્જુરી મળી ત્યારે તો દરેકને મનમાં દઢ થયું કે ઉંટડો અમુક બાજુએજ ઉતરશે! જો કે કેમીસ્ટ્રીના પ્રોફેસરે તો અમારી કાંઈક આગળ પડતી દેખાતી બુદ્ધિને વધારે આગળ પડવાનો બહોળો અવકાશ મળે તે ખ્યાલથીજ અમારી જોડી ગોઠવી હતી. વળી કોઈ તદન અજાણ્યા છોકરા સાથે મને મુકે તેના કરતાં જ્યારે સ્વરૂપચંદ સ્નેહાધીન એક વર્ગમા હતા, ત્યારે તેમની સાથે મને કેમ ન મુકવી એ પણ તેમનો વીચાર વખતે હોય. ત્રીજુ,–બધા પ્રોફેસરો અમારી વાત જાણતા હોવાથી આ પાશ્ચિમાત્ય મમતી પ્રોફેસરે અમારી ઓળખ કેળવવાનો પણ અમને વખતે અવસર પણ આપ્યો હોય. વળી કોલેજોમા આવી જગ્યાએ છોકરીઓ છોકરાઓ સાથે છુટથી ભળી શકતી હોવાથી આમા કાંઇ કોઇને અયુક્ત લાગે તેમ નહોતુ ગમે તેમ હો પણ દરેકના મનમા એટલુ તો નક્કીજ થયુ હતુ કે વખત જતાં આ જુગલજોડી દંપતીની સ્નેહગાંઠથી જોડાશે. તેમાં વળી જ્યારથી અમને સંધ્યાકાળને સમયે ચોપાટી ઉપર સાથે ટેલતા જોવા માંડ્યા, ત્યારથી તો સોએ સો વસા સહુને સજ્જડ મનમા બેસી ગયુ કે અમે પરણીશુ એ નક્કી. ઘર આગળ પણ વડીલોએ અમારો સંયોગ નિર્માણ કરી દીધેલો હોવાથી અમને એકબીજા સાથે છુટથી બોલવા ચાલવા દેવામાં વાંધો લેવામાં આવતો નહોતો. વળી અમે બચપણમાં થીજ એક બીજા સાથે ઉછરી યુવાવસ્થાએ પહોચેલા હોવાથી અમારી વચ્ચે મન સંકોચ નહોતો. બાદ માત્ર યુવાવસ્થા અને અમે વર વહુ થઇશુ, એમ જાણી જે થયો હોય તે. તેમ બન્ને કુટુમ્બ પણ સુધરેલા હવાપાણી અને સુખઇમા રહેવાથી છાછોછવાળા નહોતા. જો કે કાઠીઆવાડમાંથી આવતા સ્ત્રી પુરૂષ મહેમાનોને અમે એક બીજા સાથે પરણવાનાં છઇએ એ સાંભળ્યા પછી આ અમારૂં છુટ વર્તન અસભ્ય લાગતું હતું ખરૂં પણ એ બા મનમાં એમની વિસ્મયતા અને કેટલાકની તો મોંએ મોની ટીકા પણ ખા જતાં હતાં!

(૯)

જ્યારે અમો શુદ્ધ પ્રેમીઓની ઘટના આ પ્રમાણે જામી રહી હતી, ત્યારે તલકચંદ તારાચંદીઆની સંસાર માયા લાંબીને લાંબી પસરેજ જતી હતી. હવે તો જે માળાની અમુક ઓરડીમા ભાડુઆત તરીકે રહેતા હતા તેને પોતે ખરીદી લીધેલો હતો. વળી બે ચાર બીજા માળા ને બંગલા લીધેલા તે તો જુદા. કોલેજમાં હું આવી ત્યાં સુધી તલકચંદ તારાચંદીઆ બાપાલાલ બેચરભાઈના ભાગમાં ધંધો ચલાવતા હતા અને તેને ચોમેર વધાર્યે હતા. બન્ને ભાગીદારોને મનતું સગાભાઈ જેવુ જેથી ભાગીદારી તોડી સ્વતંત્ર થવાનો

લીમીટેડ કંપનીઓના એજંટ બનવા છતાં તે કંપનીઓના શેરોના સટ્ટામાં દલાલો મારફત મોટી ઉથલ પાથલ કરતા ચુકતા નહીં. કોઈ દહાડો એમ ખ્યાલ ન આવતો કે કોઈ માઈનો પૂત જાગ્યો અને એજંટ સટ્ટા કરી શકે કે કેમ એવો સવાલ જાહેર રીતે પુછ્યો તો ભારે થઈ પડશે. ક્યાંથી આવે ? દરેકના તેની લાયકાત પ્રમાણે મોં છાંદવાની શક્તિ પાસે રહી, પછી ફીકર શી ? વળી ખાનગીમાં અમેરિકામાં ચાલતો હતો એમનો રૂનો સટ્ટો, અને કલકત્તામાં સણનો સટ્ટો, અને ચીનમાં અફીણનો સટ્ટો, અને ઈંગ્લેંડમાં સોના ચાંદીનો સટ્ટો, અને ફ્રાંસમાં મોતીનો ! એટલે કુકર્મનું ત્રાજવું હવે ભારે થવા માંડ્યું હતું. જેથી દેવ પણ કડવાનોજ વિચાર કરતું હતું કેટલાક વખતથી ચોપડામાં ઉધાર પાસું વધતું હતું ખોટનો ખાડો તમામ જાતના 'રીઝર્વ' (બચાવ માટેના) ફંડોમાંથી પુરાતો જતો હતો અને નવી જમાને પોતાના પુરમાં ઘસડે જતો હતો ! ઑડીટરો (તપાસનારો) હતા લંડન એકાઉન્ટંસીની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થએલા એટલે સરવૈયાના આંકડા સારી પેઠે મેળવી જાણતા હતા. અને ડાયરેક્ટરો બધા રીપોર્ટ બરાબર ચેક કરીને (તપાસીને) મતું મારતા હતા, જેથી દેખીતી રીતે કોઈપણ જાતનો વાંધો આવે તેમ નહોતો તલકચંદ તરફડીઆની વેપાર રૂપી પાંખો તળે જેટલા ભરાયલા હતા તેટલા તો તેને કંપાવા દે તેમ હતાજ નહિ કારણકે રોટલો ને આબરૂ બન્ને રફે દફે થાય. પણ તલકચંદ તરફડીઆની ખાનગી કાળો બાદ્ગ દેવગવાને દપી રહી હતી ! સટાકીઆ સોલીસીટર પણ તલકચંદ તરફડીઆનું સાહસ જોઈને કોઈ કોઈ વાર તો મોંએ હાથનો ડુચો મારતા અને સંભાળીને કામ કરવા બ્હીને બ્હીને સલાહ આપતા પણ સામું સાંભળતા કે—" નોકરીઆત વર્ગ જેવો નબળા મનનો કોઈજ નહીં. અરે ભાઇ, લાખ ખોઈએ તો બે લાખ રળીએ, તે કેવા મીઠા મધ જેવા લાગે ? તમે તમારે મને કાયદાની બારીમાંથી બચાવે જાઓ; ને પછી ચિંતા મને છે. " સટાકીઆ સોલીસીટર આના જવાબમાં માત્ર "બહુ સારું શેઠ, તમને ફાવે તેમ કરો " એટલુંજ કહેતા, કારણકે મનરૂપી જીભને ટેરવે વળગેલું લક્ષ્મીરૂપી મધ શરીરની રગેરગમાં પચી ગયું હતું.

(૧૧)

આ અરસામાં સટાકીઆ કાકી, સટાકીઆ કાકાની રજા લઈ પરધામ સિધારી ગયાં હતાં. હજી સટાકીઆ કાકા તો પચીસ હોર્સપાવરમાં (સારી તન્દુરસ્તીમાં) ડોલતા હતા ! કારણ કે સટાકીઆ કાકા ખાનપાન બખેરીને કરતા હતા અને ભારે ભામ ખાવાનું ભારણ રાખતા હતા અને ખાસ કરીને શીઆળામાં તો જાતજાતના મસાલા નાખેલા કેશરીઆ દુધના ગરમાગરમ પ્યાલા મટમટાવે રાખતા હતા. જેથી બાંધી દડી જેવું શરીર રહ્યા કરતું હતું અને ગાલેથી ગુલાબી ખસતીજ નહોતી એમને બીજી ખટપટ પણ આવીજ બનેલ. શરીર ત્રાંબા જેવું, એટલે મગજ સોના જેવું, એટલે મન મોતી જેવું ! એમાંથી એકાદ બીજી વારે દુખના દહાડા દીઠા હોય તોજ મલકાવ કોયને ? પણ બિચારી ઉમર ઉમરનું કામ કરે જતી હતી. મુછ ને માથાના વાળ થઈ ગયા તો હતા રૂપેરી, પણ નારંગીઆ દળતા હોવાથી લાગતા હતા ઉછળતા કાનકુંવરના જેવા ! દાંત પડી ગયા હતા એટલે ગાલના ખાડા ચોકઠાથી પુર્યા હતા શરીરને ટાઢ વાતી હતી પણ આઠે પહોર ગરમ કપડાંનો તેની સામે ગઢ બાંધ્યો હતો ઘડપણની અસર આંખોએ ઉતરી હતી, પણ ખરા ચેમ્બરનો ચરમાંની બધારીથી

સંકટ નિવારણ થયું હતું ઉધરસ જોર કરવા પ્રયત્ન કરતી તો ખોખારાથી તેને દબાતી દેવાતી રહેતા હતા હમેશ રોફમાં, મુછના આંકડાને પોમેટમનો વળ આપીને,—એટલે નશ પીવના પણ નમાવી દે શીષ, મોં મલકાવીને એમ. હતું વળી માત્ર એમની ઓળખાણથી તનમનનું જેમ હાથમાં ઝાલ્યું રહે તેમ નહોતું અને મગજ ચપળ ને તેજ હોવાથી અંતા નોની પરવશતાને તાણે રહેવું પડે તેમ નહોતું. કારણ કે હજી કોર્ટમાં જવાને હતું પગમાં જોર, અને મ થાકુટ કરવાને હતું મગજમાં ભરેલું ભૂસું! અત્યાર સુધીની બધી કમાઈ છોકરાને નામે ચડાવી આપી પોતે નવેગરથી ગમાર થઈ,ફરી, નવેલીને નચાવી શકે તેમ હતા.

આ બધા સંજોગોને લક્ષમાં લઈ અને તલકચંદ તરકડીઆની ચોટલી પોતાના હાથમાં હોવાથી હવે સટાકીઆ કાકાએ પોતાના આશ્રિત ગરૂપચંદ સ્નેકાધીનનું સારૂં કેક કરી ગજી દીકરીને પોતાની પરણેતર કરવાનો સંકેત સાધ્યો તલકચંદ તરકડીઆને એક દિવસ ગમગીનીની ટેકરીપરથી ગબડી વિચારની ઉંડી ખાઇમાં ઊંલાઈ ગયેલા મગજને પંપાળતા બેઠેલા જોઈ, સટાકીઆ કાકા પહોળું મો કરતા કરતા આવ્યા અને શેરની ચિંતામાં ભાગ પડાવા માંડ્યો. હસતું મો એકદમ સંકોરી લઈ કુલના કલેશના કારણને કાનમાં જવા દેવા કનિષ્ઠિકાને મુખે જોરથી ફેરવી મેલ સાફ કર્યો. મામલો ગંભીર હતો, કારણ કે હવે તલકચંદ તરકડીઆને કચેરીમાં પાઘડી ઉંચી મુકી નાદારીની અરજી કર્યાં વગર છુટકો નહોતો. દેશ પરદેશના સટ્ટાની ખાતનાં પતવણાં માથાના વાળ જેટલાં થઇ ગયા હતાં પણ તરતમાં તો મુંબઇનીજ જબરી ખોટ મોં ફાડી સામી ઉભી હતી દલાલોને રોકરાવેલા હોવાથી તેઓ વિકરાળ આંખો ફાડી હવે તો એક મીનીટ પણ થોભવાની ના કહેતા હતા અને બજારમાં ઉઘાડી રીતે બેઆબરૂ કરી બધુંએ બેસાડી દેવાની બ્હીક આપતા હતા. અત્યારે તો સંકટરૂપી જ્વાળા-મુખી ફાટી નીકળ્યો હતો અને તેમાંથી ઉડતા અને ચોમેર પસરતા ધગધગતા રસમાંથી બચવાનું હતું. સટાકીઆ કાકા પણ કાયદામ ડચકા ખાવા માંડ્યા ગાજી માત્ર ત્રીજા ફક્ત હાનીજ હતી પણ ખોખારો,કરી, મુછે હાથ ફેરવતા બોલ્યા, ' જુઓ શેઠ તલકચંદ તરકડીઆ, હું કહેતો નહોતો કે સંભાળીને કામ કરો. મારી વકીલની જીંદગીના કાયદાના વંધ શાસ્ત્રમાં ચકર વકર નજર ફેરવી ચુક્યો, તો આ સંકટમાંથી કાયદાનો આશરો લઈ બચાય એમ હવે લાગતું નથી. કારણ કે કૃપાળુએ મો, ઉપરથી, છેડા, પસેડો,તેને ઠેકાણે લાવવાને એક કાયદો લગાડાય એમ નથી. જુના, પણ હાદ્દરસ્તો ન નીકળે એમ તો નહીજ તો હઠ માથુ કુટીકુટી મગજના કપાસીઆ ભાંગી, લોહીનું પાણી કરી વકીલ થયા તે શા કામના? અને આટલા વરસ કેસો ચલવી ચલવી પાકટ થયા તે બધું ધુળધાણી. કાયદાની ક્લમથી તો સહજ લડે. પણ વગર કાયદે ઠેકાણે પાડે એજ વકીલ અને બંદો પણ તેવો મળવો જો છએ, ત્યારે બળતી આગમાં પડવાનું મન થાય." "કહો ભાઇ, કહો," ગરજમાં ગોથાં ખાતા તલકચંદ તરકડીઆ, નિરાશાના બાચકામાં આશાનું કિરણ ઉઠતું જોઇ સટાકીઆ કાકાની દાઢીમાં હાથ નાંખતા, અધુકડા થઇ બોલ્યા, " કહો ભાઇ, કહો; તમને આટલા દહાડા અંતરાયનું કારણ નથી આપ્યું તો આ મહાભારત આપત્તિમાંથી બચાવશો તો હું હું અંતરાયમાં રાખીશ, અરે, એકવાર ભાઇડી છોકરાં સાથે તમારો ગુલામ થઇ રહેવા કહેશો, તો તેમ પણ કરીશ. એથી તો કંઇ વધારે માગશો નહી ને?" નહીરે મારા શેઠ, એવો તે હું બેશર્મ અને ગમાર છું કે હોશમાંથી ભુલામાં નાખું? જુઓ, આ વખતે

તમને ખરા સપડાયલા જોઇ મારી આબરૂ આપે મુકી તમારૂં કામ કરૂં છું અને તેનો બ દલો માત્ર નજીવો માગું છુ" "હા, હા, પણ તમે કહોને કે એ સોટીના તરસ્યાં ગીધડાને તમે શી રીતે સમજાવશો?" "આ તમે જેમ મારી દાઢીમાં હાથ નાખ્યો તેમ હું એમની દાઢીમાં હાથ નાખી થોડા દીવસ થોભી જવા એ ગીધડાને વિનવીશ અને વચનથી એવા તો એમને બાંધી લઈશ કે તેટલી મુદતમાં શું કે ચાં નહી કરવા દઉં. એકવાર અણી ચુક્યો એટલે સો વરસ જીવે. "અરે, ત્યારે એ તો પાછી દુઃખ ઉભી ને ઉભી! કાંઈ એવી બાંગોળી કાઢો કે સરરોકા પાઉંજ નહી હૈ, એમ કરાય ત્યારે ખરો" "હા, એ તો સહેલું ને સટ છે. આખો પાઘડીનો તોરો કપાળ ઉપર એટલે એ ન કરી શકે જોર અને બીજી વાર જોવુ ન પડે કોર્ટનું મોં" "ના ભાઇ, એમ તો વહાણુ તળીએ બેસાડે" "ત્યારે પછી આજ રસ્તો, સોનજી ને સરતો! અરે તલકચંદ તરફડીઆ શેઠ, આટલું કરવાની હા કહો પછી આગે આગે ગોરખ જાગે! કાળું ટીડી છે કોક! ગભરાઓ છો કેમ? જાઓ મારા સાહેબ, સમુદ્ર ખેડીને ખાબોચીઆમાં શું બેસો છો? અમારા નોકરીઆતના તો પોતીઆં લેવાય, પણ તમે લાખની મુડીએ લાખથી દશલાખનો વેપાર કરનારા આમ બીરૂ શું બનો છો!" "હા, ઠીક, ત્યારે, તેમ તો તેમ. પણ જો જો હો, રાખતળે દાટેલો અગ્નિ અથવયમાં બ ળુકી ન નીકળે." "અરે એવુ તે શુ હુ અધુરૂં વેતરીશ! કોરા કાગળપર એમની સહી લઇ તમને બતાવુ પછી કેમ? અને તે રાખુ મારા કબજામાં તટસ્થ તરીકે પછી તો મનની મુંઝવણ મટશેને?"

"પણ, બદલો?" "કહો, તમને શી રીતે સંતોષ વળશે?" "સહજમાં વધારે સંકટમાં સપડાવુ પડે તેમ નથી ને ઓછો વિચાર કરવુ પડે તેમ નથી. એ બાબે બે-ફિકર રહેજો, આજ તમારા 'કાર્યભાજ' છે. હા કહો એટલીવાર છે" "ઠીક, ઠીક, પણ તે શું છે?" "આ તમારી દીકરીની સાથે મારા લગ્ન! કહો, એમાં તમને જરીકે હરકત પડે તેમ છે?" "પ...ણ સટાકીઆ, એને તો આપણી બધાની સંમતિથી સરૂપચંદ સ્નેહાધીનને આપેલી છેને?" "હા ખરૂં; પણ તે મોંયેથી કે બીજું કાંઈ? મારૂં ને તમારૂં ઘર જાણે કે બીજું કોઇ? અને વળી વેશવાળ પણ કર્યું નથી એટલે તમે તો ચોમેરથી છુટા છો." "હા પણ આખા ગામમાં એ પરણી ચુક્યા જેવાંજ ગણાય છે તેનું શું?" "અરે શેઠ, શું ઘેલા જેવી વાત કરો છો! ચાર નુધરેલાએ મશ્કરીમાં કહ્યું એટલે પરણી બેઠા? કોઇ બતાવશેને સાબીતી?" "અને ચોપાટી ઉપર બે સાથે ફરવા જાય છે, એ સાબીતી નહી?" "તે શુ ભાઇ બહેન નથી જતાં?" "અને આપણેજ એમનાં મગજમાં વર વહુનો અંકુર મુક્યો છે, તે હવે શી રીતે કાઢી શકાય?" "એમને જાહેર કરીને કે ગજગૌરીનો વિવાહ સટાકીઆ સોલીસીટરની સાથે કર્યો છે!" "અને એ એકબીજાને હદથી જ્યારે ચ્હાય છે, અને તે આપણે ઘરમા જોઇએ છીએ તેનું કેમ?" "અરે, ઇંગ્રેજી રીવાજ પ્રમાણે તમે અથવા તમારી સ્ત્રી ગજીને કહી દો કે હવેથી તારે સરૂપાને ઉત્તેજન ન આપવુ. એટલે એ સમજી જઇ સરૂપાને ચેતવી દેશે. એટલે મળવુ, હળવુ, હસવુ,-બોલવુ, બધુંએ બે મીનીટમાં બંધ અને તે આજકાલનો, ઉછેર,-મટુ પાછાં શુદ્ધ સ્નેહમાં સમજેનો? આજકાલ તો, રોટ, ચાહ તો ત્રણ ત્રણ દોઢીએ વેચાય છે, તે આપણે ક્યાં નથી જાણતા?" "અને વખતે બેઉનાં ગેપ, એ બન્ને નાસી છુટી બાનાંમાનાં પરણી જાય તો!" "તો,

શું ?—આ ખબર પડતાં હાથ જોડનારને તાર મુકી અટકાવ્યો કે હાથ નીચા ! " માટે શેઠ, તમારે ગભરાયલા કરી વાત ઉડાવી દેવી હોય તો આપ મુખત્યાર છો. બાકી રસ્તો તો બેન્ડસ્ટેન્ડથી વાલકેશ્વર જેવો સીધો અને સપાટ છે જોજો મારૂં તમને કાંઈપણ તરેહનું દબાણ નથી. હા, પછી મને ફજેત ન કરતા કે બળદની પેઠે પગતળે બાંધી ચાંપીને ઉઠાડી પડાવી લીધી. હું તો હજીએ કહુંછું કે ભમતા ભૂલો મારૂં કહ્યું વખતે માનેએ ખરા ને ન પણ માને. પણ મોઢેથી હું શુકન કઢાડી ચુક્યો છું તે મારૂં બનતું કરીશ. માત્ર એટલો વિચાર કરજો કે એક તરફ છે આબરૂ ને બીજી તરફ છે દીકરી. તમે છો વેપારીના દીકરા એટલે સંસારના મામલા કેમ ચાલે, તે સારી પેઠે જાણો છો. "વર્ણી જુઓને" વાત જ્યારે આટલે આવીને અટકી છે ત્યારે ચોખ્ખે ચોખ્ખુ જ કહી દઉં નથી હું કાંઈ લાકડી લેતો, કે નથી હું કાંઈ કેડે પટો બાંધી તૈયાર રહેતો, કે નથી હું કાંઈ કંઈ કાઢતો. બે આંખે જાડે ચશ્મા ચડાવીને પણ બાજની પેઠે જોઉં છું બે કાનથી શબ્દવેધીની પેઠે સાંભળું છું અને કૃત્રિમ બત્રીસીથી ભલ પણ આખું સોપારી એકાએક ભાંગી ખાઈ શકું છું. શરીરનું જોર એવું જ છે, મનનો દોર વધે છે પણ ઘટતો નથી, મગજનો તોર છલગ મારે છે પણ ખુણામાં ભરાતો નથી. કહો, એટલે એ બાબતનો તમારા કે તમારા વહુ દીકરીના મનમાં સંકોચ કોઈ પણ તરેહનો રહેવો ન જોઈએ. ચાલો ત્યારે, હવે શું જવાબ છે ? ઝટ લઈને કહી નાખો એટલે મારા કામમાં મારૂં મન ચોંટે અને તમે કરવા માંડો દીકરી પરણાવવાની તૈયારી. મારે કાંઈ મુંબઈમાં ઠાકોરાંઠથી પરણવું નથી કે ગજીને ઘરમાવું પડે. પહોંચી જાઓ કોડીનાર અને કરો કૃતેહના ડંકા. બહુ વિચાર વમળમાં નાખે છે. તેથી વાત ધોળાય છે અને કામ થતું નથી." "ઠીક, જ્યારે **अवश्यं भाविनो भावा भवंति महतामपि**—એમ યથાર્થ બોલ્યુ છે, ત્યારે તમે સરૂપચંદ સ્નેહાધીનને તૈયાર કરો અને હું ગજીને ગળે વાત ઉતારૂં છું. તમારૂં કામ સહલું છે ત્યારે મારૂં દુર્ઘટ છે. મારે ગજીની માને પડખામાં લઈ મારૂં કાર્ય સાધવું પડશે. જો કે છોકરી કાંઈ એવી ફાસ્ટ ( અતિશય છૂટ લેનારી ) નથી થઈ કે રોકડેરોકડું પરખાવી દે, તેમ એવી કાંઈ હૈયાફૂટ્ય પણ નથી થઈ કે બાપની સ્થિતિનો વિચાર ન કરે—પણ વારૂ સટાકીઆ, તમારા ઉપર મંડાયેલા પેલા ખોટા દસ્તાવેજ ઉભા કરવાના, અને ખોટી સહી કરવાના કેસનું શું થયું ?" "અરે શેઠ, એ તો ચાલ્યાંજ કરે' આપને વકીલ લોકોને એનો કાંઈ હીસાબજ નહીં. અમારો ધંધો એવો કે દુશ્મન હોય તે હોયજ. સરૂપાની સાક્ષી ઉપર બધું આવીને અટક્યું છે.'

( ૧૨. )

" હમસેં રહો નહી જા...ય,
મોરલી આકી ધૂન સુનીરે: "

આજ સટાકીઆ કાકા અને તલકચંદ તરફડીઆ સહકુટુંબ રોમીઓ-જુલીએટ ( યૂરોપનાં લયલા મજનૂન ) નું નાટક પડદા ઉપર સ્ક્રીન થતું ( ચિત્રિત ) થતું જોવાને ઉપડ્યા છે સટાકીઆ કાકા હું એમને પ્રાપ્ત થવાની તેની ખુશીમાં અને તલકચંદ તરફડીઆ પોતાની આબરૂ બચાવી લેવાતી હોવાની ખુશીમાં રસ્તામાં 'માત્ર ઘરાપી બે ગળીઆ ઉપર

પોતપોતાના ઓરડારૂપી માળામાં બેઠેલાં ઘાયલ બે પખીડાં! દુઃખ વધુ હોય ત્યારે ઉભરા તો સહજ થાય એટલે ઉપલી હડી મારાથી ડુસકાં ખાતે ખાતે બોલાઇ ગઇ. ઘાયલ નરને કાને તે પડતાં તેણે બારણાની પાંખોરૂપી સાંકળ ફફડાવી અને મારા તરફ આવવા પ્રયાણ કર્યું. મે એ અવાજ સાંભળી તેના તરફ પગ ચલાવ્યા એકી વખતે માળામાંથી નીકળેલાં અમે પોતપોતાના ઉમરા ઉપર પગ મુકયો કે દષ્ટિ મીલન થયું. નેત્રોએ પોતપોતાનું દુઃખ કહ્યું અને દુખીઆંએ દુઃખની વાતો જાણી. થોડીકવાર તો વાચા બંધ રહી પણ પછી સરૂપચંદ સ્નેહાધીને ચક્ષુરૂપી ખરક ભાગ્યો તેઓ બોલ્યા : "ગજગૌરી, આટલાં વરસની આપણી આશાના સુરેસુરા આપણા વડીલોના વાકયોરૂપી એક પછી એક પડતા હથોડાના મારથી થઇ ગયા છે! મે સટાકીઆ મામાને કહ્યું છે કે તમારી ઇચ્છા ગજગૌરીને પરણવાની હશે તો હું મારી અત્યાર સુધીની બીન હરીફની ઉમેદવારી પાછી ખેંચી લઉછું" "અને હા, મેં પણ તરફડીઆ બાપાને કહ્યું છે કે જો મારા આત્માબોગથી તમારી આફત ટળતી હશે તો હું સટાકીઆ કાકાને પરણીશ પણ મારૂં મન ઉથલી પડે છે. એ તો બડ ઉડાવવાનેજ તત્પર થાય છે." "હા, પણ તેમ બને નહીં, આપણી કેળવણી અને કુળ અને ગૃહસ્થાઇને એ ઠીક ન લાગે હું જો સટાકીઆ મામાની સામે થાઉ તો એમનો ઋણી બનું અને તમે નાદા કરો તો તમને પિતા તરફની પુત્રીની ફરજમાં નાનમ આવે તમેજ મને વારે ઘડીએ સંભળાવતાં હતાં કે—

"માતપિતા પરસો સબ તીરથ, માતપિતા નવ ભાત નિધિ હે,
માતપિતા ગુરૂ, માતપિતા સુર, માતપિતા વ્રતદાન વિધિ હે,
માતપિતા પદ કલ્પતરૂ, અરૂ માતપિતા પદ રેણુ રિધિ હે,
સાધન સિદ્ધ ન શોધત હો કહુ, મેરે તો માતપિતા સુસિધિ હે

તે શું હવે તમારે માતપિતા સુસિદ્ધિ નથી? જ્યાં સુધી તમને મને પરણાવવાનાં હતાં ત્યાં સુધી એ ખરૂં ખરૂં હતું, અને હવે શું ખોટુ થઈ ગયું?—નહીં, એમજ સમજો કે મેરે તો માતપિતા સુસિદ્ધિ" એજ તમારૂં બહેતર કરશે." "કોણ એ,—એક ચીમડ વેપારી અને બીજો ખટપટી વકીલ? અરે સરૂપચંદ; એ તો સ્વાર્થની એકતા છે, સ્નેહની નહીં! અને તુરતનો પુરાવો જોઇતો હોય તો આ હું પડે ઉભી. મેં એ લોકોની વાત અક્ષરે અક્ષર સાંભળી છે ખાસ છુપાઇને નહીં, પણ એવા સંયોગોમાં મુકાઇ તેથી અને હા, જ્યાં મારી તમારી ચટણી વટાવા માંડી એટલે તો ખસવાનું મનજ ન થયું અને તે પહેલાં તો પિતાજીની આફતના અંગે એ લોકોની વાતચીતમાં ચિત્ત ગયું. તલકચંદ તરફડીઆ બહારથી આવી, પાઘડી કપડો ગાદી પર ફેંકી, કોટ ઉતારીને ખુરશીપર ફેંકેટી ગાદી ઉપર આડા થઇ પડયા, આ વખતે હું પાણીના જોઇતાજ ઓરડામાં હતી. ચહેરા ઉપરથી હું પામી ગઇ કે આજ બાપા બહુ બેચેન છે એટલે બોલાવવાનું તો બાજુ એ રહ્યું પણ નજરે ચડવાનું પણ માંડી વાળ્યું એ લોકોનાં દાસ્તાન મારા તમારાથી અજાણ્યાં નથી એટલે દીલગીરીનું કારણ જાણવાની ખાસ જરૂર તો હતી નહોતી પરંતુ આજ બાપાને બહુ હદપાર તરફડીઆ મારતા જોઇ સાધારણ કારણ છે કે કાંઇ ખાસ, એ જાણવાની ઇંતેજારીથી જઇને પુચ્છા કરતાં વખત પોતાનું કામ કરીએ એમ મારી બેસી રહી, એટ-

સામા આવ્યા સટાકીઆ કાકા, હસતા હસતા અને પછી એ બન્નેની ભાંજગડમાં મારો ને તમારો ઘાટ ઘડાયો ! ( અહીં ગજગૌરીએ ઇતિભૂત બધુ બ્યાન કર્યું જે વાંચક જાણે છે ).

આ સાંભળી સખેદાશ્ચર્ય પામતાં સરૂપચંદે કહ્યું 'અને મારા આગળ સટાકીઆ મામાએ ફિલસુફી ચલાવી, મારે મોયે હા પડાવી, વચ્ચે વચ્ચે, મારી સ્થિતિનું ભાન કરાવતા જઈ, વ્યાવહારિક રીતે પણ મુક્તા ગયા. કેળવણીને કાચે તાંતણે મગજ બંધાયેલું અને મામાના ઋણમાંથી મુક્ત થવાનો એક નવીન આવેલો જોઈ, ગજગૌરી, તમારા સ્નેહને પણ ગૌણ ગણી, મેં હા પાડી." "અને મને તો હામીને—શું એનું નામ તે શુદ્ધ સ્નેહ ? મામાનો બદલો વાળવામા મારા તરફની ફરજમાં તમે ચુક્યા, તેનો શો જવાબ આપો છો ? જો એવુંજ હતું તો શુદ્ધ સ્નેહની પવિત્ર ભાવનાઓ પ્રગટાવી તે રસ્તે ટોચસુધી દોરી શું કરવા ?" "હજી એથીયે ઉચે ચડો. સ્નેહીઓનો સ્નેહ કસોટીમાંજ ઝળકે છે' "અરે સ્નેહાધીન તમે બહુ ભલા છો એ તો મને "પર'ની કરી દેશે અને તમે જોતાજ રહી જશો " "તમારા સ્થૂળ દેહને કે તમારા મનને" "હા પણ જે પતિ થયો તે તો પછી પરમેશ્વરજને ! "અલબત્ત પણ શું પતિ પત્નીનોજ સ્નેહ અસીમ છે ? શું તમે મને નૈસર્ગિક સ્નેહથી ન જ ચાહી શકો ?" 'હા તમારી મરજી એમ હોય તો એમ પણ કરી શકું સરૂપચંદ એ પણ તમેજ મને શીખવ્યું છે" "અને તે પ્રફુલ્લિત મન અને હસતા વદનથી ? '

આટલામા દાદર ઉપર ધમધમાટ થતા સંભળાતા હોવાથી મારી તંદ્રા છુટી ગઈ અને મે કહ્યું સરૂપચંદ સ્નેહાધીન, ત્યારે પતિ થયા સિવાય બીજી રીતે પણ પાસે રહી તમારી હૃદયબંસી બજાવતા રહેજો. કારણ કે,

"હમસે રહો નહી જા . ય
મોરલીઆંકી ધૂન સુની હે

આટલું બોલતે બોલતે હું અને એ, અમો બેઉ ઘાયલ પખીઓ પોતપોતાના માળામાં પાછા વળ્યાં.

(૧૩)

ગોરનો મોકલેલો ગોરાણી, એક પગ ઘરમાં અને બીજો બહાર રાખી, તમરાના તિર્મીરથી કન્યાને (મને) ચોરીમાં પધરાવવાનું ફરમાન કરી રહ્યા છે શુભગે તાણી હું પરસાળમાં આસુ સારતી મારા મનને પુછી રહી છુ કે મારા લગ્નની શરૂઆતી કંકોત્રીઓથીજ કેમ થઈ હતી ? પહેલી કંકોત્રી સટાકીઆ કાકાએ તખ્તચંદ તરફડીઆને, પોતાને મને પરણવું છે કહી સંભળાવી હતી. બીજી કંકોત્રી સરૂપચંદ સ્નેહાધીને માબાપની ઇચ્છાને આધીન થઈ, મને સટાકીઆ મામાને પરણવાની સંભળાવી હતી. અને તે પ્રમાણે આજે હું તૈયાર પણ થઈ છુ. ત્રીજી કંકોત્રી મારી મતાદ્વારા મારા પિતાએ મને સંભળાવી હતી અને તે સરૂપચંદ સ્નેહાધીનને પરણવાનું નથી, એ હતી. હું મારા મનને પુછી રહી છુ કે હવે કોઇ કંકોત્રી બાકી છે ખરી ? સરૂપચંદ સ્નેહાધીન પણ સટાકીઆ મામાને ઘરડી ઘોડી લાલ લગામ કરાવવા ઉમંગથી આવી પહોચ્યા છે, જો કે પાછળથી મારી સહીપણીઓ

અને મારાં ભાઇ ભાભી મને કહે છે કે "જેને માટે તું આટઆટલો વલોપાત કરી રહી છે તે સરૂપચંદ સ્નેહાધીન તો લાંબા પહોળા થઇ આમથી તેમ ફરે છે, મામાની જોડે હસી હસી વાત કરે છે, અને એમનું કામ પરિપૂર્ણ કરવાને આવ્યા છે ત્યારથી લગામ બધી હાથમાં લીધી છે જો બહેન, તારા તરફ એને દેખાવનો પણ પ્રેમ હોય, તો પહેલાં તો એ મુંબઇથી આવેજ નહી, અને વખતે આવે તો આમ મ્હાલમ્હાલા કરેજ નહી, અને વખતે મામાના માન ખાતર તે કરે તો ચહેરા તો આનંદમાં જણાયજ નહી કહે બહેન, પુરૂષોને તે કદી પ્રેમ હોય છે ? ભણી ગણીને તું શુદ્ધ સ્નેહ સમજતી થઇ એટલે સામાને પણ તેવુંજ ધારે પણ દુનીઆ તો વ્યવહાર કુશળ છે એ તો એકને એક બે ગણીનેજ લાગણી બતાવે છે વળી તું ચટાકીઆ સોસીસીટીને પરણી નથી ત્યાં સુધીની બધી પંચાત છે એકવાર હસ્તમેળાપ થયો કે એજ વ્હાલા ઝીમ જેવા લાગશે ! માટે ના હકનો કલ્પાંત છોડી દે અને ચોરીમાં ચાલ" હું મુંગી થઇ ગઇ શો જવાબ આપી શકું ? સરૂપચંદ સ્નેહાધીનના સ્નેહને માટે ઉલટી શંકા ઉપસ્થિત થઇ ! હરનામાં મન કચુમડું થયું હું—

## यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ।

એ વચનનું મનમાં સ્મરણ કરતી ચોરીમાં આવી બેઠી અને તે સાથે લલ્લુચંદ તરફડીઆને હૃદયમાં ટાઢો શેરડો પડ્યો કે છેવટે સાપ સાંડસામાંથી છટકી ન શક્યો. દીકરી ઠેકાણે આવી ખરી ! વરકન્યાનાં સગાંવહાલાં અને જ્ઞાતિ જનો ચોરીની આસપાસ વીંટળાઈ વળ્યાં મારો હાથ સટાકી આ કાકાના હાથમાં સોંપવાની ગોર મહારાજે તૈયારી કરી, એટલામાં જ્ઞાતિ જનોની નજર મારી આંખના આંસુથી પલળી ગયેલા ઉંડા તરફ અને મારા કુમળાં તરફ ફરી આ વખતનું કુમળું મરૂપચંદ સ્નેહાધીનને માટે મને જે કહેવામાં આવ્યું હતું તે, કપડામાંથી મારા તેમના તરફ જોવાથી અનુભવ્યું હતું, મને ખાત્રી થઇ ચુકી કે મે જે સાંભળ્યું હતું તે અક્ષરે અક્ષર ખરૂં હતું મામાનો કારભાર એ કરતા હતા ! "હા હા," "હીં હી" એ કરતા હતા' એમના ચહેરા ઉપર દિલગીરીનું તો ચુંદ પણ નહોતું જાણે એ તો મને દીઠે પણ ઓળખતા નજ હોય ને શું ! શું પુરૂષો એમના જેવાજ નિષ્ઠુર હશે ? આમ મારો હાથ સટાકીઆ કાકાને સોંપવા ગોરે પોતાના હાથમાં લીધો, ત્યાં મારો ભીનો છેડો જોઇ, અને મારૂં કુમળું સાંભળી ન્યાતના પટેલે ગર્જના સાથે ગોરને કહ્યું 'સબૂર, ગોર મહારાજ, જરા થોભો આ કન્યા કેમ રૂએ છે ? અને કુમળાં કેમ ખાય છે ?" આટલું બોલી ઉઠીને પટેલ એકદમ મારી પાસે આવી મારે વાંસે હાથ ફેરવી બોલ્યા 'બેટા ગજગૌરી, આજ તો તારા હર્ષની હદ ન હોવી જોઇએ તેને બદલે તું આટલી બધી દિલગીરીમાં કેમ છે ? જ્ઞાતિ આગળ કહેવાને તને કોઇ પણ જાતની અડચણ નથી. કારણ કે જ્ઞાતિ—શું થાય કે શું રક્ષ—જ્ઞાતિ જનનો ખુલાસો માંગી શકે છે અને ગુન્હાને દંડી શકે છે" બસ વાદળાને પર્વત સાથે અથડાવા જેટલીજ વાર હતી ! મે મારા મનનો કાબુ ખોયો અને તરતજ આંખો આંખોમાંનો અશ્રુસાગર ડોળ્યો ! પટેલનું કાંડુ પકડી ઝટ લલ્લુચંદ તરફડીઆ પટેલને પોતાની પાસે બેસાડી અષ્ટ ભષ્ટ સમજાવવા લાગ્યા પણ કેમે કરી ખરો ભેદ નજ આપ્યો. ઉલટું જો આ લગ્ન નિર્વિઘ્ને પાર પડવા દે તો જ્ઞાતિ કડમાં

મોટી રકમ આપવાની લાલચ પણ બતાવી પટેલ બોલ્યા "શેઠ તલકચંદ તરફડીઆ, તમને તો મુંબઈ રહો એટલે ક્યાંથી ખબર હોય પણ આપને વિદિત થાય કે અહીંઆં કેટલોક વખત થયાં આપણી જ્ઞાતિમાં યુવાનોનું સ્વયં સેવક મંડળ સ્થપાયું છે અને તે લોકોએ બીજા જ્ઞાતિ સુધારા અને ઉન્નતિના ઠરાવો ભેગો એવો એક ઠરાવ પસાર કર્યો છે કે-કોઈ પણ કન્યાને એની મરજી વિરૂદ્ધ પરણાવી દેવામાં આવતી હોય તો તેવાં લગ્ન અટકાવવાં અને કન્યાના મા બાપને કન્યા કહે તે જ્ઞાતિ જન સાથે પરણાવવા ફરજ પાડવી. માટે તમારાથી બ્હેન ગજગૌરીની મરજી વિરૂદ્ધ એને સટાકીઆ સોલીસીટર સાથે નહીજ પરણાવાય. સ્વયં સેવકોએ આ વાત જ્ઞાતિની જાણમાં આણી તે વાસ્તે જ્ઞાતિ એમનો ઉપકાર માને છે, શેઠ, તમારા કે સોલીસીટરના પૈસાની શેહ અહીં નહી ચાલે જો પટેલ અથવા જ્ઞાતિના વડીલો કાંઈ પણ આડું અવળું કરી બેસે તો તેમનો જવાબ માગનાર જ્ઞાતિના યુવાન સ્વયંસેવકો છે "અરે વળી આ કાળોત્રી પુરાણ ક્યાંથી ઉધડયું?" તલકચંદ તરફડીઆ બેબાકળા થઈ બોલી ઉઠયા કારણકે તલકચંદ તરફડીઆને આ જ્ઞાતિ તરફની ચોથા નંબરની કાળોત્રી હતી! મને સંબોધી એ બોલ્યા "અરે છોકરી, મને ખબર નહી કે તું આવી ખટપટી હઈશ અને અવળ રહી તું ભર સભામાં મારૂં નાક મુળ માથી કપાવીશ!" 'પિતાજી હું નિર્દોષ છું મને આમાંની મતજ ખબર નથી" મેં કહ્યું "ત્યારે ઘરમાંથી કોઇક તો ફુટેલું હોવું જોઇએજને! આટલી બધી સાવચેતી અને આટલાં બધાં વખતસર કોડીનારમાં પગ મુકવા છતાં આ ફજેતી!" એક સ્વયંસેવક બોલી ઉઠયો "તરફડીઆ શેઠ, જ્ઞાતિને અંધારામાં રાખી છેતરવી હતી પણ મુંબઈ કાંઈ છેતરાય તેવું હતું? અમારા મંડળની ત્યાંની શાખાને ક્યારની એ ખબર હતી કે તમે બાળો ચડાવી ઓસ્વાલ્યનાં ભાષણ કરનારા તે પ્રમાણે નહીજ વર્તો અને આ તમને ત્યાં સાં ટેકો આપનારા સટાકીઆ સોલીસીટર ગજી દીકરીને પરણવાની પેરવીમાં છે. અમારા સ્વયંસેવક મંડળનો એ નિયમ છે કે તેના સભાસદે સોગન ખાઇ કહેવું પડે છે કે જ્ઞાતિ સુધારા અને ઉન્નતિ અર્થે તે ગુપ્તમાં ગુપ્ત વાત પોતાના મંડળ આગળ પ્રગટ કરશે અને જરૂર પડે તો મા બાપોના હુકમનો સવિનય અનાદર પણ કરશે. એ મુંબઈની શાખાના છોકરાઓ કોલેજો તથા સ્કુલોમાં ભણે છે, એઓ તમારા બન્નેના બડેલા બારોથી અજાણ્યા નહોતા. તમે બહેન ગજગૌરીને મારી મચડીને પરણાવી નહી શકો, અને તેમાં વળી હવે બહેન તો એકવીસ વર્ષનાં હોવાથી પોતાના મનનાં પુરા મુખ્તીઆર છે, એ હક બાબત વાતે એમને સંપુર્ણ છુટ છે" "ત્યારે ભાઈ સટાકીઆ સોલીસીટર, હવે હું ગજીને કેવી રીતે પરણાવી શકું? વારૂ કાયદો કાંઈ કહે છે ખરો?" "ના શેઠ, આમાં કાયદો શું કહે? ત્યારે તમારો વકીલ તરીકેનો આટલા વરસનો અનુભવ શું કહે છે વારૂ?" "એ પણ ધત્ય ધત્યજ કહે છે, ત્યારે તો આપ પાછા પધારો બીજું શું થાય?" તલકચંદ તરફડીઆએ ધ્રુજતે સહેરે અને ધ્રુજતે શરીરે આ પાંચમી કાળોત્રી સંભળાવી! 'અરે પણ આ શું બોલો છો, શેઠ! ભમી બોલ્યા, ભમી કેમ? મુંબઇની બલામાંથી છુટવા આવ્યા કોડીનારે, ત્યારે અહીં તો વ્હાણું તળીએજ બેઠું!" જ્ઞાતિના પટેલ તરફ ફરીને સટાકીઆ સોલીસીટર બોલ્યા: "સરૂપો અને ગજગૌરી બન્ને ન્યાત સમક્ષ ખુબારીને પરવાનગી આપે પછી તો ન્યાતને અડચણ નથી ને? પુછો એ બેને" ન્યાતના શેઠ સરૂપચંદ રનેદાસીન તરફ ફરીને

એમનો જવાબ માંગવા જાય છે, ત્યાં બે તાર—એક તલકચંદ તરફડીઆના હાથમાં અને બીજો સટોડીઆ કાકાના હાથમાં આવી પડયા. બન્નેએ ધ્રુજતે હાથે તાર ફોડી વાંચવા માંડ્યા. તલકચંદ તરફડીઆનો તાર ભિરદમાલો તરફથી હતો. તેમાં લખ્યું હતું કે—

"અહીંથી સરૂપચંદ સ્નેહાધીનના નીકળ્યા પછી તેમના મિત્રે તમારા નામથી અમારા તમારી પાસે માગતા રૂપીઆ ભરી દીધા છે શેઠ સાહેબ, વ્યવહાર મોહું કટાણું કરાવે છે. પણ હવે આપ ક્રોધ મનમાં નહી રાખો અને કામકાજ સોંપતા રહેશો."

"ઓય મારા દીકરા, તમારો અનુભવ મને થયો છે, તે હજી તમારી જોડે કામ પાડીશ? ઠીક છે બેટા, મુંબઈ પાછો આવવા દો. પછી છટકીને રોવરાવવાની બાજી માંડું છું કે નહીં તે જોજો" તલકચંદ બબડયા

બીજો તાર સટોડીઆ સોલીસીટરના ભાગીદારનો હતો. તેમાં લખ્યું હતું કે "સરૂપચંદ સ્નેહાધીનની સાક્ષીએ તમારા પર ચોટેલો કાળો ચાંલ્લો કાઢી નાંખ્યો છે નહી તો જજસાહેબ તો તેમારા ઉપર ખોટો દસ્તાવેજ ઉભો કરવાનો અને ખોટી સહી કરવાનો આરોપ ફરમાવવાના હતા. પ્રમાણિક ન્યાયાધીશના મનમા પ્રમાણિક સરૂપચંદ સ્નેહાધીનની જુબાની ઉતરવાથી તમે બચ્યા છો. જે કામ હજારોની થેલીઓ ન કરી શકે તે કામ સરૂપચંદ સ્નેહાધીનના શબ્દે કર્યું છે માટે બધો જસ એમને ઘટે છે" સટોડીઆ સોલીસીટર તારને એક બાજુ ફેંકી સરૂપાને વળગી પડયા અને ગદગદિત કંઠે બોલ્યા "બેટા, ઉપકારનો બદલો ઉપકારથી તો સહુજ વાળે, પણ તેં તો અપકારનો બદલો ઉપકારથી વાળ્યો. (બધા એકઠા મળેલા લોકોને સંબોધી તે બોલ્યા—) પરમાત્મા જે બાજી ગોઠવે છે તે સારાનેજ માટે. નહી તો પરણ્યા પછી હું શું કરી શકવાનો હતો? મરતાં સુધી મનમા પશ્ચાત્તાપનો કરિ ખુચ્યા કરત (તલકચંદને ઉદ્દેશીને કહ્યું:) તલકચંદ તરફડીઆ શેઠ, જો આપની સંમતિ હોય તો બેટા આ ગજીનો હાથ હું અત્યારે ને અત્યારેજ આ મારા સરૂપાને સોંપુ તમે ને મે સ્વાર્થની અંધારીમાં શુદ્ધ સ્નેહને ધક્કો મારી સેંકડ ગાઉ ફગાવી દીધો હતો. પણ હવે સ્વાર્થના પડળ ખસી ગયાં છે. માટે આજ્ઞા આપો એટલે આતુરને એકઠાં કરી દઉં. સરૂપાએ સ્નેહાધીન અટકને તમારી અને મારી બાબતમા કૃત્યમાં પુરી સાબીત કરી આપી છે. માટે હવે વાર ન કરો"

આ વખતેજ એક ત્રીજો તાર પણ આવ્યો તે તલકચંદ તરફડીઆના મુખ્ય મુનીમનો હતો. તે એ મતલબનો હતો કે દેશપરદેશની આપની ઉથલપાથલનો દબી ગયેલો મામલો બાવની ફેરફારીને લીધે પાછો આપના લાભમાં આવ્યો છે અને આપને જે નાદાર થવાની બીક પેઠી હતી તે મટીને પાછા આબદાર થયા છો—હવે તો કહેવુજ શું? તલકચંદ તરફડીઆ સટોડીઆ કાકાને સંબોધી બોલ્યા "તે હું તો પહેલેથીજ કહેતો હતો કે સરૂપચંદ સ્નેહાધીનને ગજી હું વગાવી ચુક્યો છુ હવે મારી પુછવાચાટ લેવાની કંઇ જરૂર નથી" બસ, પરવાનગી મળી કે સટોડીઆ કાકા સરૂપચંદ સ્નેહાધીનનો હાથ પકડી વરપાટલે બેસાડવા જઇ બોલ્યા: "સરૂપા, લે આ મારી ગજી દીકરી," અને મને સંબોધી બોલ્યા: "બેટા

ગજી, લે આ સરૂપાને હવે તારા હૈયાનો હાર કર. પણ જોજે હો, મારાં વીર્યા અને રૂખસદ આપી દે, તો તારે મને સંભાળવો પડશે, હોં કે"

સરૂપચંદ સ્નેહાધીનનો હાથ પકડતાં પકડતાં મારી આંખમાંથી ખળખળતાં હર્ષાશ્રુ છુટયાં અને તે અમારા બન્નેની સંયુક્ત હથેલીમાં પડી લગ્નગાંઠને પવિત્ર કરવા લાગ્યાં. આ પ્રમાણે સટોડીઆ કાકાએ પોતાના પડને ઉકલી અને છૂટી કાળોત્રી સંભળાવી દીધી, પણ આ કાળોત્રી કોઈ ઉપર કેર વરસાવનારી નહોતી. એક તરફ બ્રાહ્મણો આશીર્વાદ દેવા લાગ્યા, બીજી તરફ બૈરાંઓ ગીત ગાવા લાગ્યાં, ત્રીજી તરફ વાજીંત્રો વાગવા લાગ્યાં, ચોથી તરફ આપત્તિનાં કાળાં વાદળો વિખરાઈ જઈ આનંદનો સૂર્ય સોસાઈ ગયેલાં હૃદયકમળોને વિકસિત કરવા લાગ્યો, પાંચમી તરફ જ્ઞાતિ સુધારા અને ઉન્નતિ અર્થે તલકચંદ તરફડીઆ અને સટોડીઆ કાકા તરફથી મોટી મોટી રકમોની બક્ષીસો બહાર પડી, છઠ્ઠી તરફ સરૂપચંદ સ્નેહાધીનને સટોડીઆ કાકાએ પોતાની મીલકતના પોતાના પુત્ર જેટલાજ હક આપ્યા અને તલકચંદ તરફડીઆએ જમાઈને જરથી, ઘરથી સ્થાપ્યા. સાતમી તરફ સ્વયંસેવકોએ Long live the consecrated couple—( પવિત્ર દંપતી ઘણું જીવો ) તથા વંદેમાતરમ્, એવા હર્ષનાદથી જયઘોષ કર્યો અને All's well that ends well ( સઘળું સારૂં, જેનું છેવટ સારૂં ! ) કહી અમને આશીર્વાદ આપ્યા અને આઠમી તરફ મે સરૂપચંદ સ્નેહાધીન સાંભળી શકે તેમ કહ્યું—

"હમને રહ્યો અબ ના.. થ,
મોરલીઆરી ધુન સુનકે !"

અને એ મારા પ્રિય પતિએ પોતાનાં સુખપૂર્ણ, સ્નેહપૂર્ણ નયનો દ્વારા શો ઉત્તર આપ્યો, તે—પ્રિય વાંચનાર, ત્હને કાંઈ કહેવો પડે તેમ છે ?

---

## ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા !

જુઓ આ અમારી તીજોરી એવી ઉંચી બનાવટની છે કે તેની બરોબરી કોઈ પણ કરી શકે તેમ નથી નવલશાએ પોતાની તીજોરીના વખાણ કરતાં કહ્યું.

માણીલાલ—હા બરાબર છે મે પણ તમારી તીજોરી વીષે સાંભળ્યુ છે કે કલકત્તામાં સઘળી તીજોરીઓની પરિક્ષા લેવાઈ હતી સઘળી તીજોરીઓને સખત આગમાં નાખવામાં આવી હતી તેની અંદર એક દહીંનું કુંડુ અને બે મરઘાં મુકવામાં આવ્યાં હતા અને તે આમ સાત દિવસ સુધી સખત રાખવામાં આવી હતી અને પછી આગને ઠાર્યા પછી તીજોરીઓ ઉઘાડતા માલુમ પડયું કે બીજી બધી તીજોરીમાં મરઘા મરી મરી ગયા હતાં અને દહીં ઓગળી ગયું હતુ પણ તમારી તીજોરીમાં મરઘાં ટાઢથી થરથર ધ્રુજતાં હતાં અને દહીં એટલું બધુ ઠરી ગયુ હતું કે કુહાડાથી પણ તે ભાંગી શકાયુ નહીં !

—" કાઠીયાવાડી કાગો."

રંગભૂમિઃ

# ભારતી અને અન્નપૂર્ણા.

( એક કાલ્પનિક સંવાદ )

લેખકઃ શ્રીયુત ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

## પાત્રો.

ભારતી.......બત્રીશ કોટિ સંતાનોની માતા.
અન્નપૂર્ણા.......જગતને અન્નથી પોષનાર દેવી.

સ્થળ—એક ગહન વન                    સમય—સન્ધ્યા.

( ભગવાન સૂર્યનારાયણ અસ્ત થતા જણાય છે. વ્યોમ પ્રદેશમાં સ્થળે સ્થળે સોનેરી ચિત્રો સુહાય છે. આવે સમયે એક ગૂઢ વનપ્રદેશમાં લીલી તરૂવરની સમીપે માતા ભારતી એક શ્વેત વસ્ત્ર ધારણ કરી, વિખરાયેલા કેશકલાપે, નિરાશાથી છવાયેલે મુખે નિશ્વાસ નાખતી નજરે પડે છે. )

ભારતીઃ—અહો જગત્ પાલિની દેવી ! અન્નપૂર્ણા ! મારાં સંતાનો પ્રત્યેની તમારી અવકૃપા શું આટલી હદે પહોંચી ? રે પૃથ્વીપોષિની માતા ! ભૂખથી ટળવળતાં મારા દીન સંતાનો માટે તમારા હૃદયમાં શું લેશમાત્ર દયાભાવ નથી !—રિદ્ધિ ગઇ, સિદ્ધિ ગઈ, નવે નિધિ અદૃશ્ય થઇ, ઐશ્વર્ય અલોપ થયું, લક્ષ્મીદેવીની સાહાય્ય શિથિલ થઇ ! હવે, શું તમે પણ તેમનો ત્યાગ કરશો ? ના, ના દેવી ! એમ ન કરશો—એમ ન કરશો. અન્ન માટે પીડાતા મારાં બાળકોની દુઃખગર્જના પણ તમારાં હૃદયમાં છવાયેલ વાદળાંઓને શું નથી વિખેરી શકતી ? તમારા હૃદયની અકૃપારૂપ અગ્નિને શું મારાં નિરાધાર સંતાનોનાં દુઃખભરૂપી આંસુઓની વર્ષા પણ નથી બુઝાવી શકતી ? મા ! મા ! એક વાર કૃપા કરો. અમારી ક્ષુધાને—અમારા આત્માને સંતોષો. મહાદેવી, તમે મહા ઉદાર છો, સમસ્ત જગતને પાળનાર છોઃ તો એટલી યે દયા ન કરો, મૈયા !

( બોલતી બંધ પડે છે. નિઃશબ્દ શાંતિ છવાઇ રહે છે. જરા વારે પવનના સુસવાટાથી ઝાડનાં પાંદડાંઓ અવાજ કરી રહે છે. )

શાન્તિ ! શાન્તિ ! ગહન પ્રશાન્તિ ! આ દુઃખી હૃદયની દાદ ફરીયાદ કોઇ નથી સાંભળતું. આ વૃક્ષનાં પાંદડાંઓ ખોટો દિલાસો દઇ રહ્યા છે. દેવી અન્નપૂર્ણા ! તમારૂં હૃદય શું હવે આટલું બધું કઠોર થયું છે ? મારા પ્રતિ તમારી આટલી બધી ઉદાસીનતા !

( ચારે તરફ દૃષ્ટિ ફેરવે છે. ઘડીભર સર્વ શાન્ત થઇ રહે છે. જરા વારે, જમીન-

ગઇ, સે આ સરૂપાને હવે તારા હૈયાનો હાર કર. પણ જોજે હો, મારી ... આપી દે, તો તારે મને સંભાળવો પડશે, હો કે"

સરૂપચંદ સ્નેહાધીનનો હાથ પકડતાં પકડતાં મારી આંખમાંથી ... છુટયાં અને તે અમારા બન્નેની સંયુક્ત હથેલીમાં પડી હથેવાળાને પવિત્ર કરવા ... પ્રમાણે સટાકીઆ કાકાએ પોતાના પડને ઉઠવી અને છઠ્ઠી કાગોત્રી સબળાણી ... આ કાગોત્રી કોઇ ઉપર કેર વરસાવનારી નહોતી પ્રત્યેક તરફ આબળો, આશીર્વાદ દે ... બીજી તરફ બૈરાંઓ ગીત ગાવા લાગ્યાં, ત્રીજી તરફ વાજીંત્રો વાગવા લાગ્યાં, ચો ... આપત્તિના કાળાં વાદળો વિખરાઇ જઇ આનંદનો સૂર્ય સોભાગ્ય ભરેલાં હૃદયકમળોને વિ ... કરવા લાગ્યો, પાંચમી તરફ જ્ઞાતિ સુધારા અને ઉન્નતિ અર્થે તલકચંદ તરફડીઆ ... સટાકીઆ કાકા તરફથી મોટી મોટી રકમોની બક્ષીસો બહાર પડી, છઠ્ઠી તરફ 'સરૂપચંદ' ... સ્નેહાધીનને સટાકીઆ કાકાએ પોતાની મીલકતના પોતાના પુત્ર જેટલાજ હક આપ્યા અને તલકચંદ તરફડીઆએ જમાઇને જરથી, ઘરથી સ્થાપ્યા. સાતમી તરફ સ્વયંસેવકોએ ... Long live the consecrated couple—( પવિત્ર દંપતી ઘણું જીવો ) તથા ... વંદેમાતરમ્, એવા હર્ષનાદથી જયઘોષ કર્યા અને All's well that ends well ( સઘળું સારૂ, જેનું છેવટ સારૂં ! ) કહી અમને આશીર્વાદ આપ્યા અને આઠમી તરફ મે સરૂપચંદ સ્નેહાધીન સાંભળી શકે તેમ કહ્યું–

"હમને રહો અમ જાન ... ,
મોરલીઆળી ધૂન સુનકે !"

અને એ મારા પ્રિય પતિએ પોતાનાં સુખપૂર્ણ, સ્નેહપૂર્ણ નયનો દ્વારા શો ઉત્તર આપ્યો, તે—પ્રિય વાચનાર, ત્હને કાંઈ કહેવો પડે તેમ છે?

---

## ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા !

જુઓ આ અમારી તીજોરી એવી ઉંચી બનાવટની છે કે તેની બરોબરી કોઈ પણ કરી શકે તેમ નથી નવલશાએ પોતાની તીજોરીના વખાણ કરતાં કહ્યું

પાપીદાસ—હા બરાબર છે મે પણ તમારી તીજોરી વીષે સાંભળ્યુ છે કે કલકત્તામાં સઘળી તીજોરીઓની પરિક્ષા લેવાઈ હતી સઘળી તીજોરીઓને સખત આગમાં નાખવામાં આવી હતી તેની અંદર એક દહીંનું કુંડુ અને બે મરઘાં મુકવામાં આવ્યાં હતા અને તે આમ સાત દિવસ સુધી સખત રાખવામાં આવી હતી અને પછી આગને કાઢયાં પછી તીજોરીઓ ઉઘાડતાં માલુમ પડયુ કે બીજી બધી તીજોરીમા મરઘા મરી મરી ગયા હતાં અને દહીં ઓગળી ગયુ હતું પણ તમારી તીજોરીમાં મરઘાં ટાઢથી થરથર ધ્રુજતાં હતાં દહીં એટલું બધુ ઠરી ગયુ હતું કે કુહાડાથી પણ તે ભાંગી શકાયુ નહીં !

—"કાઠીયાવાડી કાબો."

ભારતી—ત્યારે શું આ સર્વ દુઃખ-આ સર્વ પીડા અને મારાં સંતાનોને સુખ આપશે?

અન્નપૂર્ણા—નિઃશંક, પુત્રી!

ભારતી—પરંતુ ક્યારે?

અન્નપૂર્ણા—પ્રભુ અને પ્રકૃતિનો આદેશ થશે ત્યારે. પરંતુ ભારતી! એ તો અવશ્ય જાણજે કે દુઃખજ સુખને લાવશે, દુઃખજ સુખની કિંમત અંકાવશે, દુઃખજ સુખના અર્પનારની પિછાન કરાવશે. એ માટે દુઃખ એ દુઃખ નહિ પણ અદૃશ્યરૂપે સુખજ છે.

ભારતી:—ના મા! એ જૂઠો દિલાસો ન આપશો. માતૃ હૃદય સંતાનોને પીડાતાં કેમ જોઈ શકે? ભૂખથી ટળવળવું અને એ દુઃખથી રીબાઈ રીબાઈને અંતે પ્રાણ ત્યાગવા, એને સુખ કે સુખને લાવનાર વસ્તુ કેમ કહી શકાય? સંતતિ માતા પિતાની આંખો આગળ ભૂખથી તરફડીને મરે અને આપ અહીં પ્રકૃતિ અને પ્રભુ, સુખ અને દુઃખની વિદ્વતાભરી મીમાંસા કરો, એ કેમ સહાય? એ મીમાંસા જગાએ શામની નથી, મા!

અન્નપૂર્ણા—ભારતી! ઠોકર લાગ્યા વિના માણસ સંભાળીને ચાલતો નથી. તું તારાં સંતાનોને હમણાં દુઃખની જેટલી હદે પહોંચતા જુવે છે, તે હદ ઓળંગીને પણ હજી તેઓ વધારે દુઃખી થશે.

ભારતી—શું-શું કહ્યું, માતા! હજી વધારે દુઃખી થશે અને આપ એ જોઈ રહેશો? પ્રભુ એ સાખી રહેશે? પ્રકૃતિ પણ મૌન રાખશે!

અન્નપૂર્ણા—હા-એમજ થશે. તારા સંતાનોનું કષ્ટ વધતું જશે. આજ તારાં સેંકડો સંતાનો ભૂખથી મરણ પામે છે અને લાખોને દિવસમાં એકવારજ ભોજન મળે છે; પણ સમય એવો આવશે કે તારાં સેંકડો સંતાનોને ત્રણ ત્રણ દિવસ સુધી અન્ન નહિ મળે, લાખોને એક એક દિવસ ઉપવાસ કરવાનો સમય આવશે. મા પુત્રીને, બાપ પુત્રને અને ભાઈ બહેનને પોતાની આંખ સામે ક્ષુધાથી મરતાં જોશે. જ્યારે આવો મહાકઠીન સમય આવશે, જ્યારે દુષ્કાલરૂપી વિકરાલ રાક્ષસ તારાં સંતાનોનો સતત ભક્ષ કરવા માંડશે, ત્યારેજ—પુત્રી! ત્યાંસુધી નહિ—તારાં સંતાનોની આંખો ઉઘડશે, તેમનું આલસ્ય ઉડશે, એ દુઃખ ફેડવા માટે તેમની રગેરગમાં એક નવું ચેતન આવશે, તેમના હૃદયમાં ઉત્સાહનો એક નવો ભડકો પ્રકટશે. તારાં સંતાનો ઉઠશે, આળસ ખંખેરશે, ગૃહઉદ્યોગને વધાવશે, પરદેશીઓની નહિ પણ પોતાના દેશી ભાઈઓની સમૃદ્ધિ વધારે એવો વ્યાપાર ખેડશે, સાચી પ્રકૃતિને સત્કારશે, આડંબર-અવિશ્વાસ-મોહ—અને ખોટા અનુકરણનો ત્યાગ કરશે. જ્યારે આ સર્વ થવા માંડશે ત્યારે પ્રભુ મને તેડાવશે, પ્રકૃતિ મને કહેણ મોકલશે અને મને આજ્ઞા કરશે કે "ભારતીનાં પ્રત્યેક સંતાનના ઘરમાં તું વાસ કર, તેમનો ધાન્યભંડાર ભરપૂર ભર." બસ-આ આજ્ઞા થતાંજ હું સહર્ષ, સ્મિતભર્યે મુખે તારાં સંતાનોનાં ઘરમાં વાસ કરી દઈશ. રિદ્ધિ અને સિદ્ધિ, એ બે મહા સાધનાઓ તારાં સંતાનોને આંગણે મ્હાલશે અને જેવું પુરાતનકાળે તારૂં સ્થાન જગતમાં હતું તેવું પુનઃ થશે.

ભારતી—હા! એવો દિવસ અવશ્ય આવશે!

અન્નપૂર્ણા—આવવોજ જોઇએ પુત્રી ! જો ન આવે તો પ્રભુ એ પ્રભુ નહિ અને પ્રકૃતિ એ પ્રકૃતિ નહિ

ભારતી—ત્યારે શુ મા ! હમણાં મારે મુંગે મોઢેજ બેસી રહેવુ?

અન્નપૂર્ણા—ભારતી ! જગદીશ્વરને નિરતર પ્રાર્થના કર કે એ તારા સંતાનોની નિદ્રા જલદી ઉડાડે, તેમને સત્વર જગાડે. પુત્રી ! તારા દુઃખનાં આંસુઓથી તારા હૃદયને ધોઇ સ્વચ્છ બનાવ અને તેમા પ્રભુશ્રદ્ધાને વસાવ. શુભ ચિંતન અને શુભ ભાવનાઓનું તપ આદર, પ્રકૃતિનિયમનું સહર્ષ પાલન કરવાનું વ્રત આચર. એ સર્વ, નિષ્કામ ભાવનાઓ અને કર્મો અવશ્ય સારાં ફળો લાવશે.

ભારતી—મહા ઉપકાર થયો, મા ! કે આજ મારી અશ્રદ્ધા દૂર કરી. શિથિલ થયેલી પ્રભુભક્તિને દૃઢ કરી, નિર્મલ હૃદયને બલવત કીધું (અન્નપૂર્ણાને ચરણે પડી) ચરણે પડુ છુ મા ! આશીષ આપો કે કે મારા સંતાનો સત્વર જાગે અને તેમને સુખી જોઇ મારૂં મન ઠરે.

અન્નપૂર્ણા—(બે હાથ ઉંચા કરી આશીષ દેતા) પુત્રી ! રિદ્ધિવતી થાઓ, સિદ્ધિવતી થાઓ ! નવે નિદ્ધિની અધિકારિણી થાઓ ! તારાં સંતાન સતત સુખ અને સંપત્તિને પામો, એ મારી આશીષ છે

ભારતી—(ઉભી થઇ) મા ! મારી વીણા આપના ગુણાનુવાદ ગાઓ, (પાસેના વૃક્ષની ડાળે લટકતી વીણા ઉપાડી ભારતી તેના સુર છેડી અર્ધ ઉલ્લાસ અને અર્ધ ગ્લાની પૂર્ણ અન્નપૂર્ણાના ગુણો ગાય છે)

દેવીનું કલ્યાણ,
જગે હો દેવીનું કલ્યાણ;
જગજન પોષક સિદ્ધ મહાન,
જગે હો દેવીનું કલ્યાણ.

ભ્રમણાનું મુજ સ્વપ્ન ઉડાડયુ
શ્રદ્ધાનું ચેતન ઉર વાસ્યુ,
તમ ઉર એકરૂપે વસજો,
અહોનિશ ભારતનાં સંતાન
' જગે હો દેવીનું કલ્યાણ !

વિહરજો ભારતમાં ગૃહ ગૃહ,
ભંડારો ભરજો ભોજન સહ,
પ્રેમે કરજો સ્વીકાર—
પુત્રી ચરણુ ધરે જે માન,
જગે હો દેવીનું કલ્યાણ,
જગે હો મૈયાનુ કલ્યાણ ! *

( ભારતી ગાતી રહે છે અન્નપૂર્ણા સસ્મિત મુખે પૃથ્વીપડમા અદશ્ય થાય છે )

* ( રાગ સોરઠ )

# નવવધૂ.

લેખક:—શ્રીયુત પ્રભાશંકર મંગળજી દ્વિવેદી.

—※—

## નોંધ.

નવવધૂ ( અથવા નવી વહુ ) આ નાટકના ત્રણ અંક 'સુન્દરી સુબોધ' ના ૧૯૧૧ ના જૂનના અંકમાં પ્રગટ થયા, તે વખતે તે નાટક એટલેથીજ બંધ કરવાનો વિચાર હતો, પરંતુ આટલા વખત દરમીયાન અમને ઘણા પત્રો તે વાર્તા લંબાવવા માટે મળ્યા, તેથી તે લંબાવવાનું મન થયું ને બે અંક લખી નાંખ્યા. હવે તે વાર્તા પાત્રોનું છેવટ આવ્યે ત્યાં સુધી લંબાશે.

વિશેષ નોંધ—આ વાર્તાની અંદરનાં પાત્રોનાં નામ કોઈ પણ વ્યક્તિને ઉદ્દેશીને આપેલાં નથી પરન્તુ મન કલ્પિત છે

( દરબારગઢ, લખતર ) પ્ર. મં. દ્વિવેદી.

### પાત્રો:

| | |
|---|---|
| રમેશ—નવવધૂનો પતિ. | રમા—નવવધૂ |
| મોતીચંદ—નવવધૂનો પિતા | માણેકબાઈ—નવવધૂની મા. |
| મણિલાલ—રમેશનો પિતા. | કર્કશાબાઇ—નવવધૂની સાસુ |
| બચુ—રમેશનો ભાણેજો. | કીકી—નવવધૂની બ્હેન. |

તે સિવાય નવવધૂની નણંદ, પાડોશણો, કુમારિકાઓ, વગેરે.

—※—

## અંક ચોથો.

### પ્રવેશ પહેલો.

પાત્રો—કર્કશાબાઈ તથા મણિલાલ.

સ્થળ—ઘરની અંદરનો ભાગ સમય—રાત્રિ.

કર્કશાબાઇ—કેમ ? સાંભળ્યું કે ?—તમે શા માટે સાંભળો ? ક્યાં દરકાર છે ? રાત પડી કે પડ્યું ! દિવસના કચેરીમાં જાઓ, એટલે વાત કરવાનો વખત મળે નહિ અત્યારે વાત શરૂ કરીએ તો તમે ઘોરો । મુઆં અમેજ પીટ્યા નવરાં કે તમને બોલાવીએ. કેમ નથી સાંભળતું ?—મારે શું ! તમારે ક્યાં ઘર ચલાવવું છે ? જુઓ! સાંભળો !

મણિલાલ—કેમ શું છે ? આજે તો કૃપા કરી ઉંઘવા દો, હમેશાં તો તમારી "રામાયણ" સાંભળીએ છીએ. આજે ધીરજ ધરો તો ઠીક બોલો શું છે ?

કર્કશાબાઇ—મારે શું ? ન સાંભળો તો પડ્યું. અમેયે પરવારીને પાટલે બેસીશું. વે-

વાર ભલે પડે ને પછી જહાનમની ખાડીમાં અમે જે કહીએ તે તમારે મન તો રામાયણ ખઈના? સાંભળો, જુઓ” રમુની વહુને ગયે આજે બાર બાર માસ થયા છતા તેડાવવાનો વિચાર કર્યો છે? અમે તો મુઆ ઘરડાં થયા, હવે તો કાંઈક વિસામો અપાવશો ના? આ જુઓને મારાથી તો કશુયે કામ થતું નથી બિચારી છોકરી તે કેટલા દહાડા! પછી કોણ કરશે? માટે કાલે કાગળ લખાને તેડાવો......શા માટે સાંભળો? ઉંઘો, તમે તમારે ખુશીથી ઉંઘો! અમે તો ભલેને પીટયાં પાણી ખેંચી ખેંચીને મરી જઇએ. દસ વિસામે પાણી લાવીએ તમને ક્યાં પીડા છે? એક વખત લાવો તો ખબર પડે. વાત કરવા માંડીએ છીએ કે ઘોરવાનું સુઝે છે

મણિ—ઠીક, કાલે વાત. આવતી કાલે કાગળ લખીશું

કર્કશા—કાલ તમને વખતજ ક્યાં છે? સોનીની સાંજ ને મોચીનું વહાણું. કાલે પડે તો કહેશો કે કાલ વાત! અમારે તો સાજુ છતાં માણસે મરી જવું કે? કાલ જો કાગળ નહિ લખો તો હું રાંધવાનીજ નથી પછી જમજો સુઆ. .......

મણિ—હવે તારૂં "ભાગવત" પૂર્ણ કરીશ કે.....

કર્કશા—ભાગવત તે કેમ પૂરૂં થાય? તમારે પનારે પડી છુ તો શું આટલી ઉમરે ધુતકારી કહાડશો. હાય હાય, હું ચાળીશ વરસનીને કેવી પાડી દો છો? ભાગવત!—હું બોલું તે ભાગવત! આ ચાળીશ દિવાળી જોઈ છે પાણી નથી ફરી વળ્યું, સમજ્યા, તમને કંઇ દિન દુનિયાનું ભાન છે?

( પતિ ઉંઘે છે......કર્કશા પણ લવલવતી સુઇ જાય છે. )

પ્રવેશ બીજો.

પાત્રો:—મણિલાલ, કર્કશા, રમેશ, પાડોશણો, ઇત્યાદિ

સ્થળ—ઘરનો ચોક. સમય—પ્રાત કાલ

(કર્કશાબાઇ સ્હવારમાં ઉઠતાંજ હાથમાં બજરનો ડમલો કરી, મોઢામાં દાતણ નાખી ઓટલે બેસે છે એટલામાં બીજી પણ પાંચ સાત બૈરા આવે છે ને દાતણ કરવા બેસે છે)

૧ લી બૈરી—હે બા, હવે તે બળ્યું, તમે ક્યાં સુધી શીદ્દરા તાણુસો તમે તો ઘીંઘ શાણા છો, ઘેર દીકરાની વહુ પણ છે તો તેડાવતાં કાં નથી?

૨ જી બૈરી—ખરૂં કહો છો, કાકી, હવે તો તેડાવોને, કામમા મદદ તો કરે.

કર્કશાબાઇ—અરે બાઈ, એ તે શું મદદ કરશે ધુળ, ગયે વખતે હું હાથ એક છૂટા કાઢી ગઇ હતી?

૩ જી બૈરી—પણ બા, કાંઈ પીયરજ રખાય છે, મોટા છોકરા થાય એટલે માણસ વાતો કરે. ભાઇ કાંઈ નાના નથી ને હવે તો ૭ ૭ માસ ઉપર થઇ ગયું

( એટલામાં કર્કશાનો પતિ આવે છે તેને કહે છે—)

કર્કશાબાઇ—એટલા માટે તો હું આમને આજ રાત્રેજ કહેતી હતી પણ તે સાંભળે છે ક્યાં? કાં સાંભળ્યું? આજ તો કાગળ લખીને તેડાવો.

મણિલાલ—( દાતણ લઈને બેસે છે. ) ત્યારે હું તેડવા જાઉં ? હજુ બાળક છે તેથી એકલી તો ન આવી શકે.

કર્કશા—( આંખો ફાડીને ) શું !—શું બીચારી નાની છે ! અમારા વખતમાં તો નહોતી રેલ કે નહોતી ગાડી. અમે તો ગાડામાં બેસી એકલાં આવતાં. લુટારાનો ભો; અને વળી સાથે રૂ. ૫૦૦–૧૦૦૦ નું જોખમ ! તો પણ 'અમારૂં કોઇ નામ દેતું નહિ. અત્યારે રેલ ગાડી છતાં તમારે તેડવા જવું છે કાં !

મણિ—પણ..

કર્કશા—પણ-બણ કાંઇ નહિ. મારે ઘેર પૈસાનો વરસાદ વરસતો નથી કે તો સરકારને ઘેર રેલભાડાં ભરૂં ? તમે તમારે કાગળ લખો કે તુરત મોકલી આપે ને લખજો કે અમે ફરિયાન સામા ઉપર આવશું શું પછી ફરિયાન સામા જજો. તેડવા જવું ને એવા ચાળા શા ! કેમ મહાકોર બોલતી નથી !

મહાકોર—ખરૂં કહો છો, કાકી ! અમે પણ એકલાજ આવતાંને સાથે ચાર ચાર પાંચ પાંચ છોકરાં હોય તો પણ કાંઈ નહિ. ફરિયાન મુકવા આવે ને ટીકમ (ટિકેટ) કઢાવી આપે એટલે થયું. ગાડી બદલાતી હોય તો કોકને પૂછીએ ને આવે એટલે ઝપ લઈને બેસી જઈએ : એમાં તે વળી કોઈનું કામ શું !

૨ જી બૈરી—અરે અમે તો ટીકસે હાથે કરાવી આવતાં.

કર્કશા—જુઓ, સાંભળ્યું ? આ બધા કેમ આવ્યાં—ને તમારી લાડકી વહુ એકલી ન આવે કેમ !

( હાથમાંની ભજર ખલાસ થાય છે એટલે હાથ મોં ધોઇ અંદર જાય છે અને પોતાના પતિ-પાસે કાગળ લખાવે છે )

## પ્રવેશ ત્રીજો.

### પાત્રો: નવવધૂનાં માતાપિતા.

### સમય. સ્હવાર.

( સ્હવારમાં નવવધૂની માતા વ્હેલી ઉઠી દાતણ પાણી કરી ન્હાઇ ધોઇ સેવા કરીને પોતાના પતિને માટે સર્વ પ્રકારની તૈયારી કરી તેમને જગાડવા જાય છે પતિ દાતણ વગેરે કરીને ન્હાઇને બહાર જવાની તૈયારી કરે છે. તેની સ્ત્રી રસોઇની તૈયારી કરે છે એટલામાં ટપાલનો પટાવાળો પત્ર આપી જાય છે )

મોતિચંદ—(પત્ર સંપૂર્ણ વાંચીને) જૂઓ, આપણે રાત્રે વિચાર કરતાં હતા તેનું બાબતનો પત્ર આવ્યો. બ્હેનના સસરાનો પત્ર છે તેમાં બ્હેનને તેડાવવા બાબત લખે છે.

સ્ત્રી—તેડવા માટે કોણ, બ્હેનનો સાસરો આવશે ! કયે દિવસે આવશે ?

પતિ—તેડવા તો કોઇ આવનાર લાગતુ નથી, એમ પત્ર પરથી જણાય છે પત્રમાં લખેલ છે કે 'તુરતજ મોકલી આપજો અને જે દિ' મોકલો તે દિ' પત્રથી ખબર આપશો એટલે સ્ટેશને સામા આવશુ.'

સ્ત્રી—ત્યારે બ્હેનને એકલી કેવી રીતે મોકલશુ? હજુ બાળક છે, અને રસ્તામાં પગરસ્તો આવે છે વળી એગ્યું ગીક કે સ્ટેશન સુધી તો આવશે. પણ રસ્તામાં ગાડી બદલાવ છે તેનું કેમ?

પતિ—આપણે કોઈ સારો મનાત ગોતી મોકલશુ

સ્ત્રી—પણ હું તમને એક વાત કહું?

પતિ—શું?

સ્ત્રી—હજુ તો ફક્ત ૭ જ માસ થયા છે એટલામા—?

પતિ—તેના સાસરાનો પત્ર આવ્યો છે માટે આપણાથી હવે એક દિવસ પણ રોકાય નહિ આપણે એને મોકલવીજ જોઈએ

સ્ત્રી—જેવી મરજી, એ બાબતમાં હું હઠ કરતી નથી. ત્યારે તેનાં કપડાં વગેરે માટે તૈયારી કરૂં?

પતિ—આજેજ કંઈ જરૂર નથી કાલે તૈયારી કરજો. હું કાલે પત્ર લખી તેમને ખબર આપીશ.

(એ પ્રમાણે કહી પતિ બહાર જાય છે નવવધુની માતા અંદર જાય છે નવવધૂ પાછળના ઓરડામાંથી આ બીના સાંભળી દૂર ચાલી જાય છે)

પ્રવેશ ૪ થો.

પાત્ર—નવવધૂ.

સ્થળ નવવધુનો ઓરડો

નવવધૂ—(એકલી) અરે હાય પાછુ મારે મારી સાસુના કડવાં વચનો સાંભળવા જવુ પડશે! પણ ખેર! પતિદેવને તો મળાશે પેલી વખતે ભૂલથી કહેવાઇ ગયુ તેટલુંએ આ વખતે નહિ બોલું પછી કાંઇ વાંધો આવશે નહિ.

હે પ્રભુ! હિન્દુસ્તાનમાં મારા જેવી કોણ જાણે કેટલીએ બાળાઓ પોતાની સાસુના ત્રાસથી બળતી હશે? પણ આ બધું શા માટે? શું સાસુઓને પ્રભુએ આ માટેજ સરજી હશે? ના, ના, મનુષ્ય માત્ર દયાળુ છે પરંતુ સંસ્કારને લઇને સારૂં અગર ખરાબ બને છે કેળવણી વિના લગભગ આખા હિન્દુસ્તાનમાં ઘણેજ ઠેકાણે આ પ્રમાણે બને છે આવાં માતાપિતા હોય તો સંતાનો પણ સંસ્કારી કયાંથી થાય? જ્યાં સુધી સાસુઓ પોતાની પુત્રવધૂઓને પોતાની પુત્રીઓ અને તે કરતા એ વધુ નહિ સમજે, ત્યાં સુધી આપણી સામાજિક સ્થિતિ સુધરનાર નથી. પરન્તુ તે બનતુંજ કયાં છે અમારી સાસુઓને તો અમારી પર જો હુકમી ચલાવવી છે અમે સારૂં કરીએ તો પણ અમને લોકની દૃષ્ટિએ હલકાં પાડવા છે અમારા પતિની સેવા કરીએ તો અમને નિર્લજ કહેવરાવવા છે સ્વચ્છતાથી રહીએ તો અમને ચીબાવલા કહેવરાવવાં છે સ્પષ્ટ અને સત્ય બોલીએ તો અમને નકટ કહેવરાવવા છે બરાબર મર્યાદામાં રહીએ તો પણ અમને ઉદ્ધત કહેવરાવવા છે જરાતરા વાચતાં લખતાં જાણીએ તો અમને વરેલ કહેવરાવવા છે મારા ... એ તો રોગી કહેવરાવવા છે ...

કોઇ જો ભૂલથી કહેવાઇ જવાયુ તો અમારા પર ગાળોનો વરસાદ વરસાવેવો છે. હવે જો અમને સારી રીતે રાખે તો પછી—આવી નારીગ્રાહી ચલાવે કોના ઉપર !

હશે ! જેટલુ કરશે તે સહેશુ પરન્તુ પતિદેવના દર્શન તો થશે. તેમની સેવા કરીશું. સાસુ કહેશે તેટલાં વચનો સાંભળશુ નણંદીનો બોલ ઉથાપીશું નહિ. ગાંડાં, ઘેલાં, તોછડાં, ચીમાવલાં, વગેરે અનુપમ ઉપાધિઓ ગ્રહણ કરીશું, પરન્તુ ઉલટે ખરા તો ત્યારેજ કહેવાઇએ કે તેમને સરળ રસ્તો બતાવીશુ. માતાપિતાએ કેળવણી આપી ત્યારેજ પ્રમાણુ કે તેમને સુધારીએ અને સન્માર્ગે પ્રેરીએ હશે ! પ્રભુ કરે તે સારૂંજ કરે છે.

(આમ બોલી, પ્રથમ નિસાસો નાંખી,—પછી જરા મ્હોં મલકાવી, પોતાને કામે વળગે છે.)

—✻∘✻—

## અંક પાંચમો.

### પ્રવેશ પહેલો.

પાત્રો—રમા, તેનો પિતા તથા તેની માતા.

સ્થળ—ઘર                    સમય—સવારના ૧૧ વાગ્યાનો.

પિતા—આજેજ બ્હેનને મોકલવાનો દિવસ ઠરાવ્યો છે, ખરૂં ને ?

માતા—હા, પરન્તુ બિચારી ઉદાસ થઇ ગઇ છે.

પિતા—કેમ કરીએ ? બ્હેન દિકરીને ઘેર રખાય છે ? બોલાવો જોઇએ, બે શબ્દ શીખામણના કહીએ. અને વારૂ, બધો સરસામાન તો તૈયારજ છે ને ! સાંજે ચાર વાગ્યે જવાનું છે.

માતા—હા. (રમાને બોલાવે છે)

(રમા શરમાતી શરમાતી આવે છે ને પોતાની માતાની ગોદમાં ભરાય છે.)

પિતા—બ્હેન, શરમાય છે કેમ ? હજુ તું બાળકજ રહી ! જો, બ્હેન આજે ત્હારે સાસરે જવાનું છે. ડાહી થજે હો બ્હેન !

(રમાની આંખોમાંથી આંસુ ટપકે છે.)

માતા—(આંસુ લોહીને) બ્હેન, એમ ગાંડી શું થાય છે ? અમે જાણીએ છીએ કે ત્હારે સાસરનું દુઃખ છે, જો કે તે તો શબ્દ સરખોએ તે સબંધમાં કહ્યો નથી. પણ ત્હારા પિતા ત્યાંની પરિસ્થિતિ જોઇને સમજી ગયા હતા. જો બ્હેન આમ રોઇએ કે ?.

પિતા—જો બ્હેન, સાંભળ. તુ મારી પુત્રી છે તેઓ અજ્ઞાની છે માટેજ તને હેરાન કરે છે પરન્તુ તને મે ભણાવી છે તો તારે તેનો સદુપયોગ કરવો જોઇએ. જ્યારે તું તેમને સન્માર્ગે દોર, ત્યારેજ તે કેળવણી ખરેખરી લીધી કહેવાય. જો, પ્રથમ તો તારે તેઓ કહે તેમ કરવુ જોઇએ. ગાળો પણ સાંખી લેવી જોઇએ. અને સાસુ સસરા વગેરેની ઉત્તમ પ્રકારે સેવા કરવી જોઇએ સાસુની શું શું ખાસિયતો છે તે જાણી લઇ તમામ હાજતો પૂરી

પાડવી ને જ્યારે એમ કરીને તું તેમને વશ કરી શકે, ત્યાર પછી તું તારી કેળવણી તેમના પર અજમાવજે. પરન્તુ ધ્યાન રાખજે કે સાથે સાથે તારા પતિની સેવાથી પણ તું જરાય વિમુખ થઈશ નહિ.

માતા—બ્હેન, ઢોંગી ધુતારા સાધુ બાવાના ફંદમાં પડી દોરા ધાગા પર વિશ્વાસ કરીશ નહિ. તેથી તારાં સાસુ કે સાસરો વશ થશે નહિ. કારણકે તે તો બધું જૂઠું જ છે પરન્તુ તારી કેળવણીનો સદુપયોગ કરીને તેમને સર્વને સન્તુષ્ટ કરજે અને અમારી આબરૂને વધારજે.

( રમા ચૂપ રહે છે સર્વ જમીને આરામ લઈને ગાડીનો વખત થવાથી તૈયાર થાય છે ને સ્ટેશન જાય છે. ગાડી આવતાં રમા રડતી રડતી તેમાં બેસે છે સૌ આશ્વાસન આપે છે ને ગાડી ઉપડે છે )

## પ્રવેશ બીજો.

પાત્રો—કર્કશાબાઈ, પાડોશણો ઈ૦

સ્થળ—ફળીમાં                    સમય—સાયંકાળ.

૧ લી પાડોશણ—(પ્રવેશ કરીને) કેમ કાકી, મારા કાકા તો વહુને લેવા ઈસ્ટેશન ગયા હશે. ખરૂં ને ?

કર્કશા—હા, બ્હેન, ન જાય તો શું કરે ? નાહકનો જો આટો ખવરાવશે તો શું ? આવા વરસાદમાં પાછા આવતાં હેરાનગતી કેટલી થશે ? ને માંદા પડશે તો વેઠ કોણ કરશે ?

૨ જી—કંઈ કાગળ બાગળ આવ્યો તો હશે કે નહિ ?

કર્કશા—કાગળ તો આવ્યો છે પણ તે લોકોનો વિચારો કોણ કરે ? લખે કાંઈ ને કરે કાંઈ !

૧ લી—ત્યારે બા, હવે તો તમને જરા નવરાશ મળશે વહુ કામકાજ કરશે.

કર્કશા—અરે ! રામ રામ કરોને !—શું કરશે ધૂળ ? ઉલટી મારે તેની વેઠ કરવી પડશે. નથી આવડતું રાંધતાં કે નથી આવડતું લુગડાં ધોતાં ! તેની માથે માથાં ફોડીએ ત્યારે કામ કરે.

૨ જી—હેં કાકી, વહુ ભણેલી છે, નહિ ?

કર્કશા—અરે, વેદીયા વાંચનારી શીખેલી પણ છે ને ! એને ન આવ્યાં તો અત્યારે કેમ મારું ! ભણી છે એટલે બહુજ ચિબાવલી થઈ ગઈ છે સામું તો ઝટ દઈને બોલી નાખે જાણે પોતેજ ડાહી ! પણ આ વખતે તો એની હાજરી લેવી છે રાં ... ને કાંઈ અક્કલ ન આવી તે મારા દિકરા પર કાગળ લખ્યો ? એ તો ઠીક કર્યું કે મેં તેના બાપને ખબર આપી દીધી નહિ તો......

૨ જી—હાય હાય, શું . બાઈ પર તેણે કાગળ લખ્યો ! હવે થઈ રહ્યું બા, હળાહળ કળજુગ આવ્યો ! હવે શરમ તો ગઈ ! શું બા, આટલા માટે છોકરીઓને ભણાવતા હશે ?

કર્કશા—ભણીને તો મોટા એટલોજ વાળે છે ! પહેલાં તો છોકરો પણ જ્યારે કાગળ મેં એના પાસે ફોડાવીને વંચાવ્યો ત્યારે ગુસ્સે થયો પણ મેં એવી તો ધમકી દીધી કે પછી તે ચૂપજ થઈ ગયો.

૧ લી—ઠીક કીધું આજનાં છોકરા તો ખરેખાત વઠી ગયાં છે !

કર્કશા—હું ધીરી તો ખમ. અહી આવવા તો દે. પછી વાત છે. એ ફાગળ તો હું સૌંસરો કઢાવીશ. તું મને હજી નથી ઓળખતી ! તે વખતે તેનો બાપ તેડવા આવ્યો હતો, તેની-યે કાનની શુટ પકડાવી દીધી હતી ને !

( એટલામા ગાડીનો ધડધડાટ સંભળાય છે ને બધા બૈરાં ઉઠી બહાર જાય છે. )

પ્રવેશ ૩ જો.

પાત્રો રમા, કર્કશાબાઇ, પાડોશણો વગેરે.

( રમા સાસુને પગે લાગે છે, પછી બીજી પાડોશણોને પગે લાગે છે ને ખબર અંતર પુછે છે ).

રમા—કેમ માતાજી, સારી પેઠે છો ને ?

કર્કશા—હા.

રમા—મારાં માતુશ્રી તથા પિતાશ્રીએ આપને પ્રણામ કહાવ્યા છે.

કર્કશા—એ તો જાણ્યું ! હશે, મારે તારી માતાનું ને તારા પિતાનું શું કામ છે, ઘરમાં તો કોઈના ખબર પૂછતી નથી ને આવતાંજ માતાપિતાની વાત સાંભરે છે, તારાં મા બાપ પડે ને ઉઠી ખાડમાં !

રમા—(આમ અચાનક ઓળંભ પડતાં ) માફ કરો માતાજી ! આપની તબીયતી તો સારી છે ને ?

કર્કશા—હું શું કામ માંદી પડું ? માંદાં પડેને તારાં પીયરીયાં ! વળી મને માંદ ઈચ્છે છે. હજી તો તારા જેવી પચીસને માંદી પાડીને પડીશ ! સમજી ?

૧ લી—વહુ દુબળાં કેમ પડી ગયા ?

કર્કશા—બાપને ઘેર રોટલો ક્યાં છે ? જોઇ ? મોઢું કેવું ધુળ ફાકતું થઇ ગયું છે ? અહીંથી ગઈ ત્યારે રાતી રાયણ જેવી થઈને ગઈ હતી. કારણ કે માલ મલીદા ખાવા મળે. એની મા તો મહા પાપી ને કંજુસ છે. કોઇને ખાવા દે તેમ નથી-તો પોતાની દીકરીને તે કેમ દે ?

૨ જી—હા, મા, એ તો ખરૂં અહી કેવું મઝાનું શરીર હતું ? (વહુ તરફ ) કેમ વહુ, કાંઇ માંદા હતા !

રમા—ના, ના. એ તો મુસાફરીને લીધે આપને એમ લાગતું હશે.

કર્કશા—હવે જા, જા, અમને આવડા ઘરડાંને ભૂઠા પાડે છે.—કર્યો મોટો મુસાફરી ! જો એને મુસાફરીનો થાક લાગ્યો છે ! ગગી રાજાની મોટી દીકરી તે મુસાફરીનો થાક લાગ્યો છે ! અમારા વખતમાં તો ગાડીએ નહોતી ને અમે પગે ચાલીને પાંચ ગાઉ જાઇએ ને પાછા તેવાને તેવાં ઘેર આવી રોટલા ચાર જમી જઇએ !

૧ લી—ખરી વાત છે ,અમે પણ પગે ચાલીનેજ આવતા.

૨ જી—વહુ, ત્યાં વખતે શું શું લાવ્યાં છો,—બતાવો તો ખરાં ?

રમા—માજી હુકમ કરે ત્યારે આવજો બતાવીશ.

કર્કશા—એના ગાંડીના ગવાળામા તે શું જોવાનું હશે ? (વહુ તરફ જોઇને) શું બતાવીશ—દાંત ?.. જ્યારે અમે પીયરથી આવતાં ત્યારે તો હજાર હજારના કરીઆવર લાવતાં હતાં.

રમા—હશે, માફ કરો માજી, ભૂલી ગઈ

૨ જી—બા, જે હોય તે અમે તો જોવા આવીશું.

કર્કશા—ઠીક આવજો ત્યારે કાલે વાત !

( બધાં જાય છે. ) રમા પોતાનો સામાન ગોઠવી દે છે અને સાસુજી અંદર સીધાવે છે.

—>*o*<—

## આનન્દ કલ્પવૃક્ષ.

લેખક - શ્રીયુત " કાઠીઆવાડી કાણો. "

(૧)

અરે રામા ! કાલે આપણે હવા ખાવા જવું છે માટે તૈયાર થઇ રહેજે.—રામાએ જવાબ આપ્યો માલેક ! કોઇ કામ સાથે લઉં કે નહી,—નહિતર આપણે હવા શેમા ખાશું ?

(૨)

તમોએ આ ઘર બહુજ સારૂં બંધાવ્યુ છે અને હવાપાણીની સોઇ પણ બહુજ સારી છે. પરંતુ ?—.. ...તર્કપ્રસાદે મનમા તર્ક કરતા કહ્યું

પરંતુ .....શું ?—ખણુખણુલાલે પુછ્યુ.

મારૂં કહેવાનું એમ છે કે ઘર તો બહુજ સારૂં છે પરંતુ આ ઘરના બારણાં બહુજ નાનાં છે તેથી જ્યારે તમો મરી જશો ત્યારે તમારી ઠાઠડી કાઢવાને બહુજ અડચણ રૂપ થઇ પડશે.—તર્કપ્રસાદે જવાબ આપ્યો.

આ સાંભળતાંજ ખણુખણુલાલ રાતા પીળા થઈ ગયા. પરંતુ એટલામાં તર્કપ્રસાદના ભાઇ મૂર્ખદત્તે શેઠને સારૂ લગાડવા કહ્યુ . શેઠ, મારા ભાઇમા જરા પણ અક્કલ નથી. (પછી તર્કપ્રસાદની સામે જોઇને તે બોલ્યો )

—શેઠને તે એમ કહેવાનું હશે ? શેઠ ભલેને મરી જાય અને તેના શબને કાગડા કુતરા ચુંથી નાંખે તોપણ તેમાં આપણે શું ?

(૩)

અરે મગન ! તારે આજે સભામા આવવુ છે કે નહીં ?—મોહને પુછ્યું.

મોહન—આજરોજ મારા બાપા મરી ગયા છે માટે મારાથી અવાશે નહીં.

મગન—હે ! શું તારા બાપા મરી ગયા ? પણ હું તારા ઘરની પાસે રહું અને મને ખબરે ન પડે !

મોહન—અરે ! સવારની વહેલી ગાડીમા "મરી"—એ નામને ગામ ગયા: એમાં તને શેની ખબર પડે ?

**प्रवासमंजरी.**

# કામાક્ષાદેવીની યાત્રા.

અથવા

## અમારી કામરૂપ દેશની મુસાફરી.

લેખક—શ્રીમાન સ્વામી શિવાનન્દજી તથા પરમાનન્દજી.

૨

( ગતાંકથી ચાલુ )

### માંકડાનું જોર તથા અનુકરણ શક્તિ

હાથરસમાં માંકડાં ( ખાસ મોઢાવાળા વાંદરા )નું ઘણું જોર છે લગાર આંખ ચૂકી કે કોઈને કોઈ ચીજ ઉપાડી જાય છે ! અને તેમની ક્રિયા પણ મનુષ્યજાતિની સાથે ઘણી જ મળતી આવે છે. જેમ છોકરાઓ રમત ગમત કરે છે તેમ તેઓને ગમત કરતા તો સૌ કોઈએ જોયાં હશે. પણ ઘણી બારીકાઈથી જોવાથી મનુષ્ય જાતિ સાથે તેમનું ઘણુંજ મળતાપણું આવે છે......(અને મનુષ્યોના દુરાચારો પણ તેમનામાં દાખલ થએલા અનેક રીતે જોવામાં આવે છે !)....જ્યારે માંકડાં કોઈ વસ્તુ ઉપાડી જાય ત્યારે શેકેલા ચણા મૂકવાથી તે લેઈ ગએલી ચીજ પાછી મૂકી જાય છે.

એક દિવસ એક મુસાફર એક ઝાડ નીચે પોતાને માટે રસોઈની તૈયારી કરતો હતો, અને ચૂલા ઉપર દાળ ઓરી હતી પોતે નજદીકમાં નહાતો હતો, એટલામાં એક માંકડું ઉપરથી નીચે ઉતર્યું અને ચૂલા ઉપરથી તે દાળના તપેલાને ઉપાડવા ગયું. પણ ઉનુ લાગવાથી ફાવી શક્યું નહી તેથી તુરત જ ઝાડ ઉપર ચઢી અને બે હાથમાં ઝાડના પાંદડા તોડી પાછું નીચે ઉતર્યું અને તે પાંદડાથી પકડીને પેલું ઉનું ઉનું દાળનું તપેલું લેઈ નાસી ગયું. હવે ઝાડ ઉપર તો તે ન ચઢી શક્યું. પણ એક બાજુ જઈ તેમાં મોઢું નાખી ખાવા ગયું. પરન્તુ દાળ ગરમ લ્હાય જેવી હોવાથી અડકતા વેંત જ મોઢું બળી ગયું ! આથી તે એકદમ ચીસ પાડી તપેલું ત્યાં જ નાખી દઈ ઝાડ ઉપર ચઢી જઈ એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર, એમ કુદવા મંડ્યું અને બુમાબુમ પાડી તેણે આખું મેદાન ગજાવી નાખ્યું.

### માંકડાની બુદ્ધિ અને એકસંપી

અહીં ઘણાં માંકડાં જોઈને અમારા મનમાં વિચાર થયો કે એક માંકડાનું બચ્ચું પકડી જ્યારે પાછા ગુજરાત જઈશું ત્યારે સાથે લેતા જઈશું તેથી જ્યાં અમારો મુકામ હતો ત્યાં નજદીકમાં એક નાની ઓરડી હતી, તે ઓરડીની અંદર શેકેલા ચણા નાખી તેનો એક દરવાજો બંધ કરી બીજા દરવાજાની સાંકળ સાથે દોરી બાંધી ને એ દોરીનો બીજો છેડો જાળીદ્વારા અમારા ઓરડામાં લઈ લીધો. ચણા ખાવાની લાલચમાં કેટલાક વાંદરાં તે ઓરડીમાં દાખલ થયાં એટલે અમે તરત જ તે દોરી ખેંચી લીધી. બીજા વાંદરાઓ તો નીકળી ગયા, પણ એક અંદર રહી ગયું. અમે જ્યારે કારણ સ્હેજ દઈ હવે તેને કેવા રીતે પકડવું તે

નિચાળવા જેવું હતું એટલામાં એક હૃષ્ટ પુષ્ટ કાછલી ત્યાં આવી ચઢયો અને અમુક મહેન તાણું લેઇ એ વાદરૂ પકડી આપવાને તે તૈયાર થયો. એક હાથમાં કોયળો લેઈ બીજા હાથથી તેણે સાંકળ ઉઘાડી. આમ થતાંની સાથેજ એકદમ અંદરથી પેલા માંકડાઓ તે કાછીના માથા ઉપર કુદી તેના મોં ઉપર નોરીઓ ભરી દીધા અને જોત જોતામાં નાસી ગયું! તે કાછલી બીચારો જોતોજ રહ્યો અને બીજા જોનારાઓનું હસતાં હસતાં પેટ દુખવા આવ્યું!

બીજે દીવસે અમે પછી તેથીજ પકડવાની યુક્તિ કરી. અને વિચાર કર્યો કે જ્યારે કોઈ નાનું બચ્ચું અંદર જાય ત્યારે તેનેજ પકડવું. માંકડા ઘણા ખાવા આવે અને નાસી જાય પણ અમે ખાનગી બંધ કરીએ નહિ. એમ કરતાં કરતાં એક બચ્ચું અંદર આવ્યું એટલે તરતજ અમે દોરી ખેંચી લીધી ને તે અંદર ફસાયું! હવે તે ખૂબ ચર-ચર-ચીચી બારી કરવા લાગ્યું. તેથી માંકડા અને માંકડીઓના ટોળે ટોળાં ભેગાં થવા લાગ્યાં અને જોત જોતામાં ત્રણ ચાર સોને આશરે માંકડાંના ટોળાં ભેગા થઈ ગયા. એટલુંજ નહિ પણ તેમણે તો અમારા મકાનનાં બારણાં અને જાળીઓના સળીઆ હચમચાવી તોડી નાંખવા માંડ્યા. જો એ ટોળાંને અંદર આવવાનો રસ્તો મળી ગયો હોત તો તો કોણ જાણે અમારી શું યે વલે કરત! પણ સાંકળ નકુચા અને કમાડ મજબુત હોવાથી અમે નિર્ભય હતા. બપોરના એક વાગ્યાથી રાતના નવ વાગી ગયા પણ તે માંકડાંના ટોળાં જંપ્યાં નહિ અને અમોને જંપવા દીધા નહિ. અને જેમ કોઈ શત્રુની ફોજ કિલ્લાને ઘેરો ઘાલેછે, તથા બહારથી કોઇને અંદર કે અંદરથી કોઇને બહાર જવા દેતાં નથી તેજ મીસાલ અહિં થઇ ગઇ હતી!

આખરે રાતના દશ વાગ્યા પછી તે માંકડાંના બચ્ચાંને છોડી દેવાની અમને ફરજ પડી. ઓરડીમાંથી બચ્ચું બહાર નીકળ્યું કે તુરત તે ટોળા તેની બાજુએ ધસ્યાં અને બચ્ચાને ઘેરી લેઇ પોતાની ભાષામાં જુદી જુદી રીતે વાતો કરતા કરતા ચાલ્યા ગયાં. તે પશુજાતિના સંપ ઉપર અમોને ઘણીજ દયા આવી. મનુષ્યજાતિમાં જો આવો સંપ હોત તો તે કોઇ દિવસ દુખી થાત નહિ. પણ તે તો કેવી રીતે હોઈ શકે કારણકે મનુષ્ય પણ નથી. અને (पश्यतीति पशु -જુવે છે તે પશુ). મનુષ્ય વળી પોતાનું ખરૂં હિત ક્યારે જુવેજ છે! [માંકડાની આવી રીતની ઘણી રમત ગમત-પણ કનડગત સાથે-આ બાજુએ થાય છે, જે જોનારને બહુ આનંદ આપે છે]

### પ્રયાગનાં જામફળ

હવે મકરસંક્રાન્તિ નજીક આવતી હોવાથી પણ લોકોનો હાથરસમાં વધારે વખત રહેવા માટે આગ્રહ છતાં પ્રાગરાજ (પ્રયાગ અથવા અલાહાબાદ) જવા અમે તૈયાર થયા. અને રસ્તામાં નાના રેલ્વે જંકશન (પરમાનંદ)ની નજીક ગામ રેણુકતપુરા, ઉન્નાઉ જીલ્લામાં આવેલું હોવાથી, કુટુંબ યાત્રા અર્થે ત્યાં ઉતરી કુટુંબની યાત્રા પણ કરી લેવાનો વિચાર કર્યો. આ ગામમાં કાન્યકુબ્જ બ્રાહ્મણોની વસતિછે અને તે જાતિના બ્રાહ્મણો સાહેબના ત્રવાડી કુટુંબ સાથે તેનો પોતાનો સંબંધ છે પણ તે બાજુ પ્લેગ પુષ્કળ ચાલતો હોવાથી કોઇને ટીકીટ મળતી નહોતી તેથી નાઇલાજે તે વિચાર બંધ રાખવો પડ્યો. અને આવતી વખતે રેણુકતપુરા જવાનો વિચાર રાખ્યો તથા પરબારી પ્રાગરાજનીજ ટીકીટ કરાવી લીધી. હવે અહિં પણ સ્ટેશનપર આવી પહોંચ્યા પછી ખબર મળી કે પ્રાગરાજમાં સખત પ્લેગ

ચાલે છે અને કોઈપણ યાત્રાળુને ત્યાં ઉતરવા દેતા નથી તે સાંભળી પ્રાગરાજમાં સ્નાનનો આનંદ મુકી દેવાથી ખેદ સાથે તેને તેજ ટ્રેન દ્વારા મુસાફરી આગળ ચાલુ રાખવાનો નિશ્ચય કરી, ધોબરી સ્ટેશન જે કામરૂપ દેશ જવાનું છેલ્લું સ્ટેશન છે ત્યાંની જ ટીકીટ લીધી.

પ્રાગરાજનાં જામફળ આખા ભારતખંડમાં મશહુર છે સ્વાદિષ્ટ, ગળ્યા, મોટાં, મધુર ઓછાં બીજવાળાં,–બે ત્રણ જગા શિવાય બીજી કોઈપણ જગાએ એવાં થતાં નથી. તેવાં જામફળ ગુજરાતમાં તો જોવામાં પણ આવતાં નથી. કોઈ લાભ લે એમ ધારી તેને ઉછેરવાની વિધિ અને તેનું વર્ણન અત્રે લખવામાં આવે છે –એવાંજ જામફળ કાશી અને જોનપુરમાં પણ થાય છે. એક અઠવાડીયા સુધી જો ઝાડ પરથી તોડી તે જામફળને રાખી મુકવામાં આવે તોપણ બગડતાં નથી.

જામફળીનો ઉછેર:

આ જામફળ આઠ પ્રકારનાં થાય છે તેમાં સફેદ સર્વથી ઉત્તમ ગણાય છે. તે ઉપરથી પીળાં, બીજ (બી) કમી, સુગંધીદાર, અને ગળ્યાં હોય છે ચાર વર્ષનું ઝાડ થયા પછી તે ફળ આપે છે અને જો ખાસ કરીને ઉછેર્યું હોય તો તો બે વર્ષમાં પણ ફળ આપે છે પણ બીજથી ઉત્પન્ન થયેલા ઝાડનું આયુષ્ય વધારે હોય છે તેનું બીજ વર્ષા ઋતુમાં ઠળકી માટીમાં વવાય છે વર્ષાદમાં તેના મૂળ ઉપર માટી ચઢાવવી જોઈએ જેથી વર્ષાદનું પાણી તેના મૂળમાં ભેગુ થાય નહિ કારતક મહિનામાં મૂળ ઉઘાડાં કરી ખાતર નાખી, દાબી દેવું અને સુકાઈ ગયેલી ડાળીઓ કાપી નાખવી જોઈએ કલમ કરવાનો વખત અષાઢ માસ છે એક મહિના પછી કલમ તૈયાર થાય છે બાર વર્ષ સુધી ફળ સારૂં આપે છે. પછી ફળ નાનું થવા માંડે છે જે ઝાડનાં પાંદડાં ગોળ, તેના ફળ ગોળ અને જેનાં પાંદડાં લાંબાં, તેનાં ફળ લાંબા થાય છે જ્યારે પાંદડાં નાનાં થાય ત્યારે જાણવું કે ફળ પણ નાનુંજ થશે. તે વખતે મૂળ ઉઘાડાં કરી, મૂળની આડખે પડખેથી તમામ જાળાં કાપી નાખી, ખાતર પૂરવું અને દોઢ વાર જેટલું ઝાડ રાખી ઉપરથી તમામ કાપી રાખવું આમ કરવાથી, તે ફરીથી બમણી સારાં ફળ આપે છે જલથી સિંચવું તે પણ ઝાડને લાભકારક છે. ખાતર પુરવામાં સહેજ હોશીઆરી જોઈએ જેમ મનુષ્યને કાચો ખોરાક આપવાથી,–વધારે ખોરાક આપવાથી,–ન ખોરાક આપવાથી, તે નિર્બળ થાય છે તેજ પ્રમાણે જમીનની અને ઝાડની પણ સ્થિતિ છે ઝાડનાં પાંદડાં, કચરો, છાણ, વિગેરે એક જગાએ ભેગુ કરી રાખવું જોઈએ અને ખૂબ સડી ગયા પછી તે ખેતરના ઉપયોગમાં લેવું. વચમાં કોઈ કોઈ વખતે તેને હલાવવું. જો સડ્યા વગરનું ખાતર નાખવામાં આવશે તો પછી થી તેમાં જીવાત ઉત્પન્ન થશે।

જામફળના ગુણ: આનંદ આપનાર, શક્તિ આપનાર હૃદય–હોજરી–મગજને પુષ્ટિ આપનાર, અને પિત્તશામક છે એમાં ખુબી એ છે કે ભોજન પહેલાં જો ખાવામાં આવે તો તે કબજીયાત કરે છે અને ભોજન લીધા પછી જો ખાવામાં આવે તો ઝાડો થાય છે એનાં ફુલ વાટીને ફાકવાથી રક્તપિત્ત–(મોંમાંથી થૂંક સાથે લોહી પડવું) મટે છે પાંદડાં ફાકવાથી ઝાડો મટે છે અને વગીન પાંદડાં ચોપડવાથી ગુમડાંને રૂઝ લાગે છે બાળેલાં પાંદડાંમાં મોરથુથુના જેવો ગુણ છે શરદી અને કફ પ્રકૃતિવાળાએ જામફળ ખાધા પછી સુંઠ ખાવી, નહિ તો નડે છે

વિચારવા જેવું હતું. એટલામાં એક હૃષ્ટ પુષ્ટ કાબુલી ત્યાં આવી ચઢ્યો અને અમુક મહેનતાણું લેઈ એ વાંદરૂં પકડી આપવાને તે તૈયાર થયો. એક હાથમાં કોથળો લેઈ બીજા હાથથી તેણે સાંકળ ઉઘાડી. આમ થતાંની સાથેજ એકદમ અંદરથી પેલા માંકડાએ તે કાબુલીના માથા ઉપર કુદી તેના મોં ઉપર નોરીઆ ભરી દીધા અને જોત જોતામાં નાસી ગયું! તે કાબુલી બીચારો જોતોજ રહ્યો અને બીજા જોનારાઓનું હસતાં હસતાં પેટ દુખવા આવ્યું!

બીજે દીવસે અમે પછી તેનીજ પકડવાની યુક્તિ કરી. અને વિચાર કર્યો કે જ્યારે કોઈ નાનું બચ્ચું આવી જાય ત્યારે તેનેજ પકડવું. માંકડાં, ચણા ખાવા આવે અને નાસી જાય પણ અમે બારણું બંધ કરીએ નહિ. એમ કરતાં કરતાં એક બચ્ચું અંદર આવ્યું એટલે તરતજ અમે દોરી ખેંચી લીધી ને તે અંદર ફસાયું! હવે તે ખૂબ ચર–ચર–ચીચીઆરી કરવા લાગ્યું. તેથી માંકડાં અને માંકડીઓના ટોળે ટોળાં ભેગાં થવા લાગ્યાં અને જોત જોતામાં ત્રણ ચાર સોને આશરે માંકડાંના ટોળાં ભેગાં થઈ ગયાં. એટલુંજ નહિ પણ તેમણે તો અમારા મકાનનાં બારણાં અને જાળીઓના સળીઆ હલહલાવી તોડી નાંખવા માંડ્યા. જો એ ટોળાને અંદર આવવાનો રસ્તો મળી ગયો હોત તો તો કોણ જાણે અમારી શુંયે વલે કરત! પણ સારા નશીબે સળીઆ અને કમાડ મજબુત હોવાથી અમે નિર્ભય હતા. બપોરના એક વાગ્યાથી રાતના નવ વાગી ગયા પણ તે માંકડાંનાં ટોળાં જંપ્યાં નહિં અને અમોને જંપવા દીધા નહિ. અને જેમ કોઈ શત્રુની ફોજ કિલ્લાને ઘેરો ઘાલે છે, તથા બહારથી કોઈને અંદર કે અંદરથી કોઈને બહાર જવા દેતાં નથી તેજ મીસલ અહિં થઈ ગઈ હતી! આખરે રાતના દશ વાગ્યા પછી તે માંકડાના બચ્ચાને છોડી દેવાની અમને ફરજ પડી. ઓરડીમાંથી બચ્ચું બહાર નીકળ્યું કે તુરત તે ટોળાં તેની બાજુએ ધસ્યાં અને બચ્ચાને ઘેરી લેઈ પોતાની ભાષામાં જુદી જુદી રીતે વાતો કરતા કરતાં ચાલ્યા ગયાં. તે પશુજાતિના સંપ ઉપર અમોને ઘણીજ ઈર્ષા આવી. મનુષ્યજાતિમાં જો આવો સંપ હોત તો તે કોઈ દિવસ દુઃખી થાત નહિ. પણ તે તો કેવી રીતે હોઈ શકે કારણકે મનુષ્ય પશુ નથી. અને (पश्यतीति पशु:–જુવે છે તે પશુ). મનુષ્ય વળી પોતાનું ખરૂં હિત ક્યારે જુવે જ છે! [ માંકડાંની આવી રીતની ઘણી રમત ગમત–પણ કનડગત સાથે–આ બાજુએ થાય છે, જે જોનારને બહુ આનંદ આપે છે ]

પ્રયાગનાં જામફળ

હવે મકરસંક્રાન્તિ નજીક આવતી હોવાથી ઘણા લોકોનો હાથરસમાં વધારે વખત રહેવા માટે આગ્રહ છતાં પ્રાગરાજ (પ્રયાગ અથવા અલાહાબાદ) જવા અમે તૈયાર થયા. અને રસ્તામાં નાના સ્વામીજી (પરમાનંદજી)નો પૂર્વાશ્રમનું ગામ રસુલતપુરા, ઉન્નાઉ જીલ્લામાં આવેલું હોવાથી, કુટુંબ યાત્રા અર્થે ત્યાં ઉતરી કુટુંબની યાત્રા પણ કરી લેવાનો વિચાર કર્યો. આ ગામમાં કાન્યકુબ્જ બ્રાહ્મણોની વસતિ છે અને તે જાતિના બ્રાહ્મણો મારા ગ્રવાડી કુટુંબ સાથે તેનો પોતાનો સંબંધ છે પણ તે બાજુ પ્લેગ પુષ્કળ ચાલતો હોવાથી કોઈને ટીકીટ મળતી નહોતી. તેથી નાછુટકે તે વિચાર બંધ રાખવો પડ્યો અને આવતી વખતે રસુલતપુરા જવાનો વિચાર રાખ્યો તથા બારોબારી પ્રાગરાજનીજ ટીકીટ કરાવી લીધી હવે અહિં પણ સ્ટેશનપર આવી પહોંચ્યા ત્યાં ખબર મળી કે પ્રાગરાજમાં સખત પ્લેગ

ચાલે છે. અને કોઈપણ યાત્રાળુને ત્યાં ઉતરવા દેતા નથી. તે સાંભળી પ્રયાગરાજમાં સ્નાનનો આનંદ મુકી દેવાથી ખેદ સાથે તેને તે જ ટ્રેન દ્વારા મુસાફરી આગળ ચાલુ રાખવાનો નિશ્ચય કરી, ધોપરી સ્ટેશન જે કામરૂપ દેશ જવાનું છેલ્લું સ્ટેશન છે ત્યાંની જ ટીકીટ લીધી.

પ્રયાગરાજનાં જામફળ આખા ભારતખંડમાં મશહુર છે સ્વાદિષ્ટ, ગળ્યાં, મોટાં, ઘણુંજ ઓછાં બીજવાળાં,–એ ત્રણ જગા સિવાય બીજી કોઈપણ જગાએ એવાં થતાં નથી. તેવાં જામફળ ગુજરાતમાં તો જોવામાં પણ આવતાં નથી. કોઈ લાભ લે એમ ધારી તેને ઉછેરવાની વિધિ અને તેનું વર્ણન અત્રે લખવામાં આવે છે–એવાંજ જામફળ કાશી અને જૈનપુરમાં પણ થાય છે. એક અઠવાડીયા સુધી જો ઝાડ પરથી તોડી તે જામફળને રાખી મુકવામાં આવે તોપણ બગડતાં નથી.

**જામફળીનો ઉછેર:**

આ જામફળ આઠ પ્રકારનાં થાય છે તેમાં સફેદ સર્વથી ઉત્તમ ગણાય છે. તે ઉપરથી પીળાં, બીજ (બી) કમી, સુગંધીદાર, અને ગળ્યાં હોય છે. ચાર વર્ષનું ઝાડ થયા પછી તે ફળ આપે છે. અને જો કલમ કરીને ઉછેર્યું હોય તો તો બે વર્ષમાં પણ ફળ આપે છે પણ બીજથી ઉત્પન્ન થયેલા ઝાડનું આયુષ્ય વધારે હોય છે તેનું બીજ વર્ષા ઋતુમાં દલકી માટીમાં વવાય છે. વર્ષાદમાં તેના મૂળ ઉપર માટી ચઢાવવી જોઇએ. જેથી વર્ષાદનું પાણી તેના મૂળમાં ભેગું થાય નહિ કારતક મહિનામાં મૂળ ઉઘાડાં કરી ખાતર નાખી, દાબી દેવું અને સુકાઇ ગયેલી ડાળીઓ કાપી નાંખવી જોઇએ કલમ કરવાનો વખત અષાઢ માસ છે. એક મહિના પછી કલમ તૈયાર થાય છે બાર વર્ષ સુધી ફળ સારૂં આપે છે. પછી ફળ નાનું થવા માંડે છે જે ઝાડનાં પાંદડાં ગોળ, તેનાં ફળ ગોળ, અને જેનાં પાંદડાં લાંબાં, તેનાં ફળ લાંબાં થાય છે જ્યારે પાંદડાં નાનાં થાય ત્યારે જાણવું કે ફળ પણ નાનુંજ થશે. તે વખતે મૂળ ઉઘાડાં કરી, મૂળની આડખે પડખેથી તમામ જાળાં કાપી નાખી, ખાતર પૂરવું અને દોઢ વાર જેટલું ઝાડ રાખી ઉપરથી તમામ કાપી નાખવું આમ કરવાથી, તે ફરીથી ભોગરી સારાં ફળ આપે છે ખાતરથી સિંચવું તે પણ ઝાડને લાભકારક છે. ખાતર પુરવામાં સ્હેજ હોંશીઆરી જોઇએ, જેમ મનુષ્યને કાચો ખોરાક આપવાથી,–વધારે ખોરાક આપવાથી,–ન ખોરાક આપવાથી, તે નિર્બળ થાયછે, તેજ પ્રમાણે જમીનની અને ઝાડની પણ સ્થિતિ છે ઝાડનાં પાંદડાં, કચરો, છાણ, વિગેરે એક જગાએ ભેગું કરી રાખવું જોઇએ. અને ખૂબ સડી ગયા પછી તે ખેતરના ઉપયોગમાં લેવું વચમાં કોઇ કોઇ વખતે તેને હલાવવું. જો સડ્યા વગરનું ખાતર નાખવામાં આવશે તો પછી થી તેમાં જીવાત ઉત્પન્ન થશે।

જામફળના ગુણ: આનંદ આપનાર, શક્તિ આપનાર, હૃદય–હોજરી–મગજને પુષ્ટિ આપનાર, અને પિત્તશામક છે એમાં ખુબી એ છે કે ભોજન પહેલાં જો ખાવામાં આવે તો તે કબજીયાત કરે છે અને ભોજન લીધા પછી જો ખાવામાં આવે તો ઝાડો થાય છે. એનાં પુલ' વાટીને ફાકવાથી રક્તપિત્ત (મોંમાંથી થૂંક સાથે લોહી પડતું) મટે છે. પાંદડાં ફાકવાથી ઝાડો મટે છે અને વાટીને પાંદડાં ચોપડવાથી ગુમડાંને રૂઝ લાગે છે. બાળેલાં પાંદડાંમાં મોરથુથા જેવો ગુણ છે. શરદી, અને કફ પ્રકૃતિવાળાએ જામફળ ખાધા પછી સૂંઠ ખાવી, નહિ તો નડે છે.

**ધાબરી સ્ટેશન—અસહ્ય ટાઢ:**

રાત્રે બાર વાગે અમે ધાબરી સ્ટેશને ઉતર્યા તે વખતે ટાઢ તો અલૌકિક જ હતી. મુસાફરોની ઇચ્છા ન છતાં દાંત સાથે દાંત ખખડવાનો અવાજ ચોમેરથી સંભળાતો હતો. અત્યારે ઓળખીતા કે ધર્માધર્મથી અડકવામાં બાધ ગણનારાં પણ એક બીજા સાથે પાસે પાસે ગીચમગીચ થઇ બેસવાની ઇચ્છા રાખતાં જણાતાં હતાં! એમ કર્યા છતાં પણ ટાઢ જ૫વા દે તેમ નહોતું અને પવનના સપાટાથી જ્યારે ઝાડ એક બીજા સાથે ઘસાતાં, તો અગ્નિના બદલામાં તેમાંથી ટાઢી સેરો નીકળી શરીરને શૂન્ય કરી દેતી હતી. આવે કાળે ચાલતી નદીઓના પાણી સ્થિર થાય તેમાં નવાઇ જેવું કાંઇ હતું નહિ કારણ કે શરીરમાં ચાલતું લોહી પણ બંધ પડવાની તૈયારીમાં જ હતું! બરફ પોતે પણ ટાઢથી જામી ગયો હતો તો બીજી ચીજોની તો વાત જ શું કરવી?—ટુંકામાં એ કે તે દિવસની ટાઢ અમારાં હાડકાંમાં પેસી ગયેલી, તે હજુ પણ જ્યારે તે દિવસ આવે છે તો ટાઢ પોતાનો ભાવ ભજવ્યા વગર રહેતી નથી*! તે દેશથી તદન અજાણ્યા હોવાથી, અમને ભગવાન સૂર્યનારાયણ દર્શન આપે ત્યાં સુધી એક ઝાડના આશ્રયે બેસી રહેવાની ફરજ પડી. મુસાફરખાનાં, ધર્મશાળા, વીશી યા મંદિર વિગેરે ક્યાં હશે, તેની અમને કંઇપણ ખબર હતી નહિ. થોડી વિશ્રાન્તિ લીધા પછી પવનનાં મોજાં સહેજ ઓછાં થયાં પછી કેટલાએક મુસાફરો હિંમત ધરી ગામ બાજુ ચાલી નીકળ્યા. ઝાડ નીચે એકલા બેસી રહેવાથી કાંઇ વળશે નહિ, એમ ધારી તેઓની પાછળ પાછળ અમે પણ ચાલ્યા. થોડી વાર પછી ગામ નજીક હોવાના ચિન્હ દેખાયાં અને કેટલીક દુકાનો નજરે પડી. તે મુસાફરો ત્યાંની રીતભાતના ભોમિયા હોવાથી તેમણે એક મારવાડી દુકાનદારને જગાડ્યો અને દિવસ ઉગે ત્યાં સુધી રહેવા માટે જગા માગી. કેટલીક રકઝક થયા પછી માથા દીઠ એક આનો નક્કી કરી અમે બધાએ તે દુકાનમાં પ્રવેશ કર્યો. ત્યાં દીવો કે ફાનસ કાંઇપણ હતું નહિ! એક મુસાફરે દીવાસળી સળગાવી જરાક અજવાળું કર્યું તો તો અમોને તે દુકાન ઘણી જ વિચિત્ર દેખાઇ. વાંસડા ગોઠવી ખાટલા જેવું કરેલું હતું, તેના ઉપર મુકામ કરવો એમ સુચવવામાં આવ્યું. બીજું અમે અથાગમાં કાંઇપણ જોઇ શક્યા નહિ. ત્યાં ઉંઘ તો શાની જ આવે? પણ તે મુકામ બહારની અસહ્ય સરદીમાંથી અમારું કંઇક રક્ષણ કરી શક્યું ખરૂં. તેથી તે દુકાન તે વખતે એલેક્ઝાન્ડ્રા હોટેલ, કે તાજમહાલ હોટેલથી પણ સરસ લાગી. રાત થોડી છતાં ઘણી જ લાંબી થઇ ગઇ જણાતી હતી, તેથી તે વાંસડાના પ્લેટફારમ ઉપર બેસી રહેવું સહેજ આકરું તો લાગ્યું—પણ કરીએ શું? તે સિવાય છુટકો જ નહોતો! તેમ અમારી પાસે ગોદડાં રજાઇ, ઓશિકા, વિગેરે પથારીનો સામાન પણ નહોતો, જે પાથરી બેસી શકાય. અન્તે કેટલીક મુશ્કેલી વેઠયા પછી, પ્રકાશ પ્રકાશ થયો જણાયો અને દુકાનદારે ભાડું આપી દુકાન ખાલી કરી જવા પણ ફરમાવ્યું. તુરત તેના હુકમને માન્ય રાખી અમર તો તેના ફરમાનને તાબે થઇ માણસ દીઠ ચાર ચાર પૈસા આપી એક પછી એક તમામ મુસાફરો દુકાન ખાલી કરી ગયા અને તે પ્રમાણે અમોને પણ કરવાની ફરજ પડી! તે વખતે જ અમે જાણી શક્યા કે દુકાનદાર એક મારવાડી

---

* આ અહેવાલના લેખકો પોતે હિન્દુસ્થાનના અતિશય ટાઢીવાળા પ્રદેશોમાં જન્મેલા તથા વસેલા છે, તેમનો આવો વિકટ અનુભવ છે, તો સાધારણ ગુજરાતીઓની તો ત્યાં દશા જ શી થાય તે માત્ર કલ્પનાથી પણ સમજી શકાશે. ઉપતંત્રી, સું. સુ

હતો. આ વાતની જો ગત્રે ખબર પડી હોત તો પૈસાની લાલચમાં પથારી તો શું પણ જે જોઇએ તે એ આ. ત, એમાં કાંઈ શક નહિ ! દરેક મુસાફર દુકાનમાંથી નીકળ્યા પછી પોત પોતાને રસ્તે પડ્યો.

ધોબરી ગામ.

દતણાવન, શાચ સ્નાન વિગેરે ક્રિયા તથા નિત્યકર્મથી પરવારી પછી કોઈ ઠેકાણે મુકામ કરવાનો અમે પણ નિશ્ચય કર્યો પરંતુ તેને માટે સાધન જોઇએ તેની તપાસ કરતાં એવું માલુમ પડ્યું કે બ્રહ્મપુત્રા નદી નજદીકમાંજ છે તે સાંભળી બ્રહ્મપુત્રા નદીને કાંઠે જઇ નિત્ય કર્મથી પરવારી પછી ગામ તરફ વળ્યા. ગામમાં આવી પછી તેજ મારવાડી દ્વારા અમે જાણી શક્યા કે ધોબરી આ મહાનદીને કિનારે એક નાનું બંદર છે, અને અહીં ઘણીખરી જોઇતી વસ્તુઓ મળી શકે છે અને મારવાડીની એક સારી વીશી પણ છે તેનું ઠેકાણું પુછી તે તરફ અમે ચાલી નીકળ્યા. રસ્તામાં જોવા જેવું કશું હતું નહિ. સાધારણ બજાર, દુકાનદાર સાધારણ સ્થિતિના મારવાડીઓ કમાવા અર્થે આવેલા તે અને એનીજ સ્થિતિના ઘ‍ણાખરા દુકાનદારો હતા. દુકાનો પણ કાંઇ બંધ, પાકી ઇંટો કે પત્થરના બાંધેલી નહોતી, ચારે તરફ વાંસડા ઉભા કરી અંદર બહારથી લીંપી લીંપેલી અને તેની અંદરજ જુદા જુદા ખંડ પાડેલા હતા. હવા માટે જાળી બારીઓ પણ રાખેલી હતી આગલા ભાગમાં દુકાન, અને પાછળ રહેવાનું મકાન હતું અમે જે મારવાડીને ત્યાં ખાવા પીવાની સગવડ કરી, તેની દુકાન તો કેવળ સળીઓથીજ બનાવેલી હતી અને લક્ષ્મીવિલાસ જેવા અગર તો ગોખલેની હોટલ પ્રમાણે જુદા જુદા ખંડ પાડી કોટડીઓ કરેલી હતી ! આગલા ભાગમાં લાકડીની અભરાઇઓ ( shelves ) ગોઠવી ચડ ઉતરના લાકડાના પગથીઆ કરી, મીઠાઈ મુકવાની ગોઠવણ કરી હતી અને બીજી બાજુ તાજા તાજાં ભજીયાં, પુરી, અને શીરો મુકવાની તથા કાચના ડાબડામાં બરફી, પેંડા, મગદળ, ગુલાબજાંબુ, જલેબી અને બંગાળના પ્રખ્યાત રસગુલ્લાં દેખાય એવી રીતે મૂકેલાં હતાં. આ ઉપરાંત સાધારણ વર્ગના લોકો માટે એક બાજુ ટોપલીઓમાં સેવો, મમરા, ચણા, વિગેરે ભરી રાખેલ હતુ આ તમામ ચીજો મૂકવાની એવી રીતે ગોઠવણ કરેલી કે લેનાર બહાર ઉભો રહીને જુવે તો તમામ ચીજો તેની નજર આગળ આવી જાય. પણ મારવાડી અક્કલ તો ખરી. મીઠાઈ વગેરે બનાવવાની ખાતર ચૂલાની ગોઠવણ તે દુકાનથી જુદીજ કરેલી ! કેમ જે કદાચિત્ આગ થાય તો આ દુકાનને આંચ આવે નહિ. અને બેસવાને માટે જમીન ઉપર ઘાસ પાથરી ઉપર ટાટ પાથરી દીધેલા હતા તથા એક બે લાકડાના બાંકડા ભીંત સાથે મૂકી રાખ્યા હતા. પણ આટલું તો ખરૂં કે તેની દુકાનમાં કોઈપણ ઘુતબ્રત થવા સંભવ નહોતો. દરેક વાસણ અને ચીજો એટલી બધી સાફ અને સ્વચ્છ હતી કે કોઇ પ્રકારની શંકા ઉત્પન્નજ થાય નહિ. ધોબરીમાં રહી જોવા જેવું કંઇ હતું નહિ. તેજ સાંજે ગૌહટી જે આસામનું એક શહેર છે અને ત્યાંથીજ કામરૂપ દેશ શરૂ થાય છે તે બાજુ આગબોટ ઉપડવાની હતી, તેજ આગબોટમાં અમે પણ ગૌહટી તરફ જવાનો વિચાર કર્યો. સ્ટીમરનો વખત થતાં બ્રહ્મપુત્રા નદીને કાંઠે આવી ટીકીટ લેઈ આગબોટમાં દાખલ થયા આ એક નાની સરખી સાધારણ આગબોટ હતી, તેથી તેનું વર્ણન કરવાની કાંઇ જરૂર જણાતી નથી. આશરે ચૌદ કલાક બ્રહ્મપુત્રામાં સફર કર્યા પછી નદીને સામે કાંઠે આસાને આગબોટ ઉભી રહી. ( આગળ ચાલુ: )

# बालपत्रिका

## बालवार्ता:

## સત્ય વચનની વાણીયો.

લેખક: રા. રા. હિંમતરાય [illegible]

૨.

(ગયા અંકથી ચાલુ)

આગળ ચાલતાં રસ્તામાં બીજું એક મોટું તળાવ આવ્યું. શેઠે પૂછ્યું “કેમ કાચબા-ભાઈ, આ તળાવમાં રહેવું ફાવશે?” કાચબો આંહિ પણ ચરીને પોતાના ગજા જોવાનું કહી તળાવમાં ફરી આવ્યો. પણ તેનું મન માન્યું નહિ તેથી શેઠની સાથે આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં બે ચાર જગા જોયાં, પણ તેમનું એકે કાચબાને પસંદ પડ્યું નહિ. આખરે તેઓ બન્ને દરિયા કિનારે આવી પહોંચ્યા. શેઠે કાચબાને કહ્યું “કાચબાભાઈ, હવે આ જુઓ તો તમને ફાવશે.” કાચબાએ જવાબ દીધો કે “શેઠ, હું અંદર જઈને, પાછો આવી તમને કહી જાઉં ત્યાં સુધી અહિંથી ખસશો નહિ.” વાણીઆએ તેમ કરવાની હા પાડી. તે કિનારે બેઠો અને કાચબો સમુદ્રનાં જળમાં પેઠો.

પછી તે ફરતો ફરતો પોતાની નાતની સભા ભરાયલી હતી ત્યાં જઈ પહોંચ્યો: અહિં મોટા મોટા અમીર ઉમરાવ, શેઠ શાહુકાર તથા કારભારી અમલદારો આસપાસ બેસી ગયેલા હતા અને વચમાં એક ઉંચા આસન ઉપર દરિયાઈ કાચબાઓનો રાજા બેઠેલો હતો. આપણા કાચબાએ આ બધાને એકઠા થયેલા જોઈ, બહુ ખુશી થઈ, સહુને નમન કર્યું પછી તે બોલ્યો: “નાતને, નાતના શેઠીઆઓને, નાતના પટેલીઆને અને રાજાજીને મારા રામરામ છે” આ સાંભળીને રાજાએ તેને પાસે બોલાવી પુછ્યું: “ભાઈ, તમે ક્યાંથી આવો છો?” કાચબાએ જવાબ દીધો: “મહારાજ, અમારો મુલક અહિંથી ઘણો વેગળો છે” પછી પાસે બેઠેલા પટેલીઆએ પુછ્યું: “તમારે ત્યાં પાણી કેટલુંક છે?” કાચબાએ હસીને કહ્યું. “ઘણું-પુષ્કળ!—તે એટલું બધું કે આ વાડમાંથી પેલી વાડમાં જઈએ ને પાણીને બદલે જ્યાં ત્યાં લીલી સુવર દેખીએ! હા. એટલું તો ખરૂં કે એનાં મૂળમાં કાદવ હોય તેથી તેમાં બેસી રહીએ તો જીવને કંઈક શાતા થાય. બાકી ચોતરફ બધે સાવ સૂકામણું!

આથી રાજાના તથા બીજા કાચબાઓના દિલમાં દયા આવી. તેમણે વિચાર કર્યો કે આપણે અહિં પાણીની કાંઈ ખોટ નથી ને એક જણ વધવાથી પાણી ખૂટી જવાનું નથી. માટે આને અહિંજ રાખીએ. તેથી આપણા કાચબાને કહ્યું. “ભાઈ, ત્યારે તમે પણ અમારી -

સાથે આ જન્મોજન્મ રહી જશો અને તમને કોઇ જાતનું દુખ પડશે નહિ." કાચબાએ જવાબ દીધો "આપ સહુ નાતીના મંડળની વચ્ચે અને રાજાજી સાહેબની છત્ર છાયા નીચે રહેવાનું, એના કરતાં વધારે સુખ શું? પણ ભાઇઓ, હું કેવી રીતે રહું? મારી સાથે એક લપ છે એક વાણીઆએ મારા ઉપર અથાગ ઉપકાર કર્યો છે, તેનો બદલો વાળ્યા વગર મારાથી અહિં કેમ રહેવાય?" આ સાંભળીને રાજાએ હુકમ કર્યો કે પોતાના બાદશાહી ખજાનામાંથી એ વાણીઆને માટે ચાર મુખ્ય અમીરોએ ચાર રત્ન ઉપાડી લેવાં અને દરેક કાચબાએ એકેકું મોતી લેઇ લેવું એમ કરીને કાચબાની આખી વસતિ દરિયા કિનારે આવી અને શેઠની પાસે રત્નો મૂક્યાં તથા મોતીનો ઢગલો કર્યો.

પેલો કાચબો તો આ જોઇને હસવા લાગ્યો. રાજાએ તેને પૂછ્યું "ભાઇ, તમે કેમ હસો છો?" તેણે જવાબ દીધો "મહારાજ, તમે મહેરબાની કરીને આપ્યું તો ખરૂં પણ વિચાર કરો છો કે એ બિચારો એકલો માણસ આ બધું કેવી રીતે લઇ જશે?" આ સાંભળીને રાજાને વિચાર થયો કે આ કાચબો ખરૂં કહે છે પછી તેણે કહ્યું "શેઠ, તમને હું જળઘોડો આપું છું તેના ઉપર આ મોતીની કોથળીઓ મૂકો અને તમે પણ બેસો. એને મન આટલો ભાર ઉચકવાનું કામ રમત જેવું છે. અને આ રત્ન છે તે તો આ સઘળાં મોતી કરતાં પણ એકેકું વધારે કિમતી છે તે તમારી પાસે છૂટાં હશે તો કોઇ લઇ જશે. માટે તમે તમારી જાંઘ કાપીને તેમાં મૂકી દો ને એક મૂળિયું તમને હું અપાવું છું તે એના ઉપર ઘસીને લગાડશો એટલે ઘા રૂઝાઇ જશે તથા તમને જરાય પણ દરદ નહિ થાય. અને રત્નની જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે દરેક જખમ રૂઝાવવાને માટે તે કામમાં આવશે"

એક કાચબો દોડ્યો તે થોડીવારમાં પેલું મૂળિયું લઇ આવ્યો. શેઠે પોતાની જાંઘ કાપીને તેમાં રત્ન મૂક્યાં તથા તે ઉપર મૂળિયું ઘસીને લેપ કર્યો કે જાણે કાંઇ ઘા જ થયો નથી એમ ચામડી મળી ગઇ એટલીવારમાં તો બીજો કાચબો જે ઘોડો લાવવાને ગયો હતો, તે પણ આવી પહોંચ્યો. અને વાણીઆએ કાચબાઓના રાજાનો તથા પોતાની સાથે આવેલા કાચબા વગેરે સહુ સાથેનો બહુ બહુ ઉપકાર માનીને રજા લીધી. પેલા કાચબાએ તેને જતી વખતની શીખ દેતાં કહ્યું કે 'શેઠ, તમે જાઓ છો તો ખરા પણ સંભાળજો. આગળ ઠગનું ગામ આવે છે માટે સાવચેત રહેજો."

વાણીયાએ ઘોડો આગળ ચલાવવા માંડ્યો. કેટલેક દૂર ગયા પછી ચાર સિપાઇઓ તેને રસ્તામાં મળ્યા. તેમને પૂછ્યું "મીયાં, ક્યાં જાઓ છો?" સિપાઇઓએ જવાબ દીધો: "શેઠજી, પેટને માટે નોકરી શોધીએ છીએ." પેલા વાણીઆએ આ સાંભળીને તેમનો પગાર ઠરાવી તેમને સહુને પોતાની નોકરીમાં રાખી લીધા. આગળ ચાલતાં ચાલતાં ઠગપુર આવી પહોંચ્યું. ત્યાં આવીને ધર્મશાળામાં શેઠ અને સિપાઇઓ સહુએ મુકામ કર્યો.

આ ઠગપુરમાં એક ઠગનો સરદાર રહેતો હતો, તેની છોકરી કામવિદ્યા જાણતી હતી. તે આ શેઠ ગામમાં, અઢળક ધન ઉપજે એવા માલ સાથે, આવ્યાની હકીકત તરત જાણી ગઇ ને પોતાના બાપને એણે કહ્યું કે "તમે શું બેસી રહ્યા છો? ધર્મશાળામાં એક સોનાની ચકલી આવી છે માટે જાઓ, તપાસ કરો.' આ સાંભળીને પેલો ઠગ ધર્મશાળામાં આવ્યો

## શાસ્ત્ર-શિક્ષણની રમૂજ.

( એક અંકી નાટક )

[ પ્રવેશ ૧ લો સ્થળ. ડાહીબાઈનું મકાન ]

ડાહીબાઈ—કીકી ! જો, જો, કીકો તો ખડીઆમાંથી શાહી પી ગયો ! ત્હારા બાપાના મેજ પરથી શાહીચૂસ લાવ, એને ખવડાવીએ તો કંઈ નુકશાન થાય નહિ

કીકી—બા, શાહીચૂસ તે ખવડાવાતું હશે ? ચૂસ્યાં ગધેડાં સિવાય બીજા કોઈ પ્રાણીને શાહીચૂસ ચાવતું જોયું નથી

ડા૦—વળી ગઈ કાલે તો તું 'અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય' ના પુસ્તકમાં એવું વાંચતી હતી કે કોઈ પણ પદાર્થનું મારણ તેનાથી સામા ગુણ ધરાવતો પદાર્થ હોય છે, કોઈએ તેજાબ પીધો હોય તો તેને ચૂના જેવો અલકલી ખવડાવવો તેથી એક બીજાની અસર જતી રહે છે, લખતાં શાહીના ડાઘા પડે તો શાહીચૂસ વાપરીએ છીએ, ત્યારે શાહીની અસર નાબુદ કરવા શાહીચૂસનો ઉપયોગ કેમ ન કરવો !

કીકી—વાક્યપર વિચાર કરવો જોઈએ, બન્ને બાબતોમાં જૂદી જૂદી ક્રિયા થાય છે, શાહીચૂસ છિદ્રાળુ હોવાથી ડાઘાની શાહી તેના કોરા કાગળથી ચૂસાઈ જાય છે, જે છિદ્રોમાં હવા હોય છે તેનો અવકાશ શાહીથી પૂરાઈ જાય છે, પણ તેને ચાવવાથી તે થૂંકમય થઈ જાય એટલે નકામો છે, જે વાંચ્યું હતું તેનો અર્થ એવો હતો કે કોઈ તેજાબ અને અલકલીનું મિશ્રણ થાય તો તેજાબની ખટાશથી અલકલીની બળતરા જતી રહે છે, કારણ કે તેમની અરસપરસ અસર પરિણામે ક્ષાર બને છે, કમરકની ખાટી ચીરીપર ચૂનો લગાડીએ તો ખટાશ લાગતી નથી ?

ડા૦—ઠીક, ઠીક તૈયાર થઈ જા, ચતુર બ્હેનને ત્યાં મળવા જવાનો વખત થઈ ગયો છે.

[ પ્રવેશ ૨ જો સ્થળ—ચતુરબાઈનું મકાન ]

ડા૦—કેમ, ગણપત, બ્હેન શું કરે છે ! ઘરમાં છે કે ?

ગણ૦—હાજી, ઘરમાં છે: તરતાં શીખે છે

ડા૦—વળી ઘરમાં તરવા માટે હોજ ક્યારે બંધાવ્યો ?

ગણ૦—હવેથી દિવાનખાનાને પ્રયોગમંદિર કહે છે તેમાં તરવાનાં સાધન-પ્રયોગ, દોરડાં, તુંબડાં, ચિમળા, પાંખો વિગેરે ગોઠવ્યાં છે હમણાં શિક્ષક સાહેબ આવ્યા છે.

કીકી—કાંઈતો નવતર છે.

( બન્ને મકાનમાં પેડા. દિવાનખાનામાં વચ્ચે એક નવો પણ સાંકડો બાજઠ જેવો ઢળ્યો હતો, તે ઉપર ચતુર બ્હેન ઉંધા સૂતાં હતાં, મોંઢા નીચે પાણીથી ભરેલો કાચનો પહોળો ગોઠવ્યો હતો, તેમાં એક જીવતો દેડકો દોરાથી બાંધેલો હતો, દોરીનો બીજો છેડો ચતુર બ્હેને દાંત વચ્ચે રાખ્યો હતો, સામે શિક્ષક ઉભા હતા, તે કસરત કરાવતા હતા. અને સૂચના આપતા હતા )

શિક્ષક—હાથ હલાવો, ડાબો આગળ, જમણો પાછળ, ફરીથી હલાવો, દેડકા સાથે નજર રાખો તે તેના પાછલા પગેજ તરી શકે છે. તેની માફક પગ લાંબા કરો અને પછાડો; જમણો ઉંચે, ડાબો નીચે, ફરીથી પછાડો. માથું ઉંચું રાખો. મ્હોં બંધ કરો. ચંચળ બનો, હાથ ગોળ ફેરવો. એક, બે, ત્રણ.

( ચતુરભાઇ થાકી ગયાં, હાંફવા લાગ્યાં; કંઈક શ્વાસ ખાવાની રજા મળી એટલે ડાહીબાઇ દિવાનખાનામાં દાખલ થયાં. )

ડાહ—વાહ, ચતુર બ્હેન, વાહ, તમેતો ઘરમાં રહેજ તરતાં શિખો છો ને! આમ ખરૂં તરતાં આવડતું હશે?

શિક્ષક—ખરૂં તરતાં આવડવાનો સવાલ બાજુપર મૂકીએ તો તેનું શાસ્ત્ર કોઇ પણ તરનાર પ્રાણી કરતાં સારી રીતે સમજી શકશે. ચતુર બ્હેન જળ વિજ્ઞાનમાંથી તારક શક્તિનો અભ્યાસ કરેછે, મનુષ્ય નકલી પ્રાણી છે, અને કુદરતમાંથી શિખવાનો દાવો કરે છે, એટલે લાકડાના દેડકા વડે પદાર્થ પાઠ આપવાને બદલે સૃષ્ટિવિજ્ઞાનના નિયમ મુજબ અગાઉ અભ્યાસ જીવતા પ્રાણીની હાજરીમાં થાય છે

ચતુર—મને પાણીમાં શરીર પલાળવું ગમતું નથી, શિક્ષક સાહેબે પ્રથમથી સમજાવ્યું છે કે દરેક વિષયનાં શાસ્ત્ર અને કલા એવા બે ભાગ હોય છે. શાસ્ત્રમાં નિયમ સમજવાના, અને કલામાં તેને અમલમાં મૂકવાના હોય છે, હાલતો શાસ્ત્રનો અભ્યાસ ચાલે છે; મને બરાબર સમજ પાડી છે કે બધા પ્રાણી તરી શકે તેમ છે, કારણ કે દરેકના શરીરનું વજન તેટલા જ કદના જળના વજનથી ઓછું હોય છે, એટલે કે જેમ ઘાસલેટ પાણી પર તરી શકે છે, તેમ હલકાં પ્રાણી ભારે જળપર રહી શકે છે કુતરાં, ભેંસ વિગેરે જન્મે છે ત્યારથી જ તરી શકે છે, કારણ કે તેમના શરીરનો ઘાટ જ એવો છે કે માથું ઉંચે જતાં શરીરનું આગલો ભાગ આપોઆપ મચવાઇ જાય છે અને શ્વાસોશ્વાસની ક્રિયા બરાબર ચાલે છે. પરંતુ મનુષ્યના મસ્તકનું વજન તેના બીજા કોઇ સરખા કદના ભાગ કરતાં વધારે હોવાથી જ્યારે તે પાણીમાં પડે છે ત્યારે જેમ હથોડા બારીએથી નીચે ફેંકીએ તો તેનો આગલો લોઢાનો ભાગ પાછલા લાકડાના ભાગ કરતાં પ્હેલો જમીનને અડકે તેમ તેનું ભારે મસ્તક નીચા જવાનું અને પરિણામે પગ ઉંચા થવાનું વલણ રહે છે, આથી ગુંગળાઇ મરવાનો ભય લાગે છે, મ્હોં ઉઘડે છે, નાક અને મ્હોં વાટે શ્વાસમાર્ગમાં પાણી પી જવાય છે. શુદ્ધિ જતી રહે છે, શરીરનું વજન વધે છે, અને તળીએ બેશી જવાય છે માટે મનુષ્યે તરવાની કળા શીખવી પડે છે, તેમાં ફક્ત માથું ઉંચું અને ટગર રાખવાની ટેવ તો જરૂર છે. આ કસરત

થી જરૂર માથું ઉંચું રાખના અવકાશે વળી નટ દોરડા કે વાંસ ઉપર અદ્ધર ચાલતી વખતે હાથમાં છત્રી કે વાંસ ઝાલી, પગ પહોળા રાખી શરીરનું સમતોલ સાચવી રાખે છે તેમ હાથ પગ છૂટથી હલાવશે અને શરીરનું ગુરૂત્વમધ્યબિંદુ કેમ સાચવવું તે સમજાશે એટલે મ્હારૂં તરવાનું શાસ્ત્ર પૂરૂં થયું માનીશ હવે તેને બુદ્ધિમાં લાવના કૃત્રિમ શ્વાસોશ્વાસની રીતો, નિયમો, અને પ્રકાર આગળ ઉપર જોઈ જવાશે, હાલ દરેક વિષય ક્રિયાત્મક કરવાનો છે, વળી કુદરતની જ નકલ કરી જોઈએ દેડકાથી કયું પ્રાણી વધારે સારૂં તરી શકે ?

શિક્ષક—કેટલાક વિષય શીખના અને કેટલાક ખાસ જરૂરના હોય છે તરવાનો વિષય ઘણાને માટે શીખનો છે ઉડવાનું શાસ્ત્ર ખાસ જરૂરનું માનું છું તે માટે 'ઉડન કલા-મંદિર' નામ ખોલ્યું છે

ડા૦—વળી મનુષ્ય તે ઉડી શકતું હશે ? ઉડવાનું સ્વપ્ન પણ ભાગ્યેજ આવે છે

ગિ૦—વિમાનો ઉડે છે કે નહિ ? હાલનો જમાનો હવાઇમાનોનો છે, માટે ઉડના જરૂરનું છે, દરેક વિષયમાં ઘણી બાબતો વિચારવાની હોય છે. ડાહ્યું તેજ કહેવાય આવતી સ્થિતી આગળથી જ સમજી શકે, જે પ્હેલું ભણ્યા તે ઓધ્ધેદાર બન્યા, આગગાડીને લીધે ગાડા અને ઉંટની મુસાફરી નાબુદ થઈ છે, પાંચ પચ્ચીસ વર્ષમાં હવાઇમાનોને લીધે આગગાડીને આગબોટો જતા રહેશે, માટે ઉડતા શીખવું એટલું જ નહી પરન્તુ ઉંચે ઉડતા હવાઇમાનોના અકસ્માતથી બચી જવા મોઢું આકાશ તરફ રહેવું જોઇએ તેમ થવા માટે મગજનો આગલો ભાગ કુદરતની મદદથી ઊંટ માફક લાંબો અને વધેલો કરવો જોઇએ. મ્હારી પ્રયોગ શાળામાં થોડા જીવતા વાણીઆ દોરી બાંધી તૈયાર રાખું છું વર્ગમાં કામ આવે છે ત્યારે પ્રત્યેક વિદ્યાર્થી એક વાણીઓ લઈ તેની દોરીનો છેડો નાકની વાળી જોડે બાંધી દેછે પછી તે પ્રાણી સામે નજર રાખીને જેમ પાંખો ફફડાવે છે તેમ ઝડપથી હાથ હલાવે છે પગ કોયલની પિંછ માફક તદ્દન ભેગા રાખે છે પરિસ્થિતીને અનુવિધાન થવુંજ જોઇએ, નહિ તો જીવન પ્રવાહમાં હાર ખવાય

ડા૦—આતો ભારે શબ્દો આવ્યા, ચાલો ઘેર જઇએ.

—મોતીલાલ અલમોલા.

---

ન્યાયાધિશ—"(એક લાંબી દાઢીવાળા ગુન્હેગારને) ત્હારી દાઢી જેટલી લાંબી છે તેટલી ત્હારામાં અક્કલ હોત તો કેવું સારૂં થાત ?"

ગુન્હેગાર—"શું આપ અક્કલનું માપ દાઢી ઉપરથી કાઢો છો ?" જો એમ હોય તો આપ સાહેબને મુદ્દલે દાઢી જ નથી

---

છોકરો—મ્હારા બાપાને તેના મરણની એક મહિના આગળથી ખબર હતી"

મિત્ર—"એમ કોણે કહ્યું ! જોશીએ !"

છોકરો—"સરકારી ન્યાયાધીશે."

રાજા—પુરોહીતને મ્હારી પાસે લાવો (પ્રધાન જાય છે) હજી હું તેને ખોળવા જઈ શકું અને પાછી આણી શકું પણ શા મ્હારે હમ્મેશ આજ કાર્ય કરવું રહ્યું કે તે હમ્મેશ મ્હને તરછોડે અને મ્હારે તે નાસી જતા હૃદય પાછળ ભટક્યા કરવું! ઓ, નાસતી ફર રાત અને દિવસ, ઘર વિના, પ્રેમ વિના, વિશ્રાન્તિ અને શાન્તિ વિના (પુરોહિત પ્રવેશે છે) જા જા મ્હે બધુએ સાંભળ્યુ હવે હું વધારે જાણવા માગતો નથી. (પુરોહિત જવા માંડે છે) પાછા આવ મ્હને કહે, તે દેવળમાં આંસુ ભીની આંખે પ્રાર્થના કરવા આવી હતી?

પુરોહિત—નહિ, મહારાજ, એક ક્ષણ માટે માત્ર તેમણે પોતાનો ઘોડો અટકાવ્યો અને દેવાલય તરફ જરા ફરી પોતાનું માથુ નમાવ્યુ, પછી તે વીજળીના વેગે ચાલ્યા ગયા, તેમની આંખોમાં આંસુ હતાં કે નહિ તે હું કહી શકુ નહિ. દેવાલયમાંથી આવતો પ્રકાશ ઝાંખો હતો,

રાજા—તેની આંખોમાં આંસુ? શું તમે એવી ન્હાની વસ્તુ કહી પણ ન શક્યા? બસ તમે જાવ. [પુરોહિત જાય છે.

મ્હારા પ્રભુ, ત્હમે જાણો છો કે મ્હેં ત્હેનો કંઈ ગુન્હો કર્યો હોય તો મ્હેં તેના પર પ્રેમ રાખ્યો એજ ત્હેના પ્રેમને ખાતર હું મ્હારૂં સ્વર્ગ અને રાજ્ય ગુમાવવા તૈયાર હતો પણ તેઓએ મને ક્ષમા આપી નથી—માત્ર ત્હેણેજ મ્હને ક્ષમા આપી છે

(પ્રધાન પ્રવેશ કરે છે)

પ્રધાન—મહારાજ, મ્હેં ત્હેમની પાછળ ઘોડેસ્વાર દૂતો મોકલ્યા છે.

રાજા—તેમને પાછા બોલાવો, સ્વપ્ન ચાલ્યું ગયું છે ત્હમારા દૂતો તેને ક્યાં શોધી શકશે? મ્હારૂં સૈન્ય તૈયાર કરો હું મ્હારી જાતે યુદ્ધ કરવા જઈશ અને બળવાખોરી દાબીશ.

પ્રધાન—જેવી આપની આજ્ઞા. (જાય છે)

વિક્રમ—દેવદત્ત, તુ શા માટે આમ શાન્ત અને ઉદાસ બેસી રહ્યો છે? ચોર ચોરીનો માલ મૂકી ન્હાસી ગયો છે અને હવે હું મ્હારી સ્વતન્ત્રતા ગ્રહણ કરૂં છું, આ ક્ષણ તો મ્હને આનન્દની છે, ખોટા, મિત્ર, ખોટા, મ્હારા શબ્દો ખોટા છે ક્રૂર દુઃખ મ્હારા હૃદયને વિંધી નાખે છે

દેવદત્ત—હવે આપને દુઃખને માટે વખત નહિ રહે તેમજ પ્રેમને માટે નહિ રહે આપનુ જીવન પ્રવૃત્તિના પ્રવાહમાં વહેશે અને આપના હૃદયને વિજય મળશે.

વિક્રમ—પણ હું હજી મ્હારૂં હૃદય તદ્દન મુક્ત કરી શક્યો નથી, હજી હું માનું છું કે જ્યારે તે જાણશે કે જગત તેનું આશક નથી અને પુરુષ હૃદયતેજ માત્ર સ્ત્રીનું જગત છે, ત્યારે તે તરતજ મ્હારી પાસે પાછી આવશે. જ્યારે ત્હેને આ સહૃદયની ખોટ પડશે, ત્યારેજ તે જાણશે કે તેણે કોનો તિરસ્કાર કર્યો છે અને અભિમાન રહિત થઈ જ્યારે તે પાછી આવશે અને પ્રીતિપૂર્વક મ્હારૂં સ્વપ્ન આદરશે ત્યારે મ્હારો લાગ આવશે

(હજુરીઓ પ્રવેશ કરે છે)

હજુરીઓ—રાણીજી તરફથી કાગળ આવ્યો છે (કાગળ આપે છે અને જાય છે.)

રાજા—તે પીયર ગઈ છે (કાગળ વાંચે છે) બસ આટલુંજ, માત્ર બે લીટી લખી છે કે મ્હારા